'સુરત' ૪૬ ૧૯૪૭

# દેવી હેમવતી



અંબાળાની ધલેશ્વરી નદીને કાંઠે આવેલું ગોકળિયા ગામ સમું રાજાપુર ગામ વેરાન બની ગયું હતું. દારુણ દુષ્કાળ એના વિકરાળ જડબામાં અનેક માનવબાળને ગ્રસી રહ્યો હતો. પૈસેટકે પહોંચતા ધનિકો તો આવતી વસમી વેળાની એંધાણીઓ પારખીને અન્નની કોઠીઓ ચિક્કાર કરીને બેસી ગયા હતા ગયે વરસે રેલ આવી અને આ વરસે અનાવૃષ્ટિ થઈ. ખેડૂતોની તો કમ્મર તૂટી ગઈ હતી. ગાયો, ભેંસો અને બીજાં પશુઓ તો પાણીને મૂલે વેચાઈ ગયાં હતા. અનાજથી ફાટફાટ થતી ખેડૂતોની કોઠીઓ ખાલીખમ પડી હતી. દેખવું ય નહિ અને દાઝવું ય નહિ એવી પ્રકૃતિવાળા શ્રીમંત જમીનદારો ત્યાંથી ક્યારનાય ઉચાળા ભરી ગયા હતા.

ભૂખના દુઃખથી અકળાયેલા દુકાળિયાઓ સીમની રહીસહી વનસ્પતિ પણ ઉઝેડી ઉઝેડીને ખાઈ ગયા હતા.

જેમ જેમ દિવસ જાય છે તેમ તેમ પરિસ્થિતિ વધુ ને વધુ ગંભીર બનતી જાય છે.

ગયે વરસે જ્યાં કિલ્લોલ થઈ રહ્યો હતો ત્યાં કાળો કકળાટ થઈ રહ્યો છે. પચ્ચીસ પચ્ચીસ વીઘાંની ખેતી ધરાવતો ખેડૂત પણ લમણે હાથ દઈને બેઠો છે. નાનાં નાના બાળકો ભૂખના દુઃખથી કાળું કલ્પાંત કરે છે દૂધ પીતું છએક મહિનાનું એક બાળક તો સ્તનપાનને અભાવે મરી ગયું છે. બીજું છેલ્લા શ્વાસ ઘૂંટી રહ્યું છે. ઘરમાં સૌને પેટની આગ અકળાવી રહી છે. ત્યાં પાંચ વરસના એક બાળકે માતાની પાસે આજીજી કરી : 'મા ! મને બટકું રોટલો દે ને !'

'ભાઈ, રોટલો ક્યાં છે ? હતું ત્યાં સુધી ખવડાવ્યું. હવે કાંઈ રહ્યું નથી.' માએ અશ્રુપૂર્ણ અવાજે કહ્યું.

'મા, મને રોટલો દે. મારાથી નથી રહેવાતું.' નાના બાળકે જીદ પકડી.

'ભાઈ ! તને કહ્યું તો ખરું. મારી પાસે કાંઈ નથી.'

અને....બાળકે મોટો ભેંકડો તાણ્યો.

મા અકળાઈ ઊઠી, બાળકને બે–ચાર–પાંચ ધબ્બા ચોડી દીધા અને બરાડી ઊઠી : 'હવે તો મરવાની જ વેળા આવી છે. કાલે મરતો હોય તો આજે મર. હવે આ કકળાટ મારાથી જોવાનો નથી.'

રડી રડીને એ બાળક શાંત થઈ ગયું.

રાજાપુરના ફળિયે ફળિયેથી આવા હૃદયભેદક અવાજો આવી રહ્યા છે

રાજાપુરના બ્રાહ્મણવાડામાં રહેતી હેમવતી આ કરુણ દશ્યો જોઈને કમકમી ઊઠી. એના પતિ રામબાબુ તો બ્રહ્મદેશના એક જમીનદારને ત્યાં કારભારી તરીકે નોકરી કરતા હતા અને ત્યાં જ રહેતા હતા.

બ્રાહ્મણ ફળિયામાં આજે અન્નને અભાવે પાંચસાતનાં મરણ થયા હતા. આ બધું હેમવતીએ નજરોનજર જોયું અને એની આંખ અશ્રુભીની બની ગઈ.

એના અંતરમાંથી અવાજ ઊઠ્યો : 'અત્યારે મારી ફરજ શી છે ?'

'ગભરૂ બાળક ખાવું છે, ખાવું છે'
કહેતાં દેહત્યાગ કરે છે,
પતિની દૃષ્ટિ સમીપ પત્ની કાળનો કોળિયો બને છે;

**ભાઈ ને ખોળે ભૂખે પીડાતી ભગિની**
**તરફડતી મૂચ્છિંત થઈ પડે છે,**
**દુષ્કાળપીડિતોનાં દુઃખ દેખતાં પત્થરો પણ રડી પડે છે.**

હેમવતી રાતે પથારીમાં સૂતી તો ખરી, પણ ઊંઘ ન આવી. ગોદમાં જ પાંચ વર્ષનો હરિદાસ ને ચાર વર્ષની વિરજા સૂતાં હતાં. એ બન્ને નિરાંતે પોઢી રહ્યાં હતાં. હેમવતી વિચારી રહી : ' કેવાં નિરાંતે ઊંઘે છે ! પેટમાં પાશેર અન્ન પડે તો બધાયને નિરાંતે ઊંઘ આવે. મને પ્રભુએ પાંચ પૈસા દીધા છે તો મારી ફરજ છે કે ભૂખ્યાને અન્ન દેવું. આવા કપરા કાળમાં કોઈ ને મદદ ન કરી શકું તો મારું જીવવું વ્યર્થ છે.'

સત્કાર્યનો સુવિચાર સ્ફુરે તે જ ક્ષણે તેનો તાબડતોબ અમલ કરી નાખવો જોઈ એ.

તે જ ક્ષણે, હેમવતીએ મનમાં ને મનમાં નિશ્ચય કરી લીધો. મારી પાસે જે કાંઈ સમ્પત્તિ છે તે બધી મારા દેશ-બાંધવોને ચરણે સમર્પીશ. આ જ આજનો ધર્મ છે.'

(લેવું નંદકુંવરનું નામ....ભજી લે રંગીલા રણછોડ...)

**મીઠી માનવતાની લ્હાણ, જગની સેવા કરવામાં,**
**સાચી ભક્તિનાં એંધાણ, જગની સેવા કરવામાં.**

ભક્તિ સમયાનુસારિણી હોવી જોઈ એ. સાચી ભક્તિ કઈ? રોજ સવાર–સાંજ દેવદર્શને જવું એ ભક્તિ છે? માળા ફેરવવી એ ભક્તિ છે? એ બધા ભક્તિના જ પ્રકાર છે, પરંતુ સૌ ભક્તિમાં માનવસેવા શ્રેષ્ઠ છે. એટલા માટે બીજી કડીમાં કહ્યું કે, 'સાચી ભક્તિ જનસેવા છે.'

**પરદુઃખ દેખી હૈયું દૂભે, સેવા–સમરાંગણમાં ઊભે;**
**સોંપી દેવા જીવન–પ્રાણ, જગની સેવા કરવામાં.(૨)**
**ભૂખ્યાં જનને ભોજન દેવા, મૂંગા આશીર્વાદો લેવા;**
**દેવા દીન બનીને દાન, જગની સેવા કરવામાં...(૩)**
**પ્રાણી સૌમાં હરિ બિરાજે, સેવા કરવી એને કાજે;**
**સેવા સ્વીકારશે ભગવાન, જગની સેવા કરવામાં.(૪)**
**'પુનિત' કહે છે બે કર જોડી, વહારે ધાજો દોડી દોડી;**
**થાશે પોતાનું કલ્યાણ, જગની સેવા કરવામાં. (૫)**

હવે પ્રશ્ન એ ઊભો થયો કે, માનવસેવા કઈ રીતે કરવી? પ્રભુ–સેવાની વિધિ તો શાસ્ત્રોમાંથી મળે છે. માનવસેવાની મળતી નથી. યોગ્ય વિધિ વિના સિદ્ધિ પ્રાપ્ત ન થાય. એટલે માનવસેવાની વિધિ પણ જાણી લેવી જોઈ એ. માનવસેવાનો ઝંડો લઈ ને આજે ઘણા લોકસેવકો ઘૂમી રહ્યા છે. પણ કઈ રીતે લોકસેવા થાય તેની સાચી ગમ બહુ ઓછાને હોય છે.

પારકાનું દુઃખ જોઈ ને જેના હૈયામાં દારુણ દુઃખ થાય એ સાચો લોકસેવક સાચા લોકસેવકને કોઈપણ જાતનો સ્વાર્થ ન હોવો જોઈ એ. આજે સેવકો તો અનેક સાંપડે છે, પણ તે પૈકી સ્વાર્થ વિનાના કેટલા? જેટલી સ્વાર્થની માત્રા વધુ એટલી સેવાની યાત્રા અધૂરી.

લોકસેવકે સૌથી પહેલાં જોવું જોઈએ કે, 'કોને કઈ સેવાની કયાં જરૂર છે? ભૂખ્યાને ભોજન, નવસ્ત્રાને વસ્ત્ર, અભણને વિદ્યાદાન, રોગીને દવાદાન આપવું જોઈ એ. આવાં દાન આપનારા તો અનેક છે. પણ જે રીતે જેટલા ભાવથી દાન આપવું જોઈ એ એ રીતે અપાતું નથી.

એક વખત મકરસંક્રાંતિ ઉપર હું ફરવા નીકળ્યો હતો. આ દિવસે બધાને દાન કરવાનો ઉમળકો આવે છે. શહેરના એક વિશાળ ચોગાનમા એક શેઠ ગરીબોને અન્ન અને વસ્ત્રનાં દાન કરી રહ્યા હતા. બાજુમાં એમની કાર પડી હતી. સાથે બેચાર ગુમાસ્તાઓ અને એક–બે પહેરાવાળાઓ હતા. અનાજના કોથળાઓમાંથી મોટો મોટો વાટકો ભરીને શેઠ અનાજ વહેંચતા હતા અને સાથે એક ઉપવસ્ત્ર આપતા હતા.

દાન લેવા માટે ગરીબો પડાપડી કરતા હતા. શેઠે સાથે લાવેલા પહેરેદારને આજ્ઞા કરી : 'આ બધા ભિખારાઓને લાઈનબંધ ઊભા રાખ.'

દંડાના જોરે પહેરાવાળાએ આદેશનો અમલ કર્યો. એવામાં દૂરથી બેચાર ગરીબો આવી ચડયા અને શેઠની પાસે આવીને યાચના કરવા લાગ્યા. એટલે શેઠ તાડૂકયા : 'આ ભિખારાઓને તો કાંઈ આપવું જ ન જોઈ એ. હજારવાર કહીએ છીએ છતાં ય માનતા જ નથી.'

શેઠ દાન તો જરૂર કરતા હતા, પણ એમને દાન લેનારા બધા જ 'ભિખારીઓ' દેખાયા. 'અન્નદાન–વસ્ત્રદાન દ્વારા હું દરિદ્રનારાયણની સેવા કરું છું' એ ભાવ એમના હૈયામાં ન આવ્યો. ભગવાન કહે છે કે, 'તું જેવી ભાવના કરે છે એવું હું રૂપ લઉં છું.' જો શેઠે ભિખારીઓમાં દરિદ્રનારાયણને જોવા પ્રયત્ન કર્યો હોત તો એમનું વર્તન આવું ન જ હોઈ શકે.

હેમવતી સુંવાળી પથારીમાં સૂતી હતી, પણ એની આંખ સામે ગામના સેંકડો ભૂખ્યા માનવબાળ તરવરી રહ્યાં હતાં. એમાય નાના નાનાં ગભરુ બાળકોની કારમી કિકિયારીઓ સાંભળીને એનુ હૈયું ચિરાઈ જતુ હતું

સુખચેનમા મહાલી રહેલી હેમવતીને આજે દુકાળિયાઓના દુઃખે અકળાવી નાખી.

(માથું તારે ખોળે મૂક્યું રે...ચેત તો ચેતાવું તને રે....)

**જીવનને સળગાવી નાખે રે, દુઃખીઓનાં દુઃખો,**
**આંસુડાં વહેવડાવે આંખે રે, દુઃખીઓનાં દુઃખો.**
**હૈયામાં વાગે છે ઝટકો, વિના ગરજી લાગે તડકો;**
**ભડભડતો કરે ભડકો રે, દુઃખીઓનાં દુઃખો. (૧)**
**ક્ષીણતા શરીરે આવે, રુધિર સઘળું સુકાઈ જાવે;**
**મૃત્યુની ઘડીઓ ખતલાવે રે, દુઃખીઓનાં દુઃખો.(૨)**
**અણવીત્યાં શું પિછાણે, વીતેલાનાં દિલ જાણે;**
**'પુનિત' પ્રભુજી જાણે રે, દુઃખીઓનાં દુઃખો ..(૩)**

આમ ને આમ રાગે એના ટકોરા થયા. છતાંય હેમવતીની આંખ ન મળી. એવામા હેમવતીની સાથે જ રહેતાં રામબાણુના ઘરડા ફોઈ જાગ્યાં. હેમવતીને જાગતી જોઈ ને પૂછ્યું . ' વહુબેટા ! શરીરે કાંઈ અસુખ છે ? આજે તને ઊંઘ કેમ નથી આવતી ?'

'ફોઈબા ! ઊંઘ ક્યાંથી આવે ? ગામના અનેક લોકોને અન્નના અભાવે મરતા જોઈને ફમકમી ઊઠું છુ . કોઈની કારમી ચીસ સાંભળું છું અને મારા અંતરમા હજાર હજાર વીંછીની વેદના થાય છે. ગામલોકો અન્નના અભાવે મરણ પામે અને આપણે પેટ ભરીને જમીએ એ ઠીક નથી લાગતું. મેં તો મન સાથે નિશ્ચય કર્યો છે કે આવતી કાલથી આપણી અન્નની કોઠીઓ ગામલોકો માટે ખુલ્લી મૂકી દેવી બધાને પેટ પૂરતું નહિ, પણ પાશેર–પાશેર ભાત જરૂર આપવો.'

' વહુબેટા ! તે નિશ્ચય તો કર્યો, પણ જરા વિચાર તો ખરી, જ્યાં આખું ગામ ભૂખ્યું છે ત્યાં તું એકલી કેવી રીતે પહોંચી વળીશ ?'

'ફોઈબા ! એ વિચાર ન કરો. મારી ગણત્રી મુજબ ઘરની કોઠીઓમા નહિ નહિ તોય પંદરથી વીસ મણ તો ચોખા હશે જ. રોજ એક મણ રાંધીશું તોય બસોથી અઢીસો માણસના પ્રાણ બચાવી શકાશે.'

'અને...તે પછી શું કરીશ તું ?'

'પછી...? આજે ને આજે 'એમને' પત્ર લખી નાખું છુ. બ્રહ્મદેશમા ચોખાનો સારો પાક છે. ત્યાથી બીજા સો મણ ચોખા મગાવું છુ. પછી આગળની વાત આગળ પર જોઈ જશે '

'વહુબેટા ! બીજું તો તને શું કહું ? આભલું ફાટ્યું છે ત્યા આપણું થીગડું ચાલે તેમ નથી.'

' ફોઈબા ! એવાં નિરાશ ન બનો. પ્રભુએ આપણને જે શક્તિ આપી છે એ બધી જ જનકલ્યાણાર્થે વાપરવામાં જ આપણું ને સૌનું શ્રેય છે. હું માનું છું કે મારી આ સંપત્તિથી એકાદ જીવ બચી જાય તો પણ એની સાર્થકતા છે.'

આમ ને આમ વાર્તાલાપમાં જ સવાર થયું.

રોજ તો હેમવતી થોડાક ચોખા રાંધતી હતી, પરંતુ આજે તો મોટી દેગ ચઢાવી. મણેક ચોખા બાફ્યા. મોળા મોળા ચોખા ગળે ન ઊતરે એટલે એમાં થોડું મીઠું નાખ્યું.

બપોરે અગિયાર વાગે ભાતની મોટી કથરોટ ભરીને હેમવતી ફળિયામાં આવી. આસપાસનાં ઘરોમાં જાતોજાત ફરીને સૌને પાશેર પાશેર ભાત આપતાં કહ્યું : 'આ પાશેર ભાત ખાઈ, પાણી પી ચલાવી લો. સાવ ભૂખે મરી જવું એના કરતા થોડું થોડું ખાઈ ને જીવન ટકાવી રાખો. થોડો થોડો ભાત રોજ મળશે.'

**ચોખાના દર્શનમાત્રથી બધાને જાણે નવજીવન આવ્યું,**
**ગળે બાઝેલું મોત જાણે બે ડગલાં પાછું પડવા લાગ્યું-**
**ભાતના પ્રત્યેક કણમાં જાણે જીવનની જડીબુટ્ટી ભરી,**
**બાળકોએ તો ટોળે વળી ચોખાની લૂંટ શરૂ કરી.**

બાળકોને ભાત લૂંટતાં જોઈ હેમવતી મંદમંદ હસતી બોલી : 'બેટા ! શા માટે ભાત લૂટો છો ? તમારે માટે તો ભાત રાંધીને લાવી છુ. આવો, લો, ખાવ' એમ કહીને હેમવતીએ ભાતનો એક કોળિયો બાળકો સામે ધર્યો.

ભૂખ્યા બાળકોએ મો પહોળા કર્યા. સ્નેહમયી હેમવતીએ પ્રેમથી બાળકોને ખવડાવવા માંડ્યું. ભાતના એક એક કોળિયાથી બાળકોને નવજીવન મળવા લાગ્યુ. કરમાયેલા મુખકમળ પર પ્રસન્નતા છવાવા લાગી. બાળકોની પ્રસન્ન મુખમુદ્રા જોતાં જ હેમવતીનું હૈયું હસી ઊઠ્યું.

હેમવતી જેવો લાભ આપણે કદી લીધો છે ? અરે, એવો પુનિત વિચાર સરખોય આવ્યો છે ? જેઓએ મરતાને જીવતદાન આપ્યું છે તેમના જ જીવન સફળ ગણાય

(જેણે હરિગુણ ગાયા, નર એ જ કમાયા.)

**મરતાને જેણે જિવાડ્યાં, જીવન સફળ બનાવ્યાં,**
**હૈયેથી ધોધ દયાનો રે વહેતો,**
**દયાનાં જળથી નવાડ્યાં, જીવન સફળ બનાવ્યાં.**
**આંખેથી ચાલે અમૃત કેરી ધારા,**
**અમૃત મીઠાં પિવાડ્યાં, જીવન સફળ બનાવ્યાં.**
**વચનો મુખે જાણે પુષ્પ-સુગંધી,**
**પુષ્પની માળે વધાવ્યાં, જીવન સફળ બનાવ્યાં.**
**'પુનિત' એ મૃત્યુભૂમિ કેરા દેવો,**
**કીર્તિના કિલ્લા ચણાવ્યા, જીવન સફળ બનાવ્યાં.**

થોડા સમયમાં તો આખા ગામમા વાત પ્રસરી ગઈ





કે, 'બ્રાહ્મણવાડામાં હેમવતી ભાત વહેંચે છે.'

ઘેરઘેરથી ભૂખ્યા લોકો હેમવતીને આંગણે થોકબંધ ઠલવાવા લાગ્યા. કાલાવાલા કરીને કહ્યું : 'મા, મને પણ ચપટી ભાત આપો ને !'

'હા, ભાઈ બેસ. બધાને આપું છું તો તને કેમ નહિ.' પછી નોકરને બૂમ મારી કહ્યું : 'અરે ! રામધન ! ઘરમાંથી ભાતનો થાળ લાવ. હું બધાને થોડો થોડો ભાત આપું છુ, તું પાણી પા'

રામધને આજ્ઞાનો હોશભેર અમલ કર્યો.

સૌએ પાશેર પાશેર ભાત ખાઈ પાણી પીધુ. સૌના કાળજે ટાઢક વળી. ત્યા તો હેમવતીએ કહ્યુ : 'આપ સૌ ઘેર જાવ. હવે આવતી કાલે પધારજો. મારાથી બને એટલો ભાત આપીશ. ઉનાળો તો લગભગ પૂરો થયો છે. હવે બેત્રણ મહિનાની વાર છે. ત્યા સુધી સરકાર તરફથી પણ કાંઈ મદદ આવી પડશે. જીવનની છેલ્લી પળ સુધી હું મદદ કરીશ.'

આનંદ પામતા સૌ સૌના ઘેર ગયા. પણ એક યુવક બેસી રહ્યો. હેમવતીએ પ્રેમથી પૂછ્યું : 'કેમ ભાઈ ! તને ભાત મળ્યો કે નહિ ?'

'મા, મને તો ભાત મળ્યો, અને મેં ખાધો પણ ખરો. કૃપા કરીને મને થોડો ભાત આપો. મારા ઘરડા બાપે ઘણા દિવસથી કાંઈ ખાધુ નથી. મૂઠી ભાત આપો તો એમને ધાન ભેગા કરું.'

'ભાઈ ! લઈ જા. માતપિતાની સેવા એ જ સાચી સેવા છે.' એમ કહીને હેમવતીએ એ યુવકને એ મૂઠી ભાત આપ્યો યુવકે પોતાના જીર્ણ કપડામાં તે ભાત બાંધી લીધો અને પ્રેમથી પિતાને ખવડાવ્યો.

ભાત ખાતા ખાતાં વૃદ્ધે કહ્યુ .

**બેટા ! મારી જિંદગીની છેલ્લી પળે**
**આ અમૃતસંજીવની છે,**
**આ ભાતની મૂઠી મારે માટે જીવવાની દવા બની છે;**
**મરવાની અણીએ કોઈ પુણ્યનો પ્રતાપ આડે આવ્યો;**
**આ દુષ્કાળના વખતમાં ચોખા ક્યાંથી લાવ્યો ?**

જવાબમા પ્રેમાળ પુત્રે સાચી વાત રજૂ કરી

**આભને ટેકવવા માટે અદશ્ય થાંભલા ઊભેલા હોય છે,**
**દીનદુઃખીઓનાં દુઃખ હરવા જ એમનો જન્મ હોય છે;**
**એમનાં જીવન પોતા માટે નહિ, જગતના જીવો કાજે છે,**
**આપણાં જ ગામમાં એવાં દેવી અન્નપૂર્ણા બિરાજે છે.**

વધારામાં ઉમેરીને જણાવ્યું કે—

**પરકલ્યાણાર્થે માએ સર્વસ્વનો ભોગ આપ્યો છે,**
**'વસુધૈવ કુટુમ્બકં' મંત્ર આંખ સામે રાખ્યો છે;**
**પોતાના હાથે જ એ અનેકને અન્નદાન કરે છે,**
**દાન કરતી વખતે આંખમાંથી પ્રેમનાં અશ્રુ સરે છે.**

'બેટા !' પિતાએ કહ્યું : 'જગતના સર્વ જીવો પર જેના હૈયામાં પ્રેમ વસે છે, એ વ્યક્તિ જ જનકલ્યાણ માટે ધસે છે.'

(જાવા દોજી નૌકા કિનારે કિનારે...)

**જગત-પ્રેમ જેના હૃદયમાં વસે છે,**
**સદા લોકકલ્યાણ કાજે ધસે છે...જગત...(૧)**
**કરી સત્ય-આગ્રહ બધાને બચાવે,**
**ધરી પ્રેમ-દોરી એ સહુને નચાવે;**
**મુકુટ વિણ રાજા બનીને હસે છે .. જગત ... (૨)**
**વિના શસ્ત્ર સંગ્રામ માંહીં ઝુકાવે,**
**જગતનાં જે કષ્ટો તે પોતે ઉઠાવે;**
**છતાં એક ડગલું ન પાછું ખસે છે...જગત...(૩)**
**કદી કર્મપંથે જો મૃત્યુ જ આવે,**
**કરી મુખ હસતું એ મૃત્યુ વધાવે;**
**ભરી લોકસેવા તો નસે નસે છે...જગત ..(૪)**
**અમર ગીત એનાં જગત નિત્ય ગાવું,**
**ખરું એ જ જીવન તો 'પુનિત' થાવું;**
**ધરી નિજ કાયા પરાર્થે ઘસે છે...જગત...(૫)**

'બેટા ! પ્રેમ એ એક એવી વસ્તુ છે, કે જે 'મારા–તારા'ના ભાવ મિટાવી દે છે. પ્રેમ અને મોહમાં એટલો જ ફેર છે કે, પ્રેમી વ્યક્તિ સર્વ પ્રત્યે સમાન ભાવ દાખવશે, જ્યારે જેનામા મોહ છે તે એક જ વ્યકિત પ્રત્યે આકર્ષાશે. મા હેમવતીના હૈયામા વિશ્વપ્રેમ ઊભરાય છે એટલે તે 'મારા–તારા ના ભેદ ભૂલીને સર્વને સમાન ગણીને અન્નદાન આપે છે. જ્યારે તને ભાત મળ્યો એટલે તું મને ખવડાવવા આવ્યો. આ મોહ છે. આપણે પણ માણુસ છીએ, હેમવતી પણ માણુસ છે. બન્નેમા જે ફરક છે એ માત્ર હૃદયનો છે.'

'પિતાજી ! માના સ્વભાવની શી વાત કરું ? જ્યારે તે ભાત વહેચી રહ્યા હતા ત્યારે એક ભાઈએ તો ભાતની લૂટ જ ચલાવી છતા ય એ મમતાળુ માના મુખ પર જરાય રોષ ન વર્તાયો. એ તો હસતાં હસતાં માત્ર આટલુ જ બોલ્યા 'ભૂખ્યો છેને બિચારો ! હું તો રોજ ધરાઈને જમું છું એટલે મને આ ભૂખના દુઃખનો કેમ રીતે ખ્યાલ આવે ?'

'બેટા ! આ જ મહાપુરુષની એંધાણી છે. એમનાં નેણ અને વેણમાથી અમૃત ઝરતાં હોય છે.'

(શરણે આવ્યો જીવનના રખવાળ રે...)

મહાપુરુષની આ જગમાં એંધાણી રે,
શબ્દે શબ્દે પ્રેમનીતરતી વાણી રે ... (૧)
પર-અવગુણથી નાંવે મનમાં રોષ રે,
ક્ષણે ક્ષણે જુવે પોતાના દોષ રે ... (૨)
નાના થઈને મોટાને સન્માને રે,
અમર કીર્તિ એ જીવનમાં પામે રે ... (૩)
ભાવિ પ્રજાને સાચી પ્રેરણા આપે રે,
એના પ્રકાશે દુનિયા ડગલાં માપે રે...(૪)
'પુનિત' પંથે સૌને મળે પ્રકાશ રે,
સ્મરણ કરતાં થાતો પાપનો નાશ રે...(૫)

આ ટહુકો કહીને વૃદ્ધે મા હેમવતીને મનોમન વંદન કર્યાં અને કહ્યું : 'બેટા ! આવા પુણ્યાત્માઓ જ 'પુણ્ય-શ્લોકી' કહેવાય છે.

સવારે ઊઠી નામ લેવાય એ 'પુણ્યશ્લોકી' કહેવાય છે,
જગતમાં જન્મીને સાચું જીવતર એ જ જીવી જાય છે,
જીવવાની કળા સાગય જગતને કર્મથી સમજાવે છે.
એના રાહે રાહે દુનિયા ચાલે તો જરૂર જરૂર ફાવે છે.

પુણ્યશ્લોક બનવા માટે તમને સીધો ને સરળ રસ્તો બતાવું. પુણ્યશ્લોક બનવા માટે મોટાં મોટાં શાસ્ત્રપુરાણો વાંચવાની કાંઈ જરૂર નથી. દેવમંદિરોનાં પગથિયાં ઘસવાની કાંઈ જરૂર નથી. પુણ્યશ્લોક બનવું હોય તો પરોપકારી જીવતર જીવો.

અહીં ઘણા લોકો એવો સવાલ ઊભો કરશે કે, ત્યારે શું આપણે સાચું જીવન નથી જીવતા ? આ પ્રશ્ન અન્યને કરવા કરતા સૌ પોતપોતાની જાતને જ આટલું પૂછો :

'મારું જીવન સ્વાર્થમય છે કે પરમાર્થમય છે ?'

જો અંતર એમ જવાબ આપે કે, પરમાર્થમય, તો જાણજો કે તમે સાચું જીવન જીવ્યા છો.

પરમાર્થમય જીવન જીવવાની ગુરુચાવી બતાવું.

(રામ રામ કરતાં જીવીએ....મુખડું કેમ છુપાવો...)

જગમાં જન્મીને જીવતાં જાણજો રે,
જોજો જીવોની જરૂરિયાત (૨) ... જગમાં...(૧)
પરની પીડા પ્રેમે પંપાળજો રે,
પરની પીડામાં પંડ ને પ્રાણ (૨) ... જગમાં...(૨)
દુઃખીઓનાં દિલોનાં દર્દો દોહ્યલાં રે,
દેજો દીન-દુઃખીઓને દાદ (૨) ... જગમાં ... (૩)
પરઉપકારે પ્રભુને પામવા રે,
'પુનિત' પહોંચે પ્રભુની પાસ (૨)...જગમાં (૪)

જેનું જીવન પરમાર્થી છે એ જ પુણ્યશ્લોક બને છે. એવા પુણ્યશાળી જીવોના જ યશ યુગોના યુગો સુધી ગવાય છે. જગતમાં એક એક સેકંડમાં અબજો જીવ જન્મે છે અને અબજો જીવ મરે છે. પણ એમાં કો'ક વીરલાનું જ નામ અમર બને છે. ભલે તેમનો દેહ નાશ પામ્યો હોય, પણ એમનો અક્ષરદેહ તો યુગોના યુગો સુધી અમર રહેશે.'

(જનમોજનમ ચરણોની ...ઓધવજી ! સંદેશો કહેજો....)

પર-ઉપકારી યુગ યુગ સુધી જીવતાં,
હોમ્યા જેણે સર્વસ્વ ને પ્રાણ જો...પર...(૧)
ફૂવે ફૂવે પર-કલ્યાણોની ભાવના,
ઓપરવા જો મૃત્યુના મહેમાન જો...પર...(૨)
હૈયામાં ઉભરાતો વિશ્વ-પ્રેમ છે,
ગાય મધુરાં પ્રેમ તણાં એ ગાન જો ..પર.. (૩)
'પુનિત' જીવન એવું જગમાં કોઈનું,
સરખાં માને મહેલ અને શ્મશાન જો.. પર...(૪)

વૃદ્ધે હેમવતીને મનથી વંદન કરી કહ્યું : 'બેટા !'

અનેકોની જીવનરક્ષા કરે એ જ દેવના અવતાર છે,
રાજાપુરમાં મા અન્નપૂર્ણા વસે એ આપણું ભાગ્ય છે;
બાળકોને ટળવળતાં જોવા કરતાં મરણને જ સ્વીકારીશ
પરંતુ મરતાં પહેલાં એ કરુણામયી માના દર્શન કરીશ.

'બેટા ! માએ આપેલા પ્રસાદથી મારામાં ચાલવાની થોડી હિંમત આવી છે. લાકડીને ટેકે ટેકે હું ચાલી શકીશ. મને અત્યારે ને અત્યારે હેમવતી પાસે લઈ જા.'

દીકરાના ખભા પર હાથ મૂકીને વૃદ્ધ લાકડીના ટેકે ટેકે મા હેમવતીના દ્વાર પાસે આવીને ઊભા. સાંજ પડી ગઈ હતી છતાં ય હેમવતીના દ્વાર પાસે મૂઠી ધાન મેળવવા માટે અનેક ભૂખ્યા લોકોની લાઈન લાગી હતી. નાનાં નાનાં ભૂખ્યાં ભૂલકાંઓ તો માને વળગી પડ્યાં હતાં અને યાચતાં હતાં . 'મા. મને દે ને.'

મા હેમવતી સૌને પ્રેમથી પીરસતી હતી અને સૌ ખાતા હતા. આ દૃશ્ય જોતાં જ વૃદ્ધની આંખમાં આંસુ આવી ગયાં મુખમાંથી ઉદ્‌ગાર સરી પડ્યા.

[ગુલાબવાડી ચોટા વચ્ચે રોપી રે...શરણે આવ્યો ...]

જગજનનીનાં બિરુદ જેણે લીધાં રે,
ધન્ય જનમ ને ધન્ય જ કુળને કીધાં રે...(૧)
ઉરે વસે છે દીન-દુઃખીઓનાં દુઃખો રે,
પરને કાજે છોડ્યાં સરવે સુખો રે...(૨)
રડતાં કોઈને દેખી રડવા લાગે રે,
કરુણાસાગર ઉભરાવાને લાગે રે...(૩)
હાથ મૃદુને માતા માથે મૂકે રે,
નવજીવન સા પામે એની હૂંફે રે ... (૪)
એવી જનની જગની તારણહાર રે,
'પુનિત' ચરણે વંદન વારંવાર રે ... (૫)

વિપત્તિ કરતાં વિપત્તિનો ભય વધુ સતાવે છે



વૃદ્ધ તો મા હેમવતીના દર્શન કરવામાં જ તન્મય થઈ ગયા. આંખમાંથી આદરનાં અશ્રુબિંદુ સરી પડ્યાં.

વહેંચતા વહેંચતા બધો જ ભાત ખલાસ થઈ ગયો. ખાલી કથરોટ લઈ રામધન ઘરમાં ગયો. પછી મા હેમવતી સ્નાન કરવા માટે નદીએ ગયા. ભાત લઈ ને બીજા બધા તો રવાના થઈ ગયા, માત્ર આ વૃદ્ધ અને તેનો દીકરો જ ઊભા રહ્યા.

નોકર રામધન કથરોટ મૂકીને બહાર આવ્યો. ફળિયામાં વૃદ્ધ અને તેના દીકરાને ઊભેલા જોઈ ને કહેવા માંડ્યું : **'ભાઈ !'**

**ભાત ખલાસ થયા પછી માતાજી ન્હાવા જાય છે,**
**બધાને ખવડાવ્યા પછી જ પોતે મૂઠી ભાત ખાય છે;**
**હવે તમે બેસી રહેશો તો એ બિલકુલ વ્યર્થ છે,**
**હવે તમને ભાત આપવા માટે માતાજી અસમર્થ છે.**

લાકડીના ટેકે ટેકે વૃદ્ધ આગળ આવ્યો. અને રામધનને પ્રેમથી કહેવા લાગ્યો :

**'ભાઈ ! હું અન્નની ભિક્ષા લેવા આવ્યો નથી,**
**વળી બીજી કોઈ તકલીફ દેવા પણ આવ્યો નથી;**
**મારી અધૂરી આશા એ જ છે કે માને ચરણે ઝૂકું,**
**મા હેમવતીની ચરણરજને મારા મસ્તકે મૂકું.**

વૃદ્ધની આ વાત સાંભળીને રામધનનો મિજાજ ગયો. 'અરે બુઢ્ઢા, તારી એ બધી બનાવટ રહેવા દે. આવી સફાઈભરી વાતો કર્યાં કરતાં એમ જ કહી દે ને કે મારે થોડો ભાત જોઈએ છે.'

'ના, ભાઈ. મારે જરાય ભાત જોઈતો નથી. મારે તો ફક્ત આંખો ભરીને માનાં દર્શન જ કરવા છે.'

'હવે દર્શનવાળો ! જાય છે કે નહિ ? કે પછી હાથમાં દંડો લઉં ?'

'ભાઈ ! તું દંડો લે કે ન લે, માનાં દર્શન કર્યા વિના અહીંથી ખસવાનો નથી. આમેય ભૂખથી મરવાનુ તો છે જ. તો પછી તારા દંડાના પ્રહારથી વહેલું મોત આવે તો ય વાંધો નથી. એ બહાને પણ આ ભૂખના દુઃખથી છુટાશે તો ખરું !'

'બુઢ્ઢા ! હવે વધારે લપછપ કે ટકટક કર્યા કરતાં જાય છે કે નહિ ?'

વૃદ્ધની આંખમાંથી દડદડ દડદડ આંસુ ખરવા લાગ્યાં. એના દીકરાએ કહ્યું : 'પિતાજી ! ચાલો ઘેર. આવતી કાલે સવારે દર્શન કરવા આવીશું.'

'ના બેટા ! અહીં સુધી આવ્યો છુ તો હવે દર્શન કરીને જ જઈશ. માને ભાત વહેંચતી જોઈ તો ખરી, પણ એનાં ચરણોમાં આળોટીને કૃતાર્થ તો નથી થયો ને ! કોને ખબર, કાલે હું જીવતો રહીશ કે કેમ !'

રામધને બુઢ્ઢાને ફળી બહાર કાઢવા પ્રયત્ન કર્યો—ન—કર્યો ત્યાં તો મા હેમવતી સ્નાન કરીને આવી રહ્યાં છે. સાવ નજીકમાં મા હેમવતીના દર્શન કરીને બાપ–દીકરો કૃતાર્થ થઈ ગયા.

(સીયારામજીની મૂરતિ મારા મનમા વસી રે )

**મમતાળુ માવલડી આવી રહી રે—ટેક**
**કાયા છે કોમળ ને વસ્ત્રો છે ભીનાં,**
**કરુણાનું હાસ્ય મુખે લાવી રહી રે...(૧)**
**વાત્સલ્ય ઊભરે છે માની આંખડીએ,**
**ગંભીરતા મુખ ઉપર છાઈ રહી રે...(૨)**
**ઉમ્મર પચીસ, જાણે અન્નપૂર્ણા દેવી,**
**દુઃખીઓનાં દુઃખને બુઝાઈ રહી રે...(૩)**
**'પુનિત' પગલાંમાં વસે કોટિ કોટિ તીર્થો,**
**'પુનિત'ની કાયા ત્યાં નાહી રહી રે...(૪)**

મા હેમવતીને જોતાં વૃદ્ધના શરીરમાં અજબ જેવું ચેતન ઊભરાયુ. દોડીને માનાં ચરણોમાં આળોટી પડયા.

(ગીતિ)

**લોટી પડિયા દોડી (૨) કાયા આખી ચરણમાં ઝૂકી,**
**માતચરણની રજને (૨) મસ્તક ઉપર પ્રેમ ધરી મૂકી.**

મા હેમવતીનાં ચરણોની રજને મસ્તક ઉપર ચડાવતાં વૃદ્ધ ગદ્‌ગદ થઈ ગયો. બોલ્યો : 'મા, મા ! તારા દર્શનથી આજે હું પાવન થઈ ગયો બસ, મને માત્ર આટલી જ આશા હતી.'

ચરણોમાં પડેલા વૃદ્ધને મા હેમવતીએ પ્રેમથી ઉઠાડી બેઠો કર્યો. માથે મમતાળુ હાથ ફેરવતાં ફેરવતાં સામે તાકીને જોયું અને બોલી ઊઠયા : 'અરે કોણ ? મુખીબાપા !'

'મા ! તું મને મુખીબાપા કહે છે ? આખા ગામની માતા થવાનું સૌભાગ્ય તો તે પ્રાપ્ત કર્યું છે, મા ! આખા ગામનો જીવ બચાવવા તે તારુ સર્વસ્વ અર્પણ કર્યું છે. કયાં છે પહેલા જેવી તારા દેહની તેજસ્વિતા ! કયા છે તારા અંગ પરનાં આભૂષણો ! કયાં છે એ સુંદર કિંમતી વસ્ત્રો ! અમે તો અન્નના અભાવે દૂબળા પડીએ. પણ મા, તું કેમ દૂબળી પડી છે ?'

'મુખીબાપા ! આખું ગામ ભૂખે મરી જાય અને હું પેટ ભરીને ભોજન કરુ એ શી રીતે બને ? સુખના સમયમાં જે સુંદર વસ્ત્રો અને આભૂષણો શોભે એ આ કપરા

કાળમાં શોભે ખરાં?'

'મા! આ તારી મહાનતા છે. જ્યારે તું વસ્ત્રો અને અલંકારો પહેરતી હતી ને જેટલી શોભતી હતી એથી વધુ અત્યારે તું સદ્ગુણોથી શોભી રહી છે.'

[ચેતે તો ચેતાવું તને રે...મુખડાની માયા લાગી રે...]

**વિના શણગારે શોભે રે, સજ્જન સાચા,**
**સદ્ગુણો થકી ઓપે રે, સજ્જન સાચા...(૧)**
**સજ્જનતાના ગુણો એવા, જીવનમાં ઉતારી લેવા;**
**ચાલતાં પુસ્તકો જેવા રે, સજ્જન સાચા...(૨)**
**તૃષ્ણાને એ છેદી નાખે, ક્ષમા-ઢાલ ધરી રાખે;**
**મદને તો પરિત્યાગે રે, સજ્જન સાચા...(૩)**
**સત્ય મધુર વાણી બોલે, પાપે પડતાં આંખો ખોલે;**
**સંતોની મર્યાદા તોલે રે, સજ્જન સાચા...(૪)**
**માન્ય જનનો આદર કરતા, દુઃખીઓનાં દુઃખો હરતા;**
**શત્રુ મિત્ર સમ ગણતા રે, સજ્જન સાચા...(૫)**
**આચરણો કરે એવાં, રગે રગે ભરી સેવા;**
**'પુનિત' પિછાણી લેવા રે, સજ્જન સાચા .(૬)**

સુખીના શબ્દો સાંભળીને મા હેમવતી મંદમંદ હસ્યાં અને બોલ્યા: 'બધી વાતો છોડો. પહેલાં તમે એ કહો કે ખાધું છે કે નહિ?'

જવાબની જરા પણ દરકાર કર્યા વિના મા હેમવતીએ રામધનને કહ્યું: 'રામધન! થોડોઘણો ય ભાત વધ્યો છે કે નહિ? વધ્યો હોય તો થાળીમાં લાવને.'

'માતાજી! ભાત તો જરાય વધ્યો નથી. પણ તમે આ બધું શું કરો છો?'

**હમણાં જ નાહીને આવ્યા, પાછા આને કેમ અડ્યાં?**
**આવી ઢબ તો હંમેશાં આવીને ઊભી રહેવાની વચમાં,**
**હજુ તમારે ઘણાં કામ બાકી છે, પરવારશો ક્યારે?**
**બીજું બધું તો ઠીક, પણ તમે ખાશો ક્યારે?**

હેમવતી તો રામધનના આવા શબ્દો સાંભળીને સહેજ દુઃખી થઈ ગઈ અને બોલી. 'રામધન!'

**દુઃખી માણસથી માણસ કદી અળગો જ નથી,**
**કદાચ અળગાય તો એ માણસની ગણતરીમાં નથી;**
**આવા સમયે છોટા-મોટાના ભેદ એ આડંબર છે,**
**પ્રાણીમાત્રમાં મારો ભગવાન જ સર્વત્ર સભર છે.**

'રામધન! તારે એ સમજવું જોઈએ કે આપણે દીન-દુખીઓની સેવા કરવા બેઠા છીએ. ગીતામાં તો ભગવાને એમ કહ્યું છે કે પ્રાણીમાત્રમાં જે મને જુએ છે એ જ મારો સાચો ભક્ત છે. સૌ ધર્મોમાં સેવા-ધર્મ ગહનમાં ગહન છે. એટલા માટે જ શાસ્ત્રકારોએ કહ્યું કે: 'सेवाधर्मो परम गहनो योगीनामप्यगम्य।'

(મુખડાની માયા લાગી રે... ચેતે તો ચેતાવું તને રે....)

**ગહન ગણાતો જગમાં રે, સેવાનો ધર્મ,**
**પ્રસરતો એ સ્મરણમાં રે, સેવાનો ધર્મ...(૧)**
**આધીનતા છે એમાં પહેલી, સ્વાર્થને દેવાનો ઠેલી;**
**જંગને લેવાનો ખેલી રે, સેવાનો ધર્મ...(૨)**
**પડ્યા બોલને ઝીલી લેવા, સામા ઉત્તર નવ દેવા;**
**મીઠામાં મીઠા છે મેવા રે, સેવાનો ધર્મ...(૩)**
**પગ મૂકવા પગલે પગલે, નમ્ર બનવું ડગલે ડગલે;**
**નફો દેશે ઢગલે ઢગલે રે, સેવાનો ધર્મ...(૪)**
**'પુનિત' સંસારે બનતાં, નક્કી એને મારી જનતા;**
**ભરે છે જીવનમાં સમતા રે, સેવાનો ધર્મ...(૫)**

'રામધન! એ તો સારું થયું કે હું અહીં આવી પહોંચી. નહિતર તું આ સુખી બાપાને ધક્કો મારીને ફળી બહાર જ કાઢત ને! કામ તું કરત અને લજવાવું પડત મારે. જેણે સેવાવ્રત ધાર્યું છે એણે તો ખૂબ જ નમ્ર બનવાનું છે. સેવાધારીમાં સહેજ પણ કઠોરતા આવે તો સમજી લેવું કે એની બધી જ સેવા પાણીમાં જવાની. કરે સેવા તો પામે મેવા એમ બધા કહે છે. પણ ક્યારે? જ્યારે સેવક નમ્ર બની દીનદુઃખીઓના પડ્યા બોલ ઝીલી લે ત્યારે રામધન! તારે તો પ્રભુનો પાડ માનવો જોઈએ કે તને આવી સુંદર તક મળી છે.

'માતાજી! સેવાનું જે કાંઈ ફળ મળશે એ તો તમને મળશે. હું તો તમારો નાચીજ નોકર છું. મને એમાં શું મળવાનું?'

'રામધન! એવો ભ્રમ ન સેવીશ. સેવા ત્રણ પ્રકારથી થાય છે—તનથી, મનથી અને ધનથી આમા સૌથી ઉત્તમ પ્રકારની સેવા તનની છે. એટલા માટે જ તનને પહેલું મૂક્યું છે. જો ધનની સેવા સૌથી શ્રેષ્ઠ હોત તો તન-મન-ધનને બદલે ધન-મન-તન એમ બોલાતું હોત. પણ એમ નથી. સૌથી ઉત્તમ સેવા તનની. બીજી મનની. અને ત્રીજી છે ધનની.'

આપણે ઘણી વાર જોઈએ છીએ કે, સારા કામમાં મોટા મોટા શેઠિયાઓ લાખો રૂપિયાનાં દાન આપે છે.

મોટો સુંદર સમારંભ યોજ્યો હોય તેમા કોઈ શેઠે લાખ રૂપિયાનું દાન આપ્યું હોય એ શેઠને કહેવામાં આવે કે, 'શેઠ સાહેબ! આપે ધનની તો સેવા કરી, પણ આપના તનની સેવાની જરૂર છે આ મંડપમા આવનારાઓને બેસવા સારુ જરા સાવરણી લઈને ઝાડુ કાઢી નાખો ને '

પછી જોજે, ખેલ જોવો હોય તો. શેઠનું મો બગડી જશે. મંડપમા ઝાડુ કાઢવા એ તૈયાર નહિ થાય. કહેશો તો બીજા લાખ રૂપિયા કદાચ આપશે, પણ તનની સેવા





નહિ કરે. એટલા માટે જ તનની સેવાને ઉત્તમ કહી છે. રામધન ! તું એમ ન માનતો કે તને આ સેવાનું ફળ નહિ મળે. જે કર્મ કરે છે તેને તેનુ ફળ અવશ્ય મળે છે. એટલા માટે કહુ છું કે તને આ સુઅવસર મળ્યો છે, તો સેવા કરી લે. આવી તક ફરી ફરીને આવતી નથી. તારું આખું તન સેવાકાર્યમાં લાગી જાય તો તારો બેડો પાર થઈ જશે. અરે ! આખા શરીરની વાત કર્યા કરીએ. શરીરની એક નાનકડી આંગળી જ સેવાકાર્યમાં જોડાઈ જાય તો પણ પુણ્યના થેલાના થેલા ભરી લે છે.

'રામધન ! હાથની એક નાનકડી આંગળી કેવું કેવું પુણ્યકાર્ય કરી શકે છે તે તને બતાવું.

[માથું તારે ખોળે મૂક્યું રે....ચેતે તો ચેતાવું તને રે...]
**પુણ્ય-થેલા ભરી લેજે રે, આંગળીએથી.**
**આંગળી બતાવો કોઈ ને, જાતું એ તો પૂછી જોઈને;**
**સુખે અન્ન ભરી દેજો રે, આંગળીએથી ...** (૧)

'આંગળીનું આ પહેલું પુણ્યકાર્ય. એમ ધાર કે તું કળીની બહાર ઊભો છે અને ભૂખના દુ:ખથી આકુળવ્યાકુળ થતાં કેટલાક ગ્રામજનો તને પૂછે: 'ભાઈ ! અહી અન્નદાન ક્યાં દેવાય છે ?' તે વખતે તું તારી આંગળી ચીંધીને બતાવે કે 'જાવ, પેલા ઘેર તમને અન્ન મળશે.' નો પરિણામ એ આવશે કે એ ભૂખ્યા લોકો અહીં આવે અને અન્ન મેળવે. આ પુણ્યકાર્યમાં તને પણ સારો એવો હિસ્સો મળે છે. કારણુ કે તેં આંગળી ચીંપી. એ છે આંગળી ચીંધ્યાનું પુણ્ય.

'તને પુરાણનો એક સ્મરણીય પ્રસંગ કહું.

મહારથી કર્ણે જીવનભર સોનાના જ દાન કર્યાં. એટલે, જગતે એને 'દાનેશ્વરી'નો ખિતાબ આપ્યો. મરણુ પામ્યા પછી કર્ણને સ્વર્ગ મળ્યુ. કર્મના કાયદા પ્રમાણે જેવું આપ્યુ હોય તેનુ જ ત્યાં મળે.

કર્ણુ સ્વર્ગમાં ગયો ત્યારે તેને એક સુંદર મહેલ આપવામા આવ્યો અને કહ્યું . 'દાનેશ્વરી કર્ણ ! જગતમાં તમે સોનાનું ખૂબ દાન કર્યું છે. એકગણુ દાન અને સહસ્ત્રગણું પુણ્ય એ ન્યાયે તમે જેટલુ દાન કર્યું છે એનાથી હજારગણું સોનું આ મહેલમાં મૂક્યું છે. આપ સુખેથી એનો ઉપભોગ કરો '

દાનેશ્વરી કર્ણ તો હરખાતો મહેલમાં ગયો. ચારે બાજુ સોનુ, સોનું ને સોનુ જ પડ્યું હતું. એ જોઈ ને એ તો રાજીના રેડ થઈ ગયો. હૈયે હરખની હેલી ચડી આવી.

બરાબર અગિયાર વાગ્યા અને કર્ણને કકડીને ભૂખ લાગી. મહેલનો ખૂણે ખૂણે ફરી વળ્યો, પણ ક્યાંય કહેતાં ક્યાંય અન્નનો એક પણ દાણો જોવામાં ન આવ્યો. ત્યારે તે સ્વર્ગના અધિષ્ઠાતા ઇન્દ્રને મળ્યો અને પૂછ્યું : 'મારા ભોજન માટે શી વ્યવસ્થા છે ?'

'સ્વર્ગમાં એ બધું પૂછવાનું ના હોય. તમારા મહેલમાં જે વસ્તુ હોય તેનો જ તમારે ઉપભોગ કરવાનો.'

'અરે ! પણ ત્યાં તો નર્યું સોનું જ ભર્યું છે. ખાવાનું તો કંઈ છે જ નહિ.' કર્ણે અકળાઈને કહ્યું.

'એનો અર્થ એટલો જ કે તમે ગત જન્મમા નર્યા સોનાનું જ દાન કર્યું હશે. જો તમે અન્નનુ દાન કર્યું હોત તો અન્ન મળત મૃત્યુભૂમિ એ તો કર્મભૂમિ છે. ત્યાં તમે જેવું વાવો એવુ અહીં હજારગણુ મેળવો. ખેડૂત બાજરી વાવે તો બાજરી મળે. બાવટો વાવે તો બાવટો મળે. તમે સોનાનું દાન કરીને આવ્યા છો તો તમને હજારગણું સોનું મળે છે. અહીં મૃત્યુભૂમિ જેવા ગાંધીડાના હાટ નથી કે સોનાના બદલામાં તમને અનાજપાણી મળે '

ઇન્દ્રનો ખુલાસો સાભળી કર્ણ તો રડવા જેવો થઈ ગયો. ઇન્દ્રને દયા આવી એટલે કહ્યુ : 'આપે સોના સિવાય બીજું કાંઈ કર્યું હોય તો તે યાદ કરો. જો એવુ કોઈ પુણ્ય તમારે ચોપડે લખાયુ હશે તો તેનો લાભ જરૂર મળશે.'

કર્ણે માથું ખજવાળવા માંડ્યું, ખૂબ યાદ કરતા કરતા એક વાત યાદ આવી : 'ગત જન્મમાં મે અન્નદાન તો નથી કર્યું, પણ એક ભૂખ્યા માણસે મને પૂછ્યુ હતુ કે અહીં સદાવ્રત ક્યાં ચાલે છે ? ત્યારે મે મારી આંગળીના ઇશારે સદાવ્રતનું સ્થાન બતાવેલુ.'

'કર્ણ ! ત્યારે તો હવે વાંધો નથી. જીવનભર કરેલાં સોનાનાં દાન પાણીમાં જશે અને આ આંગળી ચીધ્યાનું પુણ્ય તને ઉગારી લેશે. જે આંગળીએ તેં ભૂખ્યાને સદાવ્રત બતાવ્યુ હતું તે આંગળીમાં એ પુણ્યના પ્રતાપે અમૃત ભર્યું છે. તમે એ આંગળી ચૂસી ચૂસીને દહાડા વિતાવો. એ આંગળી ચૂસવાથી તમારી ભૂખ ભાંગી જશે '

એ આંગળી ચૂસી ચૂસીને કર્ણે દિવસો ગુજારવા માંડયા. જ્યારે એ પુણ્ય ક્ષીણું થયું ત્યારે કર્ણ રાજા ફરીથી માનવદેહે અવતર્યા. ગત જન્મ જેવી ભૂલ ન થાય એની એમણે તકેદારી રાખી અને જીવનભર અન્નદાન કરવાનું વ્રત લીધુ. આ કર્ણનો જ બીજો અવતાર સગાળશા શેઠનો ગણાય છે.

'રામધન ! કર્ણે કરેલા સોનાના દાન વ્યર્થ ગયાં અને આંગળી ચીંધ્યાનું પુણ્ય કામ આવ્યું. માટે તને જે અમૂલી

તક મળી છે એનો ઉપયોગ કર. સાચી ભક્તિ, સાચો આનંદ, પરના ઉપકારમાં છે જગતમાં જન્મીને જે મહાનુભાવોએ દીનદુ ખીઓના આંસુ લૂછયા છે એમનાં જ નામ અમર બન્યા છે. તું પણ તનની સેવા આપીને તેઓની પંક્તિમા બેસી જા '

(હરિના નામનો હો .આવો અલબેલડા ! હો .. )

**પરના ઉપકારમાં હો, સાચો આનંદ છે,**
**જગના ઉદ્ધારમાં હો, સાચો આનંદ છે...(૧)**
**'હું-મારું'' ગણવામાં સ્વારથની છાયા,**
**બીજાની વહારમાં હો, સાચો આનંદ છે...(૨)**
**એકલપેટા તો સદા દુઃખી થવાના,**
**હૃદય વિશાળમાં હો, સાચો આનંદ છે. (૩)**
**ભૂખ્યાને ખવડાવી નિજ ભૂખ ભૂલે,**
**'પુનિત' એ ભાવમાં હો, સાચો આનંદ છે...(૪)**

હેમવતીની આ વાત સાંભળીને રામધન, મુખી અને તેનો દીકરો અહોભાવના ઉદધિમા ડૂબી ગયા. હૃદયની કેવી ઉચ્ચ ભાવના !

વૃદ્ધ મુખીએ કહ્યું : 'મા ! અત્યારે હું અન્ન માટે આવ્યો નથી. હું તો મરવા પડયો હતો. પરંતુ તારા હાથનો અમૃતમય પ્રસાદ ખાઈ ને જ ઊઠયો છું. અહીં સુધી લાકડીને ટેકે ટેકે આવ્યો છુ. હવે વધુ જીવવાની મારી જરા પણ ઇચ્છા નથી. આખું જીવન મેં સ્વાર્થમાં વિતાવ્યું. તારા જેવો પરમાર્થ કરવાનું તો મને સ્વપ્ને પણ ન સૂઝયું. હવે થાય છે કે પરમાર્થ એ જ સાચો છે. પણ મા !...'

'મુખીબાપા ! તમે શા માટે મૂંઝાવ છો ? આ તમે મારું અન્ન નથી ખાતા, આ તો તમે તમારું જ અન્ન ખાવ છો અમે જે કાંઈ છીએ તે આ ગામનો જ પ્રતાપ છે ને ! આ ગામનું અન્ન ખાઈ ખાઈ ને તો અમારા દેહ પોષાયા છે. મારે માથે આ ગામનું ઋણ છે. આજે ગામને ચરણે ગામની સંપત્તિ ધરીને હું કૃતાર્થ થાઉં છું. તમે એમ માનો છો કે તમે એક–બે દિવસમાં મરી જશો. ના, ના, એવું કદીય ન માનતા. પ્રભુની દયાથી હજી મારા ઘરમાં સત્તર—અઢાર મણ ચોખા છે. ગઈ કાલે જ મે અમારા 'એમને' કાગળ લખી નાખ્યો છે. બ્રહ્મદેશમાંથી તે તાત્કાલિક સો મણ ચોખા મોકલશે. રોજ મૂઠી મૂઠી ચોખા ખાઈશું તોય દુકાળના દહાડા નીકળી જશે. પરમકૃપાળુ પરમાત્મા ઉપર શ્રદ્ધા રાખો. આવતું વરસ સારું પાકશે અને ઉજ્જડ બનેલા ખેતરો પાકથી લહેરાઈ ઊઠશે અને સૌના જીવન બચી જશે. પછી તો જેવી માલિકની મરજી.'

મા હેમવતી અને ઘરના અન્ય માણસો માટે રાખેલા ભાતમાથી રામધન ભાત લઈ આવ્યો. એમાંથી એક કોળિયો લઈ હેમવતીએ મુખીના મુખમાં મૂકવા હાથ લંબાવ્યો, ત્યાં મુખીએ કહ્યું : 'મા, રહેવા દે. મને અત્યારે એટલી બધી ભૂખ પણ નથી. મેં કહ્યું તો ખરું કે મેં તારે ત્યાંથી જ મળેલો પ્રસાદ ખાધો છે. મને ખવડાવ્યા કરતાં હવે તું ખા દિવસભરમાં તેં કંઈ જ ખાધું નથી મા, હું કદાચ મરી જઈશ તો કોઈ જ નુકસાન થવાનું નથી પણ તારે અભાવે તો સેંકડો અનાથ માનવીઓના પ્રાણ જશે. માટે જ કહેવતમાં કહ્યું છે કે, લાખ મરજો પણ લાખનો તારણહાર ન મરજો.'

'મુખીબાપા ! આપ મારી શા માટે ચિંતા કરો છો ? તમને જમાડયા પછી હું જમવાની જ છું. આપ આટલો ભાત ખાઈ લો પછી અમે નવો ભાત રાંધીને ખાઈશું.' એમ કહીને હેમવતીએ મુખીને ખાવાનો આગ્રહ કર્યો.

ખૂબ આગ્રહને અંતે મુખીએ મુખ ખોલ્યું. મા પોતાના વહાલસોયા બાળકને ખવડાવે એમ ખવડાવ્યું. પછી પાણી આપ્યું તે પીને મુખીએ કહ્યું : 'મા, તારો ઉપકાર તો કદીય ભુલાશે નહિ.'

'મુખીબાપા ! હવે ધીમે ધીમે ઘેર જાવ. આવતી કાલે ફરી પાછા આવજો. આપ નહિ આવો તો આપના આ દીકરા સાથે આપને માટે ભાત મોકલાવીશ. પ્રભુ ઉપર શ્રદ્ધા રાખજો. એ જે કાંઈ કરે છે એ સારા માટે કરે છે.'

દેવી હેમવતીને લાખ વંદન કરતાં મુખી અને તેનો દીકરો ઘરને પંથે પડયા.

હેમવતી અને રામધન ઘરમાં આવ્યા. બીજું વસ્ત્ર બદલીને હેમવતીએ સૂવાની તૈયારી કરી. એટલે ફોઈબાએ કહ્યું :

**વહુ બેટા ! આજે કંઈ ખાધા વિના જ સૂઈ ગઈ ! તારું તો ઠીક, બિચારા બાળકોને પણ ભૂલી ગઈ ! ધર્મને ખાતર તેં તો સર્વસ્વ આપી દીધું, હવે પ્રાણ આપવાનો પણ વિચાર છે કે શું ?**

હેમવતીએ પથારીમાં પડયાં પડયા જ કહ્યું : ' ફોઈબા !'

**એક દિવસના અપવાસથી કંઈ મરી જવાતું નથી,**
**દુઃખીઓનું દુઃખ હવે મારાથી જરાયે જોવાતું નથી;**
**ભૂખ્યા રહીએ તો જ ભૂખ્યાના દુઃખનો ખ્યાલ આવે,**
**દુઃખનો અનુભવ કરીએ ત્યારે જ દુઃખનો ખ્યાલ આવે.**

' ઊઠ વહુબેટા ! તું જમે તો જ રામધન જમે, હું જમુ, કુમળા ફૂલ જેવાં આ બાળકો જમે. થાળી ભાત જમનારી તુ કેટલાય દિવસથી કોળિયો–બે–કોળિયા ભાત ખાય છે એ મારાથી અજાણ્યું નથી. દિવસે દિવસે તારું મોં લેવાતુ જાય છે. છતે અન્ને તું શા માટે ભૂખી સૂઈ રહે

કોઈથી ભય પામીએ નહિ; કોઈને ભય પમાડીએ નહિ.



છે ! ચાલ, આજે હું ભાત રાંધું અને તમે બધા જમો.' એમ કહીને ફોઈબાએ ચૂલો સળગાવી ચોખા રાંધ્યા. થોડી જ વારમાં ભાત તૈયાર થઈ ગયો.

'વહુબેટા ! ભાતની સાથે શું ખાવું છે ?'

'ફોઈબા ! બીજું કાંઈ રાંધવાની જરૂર નથી. ભાત સાથે જરા મીઠું હશે તોપણ ચાલશે.

'અરે વહુબેટા ! એવું તે કાંઈ હોય ? આ ભાત લૂખો જ ખાઈ લઈશ ? એ ગળે ઊતરે કેમ ?'

**જીવવું એ ખાવા માટે નથી, ખાવું એ જીવવા માટે છે,**
**ખાવું એ ફક્ત શરીર ટકાવવા માટે છે;**
**સ્વાદ તો ફક્ત ગળા સુધીનો જ રહે છે,**
**પેટમાં ઊતર્યા પછી તો દરેક વસ્તુ સરખી જ રહે છે.**

ફોઈબાએ પાંચ થાળીમા ભાત કાઢયા. નાના હરિદાસ અને નિરંજનને લઈ ને હેમવતી જમવા બેઠી. થોડે છેટે રામધન પણ બેઠા

ભાતનો કોળિયો ભરતા ભરતાં હેમવતીએ કહ્યું. ફોઈબા ! આવા દુષ્કાળના સમયમાં બે કોળિયા ભાત મળે તોય બહુ છે આજે આપણે જોઈએ છીએ કે ગામના ઘણાય લોકો પેટની આગ બુઝાવવા માટે કાચી વનસ્પતિ અને ઘાસ–પાંદડા ખાઈ ને પ્રાણ ટકાવે છે. આજ સુધી ગામના કેટલા બધા લોકો ભૂખ્યા ને ભૂખ્યા મરી ગયા ! પેલા સાધુ ઘોસની સોનાની પૂતળી દેવી દીકરી ખાધા વગર મરી ગઈ રાખલદાસનો સોલ–સત્તર વર્ષનો ભણેલોગણેલો દીકરો આહારને અભાવે મરી ગયો. ફોઈબા ! આ બધું યાદ આવે છે ત્યારે મારા ગળે અન્નનો કોળિયો ને પાણીનો ઘૂંટડો ઊતરતો નથી.'

સાલ્લાના પાલવથી આંખમા આવેલાં આંસુ લૂછતા લૂછતા હેમવતીએ એક–બે કોળિયા ભાતના ખાધા. ભાતની મીઠી મધુરી સુગંધ આવતા જ એક બિલાડી આવીને હરિદાસ પાસે બેસી ગઈ અને પૂંછડી પટપટાવવા લાગી.

હરિદાસે એક કોળિયો ભાત બિલાડીને નાખ્યો.

' અરે હરિદાસ ! તુ આ શું કરે છે ? અત્યારે માણસને તો કોળિયો ભાત મળતો નથી અને તું આ બિલાડીને નાખે છે !' ફોઈબાએ હરિદાસને ઠપકો આપ્યો.

હેમવતીએ કહ્યું ' ફોઈબા ! બાળકોને આ પ્રમાણે કરતાં રોકવા સારા નહિ અને ટોકવાય સારા નહિ. બિચારી બિલાડી કેટલી બધી ભૂખી છે ! ભાત કેવો ઝટપટ ઝાપટી જાય છે ! બાળકોને યોગ્ય સંસ્કાર આપવાનો આ સમય છે. અત્યારે આપણે જે સંસ્કાર આપીશુ એ જ ભવિષ્યમાં ખીલી ઊઠવાના છે. મારી અને તમારી એ ફરજ છે કે આ બાળકોમા અત્યારથી જ સુસંસ્કાર રેડવા. અત્યારે એમને આમ કરતાં અટકાવીશુ તો મોટા થયે તેઓ કોઈને કશું નહિ આપે. એ આપે તો આપવા દો. ન આપતા હોય તો આપવા ઉત્તેજન આપો હા, નાદાન બાળકો અવળે રસ્તે જતા હોય તો જ આપણે રોકવા અને ટોકવા જોઈએ. કોઈ ચીજવસ્તુનો બગાડ કરતા હોય તો આપણે પ્રેમભરી સમજણ આપવી જોઈએ.'

(આવી મોઘી લીલાલહેર...કોઈ આજ જશે, કોઈ કાલ)

**બાલ્યવયના સૌ સંસ્કાર, પાછળ ખીલી ઊઠે છે,**
**ઘરના આચાર ને વિચાર, પાછળ ખીલી ઊઠે છે.**
**બીજનું રોપણ જેવું થાશે, ધીમે ધીમે વધતું જાશે;**
**કુમળા છોડ તણો આકાર, પાછળ ખીલી ઊઠે છે.**
**જેવું જોશે તેવું કરશે, અંતે અંતરમાં ઊતરશે;**
**જીવન-પથના સૌ વિચાર, પાછળ ખીલી ઊઠે છે.**
**હૈયે છાપ સદાની પડતી, કાળાન્તરમાં નહિ ઊખડતી;**
**'પુનિત' હૈયાના ચિતાર, પાછળ ખીલી ઊઠે છે.**

ફોઈબા તો આ સાંભળીને જરા ભોંઠા પડી ગયાં અને બોલ્યાં : 'વહુ બેટા ! મારી જરા ભૂલ થઈ ગઈ. તારા જેવી દીર્ઘદૃષ્ટિ મારામાં નથી. મા હો તો તારા જેવી હજો. બાળકના સંસ્કાર પાછળ જે માતા આટલી સજાગ હોય તેનાં બાળક જગતમા ચમકતા સિતારા પાકે છે.'

જમી–પરવારીને સૌ પથારીમાં પડયાં. દેવી હેમવતીએ સૂતા પહેલાં પ્રભુને પ્રાર્થના કરી.

(ઇતના તુ કરના સ્વામી ! જબ પ્રાણ તનસે નિકલે.)

**કરુણાનિધાન કેશવ ! (૨) કરુણા હવે કરોને,**
**દુઃખી તમારી દુનિયા(૨)દુઃખડાં તમે હરોને.કરુણા૦**
**રેખા કરમની નડતી, અંતર પ્રજા છે રડતી;**
**આગો બધે ભભડતી (૨) શાંતિ હવે કરોને.કરુણા૦**
**એક ટુકડાને માટે, ભીખો મંગાય વાટે;**
**જીવન-મરણને સાટે (૨) દૃષ્ટિ હવે કરોને કરુણા૦**
**સ્વાર્થી બન્યા શ્રીમંતો, સ્વાર્થી બન્યા મહંતો;**
**સ્વાર્થી તમારા સંતો (૨) શિક્ષા હવે કરોને.કરુણા૦**
**'જગનો પિતા' તું કહાવે, બિરુદ બધું ગુમાવે;**
**'પુનિત' પ્રેમભાવે (૨) પગલાં હવે ભરોને.કરુણા૦**

પ્રભુને પ્રાર્થના કરીને હેમવતી તો પથારીમાં સૂતી આજે એના હૈયામા અકથ્ય અકળામણ હતી. પંદર–પંદર દિવસથી તે ગામના ભૂખ્યા જનોને અન્નદાન આપી રહી હતી. આજ સુધી તેના આંગણેથી એકેય માનવી ભૂખ્યો નહોતો ગયો. મૂઠી ભાત આપે, ભૂખ્યો માનવી ખાય અને

તેના મુખ પર પ્રસન્નતા વ્યાપે. આ જોઈને હેમવતી રાજી થઈ જતી.

નાના–મોટાનું માપ કાઢવાનું થર્મોમિટર કયું ? શું વયથી માનવની મોટાઈ પરખાય છે ? કદથી પરખાય છે ? સંપત્તિથી પરખાય છે ? રૂપથી પરખાય છે ? સત્તાથી પરખાય છે ?

સામી વ્યક્તિને જોઈતી વસ્તુ આપીને જે પ્રસન્ન થાય એ મોટા બીજા બધા છોટા

નાના ને મોટામાં આટલો જ ફરક. જે મોટા છે, મહાન છે, તેઓને પોતાના પહાડ જેવા દુઃખો તણખલાં જેવાં લાગે છે. જ્યારે જેઓના હૈયા વાટકી જેવડાં છે તેઓને પોતાના તણખલા જેવડાં દુઃખો પહાડ જેવાં લાગે છે અને અન્યના પહાડ જેવા દુઃખો તણખલાં જેવા લાગે છે. આ જ નાના–મોટાનો માપદંડ.

જે દિલથી મોટા છે તેઓ આપીને રાજી થાય છે.

(વહાલા ! તારો વિયોગ....સાચું ઔષધ સંસાર...)

**આપીને રાજી જે થાય (૨) 'મોટા' કહેવાય છે,**
**ગુણલાં નાનાનાં ગાય (૨) 'મોટા' કહેવાય છે.**
**પોતાના દુઃખને રાઈ જેવું માને,**
**પરનાં પહાડો મનાય (૨) 'મોટા' કહેવાય છે.**
**પર–સુખ દેખીને આંખોને ઠારતાં,**
**આનંદ–જળમાં જે ન્હાય (૨) 'મોટા' કહેવાય છે.**
**સ્વાર્થનો ત્યાગ એને રમતવાતમાં,**
**ભૂખ્યાને ખવડાવી ખાય (૨) 'મોટા' કહેવાય છે.**
**'પુનિત' જીવન એનું, અમર કીર્તિ,**
**દુનિયા જેના જશ ગાય (૨) 'મોટા' કહેવાય છે.**

બેત્રણ દિવસ પછી ચોખા ખલાસ થઈ જશે. આગણે આવેલા ભૂખ્યા ગ્રામજનોને પાછા કાઢવા પડશે એવો વિચાર આવતા જ હેમવતી ધ્રૂજી ઊઠી. આજે બારતેર દિવસ થયા છતા ય 'એમનો' પત્ર નથી. બ્રહ્મદેશથી મંગાવેલા સો મણ ચોખા આવી જાય તો તો મહિનો-બે મહિના નીકળી જાય. પરંતુ ત્યાંથી ચોખા ન આવે તો ?

આવો વિચાર આવતાં જ હેમવતી અકળાઈ ઊઠી. પાંચદશ મિનિટમાં તો એના મનમાં કોણ જાણે કેટલાય વિચારો આવ્યા અને ચાલ્યા ગયા.

જ્યારે માનવ અકળામણમાં હોય છે ત્યારે તેના મનમાં અનેક જાતના તર્કવિતર્કો થાય છે.

(તારો નેડો લાગ્યો મને...કરમો જગમાં કરતાં રહીને)

**અકળામણમાં તર્કવિતર્કો મનડામાં બહુ થાતા રે,**
**વિચાર બહુ બહુ આવે સામે, પાછા બદલાઈ જાતા રે.**
**અસ્થિરતા પેસે છે દિલમાં, મૂંઝવણના સિનારા રે,**
**પ્રયત્ન કરતાં થાકી જઈને, દેખે ના કિનારા રે.**
**'શું થાશે ને શું નહિ થાશે ?' ગડમથલો ચાલે રે,**
**હાથ મૂકે છે હૃદય ઉપર, ઘડીમાં મૂકે ગાલે રે.**
**નિર્ણય કોઈઓ નહિ થવાનો, નિશ્ચિંતતા ન આવે રે,**
**વિચારોની પરંપરામાં, જાતે તણાઈ જાવે રે.**
**'પુનિત' પંથ દૃષ્ટિ ના ચડતો, આંખે છે અંધારાં રે,**
**સંસારીને આ સંસારે, વારાફરતી વારા રે.**

હેમવતીને ચારે તરફ અંધકાર અંધકાર દેખાયો ત્યારે થાકીને તેણે પ્રભુને પ્રાર્થના કરી.

(રામજીના રાખ્યા જગતમાં રહીએ)

**ભગવાન ! તારે ભરુસે નાવડું,**
**તુજને ફાવે તો પાડજે આખડું...ભ૦(૧)**
**હાંરે તને ફાવે તો નાવડું તારજે રે લોલ,**
**હાંરે કાં તો ડુબાડજે મઝધાર જો...ભ૦(૨)**
**હાં રે ચિત્ત ચરણોમાં મેં તો જોડિયું રે લોલ,**
**હાં રે બંધ કીધાં છે દિલનાં દ્વાર જો...ભ૦(૩)**
**હાં રે તારા 'પુનિત' નામનો આશરો રે લોલ,**
**હાં રે તને સોંપી છે જીત કે હાર જો...ભ૦(૪)**

'ભગવન્ ! આ વિષમ પરિસ્થિતિમા મે તો મારાથી બનતો પ્રયત્ન કર્યો. હવે પરિણામ તારા હાથમા છે.' એમ કહીને હેમવતીએ આંખ મીંચી દીધી.

પ્રભુને માથે બોજ નાખવાથી હેમવતીના મગજ પરથી ભાર હળવો થયો. પછીની બે જ મિનિટમાં એની આખ મળી ગઈ.

જ્યારે મનમા ખૂબ અકળામણ હોય, ઊંઘ આવતી ન હોય ત્યારે સર્વાત્મભાવે પ્રભુને સોંપીને હળવા થઈ જવુ. મન હળવુ થાય એને તરત જ ઊંઘ આવી જાય.

જોતજોતામા સવાર થયુ. સૂર્યના છડીદારે છડી પોકારી. હેમવતીની આખ ખૂલી. આંખ ખોલતાં જ પ્રભુની મંગલમૂર્તિના દર્શન કર્યા પથારીમાં બેઠા બેઠાં જ પ્રભુને યાદ કર્યા.

પ્રભાતના પહોરમા શરીરની સર્વ ઇન્દ્રિયો અને મનની સર્વ વૃત્તિઓ શાંત હોય છે. સવારનું વાતાવરણ પણ શાંત હોય છે. આવા શાંત વાતાવરણમા જે પ્રભુને યાદ કરે છે તેનો આખો દિવસ શાંતિમા જાય છે.

પણ આજે લોકો કોને યાદ કરે છે એ જાણો છો ? આજના માનવને કાં તો ચા–દેવી યાદ આવે છે અને કાં તો બીડીદેવી યાદ આવે છે.

પૂર્વજન્મના પુણ્યબળે જ પુણ્યાત્મા પુત્ર પાકે છે.



કેટલાક તો બીડી દેવીના એવા શોખીન હોય છે કે રાતે સૂતી વખતે ઓશીકે મૂકીને જ સૂઈ જાય છે. સવારમાં ક્યાંય શોધવી ન પડે.

સવારમાં ઊઠતા વેંત પથારીમાં બેઠાં બેઠાં હાથની બે માનીતી મહારાણીઓને શોધવા માંડે—બીડી અને પેટી. બીડી તો હાથમા આવે પણ ચૂલો પેટાવવા માટે એમનાં ઘરવાળાં પેટી લઈ ગયા હોય તો સવારથી જ એમનો મિજાજ જાય : 'અલ્યા છગનિયા ! તારી મા ક્યાં મરી ગઈ!'

રોજની આદતથી ટેવાયેલાં એમનાં ઘરવાળાં એમના હાથમાં પેટી મૂકે પછી એક બીડી સળગાવે અને અમૃતનો ઘૂંટડો કાળજે ઊતરે ત્યારે, બિલાડીના બચ્ચાની માફક, એ ભાઈ'સાબની આંખ ખૂલે.

સવારના પહોરથી જે સળગાવવાનું ચાલુ કરે છે તે આખો દિવસ જ્યાંત્યાં સળગાવ્યે જ રાખે છે.

જીવનમાં શાંતિ પ્રસરાવવી હોય તો ઊઠતાં વેંત પ્રભુને યાદ કરો. વધારે નહિ, મહિનોમાસ અખતરો તો કરી જુઓ. એક મહિનાના અનુભવે તમને શાંતિ જેવું જણાય તો સદાય કરજો, નહિતર મૂકી દેજો. એટલું ચોક્કસ કહું છું કે આ અખતરામાં ખતરો નથી. તમને લાભ થશે, નુકસાન નહિ થાય એની સોએ સો ટકાની ખાતરી રાખજો.

(સંન્યાસીને સાચું સગપણ...છાનામાના છેડે આવો...)

**વહેલા વહેલા ઊઠી ભજવા રામને જો,**
**આળસને ખંખેરી ફેંકો દૂર જો...વહેલા...(૧)**
**પાપ તણી નિશાની આળસ અંગમાં જો,**
**કાઢી નાખો જડથી એનું મૂળ જો ..વહેલા ..(૨)**
**ઊલટાવી દો આનંદ-સાગર ઉરમાં જો,**
**આંખે ચાલે આંસુડાંની ધાર જો...વહેલા (૩)**
**'પુનિત' જીવન કરવાની તક સાંપડી જો,**
**નાચી ઊઠે વ્હાલોજી હજૂર જો ..વહેલા ..(૪)**

પ્રભુને યાદ કરી સ્નાનાદિથી પરવારી હેમવતી ઘરકામમાં ગુંથાઈ ગઈ. બપોરે તેમના પતિદેવ રામબાબુનો પત્ર આવ્યો. તેમાં લખ્યું હતુ : 'સો મણ ચોખા અહીંથી મેં રવાના કર્યા છે. બેચાર દિવસમાં મળી જશે. જ્યાં સુધી બને ત્યાં સુધી ભૂખ્યા જનોને મૂઠી મૂઠી ભાત આપજો. મારી પાસે સિલક તો હતી નહિ, છતાંય અંગ-ઉધાર લઈને આ ચોખા મોકલ્યા છે.'

પત્ર વાંચીને હેમવતી આનંદિત થઈ, પણ બીજી જ પળે એના મુખ પર ગ્લાનિ છવાઈ ગઈ. દેવું કરીને ચોખા મોકલ્યા છે એ જાણીને એને ખૂબ દુઃખ થયું.

ચોથે દિવસે બ્રહ્મદેશથી સો મણ ચોખા આવી ગયા. સો મણ ચોખા જોઈને હેમવતી તો ગાંડીઘેલી બની ગઈ. હવે તો બમણા ઉત્સાહથી ભૂખ્યા જનોને ભાત આપવાનું શરૂ કર્યું. આખા રાજપુર ગામમાં રાહતની લાગણી ફેલાઈ ગઈ. અષાઢ માસને અંતે અન્નસંકટ મોટે ભાગે દૂર થયુ. પ્રભુકૃપાથી શિયાળુ ધાન્ય આશા મુજબ પાક્યું. મોંઘે ભાવે પણ અનાજ વેચાવા લાગ્યુ. હેમવતીએ તો સો મણ ચોખા હતા ત્યાં સુધી ગરીબોને આપ્યે રાખ્યા. જ્યારે ખલાસ થઈ ગયા ત્યારે પહેરવાનાં આભૂષણો વેચીને પણ અન્નરાહત ચાલુ રાખી. ધરતીને તૃપ્ત કરવા જળ ભરેલી વાદળી વરસી વરસીને હળવીફૂલ બની જાય તેમ, ગરીબોને અન્નદાન આપી આપીને એ હળવીફૂલ બની ગઈ હતી.

મેઘરાજાએ મહેર કરી અને ઉજ્જડ બનેલા ખેતરો હરિયાળાં બનવા લાગ્યાં. ખેડૂતો પણ ધીમે ધીમે કામે વળગવા માંડ્યા હતા. મહિના-બે-મહિનામાં તો પહેલાંની જેમ બધાં જ ખેતરો લહેરાઈ ઊઠ્યાં. હવે તો સરકાર તરફથી ઠેર ઠેર રાહતકેન્દ્રો ખોલાયાં હતાં. ખેડૂતોને અન્ન અને પૈસાની મદદ મળતી હતી.

ચોમાસાના બે-ત્રણ મહિના વીત્યા પછી આશાજનક ચિત્ર જોવા મળ્યું. સારું એવું અનાજ પાકવાની આશા બંધાઈ હતી. આ પાક હાથમાં આવ્યા પછી લોકો નિરાંતે ખાઈને જીવી શકે તેમ હતું. પરંતુ બબ્બે વરસના લાગલાગટ દુષ્કાળથી ખેડૂતો બિલકુલ દરિદ્ર બની ગયા હતા.

સીમનાં હરિયાળાં ખેતરો જોઈને હેમવતીને હૈયે ટાઢક વળી. જોતજોતામાં ભાદરવો પૂરો થયો. દુર્ગાપૂજાના થોડાક દિવસો અગાઉ રામબાબુ ઘેર આવ્યા.

**સ્વામીના દર્શન થતાં હેમવતી ખૂબ પ્રસન્ન થયા,**
**હરખનાં આંસુ દેવીની આંખમાં આવી ગયાં;**
**દુષ્કાળપીડિત દીનદુઃખીઓનાં દુઃખ વર્ણવ્યાં,**
**પતિની મિલકત ખલાસ કરી માટે લજવાઈ ગયાં.**

રામબાબુએ નખશીખ સુધી હેમવતીને નિહાળી. હેમવતીનું ગૌર શરીર સફેદ કપડાથી ઔર દીપી ઊઠતું હતું. તેજસ્વી કપાળમાં બાલસૂર્ય સમાન તેજસ્વી કુમકુમનો ચાંદલો ઓપી રહ્યો હતો. બન્ને હાથમાં કેવળ સૌભાગ્યસૂચક બે ચૂડીઓ જ બાકી રહી હતી.' ગળામાં તુલસીની પરમ પવિત્ર માળા હતી.

રામબાબુ તો ક્યાંય સુધી હેમવતીને નિહાળી જ રહ્યા.

પછી ધીમેથી બોલ્યા : 'દેવી !'

**તારા અંગ પર એકાદું ઘરેણું પણ દેખાતું નથી,**
**સૌભાગ્યસૂચક ચૂડીઓ સિવાય કંઈ દેખાતું નથી;**

**અહો ! આ વેશમાં તું કેવી સુંદર દેખાય છે !**
**જાણે મહાદેવની ગૃહલક્ષ્મી અન્નપૂર્ણા જેવી લાગે છે.**

હેમવતીના મુખ પર લજ્જાની લાલિમા છવાઈ ગઈ. ગૌર મુખ જરા વધુ રતુંબડું બન્યું. નયનોને નીચે ઢાળીને તે બોલી :

**સ્વામી મહાદેવ હોય તો મારે અન્નપૂર્ણા બનવું પડે;**
**સ્વામી શિવસ્વરૂપ હોય તો પછી**
**જનકલ્યાણઅર્થે આપનું ધન મારે ખર્ચવું પડે;**
**આપના અન્નદાનથી સૌને જીવન મળ્યું**
**સૌ અંતરથી આશિષ દેશે,**
**આ પુણ્યથી આપને મોંઘેરું ઇન્દ્રાસન જરૂર મળશે.**

'દેવી ! આપ આ કેવી વાત કરી રહ્યાં છો ? દાન આપ કરો અને ઇંદ્રાસન મને મળે એ કેવી બેહૂદી વાત છે? શાસ્ત્રનો નિયમ તો એ છે કે—

**જે દાન કરે તે જ પુણ્ય મેળવી શકે છે,**
**જે હાથે કાર્ય થયું તેને ફાળે પુણ્ય જઈ શકે છે;**
**તેં પુણ્ય કર્યું તેથી તું જ ઇન્દ્રાણીપદ શોભાવીશ,**
**હું તારી રાજસભામાં એકાદી નોકરી બજાવીશ.**

રામબાણુએ જે કલ્પના દોડાવી તે પતિવ્રતા સતી હેમવતીને ન ગમી તેથી ખૂબ જ નમ્રતાથી કહ્યું :

**નાથ ! હું કોણ ? આપના ચરણની દાસીમાત્ર છું,**
**મારો કંઈ અધિકાર નથી, હું તો સેવા કરવાને પાત્ર છું;**
**રાજા જાતે આપતા નથી, દાસદાસી પાસે અપાવે છે,**
**મેં તો દાસીનું કાર્ય કર્યું છે,**
**પુણ્ય તો આપને ફાળે આવે છે.**

હેમવતીની દલીલ પાસે રામબાણુ પાછા પડી ગયા.

**વારુ ! એ પુણ્ય મારું એ હું સ્વીકારી લઉં છું,**
**એમાં તને ભાગ નહિ મળે, એ નક્કી કહી દઉં છું;**
**એ પુણ્યથી મને ઇન્દ્રપદ મળશે,**
**હું સ્વર્ગનો રાજા બનીશ,**
**તારા ભાગ્યે પુણ્ય નહિ રહે તો પછી તું શું કરીશ?**

રામબાણુના આ કથનથી હેમવતી જરા વિચારમાં અટવાઈ ગઈ પણ સહેજ વિચાર કરતા તરત જ ઉકેલ જડી ગયો અને બોલી : 'નાથ !'

**એમ હોય ? પુણ્યબળે મારા રામ ઇન્દ્ર બનશે,**
**અને આ દાસી ત્યાં પણ ચરણસેવિકા બનશે;**
**આપની સેવાનું મહાપુણ્ય મારે ફાળે આવે છે,**
**સ્ત્રીઓને સ્વામીસેવા માનવતાનું ભાન કરાવે છે.**

ખરેખર સ્વામીના ચરણોમાં જ નારીની સર્વ સૃષ્ટિ સમાઈ જાય છે.

(મીઠી નજરમાં રાખો (૨) રણછોડ ! બાપા રે)

**નારી તણી સૌ સૃષ્ટિ (૨) સ્વામીને ચરણે રે,**
**કર્તવ્ય ના એ ચૂકે, સર્વસ્વ ચરણે મૂકે;**
**મૂકે, સદાયે ઝૂકે (૨) સ્વામીને ચરણે રે...**
**સ્વામીને ઈશ્વર ગણતી, ટૂંકો એ પાઠ જ ભણતી;**
**ભણતી, મિનારા ચણતી (૨) સ્વામીને ચરણે રે.**
**સ્વામી તરછોડી નાખે, હૈયું વલોવી નાખે;**
**નાખે, પ્રીતલડી દાખે (૨) સ્વામીને ચરણે રે...**
**'પુનિત' એ ધન્ય જ નારી, જીવે પતિવ્રત ધારી;**
**ધારી, જતી ઓવારી (૨) સ્વામીને ચરણે રે.**

દુનિયાના કોઈ પણ દેશમા જાવ, ભારતીય નારી જેવી પવિત્રતા કયાંય નહિ મળે. ભારતીય નારી જેવુ સ્વાર્પણ, સાદાઈ, સસ્કાર અને સેવા બીજા કોઈ દેશની નારીમા નહિ મળે પતિના સુખે સુખી અને પતિના દુ:ખે દુ:ખી થનારી અમારી સીતા માતા જેવી, સતી દમયંતી જેવી કે સતી તારામતી જેવી કોઈ સન્નારી અન્યત્ર જોવા નહિ મળે.

(પરમારથે જે ધાયા...જે કોઈ પડે છે ચરણે)

**સાચી જે ટેકધારી, ભારત તણી છે નારી,**
**છોડી પિયર સંબંધી, બાંધે પતિથી ગ્રંથિ;**
**સર્વસ્વ ત્યાગનારી, ભારત તણી છે નારી.**
**મારાપણાને મૂકી, સ્વામીની થઈ ચૂકી;**
**વૈરાગ્ય–વ્રત ધારી, ભારત તણી છે નારી.**
**સેવા અજોડ તપ છે, પતિનામ મૌન જપ છે;**
**સુખદુઃખ લે વિચારી, ભારત તણી છે નારી.**
**સ્વામી આરાધ્ય ઈશ્વર, પરિપૂર્ણ પરમેશ્વર;**
**'પુનિત' સંસ્કારી, ભારત તણી છે નારી.**

ભારત અને પશ્ચિમના આદર્શો વચ્ચે આટલુ બધુ અતર છે પશ્ચિમની નારીઓમા એ મનોવૃત્તિ છે, કે પતિના સુખે સુખી થવુ દુઃખ જેવુ દેખાય કે તત્કાળ છૂટાછેડા લઈ લેવા. જ્યારે ભારતીય નારીનો એ આદર્શ છે, કે પતિના સુખે સુખી અને પતિના દુ:ખે દુઃખી. અગ્નિ ને બ્રાહ્મણ સમક્ષ જેને એક વાર હાથ સોપ્યો એ જ એનો પતિ અને એ જ એનો પરમેશ્વર.

એક વાર પતિના હાથમાં હાથ સોપ્યા પછી કદાચ પતિનો સ્વર્ગવાસ થઈ જાય તોય આર્ય સન્નારી સંસારના સુખનો ઉપભોગ કરવાનો વિચાર સરખો પણ કરતી નથી. વૈરાગ્યની આ કેટલી ઊંચી ભૂમિકા કહેવાય! આ જ સાચું સંતજીવન છે.

(ગુંજારે જે શિરે તારે જગતનો નાથ તે સહેજે...)

**અમારી આર્ય સન્નારી, ખરું એ સંતજીવન છે,**





**દુઃખોમાં નિત્ય હસનારી, ખરું એ સંતજીવન છે.**
**કદાપિ આગ જો વરસે, બધીયે આગ સંઘરશે;**
**શીતળ શાંતિને ધરનારી, ખરું એ સંતજીવન છે.**
**કટુ વાણી કદી સુણતી, મધુરાં પુષ્પ એ ગણતી,**
**સદા નિર્માન રહેનારી, ખરું એ સંતજીવન છે.**

જ્યારે મેં આ ભજન લખ્યું ત્યારે ભારતીય નારીને કોની ઉપમા આપવી એની મૂઝવણમાં હું પડ્યો ઘણી ઘણી ઉપમાઓ વિચારી જોઈ, પણ કોઈ ઉપમા ભારતીય નારીની સાથે બરાબર બંધબેસતી ન લાગી. આમ વિચારમાં ને વિચારમાં પૂરું એક અઠવાડિયું વીતી ગયું, છતા કોઈ યોગ્ય ઉપમા ન જડી. અંતરમાંથી સ્ફુર્યું. છેવટે ચંદનની ઉપમા બરાબર લાગી

**ખરેખર એ જ છે ચંદન, 'પુનિત'નાં લાખ હો વંદન,**
**સુગંધી રોજ દેનારી, ખરું એ સંતજીવન છે.**

હેમવતીની આવી ઉચ્ચ ભાવના જોઈને રામબાબુ તો ઘડીભર હેમવતીની સામે જ જોઈ રહ્યા

**રામબાબુ મૌન થઈ ગયા, જાણે એ હારી ગયા,**
**વાતને હવે બદલી નાખવાના વિચાર ઉપર આવી ગયા;**
**એમની પરીક્ષામાં પત્ની પ્રથમ નંબરે પાસ થયાં,**
**સારી પત્ની મળી એથી પ્રભુનો પાડ માનવા લાગ્યા.**

થોડી વાર વિચાર કર્યા પછી રામબાબુએ સસ્મિત વદને પૂછ્યું 'દુર્ગાપૂજાના દિવસો નજીક આવ્યા છે. આ વરસે દુર્ગાપૂજાના ઉત્સવનું શુ કરીશું ?'

'નાથ ! જેવી આપની ઇચ્છા.' હેમવતીએ ટૂંકો જવાબ વાળ્યો.

'દેવી ! દુર્ગાપૂજાનો ઉત્સવ બંધ રાખવાનુ મને જરાય ગમતુ નથી. પણ લાચારીથી બંધ રાખવો પડે એમ છે. તુ જાણે છે કે મે કરજ કરીને સો મણ ચોખા મોકલ્યા હતા અને અહી પણ તે ઘરના દરદાગીના વેચીને ગરીબોને સહાય કરી માથે દેવુ હોય ત્યારે આવા ઉત્સવો ન ઊજવવા જોઈએ એવુ મારું માનવુ છે.' રામબાબુએ પોતાનો સ્પષ્ટ અભિપ્રાય વ્યક્ત કરી દીધો.

'નાથ ! હુ પણ આપના મતને મળતી થાઉ છુ પણ આપ ઉત્સવ ન જ ઊજવવો એવી જે વાત કરો છો, એ મને ઉચિત નથી લાગતુ.'

'ત્યારે હવે તુ જ કહે, ઉત્સવ ઊજવવો કઈ રીતે ? મારી પાસે અત્યારે માત્ર પચાસ–સાઠ રૂપિયા છે. હું જોઈ શકું છુ કે તારી પાસે પહેરવાના સારા કપડાં પણ નથી. ઓછામાં ઓછા દશબાર રૂપિયા કપડામાં જોઈએ. તારી પાસે પહેરવા એકે દાગીનો નથી. કંઈ નહિ તોય 'તારા હાથમાં રૂપાની બે બંગડીઓ તો જોઈએ ને !'

'નાથ ! મારા કપડાં અને દાગીનાની વાત વિચારશો જ નહિ. આપ ઇચ્છો તો પચાસ–સાઠ રૂપિયામાં પણ દુર્ગાપૂજા થઈ શકે. ભલે ખૂબ સાદાઈથી, પણ દુર્ગાપૂજાનો ઉત્સવ તો થવો જ જોઈએ. કારણ કે ઉત્સવો એ તો આપણી સસ્કૃતિના પ્રતીક છે. આજે આપણે પૈસાની ખેચને લઈને આ ઉત્સવ ઊજવવાનુ બંધ રાખીશું તો આપણા સતાનો એક યા બીજુ બહાનુ કાઢીને આ ઉત્સવ ઊજવતા બંધ થઈ જશે આપણા પૂર્વજોએ ઉત્સવોની જે યોજના ઘડી છે તે ખૂબ સમજી–વિચારીને કરી છે. અમુક અમુક સમયના અંતરે આવતા ઉત્સવોથી જનતામાં ઉત્સાહનુ વાતાવરણ પ્રગટે છે કામથી કંટાળેલા લોકોમાં રાહતની લાગણી ફેલાય છે. સાદાઈથી પણ આ ઉત્સવ ઊજવીશું તો મા દશભુજાની પધરામણીથી ગામમા આનંદનુ વાતાવરણ ફેલાવી શકીશુ આ વર્ષમા દારુણ અન્નકષ્ટથી ગામલોકો સાવ દુર્બળ થઈ ગયા છે જો આ નોરતામા મા દુર્ગાનું મુખ જોવાનો તેમને લાભ નહિ મળે તો ગામલોકો હતાશ થઈ જશે. આ વરસે આપણે ઠાઠમાઠથી ઉત્સવ નહિ કરીએ. માને માત્ર અક્ષત અને ફૂલ–જળથી જ રિઝાવીશું મા તો મમતાળુ છે. આપણને જે મળ્યુ તે ભકિતભાવે અર્પણ કરીશુ તોપણ મા પ્રસન્ન થઈ જશે. પછી તો જેવી આપની ઇચ્છા.'

હેમવતીની વાત સાંભળીને રામબાબુ મરક મરક હસતા બોલ્યા : 'ઠીક ત્યારે, ખૂબ સાદાઈથી દુર્ગોત્સવ ઊજવીશું. બસ, પછી છે કંઈ !'

પતિની સંમતિ મળતા જ હેમવતીનું મુખકમળ મલકાઈ ઊઠ્યુ

નવલા નોરતાના દિવસ આવી પહોંચ્યા. માં દુર્ગાની યાદ આવતા જ આખો બંગદેશ ઉલ્લાસથી નાચી ઊઠ્યો. સૌ સૌની શક્તિ મુજબ સૌએ માની ભકિત કરવા માંડી. રામબાબુને આગણે પધરામણી જાહેર કરનારાં મંગળ વાજિંત્રો વાગવા લાગ્યા. આગણે આસોપાલવના તોરણ બંધાયાં. ચતુરંગી ચંદરવા બંધાયા. બ્રાહ્મણોએ માનું આહ્વાન કરતા શ્લોકો બોલવા માંડ્યા

આખા રાજાપુર ગામમા આનંદનુ હવામાન જામી ગયું. ખેડૂતોનાં હૃદય પણ હર્ષપુલકિત થયા. દર વર્ષે તો આ ઉત્સવ નિમિત્તે અનેરા ઉમંગથી ભાગ લેતા. બાળકોને નવા નવા કપડા પહેરવા મળતા સ્ત્રીઓ સજ્જ થઈ મહાલતી પણ બબ્બે વર્ષના દુષ્કાળને લઈને આજે લોકો પાસે સારા કપડા કે દાગીના કરવાનુ સામર્થ્ય રહ્યુ નહોતું.

સાવ સામાન્ય વસ્ત્રોમાં રાજાપુરનાં નરનારીઓ મા દુર્ગાદેવીને નમસ્કાર કરવા માટે રામબાણુને ત્યાં આવ્યાં. માનાં મુખદર્શન કરવાનો ભાવ સૌના મુખ પર તરવરી રહ્યો હતો.

ઘરના વિશાળ ચોકમાં સેલાગ દાં મુખવાળાં ખેડૂત-બાળો—કોઈ તદ્દન નાગા તો કોઈ ચીથરેહાલ સ્થિતિમાં—મા દુર્ગાનાં દર્શન કરવા આવ્યાં છે. જેવા ખેડૂતબાળ એવા જ એમના માતો–પિતા છે.

હેમવતીએ આ દૃશ્ય જોયુ અને એનુ હૈયુ કંપી ઊઠ્યું : અરે, કેવી દશા આવી પડી છે ! આ નાગા–ભૂખ્યા ખેડૂત બાળોને હુ એકાદું નવું વસ્ત્ર પણ આપી શકતી નથી.'

હેમવતી અકળાઈ ઊઠી. પણ પરિસ્થિતિ પાસે તે લાચાર હતી જ્યારે ગામલોકો દર્શને આવ્યાં ત્યારે હેમવતી ઘરના ઓરડામા બેઠા હતાં.

મા દુર્ગાના દર્શન કર્યા પછી સૌની આંખો મા હેમવતીને ખોળી રહી જ્યારે મા હેમવતી ન દેખાયાં ત્યારે સૌ બોલ્યાં : 'મા હેમવતી કેમ દેખાતાં નથી ! આજે તો અમે મા હેમવતીના દર્શન કરવા આવ્યા છીએ. તેમનાં દર્શન કર્યા સિવાય અમે કોઈ અહીંથી જવાના નથી. આજના આ મંગલ પ્રસંગે મા દુર્ગાના દર્શનની સાથે સાથે અમારી જીવનદાત્રી જનનીનાં પવિત્ર ચરણોમાં અમારાં મસ્તક નમાવવા છે. મા હેમવતી, અમારાથી તુ કેમ નારાજ થઈ છે ? જરા બહાર આવીને તારું મમતાળુ મુખ બતાવ !'

સૌના આગ્રહને માન આપીને મા હેમવતી બહાર આવ્યા. સૌ ગ્રામવાસીઓએ ભક્તિભાવપૂર્વક માને વંદન કર્યા. ગામલોકોની આવી દીનહીન દશા જોઈ ને મા હેમવતીનુ હૃદય રડી ઊઠ્યુ અને તે બોલી ઊઠ્યા : 'બાપુ ! આ સાલ તો આપણો દુર્ગોત્સવ દુઃખનો છે. આવો, આપણે સૌ મા જગદંબાને પ્રાર્થના કરીએ કે, તે સારો દહાડો દેખાડે અને આપણે ફરીથી રૂડા પ્રકારથી આનંદોત્સવ ઊજવીએ'

[મા પાવા તે ગઢથી ઊતર્યા મહાકાળી રે.. ]

**તું માડી, હું બાળુડો, મા ! સાચવજે,**
**તારે ખોળે પડ્યાં છે બાળ (૨) માડી ! સાચવજે.**
**ત્રિવિધ તાપે તપી રહ્યા, મા ! સાચવજે,**
**જેને લાગે ન એની ઝાળ (૨) માડી ! સાચવજે.**
**પડે-ખડે ને ઊભા થતા, મા ! સાચવજે,**
**એને સાચા મારગમાં વાળ (૨) માડી ! સાચવજે.**
**'પુનિત'નો તું આશરો, મા ! સાચવજે,**
**તારી અમીની આંખડી ઢાળ (૨) માડી ! સાચવજે.**

મા હેમવતીએ ભક્તિભાવથી માને પ્રાર્થના કરી સૌએ સાદમા સાદ પુરાવ્યો. હેમવતીનો કંઠ ગદ્ગદ થઈ ગયો. માને પ્રેમથી વંદન કર્યાં. અને માને ધરાવેલો પ્રસાદ સૌ ગ્રામવાસીઓને વહેંચ્યો.

મા હેમવતીના હાથનો પ્રસાદ પામીને સૌ આનંદઘેલાં બની ગયાં. પછી સૌ ધીમે ધીમે વિદાય થયા.

બંગાળને માથે ચડેલી દુઃખની વાદળી ધીમે ધીમે વીખરવા લાગી અને સુખનો સૂર્ય ધીમે ધીમે પ્રકાશિત થવા લાગ્યો.

રાજાપુરની સીમમાં આવેલાં ખળાંઓમાં અનાજના ભારેભારા ઠલવાવા લાગ્યા. હૈયાના અનેરા ઉમંગથી ખેડૂતો ડાંગરને ઝૂડી ઝૂડીને છૂટી પાડી રહ્યાં છે. એક બાજુ પરાળનો ઢગલો થાય છે, જ્યારે બીજી બાજુ ડાંગરનો ઢગલો થઈ રહ્યો છે. ડાંગરનો ઢગ જોતાં જ ખેડૂતો આનંદી રહ્યાં છે.

ગાડામાં ભરી ભરીને ખેડૂતોએ ડાંગર ઘર ભેગી કરવા માંડી. નવા ભાતની સોડમથી આખું ગામ મઘમઘી ઊઠ્યુ.

ગામના એક ખેડૂતે પોતાની ડાંગરમાંથી એક મોટો ગાંસડો બાંધ્યો, એટલે બીજા ખેડૂતે પૂછ્યુ : 'અલ્યા ! આ જુદો ગાંસડો કેમ બાંધ્યો ?'

'કેમ આમ પૂછે છે ? આજ સુધી જે માના હાથના ભાત ખાઈ ખાઈ ને આપણે પ્રાણ ટકાવ્યા એ મા હેમવતીને આ પ્રસંગે કેમ ભુલાય ? પહેલા એક ગાંસડી ડાંગર માને ત્યાં જશે, પછી જ આ ડાંગરનો ભાત મારા મોમાં જશે. જો આજે માને ભૂલી જઈએ તો પછી આપણા જેવા નગુણા કોણુ ?'

ડાંગરનુ પોટલું માથે ઊંચકીને તે ખેડૂત પરભાર્યો મા હેમવતીને ત્યાં આવ્યો અને કહ્યુ : 'મા, લ્યો આ ડાંગર'

હેમવતીએ પ્રેમથી પૂછ્યું :

'કેમ ભાઈ ! શાની ડાંગર લાવ્યો છે ?'

'કેમ મા, આજે આમ પૂછે છે ? આજ સુધી તારા હાથનો ભાત ખાઈ ખાઈ ને તો અમે પ્રાણ ટકાવ્યા. આજે મા ધરતીએ છૂટા હાથે દીધુ છે એટલે અમારે તમને દેવું જોઈએ ને !'

'ના, ભાઈ. એવુ ના હોય. આપદકાળમા તમને બધાને મદદ કરવી, તમારી સેવાનો લાભ લેવો એ તો મારો ધર્મ હતો.'

'મા, તારે ધર્મ હોય તો પછી અમારે ધર્મ કેમ ન હોય ? આ ડાંગર નાખી તારે બારણે. એ લીધે જ છૂટકો છે.'

ખેડૂત તો ડાંગર નાખીને ચાલ્યો ગયો. આઠ–દસ દિવસમાં તો આખા ગામમાંથી ડાંગરના ગાંસડેગાંસડા આવ્યા. માના કોઠારો ડાંગરથી ઠસોઠસ ભરાઈ ગયા.

મા હેમવતીને આ રુચ્યું તો નહિ, પણ ખેડૂતોના આગ્રહ પાસે આખર નમતુ મૂકવું પડ્યું. પ્રેમ પાસે કોણ પરાજિત નથી થતુ ?

થોડા સમયમાં તો આખા રાજપુર ગામનુ વાતાવરણ બદલાઈ ગયુ. ચોમાસું પાક સારો ઊતર્યો. ખેડૂતોએ શિયાળુ પાક માટે તૈયારી કરી. મા ધરતીએ લીલુડા રંગની સાડી ધારણ કરી હોય તેમ, આખી ધરતી લીલીછમ થઈ ગઈ. પવનની મીઠી લહેરોમાં વૃક્ષો આનંદથી ડોલવા લાગ્યાં. ફૂલછોડો પુષ્પોથી લચી જવા લાગ્યા. ખેડૂતપત્નીઓ પણ સ્વામી પાસે આનંદ અને પ્રેમથી સોનારૂપાનાં ઘરેણાં માગવા લાગી. ગામની પહેલી સીમ ગોપબાળોના બંસરીનાદથી ગુંજવા લાગી.

ચારે તરફ આનંદનું વાતાવરણ જામેલુ જોઈને હેમવતીનું હૈયુ હરખથી નાચવા લાગ્યુ. દુર્ગોત્સવ પૂરો થતા જ રામબાબુ તો પાછા બ્રહ્મદેશ ઊપડી ગયા.

આમ કરતા કરતા મકરસંક્રાંતિ આવી પહોંચી. આ દિવસે રાજપુરના પાદરે વાસ્તુદેવનો મેળો ભરાતો હતો. રાજપુરના જમીનદારને આગ્રહે આ મેળો ભરાતો હતો.

મકરસંક્રાંતિનુ પુણ્યવતું પ્રભાત પ્રગટ્યું. હેમવતીએ ઊઠતાં વેંત પ્રભુના દર્શન કર્યા. અને પુત્ર હરિદાસ અને વિરજાને પ્રેમથી ઉઠાડતા કહ્યું . ' બેટા હરિદાસ ! જાગો, પ્રભુનાં દર્શન કરો. જલદી જલદી પ્રભાતની પ્રાર્થના કરીને સ્નાન કરી લો. અને વિરજા, તુ પ્રાર્થના પતાવી, સ્નાન કરી, જલદી જલદી વાડામાંથી પુષ્પો ચૂંટી લાવ સૂર્યોદય થયા પછી ચૂંટાયેલા પુષ્પો પૂજાના કામમાં નહિ આવે. માટે જલદી જલદી જાગો. અને આજે તો તમારે મેળો જોવા જવાનું છે.'

નાનો હરિદાસ અને વિરજા એકદમ બેઠા થઈ ગયા. પ્રથમ પ્રભુના દર્શન કર્યાં. માતાની સાથે પ્રભાતની પ્રાર્થના કરી. દાતણ કર્યું સ્નાન કરી હરિદાસ પ્રભુની પૂજામા બેસી ગયો. અને વિરજા વાડામા પુષ્પો ચૂંટવા ગઈ.

માતા હેમવતી બાળકોના નાનામોટા વર્તન પ્રત્યે ખૂબ બારીક નજર રાખે છે. બાળકો જ્યારે જ્યારે ભૂલ કરે છે ત્યારે ત્યારે ખૂબ જ પ્રેમથી સમજાવીને સવળે રસ્તે વાળે છે.

ઘર એ તો મૂગી શાળા છે બાળક માતા પાસે જે શિક્ષણ પ્રાપ્ત કરે છે, તેવું શિક્ષણ ક્યાય મળતું નથી. ધર્મ, સદ્ગુણ તેમજ સંસ્કારની આધારશિલા કોઈ હોય તો તે માતા છે. દુનિયાના દરેક દેશના મહાપુરુષોએ એ વાતનો છડેચોક સ્વીકાર કર્યો છે.

સ્વામી દયાનંદ કહેતા હતા કે, 'હિન્દુઓનો ધર્મ હિંદુઓના પુત્રોથી ટક્યો નથી, પરંતુ પુત્રીઓથી ટક્યો છે. હિંદુ સ્ત્રીઓએ ધર્મ છોડ્યો હોત તો હિંદુધર્મ ક્યારનોય નાશ પામ્યો હોત.'

બંગાળના બંકિમ બાબુ બોલે છે : ' સ્ત્રીઓ સાક્ષાત્ ક્ષમાની અને સ્નેહની દૈવી મૂર્તિઓ છે.'

ગોપીચંદ કહે છે . ' મારા ત્યાગ અને વૈરાગ્યનુ મૂળ મારી માતા મેનાવતી છે '

શૂરવીર શિવાજી કહે છે : 'રણના મેદાનમાં રમવાનો ઉત્સાહ મારી માતા જીજીબાઈએ પૂરો પાડ્યો છે. આફતની સામે થવાની હિંમત એ મારી માતાનો વારસો છે.'

સ્વામી વિવેકાનંદ કહે છે : 'જે દેશમા સ્ત્રીના સુખનો વિચાર કરવામાં આવતો નથી તે ઉન્નત થઈ શકતો નથી.'

દાદાભાઈ નવરોજી કહે છે : ' મારી માતાએ મારા પર ઝીણી નજર રાખી મને ખરાબ લક્ષણોથી બચાવ્યો છે.

ગોલ્ડ સ્મિથ કહે છે . 'કાંટાવાળા વનને સ્ત્રી ફૂલવાડી બનાવી શકે છે. '

હ. મોહમ્મદ પયગંબર સાહેબ કહે છે કે, ' મનુષ્યમાત્રનુ સ્વર્ગ તેની માતાનાં ચરણોમા વસે છે.'

નેપોલિયન બોનાપાર્ટ કહે છે : 'મારામા જે કર્તવ્યનિષ્ઠા અને ધૈર્ય દેખાય છે તે હું મારી માતાના ખોળામા બેસીને શીખ્યો છું.'

દેશ અને દુનિયાનું ભાવિ પુરુષોના હાથમાં નહિ, માતાના હાથમાં છે. બાળકોને એ જે રીતે ઘડે છે એવી રીતે આખો સમાજ ઘડાય છે. માટે માતાઓની જવાબદારી સૌથી વિશેષ છે.

(નર–નારીથી આ સંસાર, વસમી જવાબદારી.. )

**સુણજો દુનિયા કેરી નાર, માની જવાબદારી,**
**કરવો બાળકનો ઉદ્ધાર, માની જવાબદારી ૧**
**હૈયામાં હેત બતાવે, પારણિયે લાલ ઝુલાવે;**
**મુખે હરિ તણો ઉચ્ચાર, માની જવાબદારી ..૨**
**હાલરડાં ગાતાં ગાતાં, હરિના રસ પાતાં પાતાં;**
**કરવી મુખે અમૃતધાર, માની જવાબદારી...૩**
**'પુનિત' એવી જે માડી, લીલી રહે એની વાડી;**
**કરવું કુટુંબને ભવપાર, માની જવાબદારી ..૪**

(ક્રમશઃ )

# એક ફદિયું



'જીવનનો યાદગાર પ્રસંગ !'

આ નાનકડો સવાલ જેટલો સરળ અને સાદો લાગે છે એટલો જ લખતી વખતે જટિલ સરખો બની રહે છે—અલબત્ત મારે માટે.

પ્રસંગનો અર્થ હું ગતિ પણ કરું છું. એટલે ગતિશીલ જીવન એ પ્રસંગોની એક હારમાળા જ હોય છે. એમાં પછી કેટલાક પ્રસંગ યાદ રહી જાય છે, તો કેટલાક વળી ભુલાઈ જાય છે. કેટલાક શુભ ને કેટલાક અશુભ તો કોઈ કોઈ વળી લાગે શુભ ને નીવડે અશુભ. તો અશુભમાથી શુભની પ્રાપ્તિ પણ કોઈ વાર ક્યાં નથી બનતી !

એટલે આ સવાલ ઉપર વિચાર કરવા બેસવું એ મને ચાકડે ચઢવા સરખું દુષ્કર કામ લાગે છે. ને આ જ કારણથી કેટલાક તંત્રીમિત્રો તરફથી આગ્રહભર્યાં નિમંત્રણ મળવા છતાં ય 'યાદગાર' પ્રસંગ ઉપર લખવા આજ સુધી મેં ધૃષ્ટતા નથી કરી.

આનો અર્થ એમ નથી કે યાદગાર પ્રસંગો યાદ કરવા પડે એમ છે. બલકે એટલા બધા પ્રસંગો છે કે એ ઉપર નજર નાખવા જતાં આખી ય જિંદગી જાણે યાદગાર સરખી બની રહે છે. અને પછી પ્રસંગની પસંદગી કરવા જતા એવું થાય છે કે, અકબંધ કોઈ માળામાંથી એકાદ મણકો કાઢવા જતાં જીવ જ જાણે નથી ચાલતો.

લાંબેની ક્યાં વાત, પંદરેક દિવસ પહેલાંની જ વાત કરું. પરંતુ વાત કરતા પહેલાં જણાવી દઉં કે આ કોઈ ચમત્કૃતિભર્યો પ્રસંગ નથી. બલકે પ્રસંગની રીતે તો રાઈના કણ સરખી એક મામૂલી જ વાત કહેવાય. ઉપરાંત આ વાત જીવનની પણ નથી, પણ જીવની વાત છે. તે મને ખૂબ બેચેન કરી ગઈ છે !

વળી એ પણ કહેવું જોઈએ, કે મારો સ્વભાવ કંઈ એવો નથી કે રૂપિયારડાનો હિસાબ ગણું. બલકે ત્રણેક વર્ષ ઉપર એક સમાજ સુધારક મંડળે ભીખ ન આપવાનો પરિપત્ર મારા ઉપર મોકલ્યો હતો. એ પહેલાં તો ભિખારીઓને હું એક આનાથી ભાગ્યે જ ઓછું આપતો હતો.

છતાં ય કેમ મેં તે દિવસે એક ફદિયાનો હિસાબ ગણ્યો એ મારા માટે જ નહિ, બલકે અચ્છા અચ્છા વિવેચકો અને માનસશાસ્ત્રીઓ માટે પણ એક રસ ભરી શોધ બની રહેવા સંભવ છે, જો કોઈને રહસ્ય પામવામાં રસ હોય તો !

ગમે તેમ પણ આ નાની સરખી બાબત ઉપર હું પોતે એટલો બધો વિચારમાં પડી ગયો છું, કે એટલે જ આ નાચીજ પ્રસંગ એક યાદગાર સરખો બની રહ્યો છે.

વાત આમ છે : આખો દિવસ કિતાબ, કલમ અને કાગળો સાથે કુસ્તી અને ગોષ્ઠી કર્યા પછી હું સાંજના સમયે ફરવા નીકળ્યો હતો.

આમે ય મને શરદ ઋતુ વસંતની નાની બેન હોય એવી સોહામણી લાગતી હોય છે. તેમાં વળી આ સાંજે તો આકાશમાં વાદળોનો આનંદમેળો જામ્યો હતો. મોટે ભાગે તો એ બધાએ એક જ રંગનાં એટલે કે ગુલાબી વસ્ત્રો પહેર્યાં હતાં. રંગ અને વાદળો ય આમ તો હું જિંદગીભરથી જોતો—માણતો આવ્યો છું. પણ કોણ જાણે કેમ, ક્યારે ય મને એવું નથી થયું : 'બહુ થયું ! કશી આમાં નવી-

( પુનિત-સ્મૃતિ, સંત 'પુનિત' માર્ગ, મણિનગર, અમદાવાદ-૮ )ના ગ્રાહકોના નિયમો

૧) વા૦ લ૦ ભારત માટે રૂા. ૬—૨૫ છે. પરદેશ માટે ૧૪ શિલિંગ (રૂા. ૧૪-૭૦) છે. પરદેશનું લવાજમ રૂા. મા લેવાતું નથી. ૨) ૧૭મીએ બહાર પડે છે. ૩) હાલ ફેબ્રુઆરી ૬૭થી જાન્યુ૦ '૬૮ સુધી રૂા. ૬-૨૫ ભરી ગ્રાહક થવાય છે. સંસ્થાના ફરતાવાર એજન્ટોને અપાતી સંસ્થાની જે—તે વર્ષ માટેની છાપેલી પાવતી વિના કોઈએ લવાજમ આપવું નહિ તેમ છતાં આપશે તો તે માટે સંસ્થા જવાબદાર લેખાશે નહિ. ૪) દર વર્ષે, આશરે ૨૭૫ પાનાનો સુશોભત વિશેષાંક, દર મહિને ૭૨ પાનાનો ચાલુ અંક, ૧૫ ત્રિરંગી ચિત્રો અપાય છે. ૫) ૨૨મી સુધી અંક ન મળે તો પોસ્ટના જવાબ સાથે કાર્યાલયને લખવું. ૬) સરનામું બદલવાની સૂચના તા. પાંચમી સુધી આપવી. ૭) પત્રવ્યવહારપ્રસંગે ગ્રા૦ નં૦ લખવો જરૂરી છે

નતા તો છે નહિ. એકની એક જ સંધ્યા યુગોથી જોઈએ છીએ.'

બલકે જ્યારે જ્યારે સંધ્યાના આ રંગો ઉપર નજર માંડી હશે ત્યારે ત્યારે એ નિત્ય નવા લાગ્યા છે. પછી ભલે વાદળોના જૂજવા આકારને લીધે હોય યા જોનારમાં પણ કશું નિત્ય નવું જોનાર વિશિષ્ટ તત્ત્વ આવેલું હોય તો કહેવાય નહિ!

ગમે તેમ પણ એક આંખ આભમાંના આ આનંદ-મેળા તરફ, તો બીજી આંખ સાંજની સડકો ઉપર વહ્યે જતી જીવનગંગાનાં વિવિધરંગી વર્તુળો ઉપર ફરી રહી હતી. આકાશની અંદર પથરાયેલાં વાદળોમાં કોઈ જગ્યાએ ગાંધર્વનગરી રચાઈ હતી, તો કોઈ ઠેકાણે હાટડીઓ મંડાઈ હતી. કો' ગિરિવરની તળેટીમાં સાધુઓનું ઝુંડ જામ્યું હતું તો નીલવર્ણી સરોવરની સોનેરી પાળ ઉપર પનિહારીઓની હેલ ભરી લાંબી હાર દેખાતી હતી.

અહીં નીચે પણ ક્યાં ઓછી રમઝટ ચાલતી હતી! સડકની એક બાજુએ પુરી-પકોડીની લારી હતી ને બારી આસપાસ ફરવા નીકળેલાં રંગબેરંગી સહેલાણીઓની ઘરાકી પણ ઠીક ઠીક હતી. શેરડીના સંચા આગળ પણ એકબે યુગલ ઊભાં હતાં ને શેરડીવાળો જુવાન પોતાના હાડકાંમાંથી રસ કાઢતો હોય એ રીતે સંચો ફેરવતો શેરડી પીલતો હતો. આઈસક્રીમની ગાડીઓ પણ એક-બે દેખાતી હતી. તો કોકાકોલાવાળા તો બેત્રણ જણ, કોઈ ઊભો હતો તો કોઈ વળી લારી ધકેલતો કવિતા કરતો જતો હતો. 'તાઝગીભર્યું સ્વાદિષ્ટ પીણું, કોકાકોલા પીઓ બાબુ.'

આમ તો કાન ઉપર અનેક અવાજો પડતા હતા, પણ એમાંના એક જીવનજરૂરિયાતવાળા અવાજે આ સૌન્દર્યલીલા વચ્ચે આવીને મારા ચિત્તને ભાન કરાવ્યું : 'દાતણ લેવાનાં છે.'

ને ફૂટપાથના એક ખૂણા આગળ બેઠેલી એ સ્ત્રી પાસે જઈ સવાલ કર્યો : 'કેટલાં આપ્યાં ?'

'એક આનાનાં ચાર આપ્યાં, સાહેબ !'

ભાવ સાંભળીને મારાથી એક નિશ્વાસ નખાઈ ગયો. સાથે સાથે બચાવ પણ કર્યો : 'હરેક ચીજના ભાવ આસ્માને ચડી રહ્યા છે, પછી દાતણનો ય હોય જ ને !'

મનને તો ઘણું હતું કે આનાનાં ત્રણવાળાં એ લીલાંછમ્મ દાતણ ખરીદું, પણ અતિશય આ મોંઘવારીને લીધે છેલ્લા કેટલાય સમયથી મેં પણ મારી પત્નીની સાથે મનને કેળવ્યું હતું કે સારાનો મોહ જતો કરીને સસ્તા તરફ પહેલું વિચારવું. ને હાથમાં લીધેલા પેલાં લીલા કુંઆર દાતણનો લીલુડો ને લિસ્સો સ્પર્શ માણીને જ ઢગલી ઉપર મૂકી દીધાં. પછી ચાર વાળાંમાંથી ન બહુ જાડાં કે ન બહુ પાતળાં, ન ક્યાંય ગાંઠો કે ન ક્યાંય વાંકું, એવાં જોઈ જોઈ ને ચાર દાતણ પસંદ કર્યાં.

પરંતુ પહેરણના ખિસ્સામાંથી પૈસા કાઢવા જાઉં છું ત્યાં જ યાદ આવ્યું, આ રીતે એક દિવસ દાતણ લઈ ગયો હતો ત્યારે પત્નીએ કહ્યું હતું : 'હવેથી જાડાં જાડાં દાતણ લાવજો.'

'આટલાં જાડાં તો છે.' મેં નવાઈ પામતા કહ્યું.

આ દાતણ કંઈ ચિરાય ઓછું !' પત્નીએ કહ્યું.

'કેમ, ચીર પણ મઝાની ઊતરે છે.' કહેતાં લાગલું મેં ગૂંચવાતા મગજે હસીને ઉમેર્યું : 'રોજ ઊતરે છે ને આજે શું છે તે નહિ ઊતરે ?' વળી ઉમેર્યું : 'આવળનાં નથી કંઈ, બાવળનાં છે. જો જરા લાઈટ આગળ જઈ ને.'

પત્ની હસતાં હસતાં બોલી : 'વગર લાઈટે ય ઓળખાય છે, બાવળનાં છે એ તો. પણ મારુ કહેવું એમ છે કે જાડાં હોય તો ચીરીને બે કરી શકાય ને એક દાતણ બે વાર થઈ શકે.'

ખુશ થતાં મેં કહેલું : 'ઓ, એમ કહેને તો. હવેથી લાવીશ ત્યારે જાડાં લાવીશ.'

ને એ વાતચીત પછી આજે જ મારે દાતણ લેવા જવાનો વારો આવ્યો. પત્નીની પેલી સૂચના મુજબ પસંદ કરેલાં દાતણ પાછાં મૂકી, સો- દોઢસો દાતણના ઢગલામાંથી સરસ મઝાનાં મેં ચાર બંબુરાં પસંદ કર્યાં.

ખિસ્સામાંથી મેં દસ પૈસાનો સિક્કો આપતાં દાતણવાળીને કહ્યું : 'લો, ચાર લીધાં છે.'

'હા, હા, સાહેબ. દાતણ તો કોણ ચોરતું હશે!' કહી બાઈએ દસ પૈસાનો સિક્કો લઈ પગ આગળ પડેલું પરચુરણ ફેંદવા માંડયું. પરચુરણે ય કંઈ એટલુ બધું ન હતું કે ફેંદવું પડે. પણ આપણી સરકારે નવો પૈસો એવો નાજુક કાઢ્યો છે, કે બીજા સિક્કાની નીચે હોય તો સમજાય જ નહિ.

ત્યાં તો એકાએક એને યાદ આવ્યું હોય એ રીતે ઢગલીમાંથી પાંચ પૈસાનો સિક્કો ઉપાડતાં મારી તરફ જોઈ કહ્યું : 'એક પૈસો છૂટો આપો સાહેબ.'

'નથી છૂટો.' કહી મને પોતાને ખાત્રી હતી છતાં ય ખિસ્સાનું પરચુરણ હાથમાં કાઢીને જોવા લાગ્યો. બાઈને જાણે આડકતરી રીતે કહેતો ન હોઉં કે, 'જો, જૂઠું બોલતો હોઉં તો !'

બાઈના મોં ઉપર મૂંઝવણ જોઈને વળી મેં કહ્યુ : 'તારી પાસે એક પૈસો છૂટો હોય તો સાત પૈસા મારી પાસે છે'

બાઈ બબડી : 'એમ તો મારી પાસે ય આ રહ્યા બે પૈસા. પણ એક પૈસો છૂટો નથી.' ને પછી પાંચનો સિક્કો એણે મારી સામે લંબાવ્યો.

દાઝતો હોઉં એ રીતે મેં મારો હાથ પાછો ખેંચતાં વળી કહ્યું : 'પણ ક્યાં છે પૈસો મારી પાસે ?'

'કંઈ નહિ સાહેબ કોઈક દિવસ આપજો.'

'ના ભાઈ, ના. એ વળી ક્યાં હું પૈસાનું લાકું દેવું માથે લઈને ફરું !' લાગલું ઉમેર્યું : 'રોજ આ તરફ જ હું ઓછો ફરવા આવું છું !'

બાઈ બોલી : 'આવો તો ઠીક છે, નકર એક પૈસામાં ભારે ય શું કામ રાખવો સાહેબ, લો.'

સંભવ છે, પાંચ પૈસાનો સિક્કો લેતાં મારા જીવને ખચકાતો એ પામી ગઈ હોય એમ લાગલું જ એણે ઉમેર્યું : 'એક ફદ્યામાં શું સાહેબ !'

પાંચ પૈસા લેવા છતાં ય હું થોડોક ખચકાઈ ઊભો : 'જો આ બહેનો પાસેથી છૂટો પૈસો નીકળે તો' એમ કરીને. પણ એમણે તો બેઉ જણનો બાર પૈસાનો લેગો જ હિસાબ ચૂકવી દીધો.

થોડેક ગયો ને પગ મારા થંભી ગયા. મન સાથે બબડતો પણ હતો : 'ના, ના, દોસ્ત ! દાતણ વેચનાર આ બાઈ જેટલીય તારામાં ઉદારતા નથી ! બાઈએ એક પૈસો જતો કર્યો, પણ તેં એને બે પૈસાનો સિક્કો આપીને એક ફદિયું જતું કરવાની ઉદારતા ન દાખવી. ને ઉપરથી પાછો ભાવનો ને બાઈનો દોષ કાઢી રહ્યો છે.' ને હું પાછો ફર્યો.

બાઈને બે પૈસાનો સિક્કો આપતાં હસવાનો પ્રયત્ન પણ કર્યો. કહ્યું : 'લે બાઈ, લે. તું પૈસો જતો કરે તો શા માટે હું જ ન જતો કરુ !'

પણ મેં જોયું તો બાઈને તો આ પણ હિસાબ વગરની વાત જ હતી. સિક્કો લેતાં બોલી તે પણ પેલા જ અવાજે : 'ઓ હવે, ફદ્યામાં શું સાહેબ !'

ને પછી કોણ જાણે, એ મારી આ ઉદારતા ઉપર ખુશ થઈ હતી તેથી, કે શુકન ગણીને હું પાછો ફર્યો હતો એવા કોઈ હિસાબથી, કે સહજભાવે પણ હોય. અડધી પીઠ મારી ફરી–ન–ફરી ને બાઈ કહે : 'લો સાહેબ, આ એક દાતણ વધારે લેતા જાઓ.'

ને આ રાથે એવો તો મને હૈયે જતો ઘા વાગ્યો કે, હું નથી ધારતો અત્તરનો હોજ લૂંટાવતા બાદશાહને બીરબલના પેલા વાક્યે આટલો ઊંડો ઝખમ કર્યો હોય : 'બુંદ સે બીગડી હોજ સે નહિ ...'

ને જ્યારે જ્યારે આ પ્રસંગ મને યાદ આવે છે ત્યારે બાઈના પેલા શબ્દો અને અવાજ પણ મને શરમાવી મૂકે છે : 'એક ફદ્યામાં શું સાહેબ !'

બલકે આટલા સમયની શોધ પછી હવે તો મને ફદિયાનો આ હિસાબ ગણવાનું કારણ પણ સમજાઈ ગયું છે. એટલે જ મને સવાલ થાય છે : 'જીવન-ધોરણ ઊંચું જશે તો કદાચ વાંધો નથી, પણ ચારે બાજુએથી ભરડો લેતી આ મોંઘવારી માણસજાતના જીવને હલકો તો નહિ કરી મૂકે ને !'

ઉષાબેન જોશી

# પ્રેરણાના પ્રણેતા



હે જન્મભૂમિ ! તારી માયા અજબની છે ! તારી સાથેનો વર્ષોજૂનો સંબંધ શું હવે સોણલાં બનશે ? સડક ઉપર ઊભેલા પીપરના ઝાડની હારમાળામાં, પાન સાથે અવારનવાર રમત રમી જતા, સુસવાટ કરી જતા પેલા વાયુનો ભેટો હવે ક્યાં થશે ? આલાની ફૂલવાડીનો શ્રેષ્ઠ ગણાતો કૂવો, જેની અમૃતસરવાણીઓને કડકડિયો નાળ પણ સૂકવી શક્યો નહિ : જેણે ભરઉનાળે પણ સહુને આપ્યાં છે દિલના અમૃત જેવાં મીઠાં જળ : એ મીઠાં જળ શું હવે પીવા નહિ મળે ?

હરજી, મેઘજી અને ટપુની વાડીમાં પાકેલા અનાજમાથી બનેલો રોટલો હવે ક્યારે મળશે ? કંકુમાની વાડીમાંથી આવતાં તાજાં શાકભાજીનો સ્વાદ શું હવે યાદમાં જ રહી જશે ? અરે જન્મભૂમિ ! તારી મોહિનીએ તો કેટલાયને ઓસી બનાવ્યા છે, કેટલાયને પાગલ સરજ્યા છે ! એ તો ઠીક, તેં તો કેટલાય ઉપર એવી ભૂરકી છાંટી છે, કે તને છોડીને ક્યાય જાય જ નહિ જવામાં ભીરુતાનાં દર્શન થાય : ભૂખે મરે પણ ભોમકાને વળગી રહે !

એક બાજુ તારી મોહિની છે, બીજી બાજુ કલમની મમતા છે. કલમ માટે કેટલી અનુકૂળતા તું આપી શકીશ, એ માટે શંકા છે.

મારા ખીલતા કલમ–રોપને સાહિત્યની હવા જોઈએ. એ જો ન મળે તો તે ગૂંગળાઈ જાય. સ્વતંત્ર વિચારની ધારા એનું જળ છે. સ્વતંત્ર વિચારની રજુઆત ઉપર જો કોઈનોય લાલ ડોળો ફરે તો એ પલ્લવે જ નહિ.

રે મા ! મારા માનસિક ખોરાકની અન્નદાતા તો મારી કલમ છે, એને કેમ કરીને ગૂંગળાઈ જવા દેવાય ? ના, ના, એવું કદી પણ બની શકે નહિ. તું પણ કહીશ કે તારા કલમ–રોપને ખીલવા માટે મળવી

---

ગોંડલ સ્ટેટની રજવાડી નોકરીમા શ્રી ધૂમકેતુની તેજસ્વી કલમ ગૂગળાઈ રહી હતી. એમની કલમને મુક્ત મેદાન મળે એ માટે જાણીતા ઉદ્યોગપતિ અંબાલાલ સારાભાઈ શેઠની ખાનગી નિશાળમાં, અમદાવાદમા એમણે નોકરી સ્વીકારી. હવે એમને માટે પ્રાણપ્રશ્ન આવ્યો જનમભોમકા છોડવાનો એક બાજુ જન્મભૂમિની મમતા એમને ખેંચી રહી હતી. બીજી બાજુ પ્રગતિનો પંથ એમને અમદાવાદ આવવાનું આગ્રહભર્યું નિમંત્રણ આપી રહ્યો હતો.

અમદાવાદ આવવાનું પ્રેરક બળ શ્રી 'ધૂમકેતુ'ને ક્યાંથી મળ્યું, અને એ પ્રેરકબળ ન મળ્યુ હોત તો ગુજરાતના સાહિત્યને એક સમર્થ સાહિત્યકાર મળતો રહી જાત, એ પ્રસંગનું ભાવવાહી આલેખન શ્રી 'ધૂમકેતુ'નાં પુત્રી ઉષાબેન જોશીની કલમે અહી રજૂ કરી, શ્રી 'ધૂમકેતુ' સાહેબ પ્રત્યે અમે સ્મરણાંજલિ અર્પણ કરીએ છીએ —સંપાદક

જોઈએ મુક્ત હવા !

સૂતેલા જુવાનના દિલના તરંગો ભરતી–ઓટ માણી રહ્યા છે. થોડી વાર પહેલાં જન્મભૂમિ છોડી જવાના વિચારે મનને ઢીલું બનાવ્યુ, કે તરત જ મક્કમ મન મદદે દોડી આવ્યું. મુક્ત હવાની વાતનો નિર્ણય લેવાઈ ગયો.

રાત્રિના ત્રણ વાગ્યા છે. બાપુ જાગ્યા. આજે ઘાસલેટિયુ ફાનસ સળગાવવાની મને ચોખ્ખી ના પાડી દીધી મનમાં પ્રવેશવા મથતા પાત્રોને માટે પાટિયું લગાવી દીધુ : 'આજે પ્રવેશ બંધ છે.'

પાસે બીજી એવી જ ખાટલી પર ગોવર્ધન દાદા બેઠા છે. આ તો એમની ૧૯૦૩–૪ની સાલથી ચાલી આવેલી, જાણે કે એક ટેવ જ ન હોય, તેવું બની ગયેલું છે.

પ્રાતઃસ્મરણીય ગંગામાના સ્વર્ગવાસ પછીથી રોજ દાદા અચૂક ત્રણ અને ચારના સુમારે ઊઠે. જૂનાં સંસ્મરણોની વેદના અનુભવતા ખાટલીમાં ચુપચુપ બેસી રહે. તપસ્વીઓના જીવનમાં જોવા મળતો વેદનાનો આનંદ લે.

દાદાને આ રીતે રાત્રે ત્રણથી ચાર વાગ્યાના સુમારે ખાટલીમાં બેઠેલા બાપુએ ઘણી વાર જોયેલા. એ સમયે પણ મનોમંથન થયેલુ, પણ આજે આ દૃશ્ય જોઈને વેદનાનો શેરડો બાપુના મનમાં પડચો. 'આ... હ.' કોઈ ન સાંભળે તેવો ધીરો નિસાસો બાપુથી નંખાઈ ગયો.

કોણ જાણે ક્યાથી દાદાના સરવા કાને એ નિસાસો પડી ગયો અને તેઓએ પૂછ્યું :

'શું છે મણિભાઈ ? કેમ, ઊંઘ નથી આવતી ?'

મૌનદ્વારા નિદ્રાનો દેખાવ કરવો પડચો, કારણ કે જીભ પાસે અત્યારે વાચાની મૂડી ન હતી. જન્મભૂમિની માયા છોડવાનુ દુઃખ તો હતું જ, ત્યાં એકલવાયા જનક–પિતાને છોડીને જવાના વિચારે મનને વિશેષ ઘાયલ કરી દીધું.

એક પછી-એક દૃશ્યો ચલચિત્રની પેઠે નજર સમક્ષ આવી આવીને ચાલ્યા જવા માંડચા. 'પિતાની યુવાનીમા ગંગામા ચાલ્યાં ગયાં, પણ એમા તો કાળનો સાદ હતો !

'આજ પિતાની વૃદ્ધાવસ્થામાં પિતાને છોડીને હવે હું જઈશ. જેમણે કાંઈક નિરાંતના રોટલાની આશા રાખીને અક્ષરજ્ઞાન આપ્યુ, તેગને બરાબર ખરે સમયે છોડીને શું મારે જવું પડશે ?'

આખા શરીરે કંપ અનુભવ્યો. ના, ના કરતાં રૂંવાં ખડા થઈ ગયાં.

થોડીવાર પહેલાં કરેલો નિર્ણય—'ના, ના, એવું કદી પણ ન બની શકે. મારી કલમને મળવી જોઈએ મુક્ત હવા !' એ વજ્ર મનનો નિર્ણય હતો. પિતાની વહાલભરી છાયામાંથી દૂર જવાના વિચારે એ નિર્ણયને હચમચાવી દીધો.

એ જ વજ્જર મન, અત્યારે કુસુમ બની બેઠું ! આ રહી એની સાબિતી, વહી રહેલી ઊની ઊની અશ્રુધારામાં.

❋ ❋

'હું કહું છું તે તમે સાંભળ્યું ? માડી વાળાને હવે અમદાવાદ જવાનો વિચાર.

'એટલે દૂર ! અજાણ્યા શહેરમાં, આપણું કોઈ સગુંવહાલું પણ ન મળે, ત્યાં શું જવુ ? આપણે આખાને બદલે અહીં અરધો ખાઈશું.' અમદાવાદ જવાનો નિર્ણય કરી ચૂકેલા પિતાજીને વતનમાં રોકાવા બા સમજાવતાં હતાં.

સામેથી ઉત્તરને બદલે હાસ્ય મળ્યું.

'મારી વાતને આમ શું હસી કાઢો છો ! સાચું કહું છું, પૈસાનો મોહ કદી પણ મારા પક્ષે તમને જોવા મળ્યો છે ? પૈસા કરતા પણ મારે મન સહુથી મૂલ્યવાન છે તમારી કાયા ! બાપા. (ગોવર્ધન દાદા) ઘણી વાર કહે છે, તમારું શરીર બહુ નબળું છે. બાપાના આ શબ્દો મન બહુ ગભરાવે છે. અમદાવાદ જવાની વાત આવી તે દિવસથી આ શબ્દો મારા મનમાં પીડા ઉપજાવે છે. મારી પણ જાણે ઊંઘ ઊડી ગઈ છે. અમદાવાદની હવાની કોઈ માઠી અસર તમારા શરીર ઉપર તો નહિ થાય ને ?'

સામેથી જવાબ મળતો જ નથી: સાભળનાર સાંભળી જ રહ્યા છે. બોલનાર તો દિલનાં કબાટ ખોલીને બેઠાં હતાં. એ આગળ બોલ્યા : 'તમારે તો ઠીક, એ વાતનું જાણે કે કંઈ નથી. પણ બાપાની મૂલ્યવાન મૂડી, શહેરમાં જઈને સાચવવાનો બહુ મોટો બોજો મારે માથે પડી રહ્યો છે તમારી બધી વાતોમાં હાએ–હા કરતાં હવે મન થડકે છે. બંને જેઠ અને બાપા તમારા શરીરનો હિસાબ મારી પાસે



માગશે.' બોલનારનો કંઠ ભરાઈ આવ્યો. આગળ બોલવું શક્ય નહોતું.

'હવે મી ! (બાપુ અમ.રાં બા કાશીબેનને મી કહેતા. મોટા ભાઈ દક્ષિણભાઈએ બોલવાની શરૂઆત કરી ત્યારે મા કે બા ન આવડયું, પણ 'મી' કહેવાનું શરૂ કર્યું ત્યારથી આ 'મી' કહેવાનું શરૂ કર્યું ત્યારથી આ 'મી' નામ કાશીબેન માટે ઘરમાં ચાલુ થઈ ગયું) આવી વાતો છોડો ! તમે તો એવી વાતો શરૂ કરી કે જાણે આપણે માંદા શરીરે જતાં હોઈએ ! મારા શરીરની તંદુરસ્તીનો આધાર મન ઉપર છે અને મારા મનનો આનંદ તો મારી કલમ ઉપર છે. એને મારા વગર ન ચાલે, મને એના વગર ન ચાલે.

'વળી આપણું લખાણનું કામ ત્યાં સારું થઈ શકે. જે અનુકૂળતા ત્યાં મળે, તે અહીં ન મળે.'

શ્રોતા બનીને બેસનાર બાપુ હવે 'મી'ની દલીલોને એક-પછી-એક રદિયા આપતા આગળ બોલ્યા: 'ગોંડલની નોકરી પાછી રજવાડાની. જિંદગીમાં માણસે પુરુષાર્થ ને પ્રયત્ન બંને કરવાં જ જોઈએ.'

મીએ વચ્ચે કહ્યું : 'મારો એ વિષય નથી, એ વાત તો તમે સમજાવી દીધી. હું પણ માન્ય રાખું છું. પણ બીજો એક સવાલ થાય છે. બાપા પછી એકલા પડશે. રામજીભાઈ ડેડાણ છે. અંબાશંકરભાઈ વઢિયા છે. આપણે અમદાવાદ તરફ જઈએ તો બાપાને ફરીથી પાછું બાટી કરવાનું હાથે આવશે. બાપાની અમદાવાદ જવા વિષેની શું સલાહ છે, એ તો મને કહો !' મીનું હૈયું કંઈક હેઠું બેઠું.

'મી ! બાપા તો એમનાં સંતાનોના જીવનમાં નબળાઈ ન આવી જાય તેની બહુ તકેદારી રાખે છે. તમે બધા બાપાના બોલને મારી આગળ ધરો તેમ છો, જે મારા પર અસર કરી જાય. પણ એમણે તો મૌન જ રાખ્યું છે. મારામાં બેઠેલા વાર્તાકારનું ઘડતર બાપાએ કર્યું છે. હું નાનો હતો ત્યારે બાપા સાથે ફરવા જતો. રસ્તો ખુટાડવા બાપા વાત ઉપાડે. હું હોંકારા ભણતો પાછળ પાછળ ચાલું. મને એ વખતે બાએ કહેલી વાતો યાદ આવે. વાર્તાનો રસ ચાખ્યો-ન-ચાખ્યો ને બા તો ભગવાન પાસે ચાલી ગઈ. મા-વિહોણા બાળકની વાર્તાભૂખ સંતોષવાનું એ અધૂરું રહેલું કામ બાપાએ ઉપાડી લીધું. બાપાએ મને માની ખોટ સાલવા દીધી નહિ

'મારા જીવનપંથમાં હવે આડે ન આવવું એવો નિર્ણય બાપાના મૌનમાં ઊંડે ઊંડે પડેલો છે. એક પણ શબ્દ બહાર ન આવવા દેવો એ તો બાપાની ખૂબી છે.' આટલો જવાબ આપીને બાપુ ફરીને મનમાં વિચારવા લાગ્યા. કંઈક ઊંડા મનોમંથનમાં ઊતરી ગયા.

બાપુના અમદાવાદ જવાના નિશ્ચયમાં જરાય નબળાઈ ન આવી જાય તે માટે ગોવર્ધનદાદાએ તે વખતે મૌન જ રાખ્યું. અને એ મૌન બાપુના કાર્યનું સાધક બન્યું.

દાદાએ વર્ષો સુધી સંયમ વડે જીવનને વજ્જરના કિલ્લા જેવું બનાવી દીધું હતું. તેમની પાસેથી બાપુના અમદાવાદ આવવાના પ્રસંગ વખતે પણ સંયમની પરાકાષ્ટા જોવા મળે છે. વાણી કરતાં મૌન મહાન છે. મૌન કરતાં પણ વેદનાભરેલું મૌન તો ઘણું મહાન છે. જે વેદના બોલતી નથી, એ વેદનાના વજ્જરની તોલે આ દુનિયામાં કોઈ ચીજ આવી શકતી નથી.

❋ ❋

વૈશાખનો ધોમધખતો તડકો છે. સાંજના ચાર વાગ્યા છે. તો પણ સૂર્યદેવનાં અગ્નિકિરણોની વર્ષા ચાલુ છે. દેવની દીકરી લૂને પણ એમ થયું કે હું રહી ગઈ, એટલે તેણે પણ મોકળે મને વહેવાનું ચાલુ રાખ્યું છે.

ઘોડાગાડી ઘરઆંગણે આવી છે. સામાન ગાડીમાં ગોઠવાઈ રહ્યો છે. સામાનમાં સમેટાઈ જાય તેવો ('ફોલ્ડ') એક ખાટલો છે. એક પતરાની પેટી છે. ઘરવખરીની ગણીગાંઠી ચીજોનું એક પોટલું છે. મુસાફરીમા ખૂબ જરૂરી સિવાય વિશેષ કંઈ ન લેવું, તેવી સભાનતા પણ દેખાય છે.

ચાર સભ્યોનું કુટુંબ ઘોડાગાડીમાં ગોઠવાઈ ગયું. બે દીકરા સાથે છે. સાથે માબાપ છે. મોટા દીકરાએ ગાડીમા બેસવાની એક જગ્યા ઉપર પોતાનો હાથ રાખીને તે જગ્યા બાપુને માટે નિયત (રિઝર્વ) કરી દીધી. બાપુ જેવા ગાડીમા ચડ્યા કે મોટો દીકરો તરત હાથ ખસેડીને બોલ્યો : 'બાપુ ! અહીં મારી પાસે બેસો. આ જગ્યા મેં તમારે માટે રાખી છે.'

બાપુ અમદાવાદ આવવા નીકળ્યા ત્યારે કોટના

કમલેશ પટેલ

ખિસ્સામાં રૂપિયા નેવુની મૂડી લઈને નીકળ્યા.

હર્ષ અને શોક બંનેનું સામ્રાજ્ય જ્યારે મનને ઘેરી વળ્યું હોય ત્યારે અનેક તરંગો એક-પછી-એક મનમાં આવે છે. આ વિચારોમાં પણ મિશ્ર લાગણી હોય છે. પરિણામે આનંદ અને દુઃખ બંને જાણે કે મન સાથે સાતતાલી રમવા માંડે છે. ઘડીક આનંદનો વિજય થતો દેખાય, તો વળી પાછો વિષાદનો વિજય દેખાય !

ઘોડાગાડી ગોંડલના સ્ટેશને આવી ત્યારે જાણે કે દુઃખ જીતી ગયું હોય તેમ લાગ્યું, કારણ કે દાદાના મુખમાંથી એમની શૈલી પ્રમાણેનુ એક જ વાક્ય જો નીકળ્યું હોત, 'મણિભાઈ ! હવે જાવા દે ને લપ અહીં મજા છે.' તો સ્ટેશન સુધી આવી પહોંચેલી ગાડી પાછી ઘર ભણી ફરી જાત, એવી મનની સ્થિતિ હતી દાદા બાપુને એમના નાનપણના હુલામણા નામે 'મણિભાઈ' કહીને બોલાવતા.

દાદાની આંખમા એક છાનુ આંસુ દેખાતું હતું. તે ફક્ત એક જ હતું. એ અશ્રુબિંદુ એક હતું, પણ એવુ જબરું હતું કે પાછળ નીકળવા મથતી અશ્રુધારાને તેણે 'રુક જાવ'નો હુકમ મોકલી આપ્યો હતો. પરિણામે આંસુઓ બહાર નીકળ્યાં વગર અંદર ને અંદર કોઈને પણ ન ખબર પડે તેમ પાછા આંખપેટીમાં સમાઈ ગયા. પાછળ ફક્ત વેદનાની લાલાશ આંખમા મૂકતાં ગયા.

બાપુ કુંકાવાવ નોકરીએ ગયા તે વખતે નવાગઢ સ્ટેશનેથી ગાડી ઊપડી ત્યારે માને (સ્વ. ગંગામાને) ગાડીમાં બેઠા બેઠાં જ્યાં સુધી દેખાતા બંધ થયા ત્યાં સુધી અનિમેષ નયને જોયાં કરેલા.

એ જ નેણે આજે વર્ષો પછી ગોંડલ સ્ટેશનથી ગાડી ઊપડી ત્યારે પિતાને દેખાતા બંધ થયા ત્યાં સુધી મટકું પણ માર્યા વગર ગાડીમાંથી જોઈ રહ્યા.

પુત્રની પ્રગતિ ઝંખતા દાદાએ ગાડી ઊપડતાં પહેલા પણ જો કહી નાખ્યું હોત, 'મણિભાઈ ! જાવા દે ને એ લપ ! અહીં મજા છે !' તો ગુજરાતને—ભારતને એક સમર્થ સાહિત્યકાર, વાર્તા-સમ્રાટની ભેટ ન મળત.





# નવો પ્રકાશ

સાગરના ઘુઘવાટ સિવાય વાતાવરણમાં નીરવ શાંતિ હતી. આકાશ સ્વચ્છ હતું. ચંદ્રરાજ સાથે તારકવૃંદો મરક મરક હસી રહ્યાં હતાં. દૂરદૂર શહેરની આલીશાન ઇમારતોમાંથી વીજળીની બત્તીઓ બંધ થવા માંડી હતી. વૃક્ષની બખોલમાં લપાયેલા પંખીઓ પણ પાંખ ફફડાવીને શાંત થઈ જતાં હતાં.

શહેરના ટાવરમાં રાતના દશના ડંકા થયા. ધાંધલિયા જીવનમાંથી પરવારીને કલાક-બે-કલાકને માટે પ્રકૃતિમૈયાની ગોદમાં લપાવા માટે એક અબજપતિ અમેરિકન પોતાની અપટુડેટ કારમા બેસીને સાગરતટે આવ્યો. વૃક્ષની એક સઘન છાયામાં કારને ઊભી રાખી, સાગરને કિનારે કિનારે ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં તે એક એકાંત સ્થળે આવીને ઊભો. સાગરનું તાલબદ્ધ સંગીત સાંભળીને તે ત્યાં જ થોભી ગયો.

નીરવ શાંતિનો ભંગ કરતી એક મોટરકાર થોડે દૂર આવીને ઊભી રહી. એમાંથી એક રંગીલો અમેરિકન બહાર નીકળ્યો. એણે શોફરને સૂચના કરી : 'હું જરા ફરતો ફરતો આગળ આવું છું. કાર

લઈ ને તું આગળ ઊભો રહે.' એમ કહીને ફટાક દઈ ને કારનું બારણું વાસ્યું.

ચાલતો ચાલતો આ રંગીલો અમેરિકન પેલા અબજપતિ અમેરિકનની લગોલગ આવી ગયો. ગહન વિચારમાં લીન થયેલા આ સાવ સાદા અમેરિકનને જોતાં જ એના મનમાં વિકલ્પ ઊઠયો : 'ખરેખર ! આ કોઈ ગરીબીના દુઃખથી ત્રાસેલો છે. આંતરેદહાડે છાપામાં વાંચવા મળે છે, કે 'બેકારીથી ત્રાસીને દરિયામા પડી યુવાને કરેલો આપઘાત.' ખરેખર ! આ યુવાન આપઘાત કરવાના ઇરાદે જ અહીં ઊભો છે. મૃત્યુની કલ્પના માનવને કેવો ગંભીર બનાવી દે છે ! આના મુખ પર એ જ ગંભીરતા છવાયેલી છે.'

તરત જ એનો હાથ ગજવામાં ગયો. એના હાથમાં બે ડોલર આવ્યા. એ વિચારે ચડયો : 'આ બે ડોલરથી એનું દુઃખ ઓછું ટળવાનું છે. મારી પાસે કરોડો ડોલર છે. પ્રભુએ મને સંપત્તિ આપી છે તો એ સંપત્તિનો મારે સદ્વ્યય કરવો જ જોઈએ.' એના દિલમાં દયાની સરવાણીઓ ફૂટી : 'મારે કોઈ પણ રીતે એને સહાયભૂત થવું જોઈએ. શું એને બસો–પાંચસો ડોલર આપી દઉં ? ના...ના.... આ પ્રકારની દયા માનવને આળસુ બનાવી દે છે. દયા બતાવતી વખતે સહેજ વિવેક રાખવામાં આવે તો એનું પરિણામ ખૂબ સુંદર આવે છે. આપઘાતમાથી આને ઉગારવા માટે મારે એવું પગલું લેવું જોઈએ કે એને ભાવિષ્યમાં આપઘાત કરવાનો વિચાર સરખો ન આવે.

કોટના આગલા ગજવામાંથી પોતાનું વિઝિટિંગ કાર્ડ કાઢયું. પછી ઉતાવળે પગલે પેલા અમેરિકનની સાવ નજીક જઈ, પ્રેમથી એની પીઠ પર પ્રોત્સાહનનો ધબ્બો મારી કહ્યું : 'મૂર્ખ ! આ માનવજીવન તને સસ્તું લાગે છે તે આમ વેડફી નાખવા તૈયાર થયો છે ! લે આ બે ડોલર. ઘેર જઈને પેટ ભરીને ખા. અને બાળબચ્ચાને પણ ખવડાવ અને લે આ કાર્ડ. આવતી કાલે અગિયાર વાગે ઑફિસે આવજે. તને કામ કરવાની મઝા આવે એવી નોકરી અપાવીશ.'

અણધડાકા જેવી આ બધી વાત સાંભળીને આ અબજપતિ તો આભો જ બની ગયો. 'મૂર્ખ'નું સંબોધન સાંભળીને એની આંખો જરા તંગ બની. પણ ખૂબ જ સહાનુભૂતિપૂર્વક કહેવાયેલ ત્યાર પછી ના શબ્દો સાંભળીને એ અવાક્ બની ગયો. પેલો દયાળુ અમેરિકન દૂરદૂર નીકળી ગયો.

એને વિચાર આવ્યો : 'મારા માટે એણે કલ્પનાના કેવા કેવા ઘોડા દોડાવી દીધા ! ભલે એણે સાવ ખોટું અનુમાન બાંધી લીધું. પણ એની ભાવના કેટલી ઊંચી છે ! દીનદુઃખીઓને જોઈ ને સહાયભૂત થવાની એની તત્પરતા કેવી ભવ્ય છે ! આગણે જઈ ને યાચવાવાળા ઉપર દયા કરનારા તો અનેક છે. પણ સામાની પરિસ્થિતિનો ખ્યાલ કરી, સામા પગલે મદદ કરવા જનારો વિરલ છે.' આ વિચાર આવતાં જ એનું મસ્તક એ વિરલ વિભૂતિને નમી રહ્યું.

એ અમેરિકન તો દૂર દૂર જતા રાત્રિના અંધકારમાં ઓગળી ગયો. મધ્ય રાતનો સમય થતાં આ અબજપતિ પણ ઘરને પંથે પડયો. કારમાં બેઠો. કારનાં પૈડાં પૂરપાટ ફરે એમ એના મગજમાં વિચારનાં ચક્રો પણ તેજ ગતિએ ફરી રહ્યાં હતાં : 'પ્રભુએ મને પણ અઢળક સંપત્તિ આપી છે. મારા દેશના અનેક બાંધવો બેકારીના ખપ્પરમાં હોમાય છે. મારી પણ એ જ ફરજ છે કે, મારી સંપત્તિનો ઉપયોગ બીજાનાં દુઃખ હરી લેવામાં થાય. બીજાનાં બળતાં હૈયાંને ઠારવામાં જ સંપત્તિના સંગ્રહમાં આનંદ છે. સંપત્તિની ઊથલપાથલ તો ઘણી વાર જોઈ. ઘણી વાર કમાયો પણ છું. અને ખોયા પણ છે. કમાવાથી જે આનંદ થાય એના કરતાં દશગણું દુઃખ ખોવાથી થાય છે. એક દિવસ આ સંપત્તિ એક યા બીજા રસ્તે ખર્ચાવાની તો છે જ. અને દુઃખનું કારણ બનવાની છે. તો શા માટે મારે એનો સદ્વ્યય કરીને સાચો આનંદ ન મેળવવો ! પરોપકારના આનંદ જેવો બીજો કોઈ આનંદ નથી. બે ડોલર અને વિઝિટિંગ કાર્ડ આપતી વખતે તે પરગજુ ભાઈના મુખ પર કેવો આનંદ તરવરતો હતો ! એવા આનંદનો તો મેં કદીય અનુભવ નથી કર્યો. મધરાતના આ પ્રસંગે મારા જીવનમાં નવો પ્રકાશ પાથર્યો.'

કારને મોટરગૅરેજમાં લૉક કરી, એ શયનખંડમાં આવ્યો. પથારીમાં પડયો પણ એના મગજમાંથી પેલો પ્રસંગ હઠતો નહોતો. ઊઠીને એણે બે ડોલર

જોયા. એમાં જોવા જેવું તો કાંઈ હતું જ નહિ. છતાં ય ફરી ફરીને જોયા. એ દર્શનમાં એને નવી પ્રેરણા મળતી હતી : 'આ બે ડોલર આપતાં એણે મને મૂર્ખ કહ્યો હતો. દાન દેતી વખતે ધનિકોને કેટલો બધો ઘમંડ હોય છે! 'મૂર્ખ'ને બદલે 'ભાઈ' કહ્યું હોત તો કેટલું બધુ માન ઊપજત! મારા માટે આ પદાર્થપાઠ છે. 'મૂર્ખ' શબ્દ જેમ મને ખૂંચે છે એમ બીજાને ખૂંચે જ ને! કોઈના ઉપર દયા કરવી હોય, દાન આપવું હોય ત્યારે મારે ખૂબ જ વિનય અને વિવેક દાખવવા જોઈએ.'

ફરી પાછો વિચાર આવ્યો : 'ના ..ના....મને મૂર્ખ કહ્યો એમાં જરાય અજુગતું નથી. માનવદેહની યથાર્થ કિંમત જે ન સમજે એ મૂર્ખ જ કહેવાય ને!'

ગીતાના પુસ્તકને અને પરમાત્માની પ્રતિમાને જેટલા ભાવથી દેવસેવામાં પધરાવીએ એટલા જ ભાવથી આ અમેરિકને બે ડોલર અને વિઝિટિંગ કાર્ડને એક આકર્ષક શોકેસમાં મૂકયાં.

બીજા દિવસનું સોહામણું પ્રભાત પ્રગટ્યું. રોજ ઊઠીને આ અમેરિકન, બજારભાવ શું રહ્યા એ જોવા દૈનિક પેપર શોધતો. આજે તો ઊઠીને એણે બે ડોલર અને વિઝિટિંગકાર્ડનાં દર્શન ખૂબ જ ભાવપૂર્વક કર્યાં.

રોજ તો વેપાર કેવી રીતે વિકસાવવો એનો વિચાર કરતો હતો. આજે સંપત્તિનો સદ્વ્યય કેવી રીતે અને કયાં કયાં કરવો એનો વિચાર કરવા માંડયો. જ્યાં જ્યાં એનુ ધ્યાન પહોંચ્યું, જ્યાં જ્યાં જરૂરિયાત જણાઈ ત્યાં ત્યાં છૂટા હાથે એણે દાન આપવા માંડ્યું. દીન દુઃખીઓનાં દુઃખ દૂર કરવા, સામે પગલે ચાલીને એ જવા લાગ્યો. આમ એને પરોપકારમાં વધુ ને વધુ આનંદ આવવા લાગ્યો.

આમ ને આમ વરસો વીત્યા. પોતાની અઢળક સંપત્તિમાંથી એણે ખૂબ સખાવતો કરી. ખૂબ અનુભવને અંતે એને સંપત્તિનો સ્વભાવ પણ અનેરો લાગ્યો. પહેલાં એને એમ લાગતું હતું કે, દાન દીધેથી સંપત્તિ ખૂટી જશે. આજે એને એમ સમજાયું કે, સદ્માર્ગે સંપત્તિનો સદ્વ્યય કરવાથી સંપત્તિ ઘટતી નથી પણ વધે છે વધારામાં શરીર અને મન પણ પ્રફુલ્લિત રહે છે.

એક દિવસની વાત છે. દેવદર્શનની જેમ બે ડોલર ને વિઝિટિંગકાર્ડનાં દર્શન કર્યાં પછી, દાંતમોં સાફ કરી, ચા પીવા એ ટેબલ પર બેઠો. નોકરે ચાની સાથે દૈનિક પેપર પણ મૂકયું. ચાને રકાબીમાં કાઢીને દૈનિક પેપર પર આછી આછી નજર નાખવા માંડી. એમાં એનું ધ્યાન એક સમાચાર પર કેન્દ્રિત થયું. એમાં લખ્યું હતું કે, 'એક અમેરિકન પેઢી ફડચામાં જઈ રહી છે.' પેઢીનું નામ વાંચતાં જ તે ચોંકી ઊઠયો : 'અરે! આ તો પ્રેરણા આપનાર વિઝિટિંગકાર્ડમાં જે પેઢીનું નામ લખ્યું છે તે જ પેઢી.

'અરે રે, મને નવી પ્રેરણા અને નવો પ્રકાશ આપનાર એ સદ્ગૃહસ્થ ઉપર આફત! મને દુઃખી માનીને સહાયભૂત થવાની જે લાગણી એમણે પ્રદર્શિત કરી એવી જ લાગણી આજે મારે દાખવવી જોઈએ. એમના આફતના સમયમાં જો હું સહાયભૂત ન થાઉં તો મારી આ અબજોની મિલકત શા કામની? મારે કોઈ પણ રીતે એમને સહાયભૂત થવું જ જોઈએ.'

વીજળીવેગે દોડતી મોટર પેલી પેઢીની ઑફિસ પાસે આવીને ઊભી.અત્યાર સુધીમાં તો આવી કંઈક મોટરો ત્યાં આવીને ઊભી રહી ગઈ હતી. પેઢી કાચી પડે છે એ સમાચાર વાંચતાં જ લેણદારોએ તકાદો શરૂ કરી દીધો હતો.

અબજપતિએ આવીને કંપનીના મેનેજરને કહ્યું : 'મારે કંપનીના માલિકને મળવું છે.'

'હમણાં તો એ નહિ મળી શકે.'

'ક્યારે મળશે?'

'હમણાં મળવાની શકયતા નથી.' મેનેજરે શાંતિથી જવાબ વાળ્યો.

મેનેજરનો જવાબ સાંભળીને આ અબજપતિ તો ઘડીભર વિચાર કરતો થઈ ગયો. હવે એમને મળવું કેવી રીતે? મેનેજર દરેકની મુલાકાત ટાળે એ સ્વાભાવિક છે. કારણ કે અત્યારે જે આવે તે માગનારો જ હોય.

ઘડીભર અબજપતિએ વિચાર કર્યો. પછી ખૂબ જ શાંતિથી કહ્યું : 'સાહેબ! આ બીજા બધા આવ્યા છે એમ હું લેવા નથી આવ્યો. આ કંપનીના માલિક મારા મિત્ર છે. આજે હું એક મિત્ર તરીકેની ફરજ અદા કરવા આવ્યો છું. મારા માથે તમારા

માલિકનું મોટું ઋણ છે એ અદા કરવા આવ્યો છું. મને એમની પાસે લઈ જાવ.'

વિનય અને વિવેક સહિત કહેવાયેલા આ શબ્દોએ ધારી અસર કરી. એણે કહ્યું : 'એમ છે ? તો ચાલો મારી સાથે.'

બંને જણા મોટરમાં બેઠા. એક બંગલા પાસે આવીને મોટર ઊભી રહી. આલીશાન બંગલામાં બંને જણા પ્રવેશ્યા. અંદરના દીવાનખંડમાં ચિંતાતુર વદને કંપનીના માલિક બેઠા હતા.

મેનેજરે આવીને ઓળખાણ કરાવી. બાજુના સોફા પર અબજપતિ અમેરિકને બેઠક લીધી અને બન્ને સેક્રેટરીઓને થોડી વાર બહાર બેસવાની વિનંતિ કરી.

બન્નેના બહાર ગયા પછી અબજપતિએ કંપનીના માલિકને પૂછયું : 'કાંઈ ઓળખાણ પડે છે ?'

'જો યાદ હોય તો વરસો પહેલાંનો એક પ્રસંગ યાદ કરો. મધ્યરાત્રિનો સમય હતો. દરિયાકાંઠે આપ ફરવા આવેલા. ત્યાં દરિયાકાંઠે એક નિર્ધન આપઘાત કરવા આવેલો. આપે દયા કરીને બે ડોલર ને આ વિઝિટિંગકાર્ડ એને આપેલાં.' એમ કહીને અબજપતિએ તે વિઝિટિંગકાર્ડ તેમને આપ્યું.

'હા ...હા. આછોઆછો ખ્યાલ આવે છે ખરો. પણ તમે તો મારા સેક્રેટરીને કહેલું કે, તમારો કોઈ મિત્ર મદદ કરવા આવ્યો છે. અને તમે તો અત્યારે મદદની આશાએ... બીજું તો કાંઈ નહિ. જરા સાચું તો બોલો. તમને આજ સુધી મદદ લેવા આવવાનો સમય ન મળ્યો અને મારી પડતીના દિવસે જ સમય મળ્યો ! તમે જાણો છો ને આજે મારી કેવી દશા છે !'

'હા, જાણું છું....સારી રીતે જાણું છું.'

'તો પછી સમજીને ચાલ્યા જાવ. હાલના સંજોગોમાં હું કાંઈ પણ આપી શકું તેમ નથી.'

'આપ જરાય અકળાશો નહિ. હું આજે મદદ લેવા નથી આવ્યો, મદદ કરવા આવ્યો છું'

'મદદ કરવા... ? મેં તો તમને આજ સુધી કાંઈ મદદ કરી નથી. હા, તે દિવસે બે ડોલર આપ્યા તે જ ને. તે બે ડોલરથી મારી ખોટ પુરાય એમ નથી.'

'જુઓ, સાચી વાત એ છે કે, તે દિવસે આપે મને ગરીબ ધારી લીધેલો. પણ હું ગરીબ હતો જ નહિ. આપઘાત કરવા ત્યાં હું ઊભો જ નહોતો. હું તો ઊભોઊભો પ્રકૃતિના સૌંદર્યનું પાન કરતો હતો.'

'ત્યારે આપે મને ઠપકો આપીને સાચી સ્થિતિનું ભાન કેમ ન કરાવ્યું ?'

'એનું કારણ એ હતું કે આપના મીઠા ઠપકાની પાછળ દીનદુઃખીઓને સહાયભૂત થવાની ભાવના રણકી રહી હતી. એ ભાવના મને સ્પર્શી ગઈ. એ વખતે હુ કૃપણ હતો. દિલ વિનાનો હતો. નિજ સ્વાર્થમા રત રહેનારો એક પામર જીવ હતો. આપના સ્નેહભર્યા શબ્દોએ મારા જીવનમાં નવો પ્રકાશ પાથર્યો. તે જ વખતે મેં મારી સંપત્તિનો વ્યય સદ્‌માર્ગે કરવાનો નિર્ધાર કર્યો. એ દિવસથી મારો જીવનક્રમ બદલાઈ ગયો.'

'આપ જરાય ચિંતા ન કરશો. જેટલી ખોટ ગઈ હોય તે આંકડો મને કહોને !'

'જુઓ ત્યારે, સાંભળો. મારી ખોટ ત્રણ કરોડ ને ચાલીસ લાખ ડોલરની છે.'

'બસ, આટલી જ !'

આ વાકય સાંભળતાં જ કંપનીના માલિકની આંખ ફાટી ગઈ. ત્રણ કરોડ અને ચાલીસ લાખ ડોલર જેને અતિ અલ્પ લાગે છે એની મિલકત કેટલી હશે !

'ત્રણ કરોડ ચાલીસ લાખ ડોલરનો ચેક ફાડી આપું તો આપની કંપની સંગીન કામ કરતી થઈ જશે ને !'

'ના, હોય. આટલી રકમથી તો લેણદારોનું દેવું પતે. પછી વેપાર માટે એક કરોડ ડોલર જુદા જોઈએ.

'ભલે, જુઓ આ ત્રણ કરોડ અને ચાલીસ લાખનો ચેક આપુ છું. એના વડે કંપનીનું દેવું ચૂકવી દો. તમારી કંપનીમાં મારી ભાગીદારીનો આ કોલ–કોન્ટ્રાક્ટ. એનો આ બીજો ચેક એક કરોડ ડોલરનો લ્યો.'

કંપનીનો માલિક તો આ જોઈને દિગ્મૂઢ બની ગયો. તરત જ ઊભો થઈને એને ભેટી પડયો : 'આજે તો તમે ઉદારતાની અવધિ કરી નાખી. તમે શીખ્યા મારી પાસેથી અને નીકળી ગયા મારાથી ખૂબ આગળ. આપનો આ ઋણભાર હું કયારે ફેડી શકીશ ?' આટલું કહેતાં કહેતા એમના હૈયાના બંધ છૂટી ગયા. ❖ ❖



# બિંબ અને પ્રતિબિંબ

ભારતમાં સત્તર વર્ષના સતત વસવાટ પછી હું યુરોપની યાત્રા કરીને તાજેતરમાં પાછો આવ્યો છું અને એ યાત્રાના એક–બે પ્રસંગો અહીં રજૂ કરું છું.

આમ તો ગણિતની આંતરરાષ્ટ્રિય કોન્ગ્રેસમાં ભાગ લેવા માટે હું યાત્રાએ ગયો હતો, પણ સાથે સાથે ખાનગીમાં ને જાહેરમાં વાતચીત ને વ્યાખ્યાનો ને લખાણો દ્વારા ત્યાંના લોકોને ભારતની સંસ્કૃતિનાં દર્શન કરાવવાનું કામ પણ મેં માથે લીધું, અને આપણી એ સંસ્કૃતિ માટે એ લોકોને કેવું માન છે એ પારખવાનો પણ મેં પ્રયત્ન કર્યો.

એક દિવસ હું એક મિત્રને ઘેર બેઠો હતો. તેનો પુત્ર સ્કૂલમાંથી છૂટીને આવ્યો. મેં એને સહજ પૂછ્યું : 'આજે સ્કૂલમાં શું શું શીખ્યો ?' ત્યારે એણે કહ્યું : 'યોગાસનો.' અને પછી એણે પદ્માસન, શીર્ષાસન, મયૂરાસન વગેરે એવી સરસ રીતે કરી બતાવ્યાં કે હું છક થઈ ગયો. પછી એના પિતાએ ખુલાસો કર્યો : 'હાલ અહીં ભારતનાં યોગદર્શન આ લોકોને ખૂબ રસ છે. સ્કૂલોમાં યોગાસનો શીખવાય છે. ખાસ યોગાશ્રમો પણ ખૂલ્યા છે, અને કોઈ પણ પુસ્તકાલયમાં યોગ વિષે અનેક પુસ્તકો મળે છે.'

બીજો પ્રસંગ. એક દિવસ હું આધુનિક સંસ્કૃતિ વિષે પ્રતિષ્ઠિત શ્રોતાવૃંદ આગળ પ્રવચન કરી રહ્યો હતો. પ્રવચન પૂરું થયા પછી કેટલાક લોકો પ્રશ્નો પૂછવા ને વાતો કરવા મારી પાસે આવ્યા. દેખાવ ઉપરથી ભારતીય લાગતા એક માણસને પણ મેં મારી તરફ આવતો જોયો. મને નવાઈ લાગી કે દક્ષિણ યુરોપના આ શહેરમાં પણ કોઈ ભારતીય છે અને તે મારું ભાષણ સાંભળવા આવ્યો છે! મને કુતૂહલ થયું કે એ મને શું કહેવા માગશે ? મારી વાતો એને ગમી હશે કે કેમ ? નજીક આવીને એણે મારો હાથ પકડ્યો અને આટલું જ કહ્યું : 'હું ભારતનો છું, અને આજે આપની વાતો સાંભળીને મારી જિંદગીમાં પહેલી જ વાર મને ભારતીય હોવાનો ગર્વ થયો છે. મારા દેશનો સાંસ્કૃતિક વારસો આટલો સમૃદ્ધ છે એનો મને પોતાને આજ સુધી ખ્યાલ જ નહોતો.'

ત્રીજો પ્રસંગ. એક દિવસ હું મારાં બાને ઘેર બેઠો હતો ત્યારે એક સ્ત્રી કામ કરવા માટે આવી. તે એક ગરીબ સ્ત્રી હતી અને ઘેર જે થોડું સીવણકામ હોય એ કરી આપવા ને થોડા પૈસા રળવા તે અવારનવાર આવતી. દૂરના દેશમાં રહેતો દીકરો–હું–થોડા દિવસ માટે ઘેર આવ્યો છું એ વાતની એને ખબર પડી ત્યારે મારાં બાને બોલાવીને એણે કહ્યું કે, 'મારે એને માટે કંઈ કરવું છે. કંઈ નહિ તો થોડા પૈસા તો હું એને આપીશ. ભલે એ એના કામ માટે વાપરે.' બાએ એને સમજાવી : 'અરે, પણ તમને એ પોષાય શી રીતે ? તમે તો ગરીબ છો અને ઉપરથી મારા ઘરનો બોજો તમારે માથે છે. માટે તમે એને માટે ભગવાનની પ્રાર્થના કરો અને આશીર્વાદ આપો એટલે બસ.' પણ દિવસને અંતે જ્યારે એ કામ પતાવીને જવા તૈયાર થઈ, અને મારાં બા એને એ દિવસના માગતા પૈસા આપવા ગયાં ત્યારે એણે કહ્યું : 'ના, આજે મને કશું ન આપો. મને જે પૈસા આપવા માગો છો એ મારા તરફથી આપના દીકરાને આપો. હું ગરીબ છું એ વાત સાચી, પણ એના એ દૂરના દેશમા પણ ગરીબ લોકો હશે. મારા તરફથી એ પૈસા ત્યાંના કોઈ ગરીબ માણસને ભલેને આપે.' અને મારાં બા ગળગળા સાદે બોલ્યાં : 'લે દીકરા, અહીંની એક ગરીબ સ્ત્રી તરફથી ભારતના કોઈ ગરીબ માણસને આટલું દાન આપજે. એ છે નજીવું પણ અમૂલ્ય છે. કારણકે તે પ્રેમનું દાન છે.' ને મારે ગળે ડૂમો ભરાયો.

ત્યાગની નહિ, પણ અનાસક્તિની જરૂર છે



*Handwritten signature at top left*

# મોટા ભાઇ



મોટાભાઈ એટલે જયસુખલાલ. એમનો જન્મ ૧૮૮૪માં સૂરત મુકામે થયેલો. માતા–પિતા બંનેના ઉચ્ચ ગુણો એમણે વારસામાં લીધેલા. કારણ કે દોલત તો વારસામાં મળી હતી જ નહિ. અને તે ગુણો એમણે નાનપણથી જ બતાવવા માંડેલા. ગરીબો પ્રત્યે દયા, અન્યનાં દુઃખો માટે સમભાવ, પ્રામાણિકતા, સત્ય વક્તૃત્વ અને ધર્મ પ્રત્યે ઊંડો રાગ. આખી જિંદગી એ ચુસ્ત વૈષ્ણવ અને સાચા ખ્રિસ્તી તરીકે જ જીવેલા.

એમના કૉલેજ દિવસોથી જ એમણે અંગ્રેજીમાં લેખો લખી પૈસા મેળવવાનું—ઘણું ઓછું પણ એટલું તો ખરું—શરૂ કરી દીધેલું. આ પૈસામાંથી એ પોતાનાં પ્રિય માસિકો અને પુસ્તકો માટે પૈસા ખરચતા અને ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરતા.

એમના જીવનમાં સંભારી રાખવા જેવા અનેક પ્રસંગો બનેલા, પણ એમાથી થોડાક અહીં રજૂ કરું છું.

એક પૈસાદાર મિત્રે સટ્ટામાં અને ખરાબ ચારિત્ર્યમાં બધો પૈસો વેડફી માર્યો. એટલુ જ નહિ પણ એકાદ-બે એવાં કામ પણ કર્યાં કે, જેથી તેમના પર ક્રિમિનલ વૉરંટ છૂટેલું. એમની પાસે જ્યારે પૈસા હતા ત્યારે અનેક મિત્રોને વારંવાર જ્યાફતો આપેલી. એમાંનો એક પણ મિત્ર તેમની વ્હારે ચઢ્યો નહિ. જયસુખલાલે તરત જ એમને કહ્યું: 'ભલે, મારે ત્યાં રહો. પણ હવે ભૂલ કરશો નહિ.'

એ રહ્યા અને પાછળથી સારી સ્થિતિએ એ પહોંચ્યા પણ ખરા. પણ એ વારંવાર કહેતા કે, મિત્રો મારે ખાસ હતા જ નહિ. માત્ર એક જ હતો તે મેં તે વખતે જ જાણ્યું!'

હિન્દી વેપારી ચેમ્બર, જ્યાં એ ૩૦ થી પણ વધારે વર્ષ લગી સેક્રેટરી હતા ત્યાં એક વાર કૅશિયરે રૂા. ૨૫૦) ખોટી સહી કરી ઉચાપત કર્યા. સેક્રેટરીએ તે વખતના પ્રમુખ સર લલ્લુભાઈ શામળદાસને ખબર કરી. પ્રમુખે તેને પોલીસને સોંપી દેવાનું કહ્યું. પણ જયસુખલાલે દૃઢતાથી ના પાડી.

પ્રમુખે કહ્યું: 'પણ જયસુખલાલ, આ તો જાહેર સંસ્થા છે. એમાં ખોટ કેવી રીતે ચલાવાય?'

જયસુખલાલે જવાબ દીધો: 'સાહેબ, ચેમ્બરને એક પાઈની પણ ખોટ નથી આવી. મેં પૈસા ભરી દીધા છે. પણ તે માણસને પત્ની ઉપરાંત બીજાં છ છોકરાં છે. તે જેલમાં જાય તો એ બિચારાં શું કરે? માટે હુ તો એને રજા આપી દઉં છું.'

એ જ પ્રમાણે એક પ્રબળ કૉંગ્રેસ કાર્યકર્તાએ કોઈ ભયંકર નાણાભીડમાં સબરબન સમિતિની રોકડમાંથી રૂપિયા સવાસો ઉપાડી લીધા. ત્યાં તો ખળભળાટ થઈ રહ્યો. અને એ વ્યક્તિને દુશ્મનો ઘણા, એટલે વાત અમદાવાદ આશ્રમ સુધી ગાંધીજી પાસે પહોંચી.

ગાંધીજીએ જયસુખલાલને પોતાની પાસે બોલાવ્યા ને બધી વાત સાંભળી. પછી કહ્યું: 'એને પોલીસને જ સોંપવો જોઈએ.'

જયસુખલાલે નમ્રતાથી કહ્યુ: 'મહાત્માજી, માત્ર સવાસોની રકમ માટે આ પ્રખર કાર્યકર્તાની સારી જિંદગી વેડફાઇ જાય, જો આપણે પોલીસ પાસે જઈએ તો.'

'આથી કાંઈ મહાસભાના પૈસા છોડી દેવાય?'

'તે ક્યાં છોડ્યા છે?'

* ધાન પુરાના, ઘૃત નયા, ત્યોં કુલવંતી નાર,
ચોથી પીઠ તુરંગકી, સ્વર્ગનિસરણી ચાર.
* ધીમા વાગે ઢોલ, આવી મળે અનેક જણ,
ધીંગા મચે ધમરોળ, કોઈ ન આવે આંગણે.
* હીંડો તોયે હેતનો, થોડો તોય વરસાદ,
સારો તોય તરકડો, થોરો તોય પરસાદ.

'કેમ ? તો એ કયાથી આવ્યા ?'
ગ ધીજી બોલ્યા.

'મેં ભરી દીધા.' જયસુખલાલે કહ્યું.

'પણ હું કહું છું કે એને પોલીસને સોંપવો જ જોઈએ.' ગાંધીજી બોલ્યા.

'નહિ, મહાત્માજી ! આપની બીજી કોઈ પણ આજ્ઞાનું પાલન કરવા હુ તૈયાર છું. પણ આ બાબતમા હુ એ માન્ય રાખી શકું એમ નથી.' આટલું કહીને જયસુખલાલે વિદાય લીધી. પેલા પ્રખર કાર્યકર્તાએ પાછી જિંદગીની બાજી ખેલી અને અનેક દેશકાર્ય સફળતાથી પાર ઉતાર્યાં.

જૂના જમાનામા જ્યારે મૂગાં ચિત્રોનો જમાનો હતા ત્યારે મને મારી એ વખતના કામગીરી પર નફરત આવેલી. બધુ જ શુષ્ક લાગવા માંડયું. તેમાંથી છૂટવા મેં એક સ્ટુડિયામાં જઈને જોડાવાની ઇચ્છા બતાવી. નાટકોના મારા કામથી એ લોકો મને જાણતા હતા અને તે વખતે છ ફૂટિયા હીરો મળતા ન હતા. એટલે મને પસંદ કરી લીધો અને સાડી ત્રણસોનો પગાર પણ નક્કી થયો.

મેં ઘેર જઈને મોટાભાઈને કહ્યું. મને તો એમ કે એ તપી જશે અને ના પાડશે. પણ એમણે તો હસીને કહ્યું કે, 'તારે પણ હીરો થવું છે ? તો જા, જોડાઈ જા. પણ એટલું યાદ રાખજે કે, ત્યાં જતાં પહેલા તુ 'મોરેલિટી' શબ્દ તારા કોશમાંથી કાઢી નાખજે; નહિ તો તું દુઃખી થઈશ. તું કલંકિત થાય તો પણ હું જ્યા સુધી જીવુ છું ત્યા સુધી તારે માટે આ ઘરના બારણા ખુલ્લા રહેશે. પણ તું એ શબ્દ કાઢી નહિ શકે તારા મનમાથી તો તુ ઘણો દુઃખી થશે. જો, વિચાર કરી જોજે.'

મેં પાંચેક દિવસ વિચાર કર્યો અને પછી પેલા સ્ટુડિયોમા જઈને હું ના કહી આવ્યો.

આસિસ્ટંટ ટ્રેડ કમિશનર તરીકે જયસુખલાલની કંતંમા નિમણૂક થઈને તે એમણે સ્વીકારી પણ ખરી. એ ત્યાં હોત તો ઊંચામાં ઊંચા આઈ. સી. એસ.ની પેઠે એ પણ ચઢત. પણ એવામા અમારા બનેવી સ્વ. નાનાભાઈ ડાહ્યાભાઈ દરૂ અચાનક ગુજરી ગયા. એ પૈસા તો મૂકી ગયા હતા, પણ એવી તદ્દન અવ્યવસ્થિત રીતે કે જયસુખલાલ પોતે એકાદ–બે વર્ષ અહીં હાજર ન રહે તો બહેન અને તેનાં છ છોકરાં રવડી જ જાય.

એક ક્ષણનો પણ વિચાર કર્યા વગર એમણે હિન્દી સરકારને ના પાડી દીધી. ધીમે ધીમે બહેનના બધા પૈસા એને અપાવ્યા.

એ જ પ્રમાણે ગાધીજીએ એમને અસહકારની ચળવળમાં જોડાવા કહ્યું અને તેમણે તે સ્વીકારેલું પણ ખરું પણ એમણે કહ્યુ કે, 'બાપુજી, મારે મારા કુટુંબની ચિંતા નથી. એને ભગવાન સાચવશે. પણ મારા બંગલા ઉપર મે બહેન પાસેથી પચીસ હજાર રૂપિયા લીધા છે તે અને કોઈ પાસેથી અપાવો. એ ગૃહસ્થ મારો બંગલો ગીરે લઈ લે તો હું બહેનને પૈસા આપી દઉ અને પછી હું છુટ્ટો !'

ગાંધીજીએ આ વાતની હા કહી અને તે વખતે એક શ્રીમંત મારવાડી ગૃહસ્થ બેઠેલા તેમને તેમણે કહ્યું કે, તમે ગીરો લઈ લો.'

પેલા ગૃહસ્થે તે વખતે ખાતરી આપી જયસુખલાલે નામ નોધાવ્યું અને પહેલા સરસુબત્યાર તરીકે પરાંની સભામાં પ્રમુખસ્થાન લેવાની તૈયારી શરૂ કરી.

છેક છેવટે પેલા મારવાડી કરોડપતિ પીછેહઠ કરી ગયા. જયસુખલાલે પોતાની જ્વલંત રાજકીય કારકર્દી ફેંકી દીધી અને પ્રમુખ થવાન્ ના પાડી દીધી. ઘણાએ એ પ્રસંગને ખોટી રીતે આલેખ્યા અને ગાધીજીને પણ ભરમાવ્યા.

અમુક માણસોએ કહ્યું પણ ખરુ કે, તમે ગાધીજીને જાત મળો. પણ જયસુખલાલનુ મન જ ઊઠી ગયુ. તેમને એમ થયુ કે એક કરોડપતિ કોંગ્રેસ કાર્યકર્તા આ પ્રમાણે પોતાનુ વચન તોડે તો પછી 'એવા'ઓની સાથે કામ થાય જ શી રીત ?

રાજકીય જીવન એમનુ પૂરુ થયુ. છેવટ સુધી કાંઈ કાંઈ તોફાનો એમ્બનમા આવ્યા, પણ તમના સામે એમણે અનન્ય ભક્તિથી ટક્કર ઝીલી. ત્રણ વર્ષના ભયંકર અપંગતા ભોગવી ૧૯૫૩મા મૃત્યુ પામ્યા.

દોલતિંદ ની કેમ સમસ્યા કોઈ મટે જ નહિ



શિવંસુંદરમ્

# જીવનગંગા

આદતનું જોર

કુર્ગમાં આવેલ મર્કારાનગર પ્રાચીન કાળથી તેની રમણીયતા માટે પ્રસિદ્ધ છે. વળી જનરલ કરિઆપ્પા, જનરલ થિમૈયા ઈ૦ સમર્થ સેનાપતિઓની જન્મભૂમિ તરીકે પણ તે નગર ગૌરવ લઈ શકે તેમ છે.

આ મર્કારામાં 'રાજાની બેઠક' નામનું એક ઈતિહાસપ્રસિદ્ધ સ્થળ છે. તેની સાથે કુર્ગના અંતિમ રાજવીની એક સુંદર કથા સંકળાયેલી છે.

પહેલાં આ સ્થળ ખૂબ એકાંતમા હતું ને પ્રભુનુ ધ્યાન ધરવા માટે એક આદર્શ સ્થળ હતું. ખાસ કરીને કુર્ગના અંતિમ રાજવીને એ સ્થળ ખૂબ ગમી ગયુ હતું. અને તે દરરોજ સવારના વહેલે પરોઢિયે ઊઠીને અહીં આવતો. પોતાને દરરોજ સવારમા પાચ વાગે ઉઠાડવા માટે તેણે પોતાના એક મહાવતને ખાસ સૂચના આપી મૂકી હતી. એ મહાવત રાજાને પ્યારા એવા બે હાથી લઈને પરોઢિયે રાજાના શયનખંડે આવતા. રાજાના શયનખંડની બારી બહાર લટકતા ઘંટ પોતાની સૂંઢો વડે એ બે હાથીઓ વગાડીને રાજાને નિયમિત જગાડતા.

હવે એક વખત એવું થયુ કે રાજા શિકારે ગયો હતો. ને એ દિવસે શિકારમાં ખૂબ રઝળપાટ પહોંચી હતી. પરિણામે એ દિવસે રાજા મોડો જંઘવા પામ્યો હતો. એટલે, રાજા તરફથી મહાવતને કડક સૂચના આપવામાં આવી હતી: 'આજે મહારાજ થાકી ગયેલા હોવાથી તેમને સવારમા ઉઠાડવાના નથી.'

અને સૂચના અનુસાર મહાવત તો એ દિવસે હાથીઓ પાસે ન ગયો; પરંતુ આદતના જોર અનુસાર એ બે હાથીઓ પોતાની મેળે રાજાના મહેલે આવી પહોંચ્યા ને નિયમ મુજબ ઘંટારવ કર્યો.

થયું! રાજાને કાચી ઊંઘમાંથી ઊઠવું પડયું. એટલે રાજાનો રોષ ભભૂકી ઊઠયો. તેણે એ બંને હાથીઓને ઠાર મારી નાખવાનો આદેશ આપ્યો.

પરંતુ જે પ્રધાનને રાજાએ હાથીઓને મારી નાખવાનો આદેશ આપ્યો હતો તે ખૂબ શાણો ને વિચક્ષણ હતો. તેણે વિચાર્યું: 'આમાં બિચારા હાથીઓનો શો વાંક? તેમના મનમાં આવ્યું હશે કે મહાવત કદાચ આપણને લેવા આવવાનુ ભૂલી ગયો હશે, પરંતુ આપણી શું ફરજ છે? રાજાને જગાડવાની. આમ વિચારી એ વફાદાર પ્રાણીઓએ રાજાને જગાડયા હશે!'

એટલે આ શાણા પ્રધાને રાજાનો ક્રોધ શાંત પાડીને વચલો ને વિચક્ષણ રસ્તો કાઢયો. તેણે રાજાને કહ્યુ: 'મહારાજ, આપ નામદારે મહાવતને આપને જગાડવાની ના પાડી હતી, હાથીઓ બિચારાઓને આની કયાં ખબર હતી? એ વફાદાર પ્રાણીઓ તો આદતના જોરે સવારના પહોરમાં ઊઠયાં ને આવીને ઘંટારવ કર્યો. એટલે, એ અબુધ પ્રાણીઓને આપે માફ કરવા જોઈએ. જોકે સાથે સાથે આપનું વચન પણ ફોક ન જાય એ પણ જોવું જોઈએ. માટે પ્રધાનમંડળના બીજા સભ્યોને મળીને અમે એક રસ્તો કાઢયો છે. હાથીઓનાં બે પૂતળાં ઊભાં કરવાં. આપના મહેલની અટારી આગળ જ તે બંને હાથીઓ સૂંઢ વડે આપને સતત સલામ ભરે એવું શિલ્પ કંડાવરાવીએ. આથી આ પ્રસંગનુ કાયમનુ સંભારણું પણ રહેશે.'

રાજાના મનમા પણ આ વાત વસી ગઈ. પરિણામે હાથીઓ બચી ગયા.

એ વિરાટકાળ હાથીઓનું એ પ્રમાણેનું શિલ્પ હજુ પણ મર્કારા નગરમાં ખડું છે.

કર્મયોગી શાસ્ત્રીજી

પોતાના ઉન્નત ચારિત્ર્ય વડે ઉચ્ચ કક્ષાની રાજનૈતિક કુનેહ વડે લોક-હૃદયમાં અનેરું સ્થાન પામનાર આપણા સ્વ. વડા પ્રધાન લાલબહાદુર શાસ્ત્રીજીનું જીવન એક કર્મયોગીનું જીવન હતું.

બહારગામ જવાનું હોય ને ગાડીને પાંચ મિનિ-

ટની વાર હોય તો એ પાંચ મિનિટ પણ શાસ્ત્રીજી વેડફી નહિ નાખતાં, કામમાં લેતા. એ પાંચ મિનિટમાં તેઓ પાંચેક ફાઈલો પતાવી નાખતા હતા.

બાળકો ને ઘરના સાથે તેઓ પિકનિક પર જતા ત્યારે ફાઈલોથી ભરેલી બે પેટીઓ ખાસ સાથે લેવડાવતા. પિકનિકના પ્રકૃતિરમ્ય સ્થળમાં તેમને ફાઈલો જોઈ જવાનું વધુ અનુકૂળ રહેતું. એટલે જ્યાં પ્રકૃતિનું એકાંત મળ્યું કે પોતાની ફાઈલો ખોલીને બેસી જતા.

તેમની આવી સતત કાર્યરતતા અંગે ઘરનાં માણસો એમને ટકોર કરતાં કે : 'તમે આટલું બધું કામ શા માટે કરો છો ? પિકનિકમાં આવ્યા છો ત્યારે જરા આરામ તો લો.'

ત્યારે શાસ્ત્રીજી કહેતા : 'તમે લોકો કેમ ભૂલી જાવ છો ? હું આટલું બધું કામ ન કરી શકું તો પછી વડા પ્રધાનના પદ માટે લાયક પણ કેવી રીતે ગણાઉં ? આટલું બધું કામ કરી શકું છું, માટે તો લોકોએ મને તેમનો 'વડો' બનાવ્યો છે.'

'જેમ વધુ ઉચ્ચ પદ તેમ વધુ સેવા' એવું જે સુવાક્ય છે તેને ભારતના આ અત્યંત ભાવનાશાળી વડાપ્રધાને જીવનમાં ઉતારી બતાવ્યું હતું.

## ફ્રાંસનો ભામાશા

ઈ. સ. ૧૮૭૦ ની વાત. જર્મનોએ ફ્રાંસ પર આક્રમણ કર્યું હતું, અને જર્મન સૈન્ય કૂચકદમ કરતું ફ્રાંસના પાટનગર પૅરિસ તરફ આગળ ધસી રહ્યું હતું. એ વખતે નિજ સ્વાર્થમાં જ રાચતા પૅરિસના કેટલાક વેપારીઓ એક સ્થળે એકઠા થયા. શિયાળ જેવા એ લુચ્ચા વેપારીઓને થવા લાગ્યું હતું : 'હવે આ ઠીક લાગ આવ્યો છે, દાઢ ગળી કરી લેવાનો ! જો આપણે ભેગા મળીને શહેરનું બધું અનાજ ખરીદી લઈએ, તો પછી આપણને આ કટોકટીના આગામી કાળમાં નફો ખાવાનો સરસ મોકો મળશે.'

પરંતુ એ વખતે આપણા ભામાશા જેવો એક દેશભક્ત ફ્રેંચ વેપારી હતો. એ પ્રામાણિક ને દેશભક્ત ફ્રેંચ વેપારીનું નેક નામ 'પોતિન'. પોતિન તેના જમાનાનો મોટામાં મોટો વેપારી હતો.

પોતિને દેશદ્રોહી વેપારીઓની મેલી મુરાદ જરા પણ બર આવવા દીધી નહોતી. એ કેવી રીતે તે હવે જોઈએ.

પેલા વેપારીઓનો પ્રતિનિધિ પોતિનને મળ્યો ને કહ્યું : 'શેઠ, અમે તમારું બધું અનાજ ખરીદી લઈએ. તમે લોકોને જે અનાજ છૂટક ભાવે વેચો છો તેના કરતાં ડબલ ભાવ તમને ભરી આપીએ.'

આ તકસાધુ વેપારીઓની તરકીબ પોતિન સમજી ગયો હતો. તેણે એ તકવાદી વેપારીઓના પ્રતિનિધિને જાકારો તો આપ્યો જ, ઉપરાંત શહેરના દરેક લતામાં તેણે પોતાની દુકાનની શાખાઓ ખોલી નાખી. અને અત્યારે છે તેમ રેશનિંગની દુકાનોની જેમ તેની એ બધી શાખાઓ આખા પૅરિસમાં, લત્તે લત્તે કામ કરવા લાગી. એ દુકાનોએ માલ ખૂબ જ જૂજ ને વાજબી ભાવે લોકોને મળી રહે એ માટે પોતિન શેઠે ખાસ તકેદારી રાખવા માંડી. વળી માપબંધીની જેમ દરેક ગ્રાહકને તેની જરૂરિયાત પૂરતું જ અનાજ વ્યાજબી ભાવે આપવામાં આવતું. પરિણામે, યુદ્ધનો સમય હોવા છતાં એક પૈસો પણ ખોટો ભાવ વધવા પામ્યો નહોતો.

પોતિન જેવા પ્રામાણિક ને કુનેહબાજ વેપારી દેશનું સાચું ભૂષણ છે.

## મિત્રોના ગમ–દુઃખ ખાતર

બીજા વિશ્વયુદ્ધ સાથે જગતના જે મહાનુભાવોનાં નામો સંકળાયેલાં છે, તેમાં 'માર્શલ યોજના' નામે ઓળખાતી મહાન યોજનાના નિર્માતા શ્રીયુત જ્યોર્જ માર્શલનું નામ પણ બોલાતું આવ્યું છે. અમેરિકાના તેઓ 'ચીફ ઑફ ધ સ્ટાફ' હતા. બીજા વિશ્વયુદ્ધના એક લશ્કરી સૂત્રધાર તરીકે તેઓ બીજા વિશ્વયુદ્ધ સંબંધી ઘણી રહસ્યમય વાતોના જાણકાર લેખાતા હતા.

તેમના અવસાનના પાંચ–છ વરસ પહેલાં એક પ્રસિદ્ધ અમેરિકન પ્રકાશક તેમની પાસે ગયો અને તેમની પાસે વિશ્વયુદ્ધનાં સંસ્મરણો પોતાની પ્રસિદ્ધ પત્રિકા માટે આલેખવાની માગણી કરી. પરંતુ, કોણ જાણે કેમ, માર્શલ મહાશય પોતાનાં યુદ્ધનાં સંસ્મરણો આલેખવા માટે આનાકાની કરવા લાગ્યા.

એટલે, પ્રકાશકે વધુ ભારપૂર્વક પોતાની જાત મૂકતાં કહ્યું : 'માર્શલ સાહેબ, મારા સામયિક સારુ





હું આપનાં એ યુદ્ધસંસ્મરણો લખાવવા માગું છું. એટલું જ નહિ, પાછળથી હું તે ગ્રંથસ્થ કરવા પણ માગું છું.'

પોતાની મુશ્કેલી જણાવતાં માર્શલ મહાશય બોલ્યા : 'ભાઈ, એ બધી વાત સાચી, પરંતુ એ યુદ્ધ સંબંધી મારા વિચારો અને એ વિશે મારા કેટલાક મિત્રોના વિચારો સાવ જુદા પડે છે તેનું શું ? ખાસ કરીને મારા પરમ મિત્ર શ્રીમતી રુઝ-વેલ્ટને મારા પોતાના વિચારો પ્રગટ કરતું પુસ્તક લખું તો ખૂબ ખોટું લાગે એમ છે.'

પરંતુ વેપારી રીત પ્રમાણે પ્રકાશકે તો પોતાની વાત જારી રાખતાં કહ્યું : 'માર્શલ સાહેબ, ઇંગ્લેંડના વડા પ્રધાન ચર્ચિલ સાહેબ, આપણા સર સેનાપતિ આઈઝન હોવર, આપણા જમાનાના મહાન વિચા-રકો ચાર્લ્સ બ્રેડલો, જેમ્સ બર્ન્સ વગેરેએ આ યુદ્ધનાં સંસ્મરણો ક્યાં નથી લખ્યાં ? વળી સર-સેનાપતિ જનરલ મોટગોમરી અને એલન બ્રૂકનાં યુદ્ધ-સંસ્મરણો પણ ગ્રંથસ્થ થઈને પ્રસિદ્ધ થવાનાં છે. હવે માત્ર આપનાં જ સંસ્મરણો બાકી છે. આપનાં સંસ્મરણો પ્રગટ થાય, તો એ અંગેની ખૂટતી કડી પૂરી થઈ જાય તેમ છે. વળી આપને હું ઑફર કરું છું કે એ માટે દશ લાખ શબ્દો લખો કે માત્ર વીસ-હજાર—પરંતુ હું તે બદલ, બધા કરવેરા બાદ કરતાં પુરસ્કાર પેટે દશ લાખ ડૉલર આપવા તૈયાર છું.'

પરંતુ માર્શલ સાહેબને પોતાના મિત્રોના સંબંધની કિંમત હતી. તેમને થતું હતું : 'ભલે મને ગમે તેટલો આર્થિક લાભ થાય તેમજ કીર્તિ પણ મને ભલે મળે. પરંતુ મારા મિત્રોના હૃદયને કેવી ચોટ લાગે ! મારા મિત્રોને કેટલું મન-દુઃખ થાય !'

આ બધી વાત ધ્યાનમાં રાખી તેમણે પ્રકાશકને સખેદ જણાવી દીધું : 'ભાઈ, એ તમારી બધી વાત સાચી. પરંતુ તમારી એ દશ લાખ ડૉલરની રકમ માટે મારા મિત્રોનાં હૃદય કેટલાં દુભાય એ વાત હું પોતે જ સમજું છું. કોઈ પણ સંજોગોમાં મારા મિત્રોનાં મન દુભવવા મારી તૈયારી નથી.'

ને એ પ્રકાશકને પોતાની વાત ત્યાં પડતી મૂકવી પડી હતી.

### 'ગરીબ' વડાપ્રધાન

આપણા દેશના એક વડા પ્રધાનની વાત છે. તેમના ઘેર કંઈક ટાણું હતું. એ ટાણાસર એમના બહોળા ઘરનાં સ્ત્રી સભ્યો માટે થોડીક રેશમી સાડીઓ ખરીદવાની હતી. એટલા માટે વડા પ્રધાન જાતે રેશમી કાપડની એક દુકાને ગયા. વડા પ્રધાને જ કહ્યું : 'શેઠજી, થોડીક સાડીઓ બતાવો.'

દુકાનનો શેઠ વડા પ્રધાનને ઓળખતો હતો. વળી વડા પ્રધાન માટે તેને સારો આદરભાવ હતો. એટલે, વડા પ્રધાનનાં પુનિત પગલાં પોતાની દુકાને થયાં તેને તે પોતાનું અહોભાગ્ય માનવા લાગ્યો.

એ વેપારી શેઠે જાતે ઊભા થઈને વડા પ્રધાનને સાડીઓ બતાવવા માંડી. પહેલા લૉટની સાડીઓ જોઈને વડા પ્રધાન બોલ્યા : 'શેઠજી, સાડીઓ તો બહુ સરસ છે, કેટલી કિંમતની છે ?'

વેપારી શેઠે કહ્યું : '૮૦૦થી હજાર રૂપિયાની.'

કિંમત સાંભળીને વડા પ્રધાન બોલ્યા : 'ના, શેઠ, આ ખૂબ ભારે કિંમત કહેવાય. મારા જેવા ગરીબ માણસને તો તમારે ઓછા ભાવની જ સાડીઓ બતાવવી જોઈએ.'

વેપારી શેઠ બોલ્યા : 'અરે સાહેબ, આ શું બોલ્યા ! તમે તો અમારા વડા પ્રધાન છો. તમને ગરીબ કેવી રીતે કહેવાય ? અને આપ સાહેબ જે સાડીઓ પસંદ કરશો તે હું આપ સાહેબને ભેટ આપવાનો છું. પછી કિંમતનો ક્યાં સવાલ રહ્યો ?'

વડા પ્રધાન નિનમ્રતાથી બોલ્યા : 'જુઓ શેઠ, હું તમારો વડા પ્રધાન ખરો. પરંતુ એનો અર્થ એ નથી કે જે વસ્તુ ખરીદવાની મારી શક્તિ નથી તેને ભેટસ્વરૂપે લઈને મારી પત્ની કે ઘરનાં બીજાંને પહેરાવું ! હું વડા પ્રધાન છું એ બરાબર છે, પરંતુ આમ છતાં હું ગરીબ છું. હું મારા ગજા પ્રમાણે સાડીઓ ખરીદવા માગું છું. માટે મહેરબાની કરીને મને સસ્તી કિંમતની સાડીઓ બતાવો.'

વેપારી શેઠે વડા પ્રધાનને એ પછી ઘણી આના કાની કરીને ઘણો વિવેક કર્યો. પરંતુ આ વડા પ્રધાન આગળ સર્વ વસ્તુ બેકાર બની. છેવટે લાચારીથી તેને સાવ સસ્તી કિંમતની સાડીઓ બતાવવી પડી. એ સાવ સસ્તી કિંમતની સાડીઓમાંથી જ ગરીબો-ના એ વડા પ્રધાને કેટલીક સાડીઓ ખરીદી ત્યારે જ તેમને ચેન પડ્યું. એ વડા પ્રધાન તે આપણા લોકલાડીલા સ્વ. લાલબહાદુર શાસ્ત્રી.

ઈશ્વરભાઈ જી. પટેલ

# આતમની ચિનગારી



મોજશોખ ને લાલનપાલનથી ઊછરી, મનસ્વી ને મોજીલી બનેલી એ યુવતીનું લગ્નજીવનેય નિષ્ફળ નીવડ્યું. ને એણે છૂટાછેડા લીધા. પિસ્તાલીસ વરસે લગ્નજીવનની કરુણતાનો સામનો કરતા પહેલાં એણે રોમન કેથલિક ધર્મ અંગીકાર કર્યો હતો અને જીવનના આ ઝંઝાવાતોનો સામનો કરવા એણે પ્રાર્થનાનો પથ સ્વીકાર્યો હતો.

એક દિવસની એકાંત પ્રાર્થના સમયે એણે પ્રભુ સમક્ષ એકરાર કર્યો કે પોતાનાં પિસ્તાલીસ વરસ પાણીમાં ગયાં હતાં. નિષ્ફળતાના આ નિખાલસ એકરારે એના આતમમાં એક નવી ચિનગારી જન્માવી ને એણે જીવનને યથાર્થ બનાવવા ગરીબોની સેવા કરવાના શપથ લીધા.

જીવનના આ નૂતન પ્રકાશની આભામાં એ સેવામાર્ગ શોધવા લાગી. એવામાં પોતાનાં કપડાં સીવનારી દરજી બહેનને એણે ત્યક્તાવસ્થામાં કેન્સરને કારણે મૃત્યુનો ભોગ બનતા ભાળી અને એનો પથ સ્પષ્ટ થયો. પછી તો આ મહારોગનો ભોગ બનતા ધનહીન ગરીબ લોકોની કરુણ દશાઓ એના ધ્યાને ગઈ.

સને ૧૮૯૬ના એ કાળે તો બધા લોકો આ રોગને જીવલેણ ગણતા. એટલું જ નહીં, પીળા-જ્વરની જેમ એ અતિશય ચેપી મનાતો. પરિણામે કેટલાંય કુટુંબ આ રોગના ભોગ બનેલા પોતાના કુટુંબીજનને ઘરની બહાર હડસેલી દેતા. રોગ ને ભૂખથી પીડાતા એ ભટકી મરતા.

કેન્સરના દર્દી એવા ગરીબજનોની સેવા કરવાનું એણે મન સાથે ઠરાવ્યું, કારણ કે બીજા કોઈ પ્રકારનાં દર્દીઓ કરતાં એમને વધુ દૂર હડસેલવામાં આવતાં. પોતાનું સર્વસ્વ કેન્સરપીડિતોને આરામ આપવામાં વાપરવાનું વિચારી, ન્યુયોર્કના કેન્સરના દવાખાનામાં એક સવારે એ પહોંચી.

એણે દાકતરોને કહ્યું : 'બદતમ કેસોની સારવાર કેવી રીતે કરવી તે મને શિખવાડો.'

ત્રણ માસ લગી એણે આવા રોગભયંકરતામાં સપડાયેલા ને પૈસા આપી શકે તેવા દર્દીઓને શું સારસંભાળ ને સારવાર આપી શકાય છે તે શીખી-જાણી લઈ, સાધનહીન દર્દીઓને એવી જ સારવાર આપવાનો મનસૂબો કર્યો. અને હાથમાં ઝાઝી રોકડ રકમ ન હોવા છતાં ન્યૂયોર્કના પૂર્વ વિભાગના એક ગંદા ગીચ વસવાટમાં, ખખડધજ એવી ત્રણ ઓરડીઓ ભાડે રાખી. ત્રણેય કમરાની બધી બારીઓમાં એક પણ કાચ સાજો નહોતો. એની દીવાલો ને ફરસબંધી ચીકણી ને ગંદી હતી. એનો દેખાવ ભૂંડો ને જુગુપ્સાપ્રેરક હતો. મોજશોખમાં ઊછરેલી આ બહેને જાતે બધી દીવાલો ને ફરસબંધી ઘસી-ધોઈ, સાફ કરી. કાચ નાખ્યા ને બારણાંને સૂર્યપ્રકાશને મળતો આવતો પીળી છાંટવાળો રંગ લગાવ્યો.

દવાખાનું સજ્જ થયું એટલે પાડોશમાં પહોંચી,

બાળકો ને બહેનોને મફત શુશ્રૂષા આપવાની પોતાની ખેવના જાહેર કરી ત્યારે આવી સ્વૈચ્છિક સેવાથી અજાણ્યુ એવા પાડોશીને વહેમ પડ્યો કે એ પોતે જ ભયંકર દર્દનો ભોગ હશે, જેનો ચેપ એમને પોતાને ય લાગશે.

ઉચ્ચ સમાજનો આ જીવ આપણા જેવા ગંદા-ગોબરા શહેરીજનની સેવા અર્થે શા માટે આવે એની સમજ નહીં પડવાથી એ સૌ પોતપોતાની બારીઓમાંથી આ બાઈ પ્રત્યે શંકાસભર નજરે તાકી રહેતા. એમના ચહેરા એવા ભાવહીન ને નજર એવી શંકાશીલ રહેતી કે આ બહેનને જરા ભીતિ લાગવા માંડી. એવામાં તો નાનાં છોકરાંએ એ વસતિના વહેમને વાચા અર્પતાં, પ્રકારપ્રકારનાં નામ પાડયાં અને આ બહેન અહીંતહીં સંચાર કરે ત્યારે એના શ્રવણપથમાં એનું ઉચ્ચારણ કરી, બાલસુલભ આનંદ માણવા લાગ્યાં.

પ્રભુનું કરવું તે એની ધીરજ ફળી. ચંદ દિવસોમાં બે વ્યક્તિઓએ એની સારવાર શોધી. એક યહૂદી છોકરો એનો પહેલો દરદી, બીજો દરદી એક આયરીશ સ્ત્રી. બન્ને જ્યારે નવા પાટા સહિત સારવાર પશ્ચાદ્ મહોલ્લે પહોંચ્યાં ત્યારે એમના મોંમાંથી પ્રશંસાનાં ઉચ્ચારણો વહેતાં જ રહ્યા. થોડાં સપ્તાહોમાં તો બહેનો ને બાળકોની લંગાર એને ત્યાં લાગી. એણે એક પણ વ્યક્તિને પાછી કાઢી નહીં.

પીડિતોની સેવામાં લાગી જનાર આ બહેન તે સુવિખ્યાત અમેરિકન સાહિત્યકાર અને રાજદૂત હોથોર્નની સૌથી નાની ને સૌથી હાથ બહાર ગયેલી દીકરી રોઝ હોથોર્ન. મોઢે ચઢાવેલી, આપમતિલી અને જિદ્દી એવી રોઝ એનાં ભાઈભાંડુ ને માતાપિતા માટે કોયડારૂપ હતી.

એક દિવસ પિતાએ એને પત્ર લખ્યો :

'પ્રિય રોઝબડ,

મને આશા છે કે, તું એક સરસ નાની છોકરી બનીશ. કદીય રિસાઈશ નહીં કે ચિડાઈશ નહીં. ચીસો પણ નહીં પાડે ને વાળ પણ નહીં ખેંચે. તારી નર્સ કે નાની બેનને મારશે પણ નહીં.'

એણે જવાબ વાળ્યો : ' મારાં માતા ઘણાં સારાં છે, પણ એ આખંત મને સારી બનાવતી નથી. જે મિનિટે મને તક મળે છે તે મિનિટે હું તોફાનમાં સરકી જાઉં છુ.'

વરસો બાદ એણે પોતાની માશીને લખ્યું : ' સારા બનવા માટેની મારી મથામણનો ખ્યાલ કોઈનેય આવી શકે તેમ નથી. હું સારી છોકરી છું તેવો ખ્યાલ તમે રાખજો. એક દિ' વિશાળ હૃદય ને પ્રફુલ્લિત મન ધરાવતી એક સારી સ્ત્રી હું બનીશ.'

રોઝ નાની હતી ત્યારે હોથોર્નના જીવનમાં એક પ્રસંગ બન્યો, જેણે રોઝના જીવન પર કાયમી અસર પાડી. ત્યારે એ લીવરપુલમાં અમેરિકન સરકારના રાજદૂત તરીકે કામ કરતા હતા. એમનો રિવાજ હતો કે લીવરપુલ બંદરની આજુબાજુની ગરીબ વસ્તીમાં એ ફરતા. એમાં ભીખઘરની મુલાકાત લેતા ને રોગ ને ગરીબી ભાળી દ્રવિત થતા. એમને એવી ય બીક રહેતી કે આ રોગ કદાચ એમને વળગી જશે. એક દિવસ એક અનાથાશ્રમમાં પતના રોગથી પીડાતી એક નાની છોકરીએ એમને આર્દ્ર સ્વરે વિનંતિ કરી કે, હોથોર્ન એને ઊંચકે ને વહાલ કરે.

અતિશય ભીતિ સહ દયાળુ એવા હોથોર્ને એ છોકરીને આલિંગનમાં લીધી. એમને પાછળથી લાગ્યું કે, જાણે આ કૃત્યથી સ્વર્ગદ્વારની નજદીક એ પહોંચ્યા.

આ બધું નીરખતી રોઝના મને સવાલ કર્યો : ' આપણા જેવા ભદ્ર પુરુષોએ આવા રોગપીડિત લોકોને છાતીસરસાં ચાપવાની વાત પ્રભુ ઇચ્છતો હશે ખરો ?' એણે જાતે જ તે ક્ષણે તો એ વિચારને મગજમાંથી હડસેલી કાઢયો.

રોઝ શક્તિશાળી છોકરી હતી ને કુટુંબની આશા હતી, કે પિતાનો સાહિત્યિક ને કલાત્મક વારસો રોઝ સંભાળશે. એટલે હોથોર્નના મૃત્યુ બાદ રોઝનાં બા એને કલાધામ ડ્રેસ્ડનમાં લઈ ગયાં, જ્યાં એને જ્યોર્જ લેથ્રોપનો સમાગમ થયો.

બન્ને ઓગણીસ વરસનાં હતાં. એને શ્રદ્ધા હતી કે પોતે મહાન અમેરિકન સાહિત્યકાર બનવાનો છે. રોઝ એના પ્રેમમાં પડી ને બન્નેએ પ્રભુતામાં પગલાં માંડયાં.

★ ★

બન્ને જુવાનો જીવનનાં સ્વપ્નોથી ઊભરાતાં હતાં. એકને થવું હતું સાહિત્યકાર, તો રોઝ મહાન

* દાતાકો હરિ દેત હૈ, જહાંતહાંસે આન,
સૂમ પાપી બિનતિ કરે, કેશવ ધરે ન કાન.
* દાતાકે મન ધન નહિ, શૂરા મન નહિ ત્રાસ.
પતિવ્રતાકે પ્રાણ નહિ, દેહ ન સમજે દાસ.
* દાંતે લૂણ જે વાપરે, કવળે ઊણું ખાય,
ડાબું પડખું દાબી સૂએ, તે ઘેર વૈદ્ય ન જાય.
* દિયાલિયા સો આપના, રખ ગયા સો ફોક,
જીવકુ લે ગયા જમડા, ભૂડી દી ગયે લોક.
* દેખાદેખી જે કરે, વણસમજ્યો તે વ્યર્થ,
ભણ્યા વગર ટીટા કરે, સરે ન તેથી અર્થ.
* દેતે સો લેતે નહિ, કરતે હૈ ઇન્કાર,
માગે જબ મિલતા નહિ, એ જગકા ઇકરાર.
* દૌલત બેટી સૂમકી, કદી ન ખર્ચી જાય,
કરી જતન મોટી કરી, પરઘેર ચાલી જાય.

ચિત્રકાર બનવાની મુરાદ સેવતી હતી. રોઝે થોડાં ચિત્રો દોર્યાં ને થોડી કવિતા લખી. પણ સાહિત્ય કે કલાજગતમા ઉચ્ચ સ્થાન બન્ને પામ્યાં નહીં. હા, એમને પૈસા મળ્યા, પણ કલા કે સાહિત્યજગતે એમનો ઉત્તમ તરીકે સ્વીકાર કર્યો નહીં. બન્ને ખૂબ નિરાશ થયાં. જ્યોર્જને લાગ્યું કે એના સસરાની ખ્યાતિએ એમના પ્રગતિરાહમા રુકાવટ કરવા માંડી છે. કારણ કે જ્યાં જ્યાં એનું ઓળખાણ થાય ત્યાં ત્યાં તરત જ સવાલ ઊઠે : ‘ મહાન સાહિત્યકાર હોથોર્નના જમાઈ કે ?’

એમના લગ્નનાં પાંચ વરસ બાદ નવેમ્બર ૧૮૭૬ માં એમને ત્યાં પુત્ર ફ્રાન્સિસનો જન્મ થયો. પણ જ્યોર્જ ખાટો થતો ચાલ્યો. એણે વધુ ને વધુ પીવા માંડયું ને બન્ને વચ્ચેનો ગાળો વધતો ચાલ્યો. ફ્રાન્સિસ ગુજરી ગયો ત્યારે તો એમ લાગ્યું કે હવે આ બંને પતિપત્ની તરીકે જીવી શકશે નહીં. છતાં નિત્ય ઝગડતા ને નિત્ય સમાધાન કરતાં એ બન્નેએ બાર વર્ષ દામ્પત્ય-જીવનનું ગાડું ગબડાવ્યે રાખ્યું. પણ એકદા જ્યોર્જ એવો હિંસક બન્યો કે રોઝ એને ત્યજીને ચાલી નીકળી.

આવી માનસિક દશામાં ધર્મે એને નવો જીવનપંથ આપ્યો ને આગળ વર્ણવ્યું છે તેમ એણે ગરીબો ને રોગપીડિતોની સારવારમાં ઝંપલાવ્યું. એની સુવાસ સર્વત્ર પ્રસરી ને કામને પહોંચી વળવું કઠણ થયું. એણે મિત્રો ને મદદગારો શોધવા માંડ્યા. એક ડૉક્ટર મફત સારવાર માટે આવતા તો શહેરના અચ્છા વિસ્તારોમાંથી ફાજલ સમયમાં નર્સો આવવા લાગી. રોઝે છાપાંની કટારોમાં પૈસા માટે લખવા માંડયું ને એને દાનપ્રવાહ મળતો રહ્યો.

એના આ નવજીવનના પ્રથમ વરસમાં જ બે વખત એ ન્યુમોનિયાને કારણે મૃત્યુને આરે પહોંચી ગઈ હતી. છતાં એણે પ્રભુકાર્યને ધપાવ્યે રાખ્યું. દવાખાનું નાનું પડયું. એણે બીજું બે માળનું મોટું મકાન ખરીદયું ને એનાં ગળતા છાપરાં ને જૂની દીવાલોને સરખી કરી, કામ બેવડું કર્યું. તે જ વખતે એને પ્રભુએ સહાય મોકલી.

ડિસેમ્બરના એક નમતા પહોરે એક નાજુક બહેન એના દાદરા ચઢી. એલિસ હુલર નામની એ બહેન કલાકાર હતી. એનાં ચિત્રો આજેય ઘણાં દેવળોની દીવાલોને શોભાવે છે. કલાશિક્ષણનું કામ ન્યૂયોર્કના એક ઊજળા લતામાં એ કરતી હતી. ત્યા રોઝની સેવાકામગીરીની વાત એને કાને આવી ને એણે આ પ્રભુકાર્યમાં મદદરૂપ થવાનુ વિચાર્યું. દર સપ્તાહ થોડા કલાક આ સેવાકાર્યને આપવાનો એણે મનસૂબો કર્યો ને નર્સિંગનું જ્ઞાન નહીં હોવા છતાં એણે એ હાથ ધર્યું. પહેલા જ કેસની સારવાર કરતાં આ નમણી નાજુક નાર, દર્દની ગંભીરતા ને દુર્ગંધથી બેભાન બની ગઈ! પણ ત્રણ સપ્તાહમાં તો એલિસે પોતાનું સમગ્ર જીવન રોઝની સેવાકાર્ય તરીકે ખર્ચવાનું ઠરાવ્યું.

પરસ્પર વિરોધી ગુણ ધરાવતી આ બે બહેનોની દોસ્તી કાયમ નીવડી ને એણે કેન્સરના દર્દીઓ માટેનું એક મહાકાર્ય આરંભિત કર્યું. રોઝ જરા ઉતાવળિયા ને આગ્રહી સ્વભાવવાળી હતી તો એલિસ શાંત ને ઝીણવટથી જોનારી હતી. બન્નેએ સાથે મળી, દરદીઓની સારવાર કરી. દીવાલ–ફરસ બધને પોતાં કર્યાં ને નવા સ્વયંસેવકોને તાલીમ આપી તૈયાર કર્યા.

સન ૧૮૯૯ના મે માસ સુધીમાં તો બેવડી પથારીઓવાળું સારું દવાખાનાસ્થળ એમને પ્રાપ્ત થયું. એ જ વરસની એક સાંજે લથડતે પગે રોઝ ચેરી સ્ટ્રીટના એના દવાખાને આવી. એના પતિ જ્યોર્જના અંતિમ મિલન માટે એ ગઈ હતી, પણ





એ પહોંચે તે પહેલાં તો એનું પ્રાણપંખેરું ઊડી ગયું હતું. એટલે એની પ્રાર્થનાપોથીસાથે વિષાદહૃદયે એ પાછી ફરી હતી.

આ ગાળા દરમિયાન રોઝની સેવા–પ્રશંસાએ ધાર્મિક વર્તુળોનુંય ધ્યાન ખેંચ્યું અને એમણે સૂચવ્યું કે રોઝને માટે એક ઇસ્પિતાલ ઊભી કરવી, જેમાં પુરુષ દરદીઓ પણ સારવાર પામી શકે. એમાંથી જ વિકસતાં વિકસતાં વિચાર એ કક્ષાએ પહોંચ્યો કે કેન્સરના દર્દીઓની સારવાર માટે એક નવું ધર્મસેવાદળ ઊભું કરવું, જેની સ્થાપક સેવામાતા રોઝ હોય.

ઇસ્પિતાલનો વિચાર રોઝના મનમાય ઘણા વખતથી રમ્યા કરતો હતો. પણ એને બીક લાગતી હતી કે એ કારણે પૈસા આપી શકે તેવા દરદીઓને લેવાની વૃત્તિ વધશે ને ગરીબ દર્દીઓ પ્રતિ કદાચ ઉપેક્ષા થશે. આમ છતા ધાર્મિક નિષ્ઠા હેઠળની ઇસ્પિતાલ એની પરોપકારભાવના જાળવી રાખશે એવી એની શ્રદ્ધા વધતી ગઈ. જ્યોર્જ ગુજરી ગયો હતો, એટલે એણે હવે નિરાતે ધર્મસેવા વિધિસર સ્વીકારી અને ડોમીનીકન ઑર્ડર ઑફ સેઇન્ટ રોઝ ઓફ લિયાની સ્થાપક માતા તરીકે એ મધર આલ્ફોન્સો બની ને એલિસ બની સિસ્ટર મેરી રોઝ.

બન્ને ધર્મસેવકો બન્યા તે સાથે જ એમણે વેસ્ટચેસ્ટર પરગણામા, સાઠ રૂમવાળી એક હોટલ ને નવ એકર વનરાજીવાળી જમીન ખરીદ્યાં. સન ૧૯૦૧માં એની કિંમત હતી અઠાવાસ હજાર ડોલર. હોટલનું મકાન લાકડાનું હતું એટલે આગનો ભય હતો. એને સમારવામાં બીજા હજારો ડોલરની જરૂર પડે તેમ હતી, છતાં ધર્મસેવિકાઓએ ઝંપલાવ્યું.

એકત્રીસ વરસ સુધી આના વેચાણહપ્તા એ ભરતાં રહ્યાં ને હરેક હપ્તા પ્રસંગે ડોલર ડોલર માટે એમને ઝઝૂમવું પડ્યું. પછી તો નવા નવા સ્વયંસેવકો ભરતી થયા. દાનઝોળી પણ ભરાવા લાગી. છતાં એને હરરોજ જાહેર પ્રજાની દયાવૃત્તિ પર નભવું પડતું. માર્ક ટ્વેઇને એનું ભવિષ્ય આમ ભાખેલું, 'આની સ્થિરતા સલામત છે, જ્યાંસુધી લોકોના દિલમાં દયાનું ઝરણું વહેતું રહેશે ને રહેવાનું છે.'

નાથુભાઈ જાદવ



# રક્ષાબંધન

બળેવનો દિવસ હતો. બહેનની પ્રીતિનો અને હિંદુઓનો એ માનીતો તહેવાર છે. શ્રદ્ધા–ઉમંગથી દેશભરમાં એ ઊજવાય છે. પણ આ બળેવ તો સૌને યાદ રહી ગઈ. ભાઈ–ભાઈનાં સ્નેહમિલનો જિંદગી પર્યંત યાદ રહી ગયાં.

બંગાળીઓએ આમ તો અનેક ઉત્સવો ઊજવ્યા હશે. હોળી, દિવાળી કે ઈદ; નવરાત્રિ, શિવરાત્રિ કે મહોરમ. પણ એ રક્ષાબંધન પર્વને માત્ર હિંદુઓએ નહીં, પણ મુસલમાનોએ પણ અનેરા ભાવથી ઊજવ્યું.

એક વેળા કલકત્તામાં રમખાણો ચાલતાં હતાં. છેલ્લા પંદર દિવસથી પાંચ માણસો પણ ભેગા મળી શકતા નહોતા. ત્યાં હજારોની માનવમેદની ભેગી મળી ને મુક્ત મને મેળાનો આનંદ મેળવ્યો. હજારો નરનારી સુંદર વસ્ત્રો પરિધાન કરી હરતાં–

ફરતાં નજરે પડયાં. આખું વાતાવરણ બદલાઈ ગયું. કારણ કે એ મંગલ સવારમાં હિન્દુ-મુસલમાનોની એકતા સધાઈ હતી. ભાઈએ ભાઈને ઓળખ્યો હતો. જાતિભેદના નામે ફેલાયેલું ઝેર સ્નેહબંધનથી અમૃત બની ગયું હતું. સૂતરના એક કાચા તાંતણાએ ઇર્ષા, વેર-ઝેર અને કોમી ઝનૂનને પ્રેમ, સ્નેહ અને એકતામાં ફેરવી નાખ્યાં હતાં.

આ કંઈ ચમત્કાર ન હતો. સત્ય ઘટના હતી. સમગ્ર બંગાળ અને ભારત માટે એ આશ્ચર્યકારક છતાં આનંદપ્રદ બની ગઈ હતી.

પંદર પંદર દિવસથી કલકત્તાની પ્રજા જે કોમી હત્યાકાંડની બીકે ચિંતામગ્ન રહેતી હતી તેને એક વીર પુરુષે થોડી ક્ષણોમાં જ હર્ષઘેલી અને નિર્ભય બનાવી દીધી.

હિન્દુઓ સમજતા હતા કે મુસલમાનો હુલ્લડ કરશે, તોફાનો કરશે, હિન્દુઓની હત્યા કરશે. મુસલમાનો સમજતા કે, હિંદુઓ હુલ્લડ કરશે. મુસલમાનોની કતલ કરશે. કોને ખબર કે કોણ શું કરશે? આ તો તોફાની પ્રચાર હતો. ગુંડાઓની રમત હતી ભોળી પ્રજાને લડાવવાનો દાવ હતો. પણ એ મેલી રમતને એક નરબંકાએ ધૂળમાં મેળવી દીધી.

બળેવની વહેલી સવાર હતી. શ્રદ્ધાળુ નર-નારી પવિત્ર ગંગા (હુગલી)માં સ્નાન કરી રહ્યાં હતાં. સૌના મુખ ઉપર ભયમિશ્રિત ભાવ તરવરતો હતો. કોઈ જતાં હતાં, કોઈ આવતાં હતાં. હજુ કલકત્તાની ધરતી પર સૂર્યનારાયણ પણ પધાર્યા નહોતા. ત્યાં ભાવનાશીલ હિંદુ નરનારીઓ સ્નાનવિધિ માટે નદીતટે જઈ રહ્યાં હતાં. સૌના મનમાં બીક હતી, શંકા હતી, હુલ્લડની—તોફાનની. છતાં તહેવારનો મહિમા અને ધર્મભાવ તેઓ ભૂલ્યાં નહોતાં. સ્નાન કરી સૌ દેવદર્શને જતાં હતાં.

મંદિર તો ભગવાનનું ઘર. ત્યાં જવામાં બીક શાની? ભય શાનો? પુરુષોનું એક ટોળું આવતું હતું. સ્નાન કરી મંદિરે જતું હતું. સૌના મનમાં પ્રભુ-ભક્તિ રમતી હતી, છતાં દૃષ્ટિ વિહ્વળતાથી ચોતરફ ફરતી હતી.

મસ્જિદ તો અલ્લાનું ઘર. ત્યાં જવાની બીક શાની? ભય શાનો? સામેથી પુરુષોનું બીજું ટોળું આવતું હતું. તે મસ્જિદ તરફ જતું હતું. તેમના મનમાં પરવર દિગારનું નિષ્કામ સ્મરણ હતું. છતાં તેમની દૃષ્ટિ વિહ્વળતાથી ચોતરફ ફરતી હતી.

મંદિર અને મસ્જિદ તો પવિત્ર ધામો. સર્જનહારનું ઘર ત્યાં હોય શાંતિ અને એકાગ્રતા. પવિત્રતા અને ભક્તિ. ત્યાં જવામાં ભય શાનો? સંતાપ શાનો?

છતાં, 'તોફાન થવાનું છે....હિન્દુ-મુસલમાન વચ્ચે મોટો ઝઘડો થવાનો છે....!' આ અફવાથી લોકોના મનમાં ફફડાટ હતો.

એક તરફથી મુસલમાનોનું ટોળું, બીજી તરફથી હિન્દુઓનું ટોળું આવી રહ્યું હતું. સામસામાં બન્ને ટોળાંમાં અથડામણ થઈ જવાનો સંપૂર્ણ ભય હતો. સૌને ધ્રુજારી આવી ગઈ. બન્ને ટોળાં મૌન હતાં. મક્કમ ગતિએ આગળ વધતાં હતાં. હવે તો માત્ર વીસેક ફૂટનું અંતર હતું.

ત્યાં હિંદુઓના ટોળામાંથી એક જણ આગળ વધ્યો અને પેલા મુસલમાન ભાઈઓ પાસે જઈ ઊભો રહ્યો. તેણે ગજવામાં હાથ નાખ્યો.

બધા મુસ્લિમો આશ્ચર્યથી જોઈ રહ્યા. પેલા ભાઈએ ગજવામાંથી હાથ કાઢ્યો. એના હાથમાં રાખડીઓ હતી. તેણે એક એક રાખડી પેલા મુસ્લિમ ભાઈઓને બાંધવા માંડી. રાખડી તો પ્રેમનું પ્રતીક. રક્ષણનું ભાવ-બંધન.

બાંધનારની આંખમાં નર્યો પ્રેમ હતો. મુખ ઉપર નિર્મળ હાસ્ય હતું. ભર્યા ભર્યા ઉમળકાથી તેણે મુસ્લિમ ભાઈઓને રાખડીઓ બાંધી અને સૌની સાથે હાથ મેળવ્યો.

પેલા ભાઈ મુસ્લિમો સાથે આગળ વધ્યા. રસ્તામાં મસ્જિદ આવી. મસ્જિદમાં ઘણા મુસ્લિમ ભાઈઓ હતા. મુલ્લા અને મૌલવીઓ પણ હતા. બધા નમાજ પઢતા હતા. ખુદાની બંદગી કરતા હતા. આ ભાઈ દરવાજા આગળ આવીને ઊભા. નમાજ પૂરી થતાં તેમણે મૌલવીઓને પણ રાખડી બાંધી.

ભાઈ—ભાઈ ગળે મળ્યા. દોસ્તી અને મિત્રતાની મહેક પ્રસરી રહી.

આ રાખડી બાંધનાર વીર પુરુષ હતા ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોર. શાંતિ અને એકતા માટે એમણે હંમેશાં પ્રયત્નો કર્યા. ❁ ❁ ❁

દીપચન્દ્ર ર. જુદ્દ

# મિત્રનું હૈયું



દસ દસ વર્ષની મૈત્રીને અંતે ફક્ત દસ જ આનાનો સવાલ અમારા સ્નેહ ઉપર પાણી ફેરવી દેશે એવી તો સ્વપ્ને ય કલ્પના ન હતી. હરિભાઈ વ્યવસાયે શિક્ષક અને હું વકીલ. બન્નેની એકતા સાહિત્ય તરફની અભિરુચિથી જન્મેલી, અને પછી તો રોજ સવારે ટપાલ લેવાં પોસ્ટ ઑફિસે ભેગા થઈએ ત્યારે બેએક કલાક અવનવી વાતોમાં નીકળી જાય. સાંજે પાછા પાંચ પછી ફરવા જઈએ ને સાહિત્ય–પ્રકાશનના ધંધાની વાતોથી માંડી ધર્મ, સમાજ, રાજકારણ અને વિનોદની વાતો કરીએ ને છેક આઠ–નવ વાગ્યે ઘેર આવીએ. રોજિંદા આ પાંચ–છ કલાક ઉપરાંત રજાના દિવસે તો લગભગ આખો દિવસ સાથે ગાળીએ. આ રીતનાં દસ દસ વર્ષો વીત્યાં પછી ફક્ત દસ જ આનાના સવાલે અમારી ઘનિષ્ઠતા રોળી નાખી, અંટસ ઊભો કર્યો. એ અંટસ ઊભો કરનાર મારા બુદ્ધિશાળી મિત્ર ગુજરાતના જાણીતા અભ્યાસી લેખક હતા. તે આવી મામૂલી રકમ ખાતર કેમ જિદ્દે ચડ્યા હશે તેનો કોઈ ખ્યાલ જ હું કરી શક્યો નહિ.

વાત એમ બની કે એક સાંજે મને હરિભાઈએ કહ્યું : ' મુંબઈના એક બુકસેલર પર પુસ્તકોનું મારું પારસલ જાય છે. તેમાં ત્રણ શેર વજનની મર્યાદામાં તમારે કાંઈ મોકલવું હોય તો સમાઈ શકશે.'

અમારી વચ્ચે આ જાતનો તો વહેવાર હતો. એટલે મેં કહ્યું : ' મારે 'રાગરંજૂષા'નાં બે આલ્બમ મોકલવાં છે. કાલે આપીશ '

બીજે દિવસે 'રાગરંજૂષા'નું પેકેટ તથા બુકસેલર ઉપરની ચિઠ્ઠી એમને આપી ને રસીદના કવર સાથે મોકલવા કહ્યું. આ વાત તે દિવસે પતી ગઈ.

બે દિવસ બાદ સાંજે અમે ફરવા નીકળ્યા ત્યારે એમણે કહ્યું : ' તમારે એક દસ આના અને આપવાના છે.'

' શાના ?' એમ કહી મેં પાકીટ બહાર કાઢ્યું.

' તમારી 'રાગરંજૂષા'નાં બે આલ્બમના. પારસલનો મને વધુ ચાર્જ આવ્યો એટલે વધારાના દસ આના તમારે આપવાના છે.'

મેં કહ્યું : 'તમે કહ્યું હતું તેમ પારસલમાં સમાસ હતો, તેથી જ મેં બંડલ આપેલું. મારે કાંઈ ચાહીને મોકલવાની જરૂર ન હતી. અને તમે કહેલા વજન કરતાં તો અરધું વજન મેં તમને આપ્યું હતું. એટલે મારે દસ આના દેવાના શાના થાય ?'

' પણ તમે આલ્બમ મોકલ્યાં અને મારે ચાર્જ વધારે ભરવો પડ્યો, એટલે કાયદેસર એ ચાર્જ તમારે જ ભોગવવો પડે ને ?'

' પણ ભાઈ, આમાં કાયદેસરની વાત ક્યાં આવી? આપણી એકબીજાની વચ્ચે આવો એકબીજાને સહકાર આપવાનો વ્યવહાર છે તે મુજબ, અને તેય તમારા કહેવાથી જ મેં બંડલ આપ્યું હતું.'

' હું વાજબી વાત કરું છું.' ખૂબ જ ઠંડા રહી હરિભાઈએ કહ્યું.

મેં ઉશ્કેરાઈને કહ્યું : 'તમે આ માગણી 'કાયદેસર' અને 'વાજબી' કરો છો, અને હું શું બાંઠ ખાઉં છું !'

હરિભાઈએ મુખ મલકાવતાં કહ્યું : ' હું બાંઠ

ખાવાનું નથી કહેતો, હું વહેવારની વાત કરું છું. તમારે ના આપવા હોય તો કંઈ નહિ, હું ભોગવી લઈશ.'

'ફાયદેસર,' 'વાજબી' ને 'વહેવાર'ને ઠોકર મારીને હું તમને દસ આના નથી આપતો અને એ તમારે ભોગવવા પડે છે એવી કોઈ વાત નથી. આ પ્રશ્ન તો સિદ્ધાંતનો છે. સિદ્ધાંતમાં કોઈ જાતની બાંધછોડ ન હોય તેવું જ્ઞાન તમે જ મને આપ્યું છે. અને તમારા જેવા ઊઠીને આજે આ કેવી વાત કરો છો ?' એમ કહી મેં પાકીટમાંથી દસ રૂપિયાની નોટ કાઢીને તેમની સામે ધરી : 'દસ આના નહિ, પણ આ દસની નોટના ટુકડા કરી ફેંકી દો, તો પણ તેનો હરખશોખો મને નહિ થાય.'

'તમારી એ દસની નોટ અને પાકીટ ખિસ્સામાં મૂકી દો. મને એવી નોટ સામે જોવાની ફુરસદ પણ નથી. તમતમારે દસ આના ન આપતા. એ તો હું ભોગવી લઈશ.'

મારા જીવનઘડતરમાં ઉપયોગી થનાર અને પ્રેરણાનાં પાન પાનાર મારા મિત્ર ગુરુને આવું વિચિત્ર વર્તન અને ચીઠ દાખવતા જોઈ હું દિગ્મૂઢ બની ગયો. જેમણે પોતાની બુદ્ધિ અને કલમ ચલાવી ગુજરાતનાં લબ્ધપ્રતિષ્ઠ સામયિકોમાં લખાણો લખ્યાં હતાં અને હજુ જેમની કલમ એકધારું સંગીન સર્જન કર્યે જતી હતી એવા શક્તિવંત લેખક, હરિકૃષ્ણ વ્યાસ સમા બુદ્ધિશાળી મિત્ર આજે મારી સામે આવા અતડા બન્યા !

વાત એટલેથી જ અટકી અને અમે સાથે ફરવા ગયા. પણ ફરવામાં રોજનો ઉત્સાહ અને આનંદ ન હતો. દસ આના જેવી નજીવી રકમે બન્ને મિત્રોનાં હૃદય વચ્ચે અંટસનો ગઢ ઊભો કર્યો.

રાત્રે છૂટા પડયા પછી બીજે દિવસે હું ટપાલ લેવા ન જ ગયો. સાંજે ફરવાયે ન ગયો. દસ આનાની એમની માગણીએ મારા હૃદયમાં ઉલ્કાપાત મચાવી મૂક્યો હતો. ખોટી રીતે કોઈ વાતમાં નમતું ન જોખવાનો મારો સ્વભાવ હરિભાઈ જાણતા હતા. છતાં આવી ખોટી રીત એમણે અખત્યાર કરી તેનો મને ઊંડો રંજ અને રોષ હતો. એમાં ને એમાં પંદર દિવસ વીતી ગયા. રોજના છ કલાક સાથે બેસનારા અમે પંદર પંદર દિવસથી અલગ ને અબોલ બની રહ્યા.

પંદર દિવસ પછીની એક રાતે મારા ઘરને ઓટલે આવી એમણે સાદ પાડયો : 'ધીરુભાઈ છે કે ?' હું જ બહાર આવ્યો. એમણે કહ્યું : 'ચાલો, ફરવા જવું છે.'

અબોલ, યંત્રવત્ હું એમની પાછળ ઘસડાયો અને ચાલતાં ચાલતાં અમે ગામ બહાર સ્ટેશનરોડની સડકે ઢબૂકલાએ આવીને બેઠા. પછી એક તરફ પાનની પિચકારી મારી મોં લૂછતા એ બોલ્યા : 'દસ દસ વરસની મૈત્રીને અંતે નહિ જેવી વાતમાં તમે રિસાઓ એ ઠીક નહિ એમ માની હું તમને બોલાવી લાવ્યો છું.'

'મેં કહ્યું : 'પંદર દિવસમાં પંદરસો વાર આ વાત મારે હૈયે ઘોળાયા જ કરી છે. સાદાસીધા સવાલને તમારા જેવા બુદ્ધિશાળી માનવે કેવો ગૂંચવી માર્યો એનો ઉકેલ હું હજુ શોધી શક્યો નથી.'

'એનો ઉકેલ જ્યારે તમને સમજાશે ત્યારે....' અને વાક્ય પૂરું કર્યા વિના જ ફરી એક પિચકારી ફેંકી અને એ અધૂરા વાક્યને ગળી ગયા. ત્યાર બાદ લાગલી જ બીજી વાત ઉપાડી કહ્યું : 'મારાં લખાણો 'કુમાર'માં છપાય છે તેના પ્રકાશન વિષે રવિભાઈનો પત્ર છે. એમાં એમણે ઘણી ઉદારતા દાખવી છે.' મૂળ વાતને બાજુએ રાખી એમણે બીજી વાત શરૂ કરી દીધી અને અમે બીજી ચર્ચાએ ચડી ગયા.

એ પછી અમે હળતા–મળતા, પરન્તુ દસ દસ વરસ સુધી મીઠી શેરડીના રસને પણ ભુલાવી દે તેવી મીઠાશ ઓસરી જઈને મૈત્રીમાં આંબલી અને લીંબુના જેવો જે સ્વાદ જન્મ્યો હતો તેનું મને જે દુઃખ થતું હતું તેવું હરિભાઈને થતું નહોતું એનો મને વસવસો હતો.

અને એકાદ માસ પછી ફરી પાછો હરિભાઈ એ દસ આનાનો સવાલ ઊભો કર્યો. તેમણે મને કહ્યું : 'જુઓ ધીરુભાઈ, તમે એ બે આલ્બમ મારા કડેવાથી બુકસેલરને મોકલ્યાં અને એથી મારે દસ આના વધુ આપવા પડયા તેનો સાદો ઉકેલ આ પ્રમાણે છે : તમને હું બે આલ્બમ આપી દઉં, અને મોકલાએલાં બે આલ્બમ મારાં છે એમ તમે બુકસેલર પર ચિઠ્ઠી લખી આપો, એટલે આ વાતનો અંત આવી જાય.'





મેં એ જ સમયે બુકસેલર પર ચિઠ્ઠી લખી આપી. ત્યાર પછી, એક માસ વીતી ગયો છતાં હરિભાઈએ આલ્બમો મને આપ્યાં નહિ. આથી મને મારા સ્વભાવ અનુસાર એમ થયું કે, દસ આનાને બદલે દસ રૂપિયાનાં મારાં આલ્બમ ગયાં! ખેર, ત્યાર પછી મેં એક વખત મને આલ્બમ મળ્યાં ન હોવાની યાદ આપી ત્યારે તેમણે હસીને કહ્યું : 'એવાં આલ્બમની આપણને ક્યાં કમી છે? જવા દોને એ વાત, ભાઈ!'

આ સાંભળી હું કાંઈ બોલ્યો નહિ, પરન્તુ ધીમે ધીમે હું હરિભાઈનો સાથ ગુમાવતો ગયો અને પછી કોઈ વખત રસ્તામાં ભેટી જાય તો માત્ર પરસ્પરની ડોકી હલીને સાહેબજી–સલામનો જ વહેવાર રહ્યો. ત્યાર પછી એક વખત મેં વાત સાંભળી કે હરિભાઈને ક્ષય થયો છે. કાર્યાલય કાઢી નાખી ઘેર રહે છે અને નોકરીમાંથી ત્રણ માસની રજા લીધી છે!

સમયને જતાં વાર નથી લાગતી. બે વરસ વીતી ગયાં. મેં હરિભાઈને 'તબિયતના સમાચાર જાણવા આવવું છે' તેમ પુછાવ્યું. જવાબમાં તેમણે કહેવડાવ્યું : 'મને સમય નથી. હાલમાં 'ગીતાપદ્ધતિ' ઉપર એક ગ્રંથ લખી રહ્યો છું તેથી કોઈને મળતો નથી. અનુકૂળતાએ હું બોલાવીશ.'

આ ઉત્તર મળ્યા પછી એમને મળવાની ખૂબ તાલાવેલી જાગી. જૂનાં સ્મરણો તાજાં થતાં ને એ યાદ કરી ઘણી વખત વિચારમાં સૂનમૂન બેસી રહેતો. ક્વચિત આંખો ભીની પણ થતી. થોડા દિવસ બાદ એમનો સંદેશો આવ્યો : 'સાંજના પાંચ વાગ્યે ફક્ત દસ મિનિટ પૂરતા આવીને મળી જજો.'

સાંજે એમને ઘેર ગયો ત્યારે ગુજરાત જેના માટે ગર્વ લઈ શકે તેવી પ્રતિભાવાળા એ સાહિત્યકાર જર્જરિત દીવાલો વચ્ચેના બિસમાર ઓરડામાં ગંદા બિછાનામાં આડે પડખે પડ્યાં પડ્યાં કંઈક લખી રહ્યા હતા. ખાટલા પાસે એક જૂના ટેબલ પર પાંચ–સાત પુસ્તકો પડ્યાં હતાં. ટેબલ નીચે પેશાબ કરવાનું ડબલું ને થૂંકવાનું પાળું પડ્યાં હતાં. સામે હાથો ભાંગેલી એક ખુરશી હતી. આજુબાજુમાં બે–ત્રણ ભીંતગરોળી માખીઓ પકડવા તલસી રહી હતી. હરિભાઈને નમન કરી સામે ખુરશી પર હું બેઠો. આ વાતાવરણ વચ્ચે પણ હરિભાઈ સ્વસ્થ પણે 'ગીતાપદ્ધતિ'નું લેખનકાર્ય કરી રહ્યા હતા.

ગરીબાઈ ચારે તરફ ભરડો લઈ રહી હતી. પાંચ શેર મગ લેવાના પણ ખિસ્સામાં પૈસા ન હતા એવા આ સમયે બે દિવસ પહેલાં અમરેલીથી એક મિત્રે સેંકડો રૂપિયા એમના પગમાં ધરી, એ ભેટ સ્વીકારવા કાકલૂદીભરી વિનતિ કરી હતી. પરન્તુ એ પૈસા સામે માત્ર દૃષ્ટિ કરી, હરિભાઈએ પાછા લઈ લેવા મિત્રને જણાવેલું. મિત્રે ઘણું ઘણું કહ્યા છતાં એ પૈસાને હાથ સરખોય નહિ અડાડનાર અને સ્વેચ્છાએ ગરીબીમાં મોજ માણનાર આડે પડખે પડેલા એ મહાનુભાવને–મસ્ત મિત્રને જોઈ, મારી આંખમાંથી આંસુની ધાર વહેવા લાગી.

મારાં આંસુ જોઈ હરિભાઈએ કહ્યું : 'મારા શરીરમાં ક્ષયનાં જંતુ દાખલ થાય છે એની મને જાણ થતાં જ, રોજના છ કલાક સાથે વસનાર, કદી જુદા ન પડીએ એવા આપણે બન્ને મિત્રો વચ્ચે, તમારા સ્વભાવને જાણતો હોવાથી, મેં માનસશાસ્ત્રની દૃષ્ટિથી વિચારીને દસ આનાનો સવાલ ઊભો કરીને ઈરાદાપૂર્વક જ તમારા અંતરમાં મારા પ્રત્યે નફરત પેદા કરી હતી! તમે એ વખતે કારણ પૂછતા હતા એનો આ ખુલાસો. હવે તો હું દસેક દિવસનો મહેમાન છું. કોઈ પણ અરમ્ય ભાથું સાથે બાંધી જવા ચાહતો નથી. હું તમને મારી પરલોકયાત્રા પહેલાં બોલાવવાનો જ હતો, પરન્તુ ચોમેર રોગથી ઘેરાએલા મારા દેહ પાસે રખે તમે વધુ બેસો એ ભયથી મેં તમને જાણી જોઈને મોડા બોલાવ્યા. તમે મને મારા બાળક જેટલા પ્યારા છો. તમારા જેવા મિત્રને રોગની આણુથી દૂર રાખવા હું ચાહતો હતો.' આટલું કહેતાં હરિભાઈ ગદ્ગદ થઈ ગયા. હું આંસુ વહાવતો જ રહ્યો. પંદર-વીસ મિનિટ બન્ને વચ્ચે મૌન પથરાયું. અને પછી એ લખતા હતા તે 'ગીતાપદ્ધતિ' પરના પુસ્તક વિષે વાતો શરૂ થઈ. દસ મિનિટની મર્યાદાની પાળ ક્યારની તૂટી ગઈ હતી. વાતમાં ને વાતમાં ત્રણ કલાકનો સમય પસાર થઈ ગયો અને અમે છૂટા પડયા.

વળતે જ દિવસે મારે અગત્યના કામે જામનગર જવાનું થયું. અઠવાડિયા પછી લાઠી આવ્યો ત્યારે જાણ્યું કે હરિભાઈ દેવ થયા છે. ● ●

કિશોર સી. પારેખ



# હીરાની પરખ

મને તો ફાળ જ પડી ! કોઈ દિવસ નહિ ને આજે એમણે ગંભીર ચહેરે ઘરમાં પ્રવેશ કર્યો. સાંજે જ્યારે એમનો સદાય હસતો ચહેરો જોઉં ત્યારે મારો આખા દિવસનો થાક ઊતરી જાય. અમારી આટઆટલાં વર્ષોની લીલીસૂકીમાં પણ મેં એમને ગંભીર થઈ જતા જોયા નથી. હા, ક્યારેક મન બહુ જ ઉમંગમાં હોય ત્યારે ગીતાજી લઈને બેસી જાય અને એક–પછી–એક શ્લોક બોલવા માંડે. મને કહે, 'શોભા, બા તો મને બહુ નાનો મૂકીને ચાલી ગઈ. ત્યારથી બાપુજીએ મારે માટે આ મા આણી છે.' કહી ગીતાની વર્ષોજૂની પ્રત એ દેખાડે.

હું તો કહુ પણ ખરી : 'જે દુઃખ મા પાસે ન કહેવાય તે પત્નીને તો કહેવાય. પત્નીને તો પુરુષનું અડધું અંગ કહ્યું છે ને.'

ત્યારે કહે : 'જ્યારે અડધું અંગ દુખતું હોય ત્યારે બાકીના અડધા અંગને પણ કોઈ દુઃખ દે કે એને સાજુંસમું રાખે ? આપણો એક પગ દુખતો હોય ત્યારે બીજા પગને સાજો રાખવો કે એને પણ માંદો કરવો ?'

અને હું ચૂપ થઈ જાઉં. મને મનમાં ક્યારેક ઓછું આવે તો એ મને સમજાવે પણ ખરા : 'અમારે પુરુષોને બહારની હજાર ફિકર–ચિંતા હોય, તેમ તમને સ્ત્રીઓને પણ ઘરની હજાર ઉપાધિ હોય. આમ આપણે ચિંતામાં ભાગીદારી તો કરીએ જ છીએ ને !'

પરંતુ આજનો તેમનો ગંભીર ચહેરો કંઈક જુદો જ હતો. અમારાં લગ્ન પહેલાં તેઓ સામાન્ય કારકુન હતા. તેમાંથી આગળ વધતાં વધતાં તેઓ આજે તેમના સ્ટોરમાં મૅનેજર થયા હતા. આથી ધંધાની ચિંતા તો હરહંમેશ તેમને રહેતી જ અને આમે ય એમનો સ્વભાવ જ પારકી ચિંતા માથે વહોરી લેવાનો ય ખરો. 'આજે શાંતિભાઈનાં બાની તબિયત સારી નથી તે પૈસા માગતા હતા. ઉપાડ તો બચરવાળ માણસનો પૂરેપૂરો હોય જ ! એટલે મેં જ મારા ખાતે મંડાવી એને આપ્યા.'

હું તો તેમને કહીકહીને થાકી કે, 'ગૃહસ્થ છો તે તમે અમારા ભવિષ્યનોય વિચાર કરો છો કે નહિ ?'

ત્યારે હંમેશનો એક જ જવાબ હોય : 'ધાર્યું ધણીનું થશે પ્રાણિયા...'

અને હું મજાકમાં કહું, 'અત્યારે તો મારા ધણીનું ધાર્યું થાય છે, પછીની વાત તો ઉપરવાળો ધણી જાણે !'

એમણે કોટ ઉતારી હેંગર પર મૂક્યો કે મેં પૂછી જ નાખ્યું : 'કેમ, આજે કંઈ આટલા બધા ગંભીર ?'

બૂટ ઉતારી બાથરૂમમાં હાથપગ ધોવા જતાં જતાં કહે : 'સંસાર છે, ચાલ્યાં કરે.'

એમનો આ જવાબ એમને મન મારા બધા જ પ્રશ્નોનો ઉત્તર આપી દેતો. મનમાં થયું કે આ તે કંઈ રીત છે ? ઘરના માણસને દિલ ખોલી વાત પણ ના કરવી અને જવાબમાં રોકડો 'સંસાર' પરખાવી દેવો ! મેં પણ મનોમન નિશ્ચય કરી લીધો કે, આજે તો શી વાત છે તેનો તાગ કાઢું તો જ હું ખરી.

તે બહાર નીકળ્યા અને આસનિયું લઈ જેવી ગીતાજીની પ્રત પકડી કે, મેં રોકડું જ પરખાવ્યું : 'તમારી ગીતા મા પાસે જવાબ પછી ખોળજો,

સદ્‌વિચાર સદાચારના ન પરિણમે તો મિથ્યાચાર બને



પહેલાં એ કહો કે સ્ટોરમાં આજે શું થયું છે ?'

મારી સામે જોઈ એ બોલવા ગયા : 'શંકર....'

અને મારો પિત્તો ગયો : 'મેં તમને કેટલી વાર કહ્યું છે, કે લોકોના ઉદ્ધાર કરવાના અભરખા હવે તો છોડો. સંસાર માંડયો છે તે સંસારીની રીતે જીવો !'

તે થોડી ક્ષણ મારી સામે એવી રીતે જોઈ રહ્યા, કે હું જ મારી જાત ઉપર શરમાઈ ગઈ. પણ મારો ગુસ્સો પણ ક્યાં અકારણ હતો ? હજુ દોઢ વર્ષ ઉપર જ એમના સ્ટોરમાં શંકર નામનો એક પટાવાળો આવ્યો હતો. છોકરો પાણીદાર લાગ્યો, એટલે એમણે એને સાંજે મળવાનું કહ્યુ અને સંજોગવસાત્ ન ભણી શકેલા એ છોકરાને એમણે સવાર–સાંજ ટ્રેનમા આવતાં – જતા ભણાવવા માંડયો.

મને આ વાતની ખબર, એક દિવસ એમનો જૂનો કોટ બદલી નવા કોટના ખીસામાં બધું નાખતા પડી. જોઉં તો પાઠમાળાનો પહેલો ભાગ. મેં મજાકમા પૂછ્યું : 'કેમ, તમે ફરી પાછા અંગ્રેજી ભણવા માંડયા કે શું ?'

મારા હાથમાની પાઠમાળા જોઈ, મુદ્દામાલ સાથે પકડાઈ જતા ચોરની જે દશા થાય તેવી તેમની દશા થઈ. પછી કબૂલાત કરતા કહે : 'તને કદાચ આ વાત નહિ ગમે એમ ધારી મેં તને વાત નહોતી કરી. અમારા સ્ટોરના પટાવાળા શંકરને હું ટ્રેનમાં અંગ્રેજી શીખવું છું !'

મેં પૂછ્યું, 'એ શંકર વળી કોણ ?'

ત્યારે શંકર વિષે તેમણે વાત કરી. નાનપણમાં જ બાપ ગુજરી જતા મા સાથે શંકર શહેરમાં આવ્યો. માએ મજૂરી કરતા કરતા શંકરને ભણાવવા માંડયો. પણ નસીબના આગળિયાતે મા પણ બીમાર પડી અને સમજુ શંકરે હોટલમાં કપરકાબી સાફ કરવાનુ, આલસામાન ઊંચકવાનુ અને નવરાશમા સાહેબ લોકોને દોડીને ટેક્ષી લાવી આપવાનું, એવાં નાનામોટા કામો કરવા માંડયાં. એમાંથી જે કંઈ મળે તનાથી માદી માની ચાકરી કરવા માંડી. ઉંમર વધતા તેને સ્થિર નોકરી મળી. સ્ટોરવાળા શાંતિભાઈની ચાલીની થોડે દૂર જ ઝૂંપડીમાં રહેતા. શંકર માટે કોઈએ ભલામણ કરી અને તેને સ્ટોરમાં લઈ આવ્યા.

એમની વિશેષતા જ એ છે, કે જે કામ કરે, પારકું કે પોતાનું, બધું જ પોતાનું ગણીને જ કરે. એમાં ય પારકું કામ તો સવાઈ ખંતથી કરવાના. જોતજોતામાં શંકરને એમણે દરેક કામમાં પાવરધો કરી મૂકયો. અમારે ઘરે શંકર આવ્યો હોય ત્યારે આપણને ખબર ન પડે કે આ છોકરો બાર મહિના પહેલાં સાવ અભણ હશે. એનો વિનય, એની વાતચીતની ઢબછબ અને વ્યવહારની સરળતા જોઈ કોઈ કહી ન શકે કે આ છોકરો હજી ગઈ કાલ સુધી ઝૂંપડામાં વસતા ગરીબ પછાત લોકો વચ્ચે ઊછર્યો હશે.

મેં એક દિવસ એમને કહ્યું પણ ખરું : 'આ શંકરને તો તમે ભારે પાવરધો કરી દીધો છે ને !'

મને કહે : 'દુનિયામાં શિક્ષક કરતાં શિષ્ય ઉપર જ સફળતાનો ખરો આધાર છે. એને એક વાત સમજાવું છું તો એમાંથી એ બે વાત સમજી લે છે ! એટલે જ મેં શેઠને એને સેલ્સમેન બનાવવાની ભલામણ કરી છે.'

મેં કહ્યું : 'તમે મારા ભાઈના છોકરા માટે ભલામણ કરવાની તો ચોખ્ખી ના પાડેલી.'

એ તો રત્નોનાં દામ થાય. ને મારે કીધે કંઈ..'

મેં કહ્યું : 'હા, તમારે મન ઘરના બધા પથ્થર ને બહારના બધા હીરા છે તે વખત આવ્યે જણાશે.'

દિવાળી ઉપર શંકર ઘરે આવ્યો. અમને બંનેને પગે લાગીને કહે : 'નાનુભાઈ, મને બાજુવાળા સ્ટોરવાળા પોતાને ત્યા બોલાવે છે.'

એમણે પૂછ્યું : 'શું પગાર આપે છે ?'

શંકરે પગાર કહ્યો એટલે એ કહે : 'તો તો તારે ત્યાં જવુ જ જોઈએ. આટલો પગારવધારો મળતાં તો અહી ઠીક ઠીક સમય નીકળી જશે.'

શંકર થોડી વાર ચૂપ રહ્યો. પછી કહે : 'પણ મેં તો તેમને ના જ પાડી દીધી છે'

'કેમ ?' અમને બંનેને આશ્ચર્ય થયું.

'ત્યાં પગારવધારો તો મળે, પણ તમે ક્યાથી મળો !'

ચા પી શંકર ગયો. કંઈ પણ બોલ્યા વગર તેઓ મારી સામે જોઈ રહ્યા. મને તેમાં કટાક્ષ લાગ્યો હતો, તેથી આજે જ્યારે શંકરની કોઈક વાત ઉપર તેમને ગમગીન જોયા ત્યારે મારો ગુસ્સો કાબૂમાં ન રહ્યો. મેં કહ્યુ, 'પણ કહો તો ખરા કે શું કર્યું એ શંકરે ?'

'આપણા શાંતિભાઈને વાળા નીકળ્યા છે.'

'હા, તે તમે એને બાદિયાણું દહીં સાથે લેવાનું કહ્યું હતું ને!'

'આજે જ મારી ઑફિસે ફોન હતો કે તેમને બાદિયાણનું ઝેર ચડયું છે!'

'બાદિયાણનું ઝેર!' મને અચંબો થયો. મેં કહ્યું: 'પણ એ તે કેમ બને? બાદિયાણ તો નિર્દોષ વસ્તુ છે. આપણે તેને મસાલામાં વાપરીએ જ છીએ ને!'

'મેં તપાસ કરી તો જાણવા મળ્યું કે ક્યારેક બજારુ દહીંને કારણે ઝેર ચડે.'

'પણ એમાં શંકરનું શું છે?'

'શાંતિભાઈને હૉસ્પિટલમાં દાખલ કરવા પડયા છે. અને પોલીસતપાસ શરૂ થઈ છે.'

'હાય ભગવાન! પોલીસવાળાને ખબર પડી ગઈ કે તમે એને બાદિયાણ આપ્યા હતા?'

'એ જ વાત છે ને! શાંતિભાઈ તો સ્ટોરમાં આવી શકતા નહોતા. આથી મેં શંકર સાથે જ બાદિયાણ મોકલ્યા હતા.'

'એ કાળમુખાએ જરૂર તમારું નામ આપ્યું હશે.'

એમનો અવાજ આટલાં વર્ષે પહેલી જ વાર ઊંચો થયો: 'પૂરી વાત તો સાંભળ. શંકરે મારું જ નામ આપવું જોઈતું હતું. પરંતુ તેણે તો બધી જ જવાબદારી પોતાને માથે લઈ લીધી છે. મને એની વૃદ્ધ માની જ ચિંતા થાય છે ન કરે નારાયણ ને શાંતિભાઈને કંઈ થયું તો એમનું શું થશે?'

ત્યાં જ એક અજાણ્યો માણસ બારણે આવ્યો:

'નાનુભાઈ ઝવેરીનું ઘર આ જ?'

'હા, કોણે મોકલ્યા છે?'

'હું શાંતિભાઈ અને શંકરભાઈની પડોશમાં જ રહું છું. મારી દુકાને હમણાં જ ફોન હતો કે શાંતિભાઈની તબીયત હવે સારી છે. જરાય ચિંતા કરવા જેવું નથી.' પછી જતાં જતાં ઉમેર્યું: 'શંકરભાઈએ ફોન પર કહ્યું છે કે નાનુભાઈને આ સંદેશો ખાસ પહોંચાડજો. એમને અમારી બંનેની ચિંતા થતી હશે.' કહી એ ભાઈ ગયા.

હું મારી આંગળીના હીરા સામે જોઈ રહી.



## જન્મભૂમિનો સાદ

'ભાઈ, તારા છોકરાને એની ગળાઈટીસ રોગ થયો છે. એને કોઈ બચાવી શકે તેમ નથી.'

આ સાંભળીને મા હબક ખાઈ ગઈ. પરંતુ બીજી જ ક્ષણે કાળજું કઠણ કરી બોલી: 'મારા દીકરાને તો હું જ બચાવીશ. પણ સાહેબ, તમે સહાય કરો.'

માએ ધીરે છતાં મક્કમ સાદે કહ્યું.

'આ રોગમાં પાણી કઢાવવાના, દવાઓ આપવાના અને એની સારવાર કરવાના ઘણા બધા પૈસા જોઈશે. ખૂબ ખર્ચો થશે ને તેમ છતાંય એ બચશે કે કેમ એ શંકા છે. ઘેર કોઈ વડીલ હોય તો પૂછી આવ. હજી તો તું આવા રોગ માટે અણસમજુ છે.' કહી ડૉક્ટર છૂટી પડયા.

મા શાંત પગલે ઘેર આવી. સડસડાટ આગલી મેડીએ ચડી ગઈ. ખૂણામાં બેસી છાનુંમાનું રોવું શરૂ કીધું. ત્યાં તો અચાનક બારણું ખૂલ્યું.

'મા, દાદા આવ્યા છે.' કહેતાં કહેતાં માને રડતી જોઈ, બીજો દીકરો માને બાઝી પડયો.

'શું થયું મા! તું રડે છે કેમ?'

ઘરમાં કાણો પૈસો નથી. મોટા ભાઈની ચાકરી





ન કરીએ તો એ બચી શકે નહિ. તું જા, દુકાનેથી, થોડું કામ લઈ આવ. રાતોરાત ટીકીભરત કરીને થોડા પૈસા ભેગા કરીએ તો ડૉક્ટરસાહેબ પાણી કાઢે ને ભાઈ બચે.'

નાનો ભાઈ દુકાન બાજુ દોડ્યો. મા ખૂબ જ નાની ઉંમરે વિધવા બનેલી. ગરીબાઈ એણે ઠઠ્ઠી સહેલી નહિ. દુનિયાનું એને ભાન નહિ. વ્યવહારની એનામાં આવડત નહિ. માત્ર એક પતિને અને પતિના આ કુટુંબને અમરવેલની જેમ વળગી રહીને સૌને એક કરીને રાખવા, કે જેથી કુટુંબ આબાદ બને એ એક જ માત્ર એની ભાવના. અને એથી જ માથાનો મોડ પતિ જતાં, એણે સૌભાગ્યના એકેએક અલંકારો એક–પછી–એક વેચવા માંડ્યા. ઘૂંટણિયે ચાલતાં બાળકોને ઉછેરતી ગઈ. નાકની એક માત્ર નથણી જે એને ખૂબ જ ગમતી હતી અને જે એણે પોતાની પુત્રીને અખંડ સૌભાગ્યને ટાણે આપવા ઇચ્છેલી તે પણ એણે વેચી દીધી.

પૈસાની ટાંચ તો પડતી જતી હતી. હું તો હજુ એના ખોળામાં જ ખેલતી હતી. અને હું જ કેમ, અમે છએ ભાઈભાંડુઓ એની ચોતરફ ફરી વળીએ એટલાં નાનાં હતાં. મા ટીકીભરત ભરીને, ટોપી પર જરીકામ કરીને પૈસા મેળવતી અને અમને સૌને ભેગાં બેસાડી, ઘી–ગોળ ચોળીને રોટલી ખવરાવતી.

ત્યાં મોટાભાઈની ભયંકર માંદગી આવી. એમને એક ઓરડામાં સુવાડેલા. મા બેઠી બેઠી વિચાર કરતી હતી. એની આંખોમાંથી ટપક ટપક આંસુની ધાર રેલાતી હતી.

ત્યાં દાદાએ બારણું ખોલી ડોકિયું કરતાં બૂમ પાડી : 'ખૂણામાં બેઠી બેઠી શું કરે છે? આમ બેસી રહેવાથી વળવાનું પણ શું છે?'

'બાપા, તમે....તમે....' કહેતાં મા અચકાઈ.

'શું છે તે કહી દેને! ડૉક્ટરે શું કહ્યું?'

દાદા ગુસ્સે થઇ ને બોલ્યા.

'હજાર રૂપિયાની જરૂર છે, બાપા! નહિ તો છોકરો હાથથી જશે. કાલે સવારે તો...' ને બોલતાં બોલતાં મા રડી પડી.

'સમજી ગયો, પણ હજાર રૂપિયા લાવવા ક્યાંથી! તું તો જાણે છે કે મારી પાસે કાણી બદામ પણ નથી; અને એટલા પૈસા મારે લાવવા ક્યાંથી?'

'તો શું થશે?' માના હાથ હેઠા પડી ગયા. દાદા પર રાખેલી આશા પણ નિષ્ફળ ગઈ.

'જો સાંભળ, આ એક છોકરા પાછળ આ રોગમા ખાસ્સા બે હજાર રૂપિયા જોઈ શે. એટલું મોટું દેવું તું વાળીશ ક્યારે? સાત ભવમાં પણ નાહ વાળી શકે. વગર મોતે તું મરી જઈશ ને સૌને આરતી જઈશ. માટે આ ચાર છોકરામાંથી એકાદ ઓછો થશે તો પાછળ નામ ઉજાળનારા ત્રણ તો છે. અને ઈશ્વરની ઇચ્છા હશે તેમ થશે.

મા તો બાપાનાં આ વચનો સાંભળી દિગ્મૂઢ બની ગઈ. કેવી કઠોરતા! એક કુમળા છોડને મૃત્યુ-મુખે ધકેલી દેવો એ તો નરી હેવાનિયત કહેવાયને!

ક્રુદ્ધ મુખે માએ બાપાને કહી દીધું: 'મારા ફૂલ જેવા દીકરાના દાદા થઈ ને તમે જ એનું મૃત્યુ વાંચ્છો છો? બાબરે પુત્રને બચાવવા જાન આપ્યો. ગાંધીજીએ પણ પુત્રને માટે પ્રાણ પાથર્યો. આ બબ્બે પુરુષોએ પોતાના પુત્રોને બચાવ્યા તો હું અભાગણી મારા પુત્રનું રક્ષણ નહિ કરી શકું? જાવ, ચાલ્યા જાવ અહીંથી! મારા પુત્રને ખાતર તો હું મારી ચામડીના જોડા સીવડાવીશ, મારી જાતને હોમીશ, પણ તમારા જેવી નિર્દયતા તો નહિ જ બતાવું.'

ને મા એકદમ ઊઠીને મોટાભાઈ પાસે ચાલી આવી ત્યારે હું મોટાભાઈનું માથું દબાવતી બેઠી હતી. પરંતુ એમની આંખને ખૂણે બાઝી રહેલું બિન્દુ હું અણુછ જોઈ ન શકી.

પણ મારા મોટાભાઈ મને ખૂબ જ ગમતા. બાળપણની કેટલીય ગાંડી વાતો એમની પડખે બેસીને મેં સાંભળી છે. માની સહનશીલતા એમનામાં ઊતરી હતી, અને એમનામાં જે ઉદારતા તથા સહનશીલતાના ગુણો હતા તેનાથી હું ઊજળી હતી.

અને માની મમતાથી તેમજ પૂર્વજોના પુણ્ય-પ્રતાપથી મોટાભાઈ બચી ગયા. હરતા–ફરતા પણ થઈ ગયા. ને ત્યાં તો તેમણે દાંડીકૂચનો આરંભ કર્યો. ગાંધીજીની દાંડીકૂચમાં એ જોડાયા. ❂ ❂

એક મોડી રાતે મોટાભાઈની રાહ જોતાં અમે સૌ બેઠાં હતાં ત્યાં મોટાભાઈ આવ્યા ને માને કહ્યું : 'મા, કાલે સવારે દાંડીકૂચમાં મારે જવાનું છે. ધારાસણાના સત્યાગ્રહમાં હું જોડાઈશ. જાઉં ને મા!'

'બેટા, હજી તારી તબિયત તો....'

પણ મોટાભાઈ માને બોલવા દે એવા ન હતા.

'મા, ભારતમાતા બંદીવાન બની છે. એનાં સંતાનો પણ પરાધીન બન્યાં છે. શું તને આપણો દેશ સ્વતંત્ર થાય એવી ઇચ્છા નથી?'

'સ્વતંત્ર આપણો દેશ અને સ્વતંત્ર આપણી માતા એ કોને ન ગમે?'

'તો પછી મા! તારા એકલા સુખનો વિચાર તું કેમ કર છે? આ ગાંધી પાછળ તો હજારો માતાઓ પોતાના પુત્રોને પ્રેમથી વિદાય આપી રહી છે. એક માત્ર ભારતમાતાને ખાતર તો આ દેશનો એકેએક નવજુવાન તૈયાર રહેવો જોઈએ. ખરું ને મા!'

અને મા ચૂપ થઈ ગઈ. ન એ રડી કે ન એ હસી. એના ગંભીર મુખ પર અમે સૌ નાનાં ભાઈ-બહેનો ટીકીટીકીને જોતાં હતાં. અમને કશી જ સમજણ પડતી ન હતી.

રાત પડી. પરંતુ કોઈની આંખમાં નિદ્રા ન હતી. સૌ પાસાં ઘસતા હતાં હું મૂંઝાતી હતી.

એ રાતે મારા મોટાભાઈ મને વ્હાલભરી ટપલી મારી સુવાડતા હતા. હું એમના ખમીસનો છેડો જોરથી પકડી ટગર ટગર એમની સામું જોતી હતી.

'સૂઈ જા, બહેન! ઊંઘ નથી આવતી?'

મોટા ભાઈએ પંપાળતાં પૂછ્યું.

'ના, મોટાભાઈ! તમે અંગ્રેજોને ભાકારો આપવા જાવ છો?'

'હા, આપણી ભારતમાતાને છોડાવવા.'

એ મુક્તિ ને બંધનમાં હું સમજતી ન હતી. ભારતમાતા નામની એક સ્ત્રી છે ને એને કોઈએ કેદ પકડી લીધી છે એટલો જ મનમાં ખ્યાલ હતો.

'તે તમને એ લોકો ગોળી મારશે?'

'મારેય ખરા.'

'તો મરી જવાય નહિ?'

'એવું ન બોલાય. ચાલ, સૂઈ જા તો!'

'પણ તમને મા મરવા નહિ દે, હોં!'

ત્યાં ઇશારો કરી મોટાભાઈએ મને ચૂપ કરી દીધી

મારી મા અને દાદા વચ્ચે બોલાચાલી થતી હતી. દાદા કહેતા હતા: 'આટઆટલા રૂપિયા ખરચી છોકરાને સાજો કર્યો ત્યારે તેં એને મરવાની રજા આપી! તો પછી અહીં મરતો હતો તે શું ખોટો હતો! હજુ તો દેવુંય પૂરું થયું નથી.'

'એની તમે ચિંતા ન કરશો, બાપા. ગઈ કાલે મારો દીકરો એમ ને એમ મરતો હતો. એવું મૃત્યુ મને ગમતું ન હતું, અને હું મા જીવતી જાગતી બેઠી હોઉં ને દવાદારૂ વિના એ મરે તો તો મારી કૂખ લાજે ને હુંય લાજું. આજે તો એ મારે માટે નહિ, પણ દેશને માટે, મારાથીય મોટી માને માટે, લાખો-કરોડોને મુક્ત બનાવવા માટે, સામે મોએ શહીદ થવા જઈ રહ્યો છે. એને તમે આવા શબ્દો બોલી અપશુકન કરશો નહિ. મારાં છોકરા સ્વમાનથી શહીદ થતાં શીખે એ જ મારી ઇચ્છા છે.'

'તો આ તારું દેવું કોણ પૂરું કરશે?'

'કેમ, હું એની મા બેઠી છું ને! મારા દીકરાને જીવતાં કે મરતાં અવગતિએ નહિ જવા દઉં! જેને માટે હું કશું નથી કરી શકતી એને માટે મારો દીકરો કરે તો મારું અંતર આનંદથી ડોલી ઊઠે. હવે તમે એકે ય અક્ષર કૃપા કરીને બોલશો નહિ!'

ને ઝટપટ ઊઠી એ બહાર ચાલી આવી.

પછી એ રાતે શું બન્યું તેની મને ખબર નથી. પરંતુ જ્યારે બીજી સવારે અચાનક બ્યુગલ વાગ્યું ને મારી આંખો ખૂલી ગઈ. મેં જોયું તો મોટા ભાઈ ખાદીનાં વસ્ત્રોમાં તૈયાર થઈને ઊભા હતા. મા એમને કપાળે કુમકુમ લગાડીને હાર પહેરાવતી ઊભી હતી. મોટી બહેન જોશભેર ગીતો ગાતી હતી:

'શિર જાવે તો જાવે, પર આઝાદી ઘર આવે.'

ને એ સાથે સમગ્ર શેરીનાં સૌ સ્ત્રી-પુરુષો જોરશોરથી ગાતાં ગાતાં મોટાભાઈને વળાવતા હતાં. મારું આખું યે ઘર માણસોની મેદનીથી ભરાઈ ગયું હતું. માની આંખો હસતી હતી, હસવા ખાતર. ને એક માત્ર હું રડતી હતી.

'હવે....હવે મને કોણ રોજ રાતે ખવરાવશે, નાનકડી વાર્તાઓ કહેશે, પાસે બેસીને ઉંઘાડશે! મારા મોટાભાઈ વગર હું શું કરીશ?' હું જોરશોરથી રડતી હતી.

ને મા! હજુ આજેય સમજાતું નથી કે મોતના મુખમાંથી મોટાભાઈને બહાર કાઢનાર મા, એના દીકરાને કઈ વજાતાથી આ શહીદીને માર્ગે હસતે મુખે વિદાય આપી રહી હતી! ▣





રસિક ઝવેરી

# સ્મરણ-મંજરી



માનવમન અતીતના સંગ્રહસ્થાન જેવું છે. એમાં અનેક કડવીમીઠી અનુભૂતિઓ લપાઈને પડી રહે છે. કડવી વાતો યાદ કરવાનું ક્વચિત જ ગમે, પણ એકાંતની પળોમાં મીઠી વાતોની મહેક રજનીગંધાની જેમ ફોરી ઊઠે છે. અને એ વાતોને આધારે જ જિંદગી જીવવા જેવી બની રહે છે, જીવન-શ્રદ્ધા પલ્લવિત રહે છે.

એવી થોડી અનુભવવાતો અહીં આપી છે.

મારા પિતાનો ઝવેરાતનો વેપાર. પોતે ખૂબ કુશળ અને આગેવાન વેપારી. લાખોનો વેપાર કરે. હજારો કમાય. ખૂબ એશઆરામથી રહે. ઝવેરી બજારમાં મોટી પેઢી. એ વખતે મારી વય સત્તર વરસની. બાપની પેઢી પર બેસી કામ શીખવાનો મને ઉમંગ. શેઠનો દીકરો એટલે બધા ત્યાં મારું માન જાળવે. એક દિવસ મારા પિતાએ કહ્યું : ‘ તારે જો ભણવું ન હોય, અને ધંધો શીખવો હોય તો, બાપની પેઢી પર ‘લાલાશા’ બનીને, પગ પર પગ ચડાવીને, ધંધો ન શિખાય. મારા એક ઓળખીતા ઝવેરીને ત્યાં તું રહે. એ તને ધંધો શીખવે એ પ્રમાણે શીખ.’

મેં હા કહી એટલે તેઓ મને પેલા સજ્જનને ત્યાં લઈ ગયા. મારા પિતા અને તેઓ ધંધામાં પાકા હરીફ. પણ આમ નિકટના મિત્રો. મારા પિતાએ તેમને કહ્યું : ‘ ભાઈ, દીકરાને ધંધો શીખવો છે. પારકી મા જ કાન વીંધે, એટલે તમારી પાસે લાવ્યો છું. બીજું કોઈ મારા ધ્યાનમાં આવતું નથી. આજથી તમે એના ગુરુ. અહીં રાતદિવસ તમારે ત્યાં જ રહેશે. તમે રજા આપશો પછી જ બજારનું કામકાજ ...ે.’

...ફના દીકરાને ધંધો શીખવવો એ કામ ખૂબ ... પણ પેલા સજ્જને ખૂબ પ્રેમથી મને પોતાને ...ી લીધો. મારા પિતાએ સખત તાકીદ કરેલી ...ા હુકમમાં જ મારે રહેવાનું. તેઓ ચીંધે તે ...ાથી, કાંઈ પણ દલીલ વિના કરવાનું.

...ા ગુરુ ખૂબ જ પ્રેમાળ હતા. મને ઘરના ... જેમ રાખે. જેટલા પ્રેમાળ એટલા જ તેજ-મિજાજ. કામમાં જરા જેટલી ભૂલ નભાવી ન લે. તેમનું કુટુંબ રહે સૂરતમાં. સૂરત અને મુંબઈ બંને ઠેકાણે વેપાર ચાલે. તેઓ સૂરત અવારનવાર જાય, પણ મોટે ભાગે રહે મુંબઈમાં જ. રહેવાનું અને પેઢી એક જ સ્થળે.

પહેલે દિવસે એમણે સારું મુહૂર્ત જોવડાવી મને કહ્યું : ‘ માથે ટોપી પહેરી, કપાળમાં ચાંદલો કરી, આખા ઘરને ઝાડુ મારી નાખ.’

હું હેબતાઈ ગયો. પૂરા લાડકોડમાં ઊછરેલો. જન્મ ધરીને કદી ઝાડુને હાથ લગાડેલો નહિ. એમણે મારી અણઆવડત પારખી મને ઝાડુ મારતાં શીખવ્યું. ખૂણેખૂણાને ઝાપટીને કેમ સાફ રાખવો એ બધી કરામતો બતાવી. પછી લોખંડનો એક મજબૂત ડબો બતાવીને કહે : ‘ કચરો ભેગો થાય કે આ ડબામાં સાચવીને ભરી લેવો. બહાર ફેંકવો નહિ.’

આ રીતે પૂરા ત્રણ મહિના સુધી એમણે મારી પાસે ઝાડુ મારવાનું કામ કરાવ્યું. એ જમાનો વડીલશાહીનો હતો. મોટાની આજ્ઞા એટલે આજ્ઞા. એ લોપાય નહિ. એમની સામે દલીલ થાય નહિ. ખાનપાનના એ ખૂબ શોખીન. ઘરમાં રસોઈઓ, પણ શોખને ખાતર હાથે રસોઈ બનાવે અને મને પણ શીખવે. રાત્રે એમના પગ દબાવીને મારે સૂવાનું. એ વખતે અનેક અનુભવવાતો સાંભળવા મળે. પણ ઝવેરાતનું કામ શીખવવાનું તેઓ નામ સુદ્ધાં ન લે.

એક દિવસ વાળું પતાવી એમના પગ દાબતા દાબતાં, બીતાંબીતા મેં કહ્યું : ‘કાકા, હવે મને કંઈક કામ બતાવો તો સારુ.’

તેમણે ખૂબ પ્રેમથી કહ્યું : ‘ એટલામાં થાકી ગયો, બેટા ? અરે, ગાંડાભાઈ ! પાયાનું કામ તો

F. Dt.

મેં તને ક્યારનું બતાવી દીધું આ ત્રણ મહિનામાં! ઝવેરાતનું કામ શીખવાનું પહેલું પગથિયું છે, રોજની જગ્યાએ ઝાડુ પોતાને હાથે મારવું તે. આપણો ધંધો રહ્યો જોખમી. માલ કાઢીને બેસીએ અને અકસ્માત નંગ ક્યાંક પડી જાય. આપણને એ ન પોસાય. કાલે પેલા ડબામાંની ધૂળને ચાળીને જોજે. અચૂક તને બે-પાંચ નંગ એમાંથી મળશે. અને દીકરા, કોઈ કામ હલકું નથી એ શિક્ષણ પણ મેં તને આપી દીધું. કચરો કાઢતાં શીખવું એના જેવું ઉત્તમ કામ કોઈ નથી. આપણે શરીરનો મેલ કાઢવા માટે નાહીએ એમ મનનો મેલ કાઢવા ઈશ્વરની પ્રાર્થના કરીએ. કચરો કાઢતાં શીખે એને માટે બધી વાતો આસાન છે. જેમ દુકાન સાફ રાખતાં શીખ્યો, એમ મનને સાફ રાખતાં શીખીશ તો સુખી થઈશ.'

એ પછી એમણે ધીમે ધીમે ધંધાની અનેક કરામતો પ્રેમથી અને કંઈ પણ કપટ રાખ્યા વિના મને શીખવી. શીખનાર શ્રદ્ધાવાળો અને સુપાત્ર છે એની પૂરી ચકાસણી પોતાની રીતે કર્યા પછી જ એમણે કામ શીખવવાની શરૂઆત કરી. જિંદગીમાં નાનું-મોટું કોઈ કામ કરવામાં, એ પછી, મને કદી નાનમ લાગી નથી અને અનેક મુસીબતો એ રીતે મારે માટે આસાન બની છે.

● ● ●

સને ૧૯૨૯ માં હું એક રાજદ્વારી ખટલામાં ઠીક-ઠીક સંડોવાયો અને અમારે સહકુટુંબ મુંબઈ છોડવું પડ્યું. ત્યારથી અમે દસેક વર્ષ લખનૌ અને નૈનિતાલ રહ્યાં. ભીમતાલ, આલમોડા, માયાવતી આદિ સ્થળે ફરવાનું થતું. રાજારજવાડાં સાથે વેપારની એ બાજુ જમાવટ થયેલી એ રંખડપટ્ટીમાં નિસર્ગની લીલા જોવાનો અનુપમ અવસર મળ્યો બરફથી આચ્છાદિત હીમશિખરોની હારમાળાઓ, અપરંપાર રંગોની સજાવટવાળાં ફૂલોથી સમૃદ્ધ વનશ્રીની શોભા, નિર્મળ જળનાં વહેતાં ઝરણા, પહાડી ભોળા નર-નારી, આ બધાંમાંથી ઈશ્વર પ્રત્યેની એક નિરાળી આસ્થા અંતરમાં આકાર લેવા લાગી. એ અરસામાં એક સંત પુરુષ સાથે સમાગમ થયો. એમણે જીવનની એક અગત્યની વાત ખૂબ સરળ રીતે સમજાવી કહ્યું: 'જે માનવી પોતાની જાતની, પોતાની આવતી કાલની ફિકર કરે છે એ ઈશ્વર પ્રત્યે એક પ્રકારની અશ્રદ્ધા સેવે છે. આવતી કાલની ફિકર રાખનારનું ઈશ્વરને સોંપી દે છે એ વ્યક્તિની જવાબદારી માથે લીધા વિના ઈશ્વરનો છૂટકો જ નથી.'

આ વાત વ્યવહારુ છે કે નહિ, વાસ્તવિક છે કે નહિ, એ ચર્ચાનો વિષય છે; પણ એ વાત તે દિવસથી અંતરમાં વસી ગઈ. એ દિવસથી ભાવિનો ભય ઓછેવત્તે અંશે મનમાંથી ટળી ગયો છે.

ઘણી વાતોને આપણે કાકતાલીય ન્યાય જેવી ગણીને શંકા-કુશંકાઓ ઉઠાવીએ છીએ. પણ કાકતાલીય એટલે શું? કાગડાનું બેસવું અને ડાળનું પડવું, એ તો જાણે ઠીક, પણ પડી જવા જેવી જીર્ણશીર્ણ એ જ ડાળી પર કાગડો શા માટે બેઠો? અથવા કાગડો બેસે એ બધી જ ડાળીઓ શા માટે પડી જતી નથી? એટલે કાગડાનું બેસવું અને ડાળનું પડવું એ માત્ર આકસ્મિક છે, કે એ બે ક્રિયાઓ વચ્ચે કાર્ય-કારણ જેવી કોઈ કડી સંકળાયેલી છે, એવો ગાંડો પ્રશ્ન મને ઘણી વાર થઈ આવે છે. આના અનુસંધાનમાં એક વાત અહીં મૂકી છે. ગાયત્રી-મંત્રની ઉપાસનાએ જીવનમાં મને ઘણું ઘણું આપ્યું છે. સૌથી વિશેષ તો મને એમાંથી મળ્યા છે ઈશ્વર પ્રત્યેની અપાર આસ્થા અને સુખદુ:ખના સમયમાં સંયમ અને ધીરજ ધરવાની શક્તિ-વૃત્તિ.

૧૯૪૨ના નવેંબર માસની ૧૮મી તારીખે મારી મોટી દીકરીનું ઉદેપુરમાં અવસાન થયું. ૧૯૪૩ના નવેંબર માસની ૧૮મી તારીખે મારા પિતાનું મિરજમાં અવસાન થયું. અને ૧૯૪૪ના નવેંબર માસની ૧૮મી તારીખે મારા જુવાનજોધ નાના ભાઈનું નાસિક મુકામે અણધાર્યું-અકાળ અવસાન થયું. આમ ઉપરાછાપરી, દર વરસે, એક નિયત દિવસે જ આ કપરા બનાવો બન્યા. આ બધી માંદગીઓમાં પાણીની જેમ પૈસો ખરચાયો. વેપારધંધો સમેટી લેવો પડ્યો અને મારે નોકરી કરવાનો વખત આવ્યો. જીવનનાં એ વરસો કપરી આર્થિક ભીંસનાં, કટોકટીનાં અને કસોટીનાં હતાં. ઓળખાણપિછાણ પાર વિનાની. હું નવાંનવાં કામ શોધવા મોટીમોટી પેઢીઓમાં જાઉં. કપડાંલત્તાંનો ઠાઠ એવો ને એવો, પણ ખીસામાં પાંચ પૈસાનાંય ફાંફા હોય. જ્યાં જાઉં ત્યાં મિત્રો મને પ્રેમથી આવકારે, ચાપાણી મંગાવે, મારું સ્વાગત કરે. પણ કોઈને મારી આંતરિક સ્થિતિનો કે ખરી મુસીબતોનો ખ્યાલ સુદ્ધાં ન

આવે. એ વખતે મને થતું : 'અરે, આ ભલા માણસો મારી ખાતરબરદાસ્ત પાછળ રૂપિયોરોડો ખરચી નાખે છે, એના કરતાં મને એ જ એક રૂપિયો રોકડો આપી દે તો કેવું સારું!'

અને છતાં, મારા અંતરમાં ઊંડેઊંડે વિશ્વાસ ઝર્યો પડ્યો હતો કે અંતે આ દિવસો પણ વહી જશે. ઈશ્વર પ્રત્યે અપાર આસ્થા રાખી ઊંચે આવવાના પ્રયત્નો હું કરી રહ્યો હતો.

આ દરમ્યાન મારી દીકરી ભાનુ બીમાર પડી. એની માંદગી ખૂબ લંબાઈ. પરિસ્થિતિ એવી આવી ગઈ કે ડૉક્ટરનું બીલ ભરવાના પૈસા પાસે ન હોય. આ ઉપરાંત રોજ નવી મોંઘીદાટ દવાઓ લાવવા માટે રોકડનાણું જોઈએ. એ સમયે એક દિવસ ઈશ્વર પ્રત્યેની મારી આસ્થા ડગી ગઈ. સવારે ગાયત્રી કરતાં કરતાં મારા અંતરમાંથી હાયકારો નીકળી ગયો ઈશ્વર જેવી જે શક્તિમાં મને શ્રદ્ધા હતી એને પોકારીને મેં કહ્યું : 'અરે, ભલા ભગવાન! તારે જે રીતે, જેટલી કસોટી કરવી હોય તે કર. તું નક્કી કરે એ રીતે લેણદેણનો હિસાબ આપણે સમજી લઈએ. પણ મારાં બાળકોની સારવાર માટેનાં સાધનો પણ મારી પાસે ન હોય એટલી હદ સુધીની લાચારી મારે ભોગવવાની હોય તો, જે શ્રદ્ધાથી મારી ફિકર તારે માથે ઓઢવીને હું બેઠો છું એ એળે જવાની. જીવનશ્રદ્ધાના એ બળને ટેકે હું ટકી રહ્યો એ બધું શું ખોટું હતું? તારા પરત્વેની શ્રદ્ધા એ મારો ભ્રમમાત્ર હતો?' આવી અનેક વાતો જેને અંતર્યામી માનતો હતો એની સાથે મેં કરી. એને મનોમન ગાળોય દઈ દીધી. એ વખતે મારી તાત્કાલિક જરૂરિયાત ત્રણેક હજાર રૂપિયાની હતી. અને ક્યાંયથી ત્રીસ રૂપિયાની ય જોગવાઈ હું કરી શકું એવા સંજોગો નહોતા.

કપડાં પહેરી, ચોપાટી પરના મારા નિવાસસ્થાનેથી હું ડૉક્ટરને ત્યા જવા નીકળ્યો. ગલીના નાકા ઉપર પહોંચ્યું ત્યાં તો ટેક્સી ઊભી રાખી, એમાથી એક અપટુડેટ સૂટમા સજ્જ થયેલો પ્રતિભાસંપન્ન માણસ ઊતર્યો. મારી તરફ આવી, મને રોકીને કહે : 'અરે, રસિકભાઈ શેઠ! આપને શોધવા માટે છેલ્લા પંદર દિવસથી આકાશપાતાળ એક કર્યાં! નવી ઝવેરીબજારમાં શોધખોળ કરી, પણ બધેથી એક જ ભાળ મળી કે તમે વરસોથી બહારગામ રહો છો. અને આજે, અચાનક, અહીં રસ્તામાં બરાબર મોકાસર તમારો ભેટો થઈ ગયો!'

હું એ વ્યક્તિના મો સામે તાકી રહ્યો. મને એ ભાઈની જરાય ઓળખાણ પડી નહિ. પણ એ તો જૂનો અને જાણીતો મિત્ર હોય એવી આત્મીયતાથી વાત કરી રહ્યો હતો. મારા મનની મૂંઝવણ પારખી ગયો હોય એમ એ બોલ્યો : 'ઓળખાણ પડી લાગતી નથી! હું મોહન: આજથી પંદર વરસ પહેલાં ઝવેરી બજારમાં તમારી પાસેથી રૂપિયા બારસોનો માલ જાંગડ લઈને નાસી ગયેલો એ જ મોહનલાલ જીવણદાસ પટેલ- પડી, ઓળખાણ?'

અને કાટ સાફ થતાં લોઢું ચમકી ઊઠે એમ, મારા મનમાં એ મોહનલાલની જૂની છબિ ઊપસી આવી. ઢંગધડા વિનાનો લઘરવઘર વેશ લઈને બજારમાં એ ફર્યા કરતો. પરચુરણ દલાલીનું કામ કરવાનાં ફાંફાં મારતો. કોઈ એનો ભરોસો નહોતું કરતું ત્યારે મેં એને જાંગડ માલ આપ્યો હતો. એ વખતે હજાર–પંદરસોની મને વિસાત નહોતી. પણ એ મને છેતરી ગયો એ વાતનો વસવસો મનમાં રહી ગયેલો. એ મોહન પટેલ આમ, આવા અપ-ટુ-ડેટ પોશાકમાં, અચાનક મારી સામે આવીને ઊભો રહે ત્યારે ઓળખાણ ન પડે એ સ્વાભાવિક હતું.

મારે ખભે હાથ મૂકી એ બોલ્યો : 'આજે હવે મારી પાસે તમારી માફી માગવાનો કે વિગતે વાત કહેવાનો સમય નથી, ભાઈ! હું તો તમારો માલ વટાવી આફ્રિકા ઊપડી ગયો હતો. તે છેક આજે સોળ વરસે દેશમાં આવ્યો છું. મારી સ્ટીમર હવે બે કલાકમાં ઊપડવાની છે. મારે અહીંથી સીધા ડૉક પર જવાનું છે. જતાં પહેલાં અહીં બાબુલનાથનાં દર્શન કરવા આવ્યો હતો ત્યાં ભગવાને જ તમારો ભેટો મને કરાવી દીધો.'

પછી ખીસામાંથી એક કવર કાઢી મારા હાથમાં આપતાં બોલ્યો : 'આમા તમારાં નાણાં છે. જતાં પહેલા કોઈને સોંપી જવાનો જ હતો: વ્યાજ સાથે પૂરા ત્રણ હજાર થાય છે. આફ્રિકા જઈને તમારા પ્રતાપે હું ખૂબ ધન કમાયો ત્યાંથી પણ તમારી ઘણી તપાસ કરાવી હતી, પણ પત્તો જ ન લાગ્યો.

મારા મનમાં ખૂબ ભોંઠપ હતી,' ભાઈ! અજંપો મને એ વાતનો હતો કે કોઈ રીતે તમારાં નાણાં પાછાં પહોંચાડું તો, મારા વર્તનને કારણે માણસની નેકીમાંથી ઊઠી ગયેલી તમારી શ્રદ્ધા પાછી જાગે. મને ખૂબ ઉતાવળ છે એટલે હું ઊપડું. જતાં પહેલાં એક મોટો હૈયાભાર હળવો થયો અને તમારા ઋણમાંથી મુક્ત થયો એ માટે ભગવાનનો જેટલો પાડ માનું એટલો ઓછો છે.'

ઘણે વખતે હું કોઈ કામસર નાસિક ગયો હતો. ત્યાં એ રાત્રે મેઘાણીભાઈનો લોકસાહિત્યનો ડાયરો જામવાનો હતો. એ મિજલસ માણવાનું મન તો ઘણું હતું, પણ જે ધર્મશાળામાં હું ઊતર્યો હતો ત્યાં બોટાદના એક વૃદ્ધ પુરુષનું સાંજે અવસાન થયું. નાસિકમાં પતિપત્ની જાત્રાએ આવ્યાં હતાં. પતિનું અણધાર્યું અવસાન થતાં ડોસીના કલ્પાંતનો પાર નહોતો. આસપાસ રહેતી ગુજરાતી બહેનો એમને આશ્વાસન આપી રહી હતી. અમે પુરુષો ધર્મશાળાની બહાર રસ્તા પર, એ અજાણ્યા દેશવાસીને અવલમંજિલ પહોંચાડવાની તૈયારી કરી રહ્યા હતા. અમે ત્રણ જણ હતા. બેએક વધુ માણસો ભેગા થાય એની રાહ જોતા ખભે ધોતિયાં નાખીને ઊભા હતા. ત્યાં ઝવેરચંદભાઈ એ રસ્તેથી જ નીકળ્યા. તેઓ કાર્યક્રમમા ભાગ લેવા જઈ રહ્યા હતા. માથે ધોળો બાસ્તા જેવો ફેંટો, ધોતિયું, કફની અને બંડી. ગમે ત્યાં વર્તાઈ આવે અને એમને છતા કરી દે એવો કાયમી વેશ. મારા તો અંગત સ્નેહી. મારા મોસાળ સાથે એમને વરસોજૂની ઘરવટ. હું એમને 'મામા' કહીને બોલાવું. મને રસ્તા પર આમ ડાઘુવેશમાં ઊભેલો જોઈને તેઓ રોકાઈ ગયા. કહે: 'અરે, બચુભાઈ! તું અહીં, આ વેશમાં! કેમ, શું થયું?'

મેં કહ્યુ: 'અહીં ધર્મશાળામા આજે બોટાદના એક વૃદ્ધનુ અવસાન થયું છે. ધણીધણિયાણી બેઉ સાવ અજાણ્યાં, આપણા દેશનાં છે. હજી એકબે માણસો વધુ ભેગા થાય એટલે એને સ્મશાન પહોંચાડવા અહીં ઊભા છીએ. તમારા ડાયરામાં આવવાનું મન હતું, પણ અંજળપાણીની વાત છે.'

'અરે રે! એમ વાત છે? લે, ત્યારે એક જણ તો આવી ગયો ગણી લે.' મેઘાણીભાઈ બોલ્યા.

મેં કહ્યું: 'ના, મામા! તમતમારે જાઓ. અહીંનું તો થઈ રહેશે. ત્યાં કંઈ કેટલાંયે માણસો તમારી રાહ જોતાં હશે. અમને તો ખૂબ મોડું થશે.'

'અરે, ભાઈ બચુ! આ તું શું બોલ્યો? એક અતરાપી જણની લાશ અહીં પડી છે ને હું ત્યાં નિરાંત જીવે જલસો કરવા જાઉં, એ કદી બને ખરું? એ તો રોજનું થયું, ભાઈ! આજે તો હવે પહેલું આ કામ અને પછી બીજું બધું.' કહેતાંકને ઝવેરચંદભાઈએ માથેથી ફેંટો કાઢી કેડે વીંટી લીધો અને ઠાઠડી તૈયાર કરવાના કામમાં અમારી ભેળા શામિલ થઈ ગયા.

રવિવારનો દિવસ હતો. ૧૯૫૮ની આસપાસની આ વાત છે. કિંગ્સ સર્કલમાં મારા મિત્ર હીરાલાલ ફોફલિયાને મકાને અમે થોડા મિત્રો સાહિત્યગોષ્ઠિ માટે ભેગા થયા હતા એવું સ્મરણ છે. બારેક વાગ્યે હું ઘરે જવા બસમાં રવાના થયો. બસ ઊપડી અને મને છાતીમાં ખૂબ જ મૂંઝારો થવા લાગ્યો. શરીર આખું પરસેવાથી રેબઝેબ થઈ ગયું અને ચક્કર આવી ગયાં. મારી શારીરિક સ્થિતિ એટલી બધી અસહ્ય થઈ ગઈ, કે મને લાગ્યું કે હું વધુ વાર બેસી નહિ શકું. મારી બાજુની સીટ પર એક બહેન બેઠાં હતાં. મેં એમને ઊઠવા માટે વિનંતિ કરી અને સીટ પર હું આડો પડ્યો. સૂતો એવો જ મારો જીવ ઊંડો ઊંડો ઊતરવા લાગ્યો. એ વખતે મને ભાન થયું કે હવે અંત નજીક છે. અને જો અંત નજીક હોય, જીવનની આખરી ક્ષણો હોય તો, આ ટાણે જીવન પરત્વેની શ્રદ્ધાનું બધું બળ ભેગું કરીને, ખૂબ શાંતિથી આ પળ વધાવી લેવી જોઈએ એવું અંતરમાં ઊગી આવ્યું. આટલી જાગરૂકતા આંતરમનમા આવ્યા પછી અજબ જેવી શાંતિ લાગવા માંડી. જીવનની તમામ ભૌતિક આસક્તિઓમાંથી હઠીને મન જાણે કોઈ પારલૌકિક અવસ્થાનો અનુભવ કરતું હોય એવી અનુભૂતિ થવા લાગી.

આ અવસ્થા બેચાર મિનિટ રહી. પછી બસની ગતિ વધતા બારીમાંથી હવા આવવા લાગી અને પાંચેક મિનિટમાં અમૂંઝણ દૂર થતાં જ તનમન બંને પાછા આ સૃષ્ટિમાં પટકાઈ પડ્યા.

પણ આ નાનાસરખા આનંદ–અનુભવ પછી હવે મને મોતનો ઓછામાં ઓછો ભય લાગે છે.

દિલીપ રાણપુરા

# પતનને પગથિયે



હરજીવનનું મન માનતું નહોતું, તોય એને આજે તો ફરજ ઉપર ગયા વગર છૂટકો નહોતો. તે ગણવેશ પહેરવા લાગ્યો. ગણવેશ પહેરતાં પહેરતાં તેની નજર તેના ત્રણ વર્ષના પુત્ર સામે જ હતી. એનું મુખ જોતાં એનું શરીર કંપી જતું. એની આંખમાં આંસુ આવું આવું થઈ જતાં. પણ તે હૃદય કઠણ કરી લેતો. હા, પથ્થર જેવું સ્તો—એના ડી. એસ. પી. જેવું.

ગણવેશ પહેરીને ઘરની બહાર નીકળતાં તેણે પત્નીને કહ્યું : 'હું સવારે આવું ત્યા સુધી જાગતી રહેજે ને ગુલાબને કશું ન થાય તેની સંભાળ રાખજે.'

'તમતમારે જાવ. ચિંતા કરશો નહિ.' કહેતાં તેની પત્નીની આંખમાંથી આંસુ સરી પડયાં.

'તું કહે છે કે ચિંતા કરશો નહિ, ને પાછી રડે છે....'

'હા, મારાથી રહેવાતું નથી. ડૉકટરે કહ્યું છે ને, કે આજની રાત સંભાળજો.'

'સંભાળવાનું તો મનેય દિલ છે. સાહેબ પાસે પણ કેટલુંયે કરગર્યો....' ને હરજીવન આગળ ન બોલી શક્યો. તે આંખો મીંચીને ઘર બહાર નીકળી ગયો. પાછળ એક ડૂસકું સંભળાયું. પણ હરજીવને તે સાંભળ્યું–ન–સાભળ્યું કર્યું.

હરજીવન પોલીસ સ્ટેશન તરફ આગળ વધી રહ્યો હતો. પણ તેનું મન ઘરમાં ખાટલામાં સૂતેલા બીમાર બાળકની આસપાસ ભમતું હતું. તેને વિચાર આવ્યો : 'ત્રણ પુત્રી પછી જન્મેલો એ પુત્ર. પ્રભુએ દયા કરી ને એનો જન્મ થયો. એનાં રૂપ, એનો ઘાટ જોઈ ને ગુલાબ નામ પાડયું. ને આઠ દિ' પહેલાં એ હતોય ગુલાબના જેવો જ ને ! પરાણે રમાડવાનું દિલ થાય એવું ખિલખિલ હાસ્ય જોઈને દિવસભરનો નહિ, પણ જિંદગીભરનો થાક ઊતરી જાય, ભૂખ મટી જાય એવો એ ગુલાબ.... આ આઠ દિવસમાં તો એ ગુલાબ કરમાઈ ગયું છે. આજે એના ચહેરા ઉપર નથી એ સ્મિત કે નથી એ તેજ ! ને ...એ પાછું લાવવાના પૈસા નથી....હા, પૈસા પણ નથી.'

ને આ વિચાર આવતાં જ તેને પહેલી જ વાર પોતાની આર્થિક કંગાલિયત ઉપર રડવું આવી ગયું. એની આંખમાંથી આંસુ સરી પડયાં. ને એક પાપી વિચાર પણ ઝબકી ગયો : 'મેં ધાર્યું હોત....તો.... આજે હું પણ પાંચ પૈસાની મૂડી એકઠી કરી શક્યો હોત. આજે મારે દવા માટે કોઈની દયા ઉપર જીવવું ન પડત. દવા વગર મારો ગુલાબ આમ રોળાઈ ન જાત ને સાહેબ પણ રજા આપત....બધું જ પૈસાથી બને છે....હા, પૈસાથી....'

ને તેની નજર સામે પોતે નોકરીમાં દાખલ થયો ત્યાર પછીનો પહેલો પ્રસંગ તરી ગયો. પોતે જે ગામમાં નોકરી કરતો હતો તે ગામમાં ચોરી થઈ. ફરિયાદીએ ચોરોનાં નામ આપી ફરિયાદ કરી. ફોજદારે શકદારોને બોલાવ્યા ને પૂછપરછ કરી જવાબ લીધા. હરજીવનને પાકી બાતમી મળી હતી કે ફરિયાદીએ જે નામો આપ્યાં છે તે સાચાં છે ને મુદ્દામાલ તેમના કબજામાં છે, છતાં ફોજદારે જવા દીધા ! તે સમસમી ગયો. તેણે ફોજદારને કહ્યું : 'સાહેબ, એ લોકો જ ચોર છે, મુદ્દામાલ એમના કબજામાં છે, આપ જો 'રેડ' પાડો...'

'તમે ન સમજો....'

'પણ સાહેબ...'

'જુઓ, વધારે પીંજણ કરવા જેવું આપણું ખાતું નથી. તમે નવા નવા છો ને તમને દુનિયાદારી કે સંસારની પળોજણનું કશું ભાન નથી. તમે જે થાય તે જોયા કરો અને પછી...'

'પણ સાહેબ, આપણી ફરજ....લોકોના જાનમાલના રક્ષણ માટે આપણને સરકાર પગાર આપે છે.

આપણે પ્રજાના સેવક બનવું જોઈએ. અનિષ્ટ તત્ત્વોને ઝબ્બે કરવા જોઈએ.'

'આ બધું ભાષણોમાં સારું લાગે છે. તમે તમારુ કામ કરો અને જુઓ...' સહેજ સ્મિત કરીને ફોજદાર બોલ્યા : 'જે થાય તે જોયા કરો... ને જબાનને તાળું મારેલું રાખશો તો તમને તમારો હિસ્સો પણ મળી જશે ..'

'સાહેબ, મારે એવો હિસ્સો નથી જોઈતો. એ કાંઈ પરસેવાની કમાણી નથી.'

'તો તમે શું કરશો? ચોરને પકડશો? ઉપરી અધિકારીને બાતમી આપશો? બોલો, શુ કરશો?'

'હુ તો શું કરુ સાહેબ, આપણે એમને પકડી લઈએ. ખાતું તમારી કદર કરશે ને જનતા રાહતનો દમ લેશે.'

'પણ એમાં આપણું શું રંધાય? તમે ય સાવ...' અને પછી કડક સ્વરે બોલ્યો : 'જુઓ, હરજીવનદાસ! હું તમારો વડો છું. મારા કામમાં વચ્ચે માથું મારશો તો....' ને પછી ચૂપ થઈ ગયા.

હરજીવનનો આત્મા અકળાયો. તેને થઈ ગયું કે ડી. એસ. પી ને આ વાતની જાણ કરવી. એનો એ વિચાર દૃઢ થાય એ પહેલાં જ ગામમાં એ 'રોન' મારવા નીકળ્યો ત્યારે પેલા શકદારો ભેટી પડયા. કહ્યુ: 'હરજીવનદાસ, આ છૂરી જોઈ છે? ખોવાઈ જશો તો પત્તો નહિ લાગે! હા, પૈસા જોઈતા હોય, તેટલા આપીએ. સરકાર તમને શુ બંધાવવાની છે?

ને તોય હરજીવન ડગ્યો નહિ. તેણે ડી.એસ.પી.ને જાણ કરવાનો નિર્ણય લઈ જ લીધો ને તે જાતે ડી.એસ.પી. પાસે ગયો ત્યારે ડી.એસ પી.એ તેને ખખડાવ્યો : 'હરજીવન, તારી સામે શિસ્તભંગનાં પગલા લેવાં પડશે. તેં આરોપીઓને છટકાવી દીધા છે. માલ વગેસગે કરાવવામાં મદદ કરી છે ને ફોજદારની તપાસમાં અંતરાય નાખ્યો છે...'

હરજીવન તો આ સાંભળીને આભો જ બની ગયો. તે ખુલાસો કરવા જાય એ પહેલાં જ ડી. એસ.પી. એ કહ્યું : 'જો, તું જુવાન છે. તારે તારી કારકિર્દી ઘડવાની છે. તું ભણેલો છે ને ભાવનાશાળી છે. આ તંત્રમાં ગોઠવાવા માટે તારે વ્યવહારુ બનવું પડશે. જા... તને આ પહેલી વખત જવા દઉં છું.' કહીને ડી.એસ પી. ઊભા થઈ ને ચાલ્યા ગયા.

હરજીવન સૂનમૂન બનીને બહાર નીકળી ગયો. બસ, ત્યારથી એ સૂનમૂન જ રહેતો. પોતાની ફરજ પ્રામાણિકતાથી બજાવતો. પણ ક્યાંક રુશવતની ગંધ આવે ત્યારે તે અકળાઈ જતો. પણ છ વર્ષના પોલીસતંત્રના અનુભવ પછી એ સમજી ગયો હતો કે આમાં કોઈક દિવસ સાચો માણસ ભેખડે ભરાઈ જાય ને જુઠ્ઠો ફૂલમાળા પહેરે. છતાંય એ પોતાના સાથી પોલીસોને કહેતો : 'તમે પ્રામાણિકતાથી તમારી ફરજ બજાવશો તો પ્રભુ તમને બરકત આપશે. પ્રજા તમને પ્રેમ આપશે. આજે પ્રજામાં પોલીસો પ્રત્યે જે એક પ્રકારની ચીડભરી સૂગ પ્રવર્તે છે એ દૂર થશે.'

ત્યારે સાથીઓ કહેતા : 'તારે તો યાર, માસ્તર બનવાની જરૂર હતી. તું નાહકનો આમાં આવી ચડયો છે. હજુય તું માસ્તર બની જાય તો સફળ થઈશ. તારા જેવા માણસો જ એમાં શોભે.'

અને વાત ય સાચી હતી. એનાથી ઓછું ભણેલા પણ કડક મિજાજના, રુશવતખોર માણસો હેડકોન્સ્ટેબલ સુધી પહોંચી ગયા હતા. સાહેબોની મહેરબાની પ્રાપ્ત કરી શકયા હતા તહોમતદારોની શોધમાં મોકલાતા હતા ને એ રીતે ભથ્થાં પણ મળતાં. જ્યારે હરજીવનને તો રાત્રે નાકાં સાચવવા કે પોલીસ સ્ટેશને હાજરી આપવા પૂરતું જ કામ રહેતું. ને નવા આવનાર ફોજદાર સાથે મિજાજનો મેળ મળતો નહિ ત્યારે બદલી પણ થતી. તે ક્યારેક 'આઉટપોસ્ટ'માં પણ મુકાતો. ખાતા અને પોતાના સાથીઓ તરફથી થતી ઉપેક્ષાને એ સહન કરી લેતો. તેના તરફ ફેંકાતાં વાક્બાણોને એ ઝીલી લેતો. ક્યારેય મિજાજ ગુમાવતો નહિ. ક્યારેય માઠું લગાડતો નહિ. રાત્રે નાકું સાચવવાનું હોય ત્યારે એ કદી સૂતો નહિ કે બીજા સાથી પોલીસોની જેમ પાનાં રમવા બેસી જતો નહિ. એની ફરજમાં એ સજાગ રહેતો. એણે કદી કોઈ વ્યસન કર્યું નહોતું. મોજશોખથી એ દૂર રહેતો, ને સાદાઈથી જીવતો. પગાર ટૂંકો અને પાંચ માણસનો નિર્વાહ કરવાનો હોવા છતાં એણે કદી પૈસાની તાણની ફરિયાદ કરી નહોતી. ને એમાં ક્યારેક ગુસપુસ પણ થતી : 'માળો, આપણાથી છાનીછાની ક્યાંકથી કટકી મેળવી લેતો. હશે....નહિ તો પૂરું શાનું થાય? આપણે સો રૂપિયા જેટલું બીજું પાડીએ છીએ તોય તાણ રહે છે....!'

પાપના ખાડામાં નાખે એવું ધન કમાવું નહિ.



અને પછી સાથીઓ એની તપાસ કરતા, પણ કશું મળતું નહિ ત્યારે બોલતા : 'સાધુ છે, સાધુ. સાધુને જરૂરિયાત કેટલી? પણ આવા માણસો સાથે નોકરી કર એ જોખમ છે. ખાય નહિ ને બીજાને ખાવાય ન દે. કોઇક દિ' આપણા રોટલા અભડાવી દેશે.'

આટલુ વિચારે છે ત્યાં પોલીસ સ્ટેશને તે પહોંચી ગયો. બીટની વહેંચણી થઈ ગઈ ને તે તેના નાકે ગયો. આજે તે અસ્વસ્થ હતો. ઘેર ગુલાબના ગોટા જેવો પુત્ર બીમાર હતો. મરણપથારીએ હતો. ડોકટરે કહેલ ઇન્જેકશન જો તે લાવી શકયો હોત તો! પણ એટલી, સિત્તેર રૂપિયા જેટલી રકમ એ કયાંથી લાવે? એકસાથે એટલા રૂપિયા આપે પણ કોણ? ને ઘરમાં તો એક પાઈ પણ નહોતી. હા, એક નવો પૈસો પણ નહિ. પત્નીનુ ઘરેણું ય કયા રહ્યું હતું? એ ય છેલ્લા ત્રણ વરસથી ખતમ થઈ ગયુ હતુ. હતી એક પ્રામાણિકતા અને નીતિ. તેનુ માથુ ભમી ગયું. પ્રામાણિકતાએ મને શુ આપ્યુ? મારા ફૂલ જેવા એકના એક દીકરાની જીવલેણ બીમારી. ભૂખ, દુ ખ, આંસું અને યાતના... સાથીઓના ટોણા, અસૂયા અને વેર.. ખાતામા ખરાબ રિપોર્ટ... હા, એ રિપોર્ટના આધારે જ ડી. એસ. પી. એ રજા ન આપી ને? અને એ આખો પ્રસંગ એની સામે તરવા લાગ્યો.

સવારે જ એ ડી. એસ. પી. પાસે ગયો હતો. અને તેટલી નમ્રતાથી તેણે બે હાથ જોડી વિનંતી કરી હતી : 'સાહેબ, મારો પુત્ર બીમાર છે. સખત બીમાર છે. મને બે દિવસની રજા આપો.'

'રજા? મૂર્ખ છો કે શું? મારુ ઇન્સ્પેકશન ચાલે છે ને તમે રજા માગો છો? તમારા વિષે મળેલા રિપોર્ટનો મેં અભ્યાસ કર્યો છે. તમે દગડા છો.. અને છોકરો બીમાર હોય એથી શું? તમારા હાજર રહેવાથી બીમારી થોડી જ ચાલી જવાની છે? જાવ, ચાલ્યા જાવ. નોકરી કરો...'

ડી. એસ. પી.ના કડક સ્વર પાસે તે કશું ન બોલી શકયો. તે ધૂ ધવાઈ ગયો હતો. તેને નોકરીનું રાજીનામુ આપવાનો વિચાર થઈ આવ્યો હતો. પણ ભવિષ્યના ખ્યાલે તે ચૂપ રહ્યો.

'હા, હવે ચૂપ નથી રહેવું... નહિ!...હું પણ માણસ છું....' તે બબડી ઊઠયો : 'મારે પુત્ર છે.... ગુલાબ છે....પત્ની છે....પ્રામાણિકતા કદાચ....'

અને તે આગળ કશું વિચારે એ પહેલાં જ એક સાયકલવાળો આવતો દેખાયો. સાયકલને બત્તી નહોતી. તેણે વ્હીસલ મારી સાયકલ ઊભી રખાવી.

સાયકલ–સવાર હાંફતો હતો. હરજીવન તેની પાસે ગયો ને કરડાકીમાં બોલ્યો : 'સાયકલને બત્તી નથી. ગુનો થાય છે લખાવો નામ'

'પણ...'

'પણ-બણ કાંઈ નહિ કોર્ટના ધક્કા ન ખાવા હોય તો લાવ બે રૂપિયા....' હરજીવન ગણતરી કરતો હતો કે ટીપેટીપે સરોવર ભરાય.

'મારે અત્યારે ઉતાવળ છે મારે ડોકટરને બોલાવવા જવું છે'

'ડોકટર ને?' હરજીવન ચમકી ગયો.

'હા, મારો દીકરો બીમાર છે. હજુ તો પાચ મહિનાનો છે અમારુ પહેલુ સંતાન છે. તાવ હતો એમાંથી આંચકી શરૂ થઈ છે. મહેરબાની કરી જવા દો. મારો પુત્ર...' યુવાનની આંખમાંથી આંસુ સરી પડયાં. તે રડતાં રડતાં આગળ બોલ્યો : 'તમારે પણ સંતાન હશે દયા કરો. પ્રભુ તમને સુખી રાખશે. તમને આશિષ મળશે; એક બાળકના તમે પિતા છો....છો ને?' અને તે હીબકે ચડી ગયો.

હરજીવનના અંતરમાં પ્રકાશ પથરાયો. તેને પારાવાર પસ્તાવો થવા લાગ્યો. એક પળ માટે તેના અંતરમા શેતાન કેમ ઘૂસી ગયો, તેનો વિચાર તેને શરમાવવા લાગ્યો : 'પ્રામાણિકતા અને નીતિ ઉપરથી મારી શ્રદ્ધા કેમ ગઈ?' તે બોલી ઊઠયો : 'ભાઈ, જાવ તમે. તમે મને પતનને પગથિયેથી પાછો વાળ્યો છે. તમે મારા પ્રભુ બનીને આવ્યા છો. ભાઈ, તમે ... તમે જાવ.. ઝટ જાવ... તમારો પુત્ર બચી જશે.... એક બાપની આશિષ છે.. મારો પુત્ર પણ બીમાર છે.. એની જિંદગી મારે જોઈતી હોય તો તમારા પુત્રને જિંદગી મળવી જોઈએ.'

સવારે તે ઘેર ગયો ત્યારે તેનો પુત્ર ગુલાબ, પ્રકૃતિના ખોળે સૂતેલા કોઈ ગુલાબની જેમ વેદના રહિત નિદ્રા લેતો હતો. થોડી વારે તે જાગ્યો ને ખીલખીલાટ હસી પડયો.

❁

પ્રા૦ હસિત હ. બૂચ



# વાત તો સાવ નાની છે!

એ વાતને આજે ઘણાં વર્ષો વહી ગયાં છે; ત્રીસેક વર્ષો તો ખરાં જ. અમારા કુટુમ્બ સાથે એ ઘટનાનો સીધો સંબંધ છે. હું એનો સાક્ષી પણ હતો; તેથી આમતેમ જૂજ વિગતફેર હોય તો હોય, પરંતુ મૂળ ઘટના સુસ્પષ્ટ રીતે સ્મૃતિમાં વસી ગઈ છે. અહીં એ ઘટનાનું શબ્દચિત્ર આપવાનો આશય એ છે કે એ દ્વારા ગૂજરાતની એક પ્રતિભાવંત વ્યક્તિની એક વિશેષ ઝલક પ્રગટ થાય છે.

એ વ્યક્તિવિશેષને ગૂજરાતની વિભૂતિ કહીએ તો ખોટું નથી, પણ એનું મહત્ત્વ ભારતના અર્વાચીન ઇતિહાસમાં ય ઘણું છે. ભારતના દૃષ્ટિસંપન્ન ધુરંધર મહાપુરુષોમાં અર્વાચીન સમય એમની યાદ વિના અધૂરો રહે તેમ છે એમની જન્મભોમકા મહારાષ્ટ્રનું કોઈ ગામડું. એના પછીથી તો મોટા ભાગનો નિવાસ યુરોપમાં જ. પરંતુ એમની કર્મભૂમિ અથવા એમની પ્રયોગશાળા તો વડોદરા શહેર ને વડોદરા રાજ્ય જ. ગૂજરાતના નૂતન ઘડતરમા એમણે વડોદરા રાજ્યના કાયાકલ્પ દ્વારા ન ભુલાય એવો હિસ્સો નોંધાવ્યો છે. એ વ્યક્તિ તે વડોદરાનરેશ સર સયાજીરાવ ગાયકવાડ.

અંગ્રેજ સલ્તનત સામેના અહિંસક સંગ્રામનો એ જમાનો, રાજારજવાડાં માટેય અનુકૂળ ન હતો. પ્રજા, દેશની આઝાદી ઝંખતી પ્રજાને રાજા-મહારાજા અંગ્રેજોના ટેકેદાર જેવા લાગતા. ત્યારેય પ્રજાહિતની ભાવના સર સયાજીરાવની નસમાં હોવાનું ઘણાખરા માનતા હતા. દેશનાં પ્રગતિશીલ રાજ્યોમાં વડોદરાનું સ્થાન આગળ મનાતું. શિક્ષણ, વહીવટ, પ્રજાહક્ક, સામાજિક જાગૃતિ, એમ વિવિધ રીતે વડોદરા રાજ્યની સંતોષકારક પારસ્થિતિનો યશ દીર્ઘદ્રષ્ટા સયાજીરાવને યથાર્થ અપાતો.

એ સયાજીરાવને અહીં સંભારવા છે એક નાના અને સામાન્ય લાગે એવા પ્રસંગ દ્વારા. જે વ્યક્તિ મહાન હોય છે, એના જીવનને આવી સામાન્ય ઘટના દ્વારા જાણવાથી ક્યારેક એ મહત્તાનું રહસ્ય ઇશારા-રૂપે ય સમજાય છે. એવું ય બને, કે સામાન્ય જણાતા એકાદ પ્રસંગમાંયે એવી વ્યક્તિના ચારિત્ર્યનાં વિવિધ તેજસ્વી પાસાંઓ આપણી નજરે ચડી જાય. આ પ્રસંગ એવો લાગે છે.

એ દિવસોમાં સર સયાજીરાવ પરદેશથી વડોદરે પાછા ફર્યા હતા. વડોદરા આવે ત્યારે તેઓ રાજ્યભરમાં પ્રવાસ કરે અને લોકસ્થિતિ, તંત્રની રીતરસમ જાણી લે અને એમની નજર એવી, કે જરૂરી પગલાં તરત જ ભરે.

એવી એક સવારે, વડોદરા શહેરના આનંદપુરા વિસ્તારમાં આ પ્રસંગ બન્યો. સયાજીરાવ પોતાની કારમાં કોઠીથી આગળ સયાજીગંજ તરફને રસ્તે હશે. સાથે એમના રહસ્યમંત્રી (શ્રી. પરબ સાહેબ હોવા સંભવ). સર સયાજીરાવની નજર ઓચિંતી સરકારી મુદ્રણાલયથી આગળની ફૂટપાથ પર પડી. એમણે જોયું કે એક પ્રૌઢ ગુજરાતી સ્ત્રી અને એની અગીઆર-બાર વરસની દીકરી ફૂટપાથ પર ચાલી રહ્યાં હતાં. બાળાએ કાળાં ચશ્માં પહેર્યાં હતાં ને ધોળો રૂમાલ એણે એક આંખે દાબ્યો હતો.

સયાજીરાવને ઓચિંતું કંઈક સૂઝયું લાગ્યું. એમણે કારની બારીમાંથી એ દૃશ્ય પર વધુ વાર નજર સ્થિર કરી. કાર આગળ જતાં એમનાથી ન રહેવાયું.

દેવાના દરિયામા ડૂબી જવાય એવું ખરચવું નહિ.



એમણે રહસ્યમંત્રીને પૂછી જોયું, કે આ છોકરી કોણ હતી? ક્યાંક પોતે જોયાનું ય એમણે સૂચવ્યું. રહસ્યમંત્રીએ એમને કહ્યું, કે મોટે ભાગે એ છોકરી 'સયાજીવિજય'ના સહતંત્રી શ્રી. બૂચની દીકરી હતી. સર સયાજીરાવ મનમાં વિચારતા રહ્યા. હજી થોડા સમય પહેલાં જ એમણે આ છોકરીને વડોદરાની શ્રી ચીમનાબાઈ સ્ત્રી-સમાજના રૌપ્ય મહોત્સવના કાર્યક્રમમાં એક ગીત ગાતી જોયેલી.

'કોણ હું તે કોઈ તમે જાણતા રે?
હું તો છું ખાટીમીઠી ચટણી.'

શ્રી. ઉપેન્દ્રાચાર્યજીનું એ ગીત એણે ગાયું હતું. અભિનય, અદા, હલક, કંઠ અને સ્વરૂપ એવાં કે એ ગીત ખૂબ વખણાયું હતું. સયાજીરાવ હતા અતિથિવિશેષ. ત્યારે ય એમણે 'આ કોની છોકરી?' એમ પૂછી, પત્રકારો સાથે બેઠેલા મારા પિતાને બોલાવી અભિનંદન આપેલાં. સયાજીરાવને એ યાદ આવ્યું. એવું જ થયું હશે, કે એ જ છોકરીની આંખ દુખવા આવી હશે!

રાજમહેલમાં જઈ એમણે તરત સરકારી હૉસ્પિટલમાં પૂછપરછ કરાવી હૉસ્પિટલ આખી આભી થઈ ગઈ. ત્યાંના આંખવિભાગે માહિતી આપી, કે એ છોકરી 'સયાજીવિજય'ના શ્રી બૂચની જ દીકરી છે અને આંખની તકલીફ ચિંતાજનક ન હતી. રાજમહેલમાંથી પૂછપરછ, ખાસ કાળજી રાખવાની સૂચના, એ બધું શ્રી. બૂચ જેવા એક સામાન્ય નાગરિકની નાની દીકરી માટે....જો હૉસ્પિટલમાં આશ્ચર્ય ફેલાય તો એ સહજ હતું.

મારાં માતુશ્રીને, મારાં એ નાનાં બહેનને, કે અમને કોઈને આ બનાવની મુદ્દલ જાણ નહિ, કારણ, હૉસ્પિટલમા પૂછપરછ થઈ ત્યારે આંખની સારવાર કરાવી મા-બહેન તો ઘેર આવવા નીકળી ચૂકયાં હતાં. અમે બધું જાણ્યું તે તો સાંજે, પિતાશ્રી 'સયાજીવિજય'ની કચેરીમાથી ઘેર આવ્યા ત્યારે. ત્યાંય રાજમહેલ માંથી રહસ્યમંત્રીએ 'મહારાજ'ની ફિકર અને હૉસ્પિટલમાં અપાયેલી સૂચના જણાવી 'મહારાજ' (સર સયાજીરાવ)ની ઇચ્છા જણાવેલી, કે આંખની પૂરી સંભાળ લેવાય.

વાત ત્યા અટકે, તો સયાજીરાવની ખૂબી પૂરી ક્યાંથી પમાય? અમને કુટુમ્બમાં તો આ વાતે આદર પ્રેરેલો, આશ્ચર્ય પણ પ્રેરેલું. સર સયાજીરાવની સહૃદયતા સાથે એમની ઝીણી નજર, એમની ચોક્કસ સ્મૃતિશક્તિ, એમની વત્સલતાથી અમે ઋણી થયાં હતાં. મહોત્સવમાંનું એક સારી રીતે રજૂ કરાયેલું ગીત એમના મનમાં આ રીતે વસ્યું હશે એની કલ્પના અમને તો નહોતી જ, પણ એમના રહસ્યમંત્રીને પણ એ વાતે સાનંદાશ્ચર્ય થયેલું. એમણે મારા પિતાને આ પ્રસંગના સંદર્ભમાં અભિનંદન આપ્યાં, કે આવી પુત્રીના તેઓ પિતા હતા. ખરી રીતે અભિનંદનીય તો હતું 'મહારાજ'નું વ્યક્તિત્વ.

થોડા દિવસ થયા ને પાછું રહસ્યમંત્રીએ 'મહારાજ' વતી પૂછયું કે આંખને હવે કેમ છે? મારા પિતા પાસેથી જાણ્યું, કે હવે ઠીક છે. ત્યારે રહસ્યમંત્રીએ કહ્યુ, કે તેઓ બીજી સવારે અમારે ઘેર આવશે! 'મહારાજ'ના આદેશ અનુસાર એમને આવવાનું છે એય એમણે સ્પષ્ટ કર્યું.

અમારા સહુની અપાર નવાઈ વચ્ચે બીજી સવારે રહસ્યમંત્રી આવ્યા, તે 'મહારાજ'નો એવો આદેશ લઈને કે, 'મહારાજ'ની ઇચ્છા હતી કે, 'ચટણી' ગીત ગાનાર મારાં એ નાનાં બહેનને તેઓ તરફથી ખાસ પોષાકની ભેટ અપાય અને જો કુટુમ્બ સંમત હોય તો આંખને પૂરું સારું થયા બાદ 'ચટણી'નું ગીત રાજમહેલમાં ફરી રજૂ કરાય! મારાં માતા-પિતાની સવિનય ના છતાં, ખાસ લીલા રેશમી કાપડમાંથી (તે પસંદ કરવા આણેલાં વસ્ત્રોમાથી) મારાં બહેન માટે ચણિયો-કબજો સરકારી દરજી પાસે તૈયાર કરાવાયાં એ પોષાક અમારે ત્યાં વર્ષો સુધી સર સયાજીરાવની વત્સલતા-કદરના પ્રતીક સમો સચવાયો. એ પોષાકમાં બહેનને રાજમહેલમાં 'ચટણી' ગીત રજૂ કરવાનું ય થયું

પ્રસંગ કેવો નાનો! નિમિત્ત કેવું નાનું! ગીત રજૂ કરનાર મારાં બહેન તો નાની બાલિકા. હા, એણે રજૂ કર્યું ગીત, તે આકર્ષક રીતે રજૂ થયું એ ખરું, પણ તેથી શું? એમાંથી આવી કદર, આવી કાળજી, આવી વત્સલતાની ધર્મા કલ્પી યે કઈ રીતે શકાય? વાત તો એ જ મુદ્દાની લાગે છે, કે મહાન વ્યક્તિની મહત્તા નાની એવી ઘટના કે સાધારણ એવી ક્ષણોનેય સંભારવા જેવી બનાવી દે છે.

એમની જિંદગી ય અનેક પ્રવૃત્તિઓથી છવા-

ચેલી. તો પણ કારમાંથી રસ્તે જતી બાલિકાને જોતાં જ એમને યાદ આવે કે એ તો હતી પેલી 'ચટણી'નું ગીત રજૂ કરનારી બાલિકા જ એમને ચિંતા થાય, એ છોકરીની દુખતી આંખોની અને હોસ્પિટલમાં તેમજ ઘેર કહાવે કે છોકરીની આંખોની પૂરી સંભાળ લેવાય! એક નાના કલાપ્રયોગે પ્રસન્ન થઈ રાજપોષાક આપવા પ્રેરાય! આ પ્રસંગ મહત્ત્વનો ન કહીએ, તોયે એને તાણેવાણે ઝળકતું સયાજીરાવનું સંભારવા જેવું વ્યક્તિત્વ તો આકર્ષણ પ્રેરે એવું છે.

એ પછી સારા એવા સમયે, કદાચ થોડાં વરસો પછી, એક સવારે અલકાપુરી સોસાયટીના ખાતમુહૂર્ત જેવા કોઈ અવસરે સયાજીરાવ પધાર્યા હતા. સ્વાગતગીત અને પ્રાર્થનામાં મારાં એ જ બહેન. સમારંભ પૂરો થતા ગીત ગાનાર બાલિકાઓ સમક્ષ જઈ એમણે મારાં બહેનને પ્રશ્ન કર્યો: 'ચટણી ને? ગાય છે કે હજી એ ગાયન?'

માણસ માટીનો જ બન્યો હોય છે. એ માટી કાળના એક ઝપાટે હતી-ન-હતી થઈ જાય છે. સાચું છે; સાવ સાચું છે. એ માટી પર થોડી ક્ષણો ચામર ઢોળાતું હોય, છત્ર ધરાતું હોય, સોનાની કલગી ચડાવાતી હોય, કે ફૂલો ધરાતા હોય. ભલે, પણ માટી તે માટી જ. તોય જુઓ, માણસની આ ખૂબી. એ માટીમાંથી એ કોઈક એવું કિરણ કાયમનું વહેતું કરી જાય છે, એવી સુગંધ સદાયની રમતી કરી જાય છે, કે માટીનું ય ગીત ગાવાનું મન થાય. ◘

> પ્રત્યહં પ્રત્યવેક્ષેત નરશ્ચરિતમાત્મન :,
> કિં નુ મે પશુભિસ્તુલ્યં કિં નુ સત્પુરુષૈરિતિ.
>
> આટલી જાતપરીક્ષા માણસે રોજ કરવી જોઈએ :
> 'આપણું આચરણ પશુતુલ્ય છે કે માનવોચિત ?'
>
> પઠતો નાસ્તિ મૂર્ખત્વં, જપતો નાસ્તિ પાતકમ્,
> મૌનિનઃ કલહો નાસ્તિ, ન ભયં ચાસ્તિ જાગ્રતઃ
>
> નિત્ય અભ્યાસી મૂર્ખ ન રહે, સદા જાપક પાસે પાપ ટકતા નથી, મૌન પાળનારને ક્લેશ-કંકાસ ત્રાસ આપતા નથી અને સાવચેત રહેનારને ભય સંતાવતો નથી.



# માનવતાના પાઠ

નવલો એનું નામ. બાંધી દડી અને ભીના વાનનું એનું શરીર નાના કદનું, છતાં કસાયેલું હતું. આંખો મોટી અને મારકણી લાગતી. તેમાં વળી અણિયાળી મૂછો અને માથે લાંબાં ઝુલફાં રાખે. આથી વિકરાળ લાગતો. જાડા માદરપાટનું અંગરખું અને પછેડીનું ધોતિયું ઢીંચણ સુધીના ભાગને જ ઢાંકતું. પગમાં એ રૂપાનું કડું પહેરતો.

બસો–ત્રણસો ઘરની વસતિવાળા ખોબલા જેવા એ ગામડામા જ્યારે મારી બદલી થઈ ત્યારે પ્રથમ પરિચય એની જ સાથે થયો. મારી શાળાની નજીક તેનું છાપરું હતું. શાળાનો ચાર્જ સંભાળી લેવા માટે હું હાજર થયો ત્યારે તે તેના છાપરા આગળ ખાટલો ઢાળીને બેઠો હતો. મને દૂરથી જોતાંવેંત તે સામે દોડી આવ્યો અને સલામ કરીને બોલી ઊઠ્યો:

'સા'બ! આઈ ગ્યા?'

એ વખતે હું તેને જરાય પિછાણતો ન હતો. પરંતુ હું શાળાનો શિક્ષક છું તે તેણે મારા પોશાક અને વ્યક્તિત્વ પરથી તરત કળી લીધું અને હું શાળાના મકાનમાં પગ મૂકું તે પહેલા "સા'બ આઈ

બહો" કહેતાંક તેણે, પોતાના છાપરા આગળ પડેલો ખાટલો ખેંચી લાવી, લીમડાના ઝાડ નીચે ઢાળ્યો. અને પછી 'સા'બ ! પાણી લઈ આવો, હોં !' કહેતાંક તે તેના છાપરામાં ગયો. એક પળમાં માટીની કુલડી લઈને મારી સમક્ષ હાજર થઈ ગયો અને બોલ્યો : 'લો સાબ.' માટીના જળપાત્રને હાથમાં પકડીને હું ચોમેર નજર ફેરવી રહ્યો. પચાસેક ઘરનો ઠાકરડાઓનો લત્તો હતો. ત્યાં તેમનાં નાનાં નાનાં છાપરાં હતાં. એક બાજુ ડેલા જેવું શાળાનું નળિયેરી મકાન હતું. તેને અડકીને બંને બાજુએ ઠાકરડાઓનાં છાપરાં આવેલાં હતાં. સામે લીમડાની હાર હતી. છાપરાં આગળ ઢોરોની ગમાણમાં ઘાસચારો અને ખાણ વેરાયલાં પડ્યાં હતાં. બેત્રણ છાપરાં આગળ ઘોડીઓ બાંધેલી હતી તે ક્વચિત હણહણાટી કરતી હતી. વિદ્યુતવેગે મેં આજુબાજુના આ વાતાવરણને નિહાળી લીધુ અને પછી ઊંડો નિશ્વાસ નાખ્યો : 'અરે રે ! સરકારે મને અહીં ક્યા નાખ્યો—આવા ઉકરડામા, ઠાકરડાઓના ગામમાં ?'

ત્યા તો સામે ઊભેલો નવલો બોલ્યો . 'સા'બ ! આ પાણી પી લો.' અને હોઠ આગળ ધરી રાખેલુ માટીનું પાત્ર મોઢે માંડી ગટગટ પાણી પી ગયો. કેવું મીઠું ઠંડું પાણી હતુ ! એ પાણીની મીઠાશ તો હું કદી ભૂલી શક્યો નથી.

સખત વૈશાખી તાપ પડતો હતો. હું પેલા લીમડા નીચે ખાટલામાં બેઠો હતો. વૃક્ષોની શીતળ છાયા અને પવનની મંદ મંદ વહેતી લહરી મારા વ્યગ્ર ચિત્તને હળવું બનાવી રહી હતી. નવલો સામે ઊભો હતો મારા આગમનના સમાચાર આખા લત્તામાં પવનવેગે પ્રસરી ગયા હતા. અને બધાં માણસો ટપોટપ તેમનાં છાપરાંમાંથી બહાર દોડી આવીને ત્યાં એકત્ર થઈ ગયાં હતા.

પુરુષો 'સા'બ ! આઈ ગ્યા ?' એમ સસ્મિત પૂછીને ખાટલા આગળ નીચે જમીન પર બેસી ગયા હતા. એમાના વયોવૃદ્ધ જણાતા બે–ત્રણ જણાને મેં કહ્યું : 'અરે, ઠાકોર તમે તો મારા મુરબ્બી ગણાઓ. તમારાથી આમ નીચે બેસાય કે ? આવો ! બેસો અહીં મારી પાસે ખાટલા પર....'

પરંતુ, 'ના, ભાઈ સા'બ ! આપ તો અમારા દેવ છો' કહેતાક તેમણે મારી ચરણરજ લઈ પોતાના માથે ચઢાવી હતી. સ્ત્રીઓ ઘૂમટા તાણીને દૂર ઊભી હતી. હાવભાવમાં લજ્જા જણાઈ આવતી હતી. ઘૂમટાથી ઢાંકી દીધેલાં મોઢાંમાં માત્ર એક આંખ સહેજ ખુલ્લી રાખીને તેઓ મને નિહાળી રહી હતી.

તેમનાં બાળકો મારા ખાટલાથી સહેજ દૂર ઊભાં રહીને મને ટગર ટગર જોઈ રહ્યાં હતાં. સીસમ જેવાં શ્યામ તેમનાં શરીર હતાં. હાથ–પગ પર મેલના થર જામી ગયા હતા. આંખોમાં કુતૂહલ; નિર્દોષતા અને મસ્તી હતી.

મને એ વખતે થયું હતું : 'શહેરનાં સ્વચ્છ અને ચપળ છોકરાંને બદલે હવે આ બાઘા જેવાં અને ગંદાં છોકરાં સાથે કામ લેવું પડશે !'

અને તેમાય ચંપાનો વિચાર આવતાં તો હું લગભગ ધ્રૂજી ઊઠ્યો હતો : 'જાણે મારું તો સમજ્યો, પરંતુ એ તો શહેરમાં ઊછરી છે. એનું જીવન અહીં કેવી રીતે જશે ?' હું આવા અહીંના વાતાવરણની અસર હેઠળ મૂંઝાઈ રહ્યો હતો ત્યા તો મારી આગળ બેઠેલ એક જણ બોલી ઊઠ્યો : 'સા'બ માટે ખાવાપીવાનો કંઈ બંદોબસ્ત કરીએ હવે.'

તરત જ મારું ધ્યાન એ પુરુષ તરફ ગયું હતું. હું કંઈ બોલું તે પહેલાં તો મારી પડખે ઊભેલો નવલો બોલી ઊઠ્યો હતો : 'સા'બ માટે કંઈ ચંત્યા કરવાનુ નથી. હું જીવા ગોરને ઘેર રસોઈનું નક્કી કરી આવો છું.'

'ના ભાઈ, ના. ભાથું હું મારી સાથે લાવ્યો છું.' એમ કહેતાંક મેં મારી થેલીમાંથી પોટલી કાઢીને બતાવતાં ઉમેર્યું, 'એમાં સુખડી, ઢેબરાં બધુય છે.'

પરંતુ ત્યા તો નવલો બોલી ઊઠ્યો હતો : 'ના, સા'બ ! એવું કાચુ કોરું ખાધેથી હાલતું હોશે ?'

અને તેની સાથે બીજા પુરુષો પણ બોલી ઊઠ્યા હતા : 'ના, ગરમગરમ રસોઈ જમજો, સા'બ'.

અને મારી અનિચ્છા છતાં મારે માટે એ દિવસે ગામના એક બ્રાહ્મણને ઘેર દાળ, ભાત, લાડુ અને શાકની રસોઈ કરાવી હતી. મારે ત્યા જમવું પડ્યુ હતું. શહેર છોડીને આવા નાના ગામડામા આવવાનો જીવનનો એ પહેલો પ્રસંગ હતો. આવતાં પહેલાં સૌએ મને ચેતવણી આપી હતી : 'રાસુભાઈ, સાચવજો. ઠાકરડાઓનું ગામ છે. ધોળે દિવસે ધોકા મારી લૂંટી લે તેવા લોકો ત્યાં વસે છે.'

આવા પછાત અને ચોરડાકુઓવાળા ગામડામાં મારી બદલીને અટકાવવા માટે મેં પુષ્કળ પ્રયાસ કર્યો હતો. ઉપરી અમલદારને મળ્યો હતો. મારી બધી મુશ્કેલીઓ રજૂ કરી હતી : 'સાહેબ! હમણાં-જ લગ્ન થયું છે. ઘેર ઘરડાં માબાપ છે. આવા ગામમાં મને ક્યાં નાખો છો ?'

પરંતુ 'શું થાય ? માસ્તર! તમારા જેવા જુવાન માણસો ત્યાં જવા તૈયાર નહિ થાય તો પછી જશે કોણ ? 'એમ સામો પ્રશ્ન કરી ડેપ્યુટી સાહેબે પોતાની સફેદ વાળવાળી દાઢી પર હાથ ફેરવીને તેનો ઉત્તર પ્રશ્નથી જ આપ્યો હતો : 'મારા જેવા ઘરડા માણસો ?' અને પછી આશ્વાસન આપ્યું હતું : 'ગભરાશો નહિ. આવા પછાત ગામમાં તમારા જેવા જુવાન માણસોની જ જરૂર છે. અને તેથી જ મેં તમને પસંદ કર્યા છે.'

અને છેવટે શહેરનું જીવન, શહેરની કમાણી અને ઘરઆંગણનું સુખ છોડીને મારે અહીં આવવું પડ્યું હતું. ચંપા મારી સાથે આવવા તૈયાર થઈ હતી. તેણે કહ્યું હતું : 'તમને ત્યાં રોટલાનું દુઃખ પડે ને હું અહીં બેસી રહું તે કેમ બને ?'

મેં તેને સમજાવી હતી : 'એક વખત હું ત્યાં જઈ આવું, ત્યાંનું વાતાવરણ જોઉં અને યોગ્ય લાગશે તો તરત આવીને તને તેડી જઈશ. અત્યારે તું આવે તો બા-બાપાને રોટલાનું દુઃખ પડેને ?'

ચંપા કહે : 'એમને પણ ત્યાં સાથે લઈ લઈએ.'

મેં કહ્યું : 'હમણાં નહિ. ઠરીઠામ થયા પછી.'

અને હું માત્ર એક થેલીભર આવ્યો હતો. મનમા નિશ્ચય કર્યો હતો : 'જો અહીં ફાવશે તો ઠીક છે; નહિતર નોકરીનું રાજીનામું આપી દઈશ.'

પરંતુ અહીં આવતા વાર મને જુદો અનુભવ થયો હતો. અણઘડ માની લીધેલાં માનવીઓ આદર-ભાવવાળાં જણાયા હતાં. તેમની જાડી રીતભાત અને રહેણીકરણી પાછળ સામાની લાગણીને પિછાણીને તે પ્રમાણે વર્તવાની ઊંડી હૈયાસૂઝ હતી. તેમની ગામડી ભાષામાં ઉમદા માનવ-ભાવોનું ઓજસ હતું. એ તો એ દિવસે બપોરે લાડુનું ભોજન જમ્યા પછી ઓડકાર આવ્યો ત્યારે જણાઈ આવ્યું હતું. જમીને ઊઠયા પછી નવલો બોલ્યો હતો : 'સા'બ ! હેંડો ! પથારી તૈયાર છે. જરા આડા થાઓ.'

ત્યાં મારા યજમાન જીવા ગોર બોલી ઊઠયા હતા : 'નવલ ઠાકોર ! ભલેને સા'બ આંઈ સૂએ. ઓયડામાં હું પથારી કરી આલું છું.'

પરંતુ નવલાએ કહ્યું હતું : 'ના, હું કરવા ? છાપરા હેઠળ ખાસી રૂની તરાઈ નાખીને મેં માચો ઢાળ્યો છે.' અને પછી મારી ભણી ફરીને એ બોલ્યો હતો : 'સાહેબ, હેંડો, માથે તડકો ચઢી આવ્યો છે.'

પરંતુ હું કંઈ બોલું એ પહેલાં જીવા ગોર અને નવલ વચ્ચે ખૂબ ખેંચતાણ ચાલી હતી. જીવા ગોર કહેતા હતા : 'સાહેબ આંય સૂએ.' નવલો કહેતો : 'ના, સાબને છાપરે લઈ જઉં.'

પાંચેક મિનિટની રકઝક પછી છેવટે નવલો જીત્યો હતો. મારે તેની સાથે જવું પડયું હતું.

ઠાકરડા-વાસમાં પગ મૂકતાં જ દૂરથી જોયું તો નવલાના છાપરા આગળ ઠાકરડાઓનું ટોળું એકઠું થયું હતું. મારા પર નજર પડતાંની સાથે તેઓ ઊભા થઈ ને સામે દોડી આવ્યા હતા, અને 'સા' બ ! ખાવાનું ઠીક પડયું ને ?' એમ પૂછતાંક બધા મારી સામે ભાવપૂર્વક જોઈ રહ્યા હતા.

મેં કહ્યું, 'તમારી ભાવના જોઈને ધરાઈ ગયો છું.'

'અરે, સા'બ! આપ જેવા મનખ અમારે આંગણે ક્યાંથી? આપનાં પગલાંથી અમારાં ઘર પાવન થયાં.' એટલું બોલતાં બોલતાં તાપથી તપી ગયેલા એમના ચહેરા આનંદ અને આભારથી ઝૂકી પડયા હતા. આંખોમાં આતિથ્યપ્રેમ ચમકી ઊઠયો હતો. શાળા આગળ આવી પહોંચતાં નવલો બોલ્યો હતો : 'સા'બ, છાપરામાં ખાટલો ઢાળ્યો છે. ત્યા હેંડો....'

બીજા ઠાકરડાઓ પણ 'હોવે સા'બ, હેંડો.' બોલતાંક એ છાપરા ભણી આગળ ચાલવા માંડયા હતા. તેમની પાછળ પાછળ હુ ગયો હતો. છાપરા આગળ આવી પહોંચતા નવલો બોલ્યો :

'સા'બ ! હાચવીને આઓ. માથું ટીચકાય નંઈ.'

અને સાચે જ છાપરું એટલુ બધું નીચું હતું કે માથું નીચું નમાવી પ્રવેશ કરવો પડયો હતો.

બહાર આંગણા આગળ ઢોરોના મળમૂત્રની દુર્ગંધ આવી રહી હતી. આવી ખરાબ વાસથી ન ટેવાયેલું મારુ નાક તે સહી શકતું નહોતું છેવટે મારે હાથરૂમાલ નાક પર દબાવવો પડયો હતો.

નવલાની ચકોર આંખે તરત જોઈ લીધું હતું. તે





પાછળનું કારણ તે તત્કાળ કળી ગયો : 'સા'બ ! આંગણું હમણાં સાફ કરી નાખું, હોં !' કહેતાંક તેણે બહાર ઊભેલા છોકરાઓને આદેશ આપ્યો હતો : 'અલ્યા નથલા, તલિયા, આ છાણમૂતર વાળી લો તો....'

અને એક પળવારમાં તો આંગણું સ્વચ્છ બની ગયું હતું. નવલાએ પોતે પાણી છાંટીને તડકાથી આગ જેવા તપી ગયેલા આંગણાને ઠંડું કર્યું હતું.

તે દરમિયાન બીજા ઠાકરડાઓએ 'સા'બ ! લો, આ હોપારી' કહીને સુડી અને સોપારી મારા ખાટલામાં મૂકી દીધાં હતા. અને એકાદ જણે પૂછયું હતું : 'સા'બ ! તમાકુનું વ્યસન છ ?'

જવાબમાં મેં સસ્મિત માથું ધુણાવ્યું હતું : અને પછી પૂછયું હતું, 'નવલા ઠાકોર ક્યાં ગયા ?'

'સા'બ ! એ નિશાળ વાળીઝૂડીને સાફ કરાવે છે.' પછી હું પથારીમાં આડો પડચો હતો અને ત્રણ કલાકની મીઠી નિદ્રા લઈને ઊઠચા પછી જોયું તો નવલો શાળાની પરસાળમાં ખાટલો ઢાળી બેઠો હતો.

મને જોતાંવેંત તે ઊભો થયો હતો અને બોલી ઊઠચો હતો : 'સા'બ, નિશાળ ચોખી-ચનક કરી નાખી છ. જોઈ લ્યો.'

અત્રે આવ્યા પછી પહેલી જ વાર મેં એ શાળાના મકાનમાં પગ મૂકચો હતો.

હું એ માટીના મકાનને નિહાળી રહ્યો હતો ત્યાં નવલાએ મારા અંગત ઓરડા તરફ આંગળી ચીંધી કહ્યું હતું : 'સા'બ ! આંઈ મોટો માંચો, પાણીનું માટલું અને ગોદડાં વગેરે ગોઠવી દીધું છે.' અને પછી તેણે ઉમેર્યું હતું : 'સીધા-પાણીની હમણાં આપને ચંત્યા નથી. બા આવે ત્યાં લગી જીવા ગોરને ઘરે ખાવાનું નક્કી કર્યું ....'

હું, તેને નીરખી જ રહ્યો હતો, અને વિચારમાં ગરકાવ થઈ ગયો હતો : 'આ અબુધ ઠાકરડો ભણ્યો નથી, છે બાઘા જેવો, પણ શી એની હૈયાસૂઝ ને શું એનું હેત ! એને ક્યાંથી ખબર પડી કે પરણેલો છું ?'

એ છેલ્લો પ્રશ્ન મેં પૂછચો હતો ત્યારે તેણે કંઈક શરમ અને સંકોચ સાથે કહ્યુ હતું : 'સા'બ ! તમે ખાવા બેઠા'તા ત્યારે તમારી જનોઈ પર મારી નજર ગઈ'તી. છ દોરાવાળી જાડી જનોઈ હતી. પરણેલો બામણ જ આવી જનોઈ પહેરે....અને તેની આ ચકોર દૃષ્ટિ અને સાદી છતાં તીવ્ર સમજણ માટે તેના પ્રત્યે મનમાં પુષ્કળ માન ઉત્પન્ન થયું હતું.

એ રાત્રે તે મારી સાથે જ સૂતો હતો. અજાણી જગ્યાને લીધે મને એ રાત્રે ઊંઘ આવી નહોતી. એટલે હું પથારીમાં જાગતો પડચો હતો.

મધરાત વીત્યા પછી અચાનક નવલો ઊભો થઈને બિલ્લીપગે બહાર ગયો હતો. એ વખતે મેં માન્યું હતું : 'બહાર પેસાબ કરવા ગયો હશે, હમણાં આવશે. પરંતુ બરાબર ચાર કલાક પછી વહેલે પરોઢિયે તે પાછો ફર્યો હતો. અને ચુપચુપ ગયો હતો તેમ પાછો ચુપચુપ આવીને સૂઈ ગયો હતો. તે દરમિયાન મને એક કલ્પના આવી ગઈ હતી. પરંતુ આવી કલ્પનાઓ કરવાને બદલે મેં સીધું જ પૂછયું હતું : 'કેમ નવલ ઠાકોર, રાતે ક્યાં ગયા હતા ?' પણ 'ચોરી કરવા ?' એ વાત જીભ ઉચ્ચારી ન શકી.

સહસા મારો આ પ્રશ્ન સાંભળીને તે એકદમ ઊભો થઈ ગયો હતો અને મારા પગ આગળ નમી પડી તેણે કહ્યું હતું : 'સા'બ ! માફ કરજો. પણ એ તો અમારો બાપીકો ધંધો છ.'

'પણ ઠાકોર ! ચોરી બહુ બૂરી ચીજ છે. તે માટે તો તમારી આખી કોમ વગોવાય છે.'

'સા'બ, પેટ માટે આવો ધંધો કરવો પડ છ. ભગવાનના હમ ખાઈને કઉં છું કે હરામનો પઈસો હોઈ ઈ જ ઘેર ખાતર પાડીએ છીએ.' અને પછી તો એ રાત્રે નવલાએ અત્યાર સુધીમાં પોતે કરેલી લૂંટફાટ અને ચોરીઓ વિષે હૈયું ખોલીને જે વાતો કરી હતી તે પરથી મને નવું સત્ય લાધ્યું હતું.

ચોરડાકુ તરીકે નામચીન બનેલા માનવીઓના આ સમાજમાં મેં દસ વર્ષ ગાળ્યાં, પરંતુ મારા બારણાને કે પેટીઓને કદાપિ તાળા માર્યાં નહોતાં. છતાં એક પૈસો પણ ચોરાયો નહોતો. હવે તો મારી બદલી થઈ છે. પાછું મને શહેરી જીવન મળ્યું છે. છતા હું અને મારી પત્ની, જીવા ગોર જેવા ગરીબ બ્રાહ્મણની ત્રણ દીકરીઓને પોતાની દીકરીઓ ગણીને પરણાવી આપનાર પેલા નવલાને કે ઠાકરડાવાસને ભૂલી શકતા નથી. એટલુ જ નહિ, પરંતુ મારો અગાઉનો બધો ફાંકો ઊતરી ગયો છે. મને થાય છે : 'આ લોકોને સુધારનાર હુ કોણ ? ઊલટું તેમને ચરણે બેસીને મારે જીવનના, માનવતાના અને કુરબાનીના કેટલાય પાઠ ભણવા પડશે.' ●

લાભુબેન મહેતા



# "હું તો ન્યાલ થઈ ગયો છું!"

છેલ્લાં ચારેક વર્ષથી મુકેશ અને વિમલા કલકત્તા હતાં. ફરી પાછાં તેઓ મુંબઈ આવી ગયાં છે એવા સમાચાર ટેલિફોન દ્વારા મુકેશ તરફથી મળ્યા ને સાંજે જમવાનું એને ત્યાં જ રાખવું એવું આગ્રહપૂર્વક કહેવામા આવ્યું ત્યારે મારા આશ્ચર્યનો પાર ન રહ્યો વિમલા મારી બાળપણની સખી, એટલે એના લગ્ન પછી પણ મારો સંબંધ ચાલુ રહેલો. પરંતુ મુકેશ સાથે વાતચીતનો પ્રસંગ ભાગ્યે જ પડતો. એની પાસે પરદેશની ઉપાધિઓ હતી તેથી, કે પછી શ્રીમંત કુટુંબનો નબીરો હતો તે કારણે, એ કદી આત્મીયતા દર્શાવતો નહિ. એના આ વલણમા મને હંમેશાં કંઈક તોરીપણાની અને કંઈક અભિમાનની ગંધ આવતી. એટલે હું પણ એનાથી અતડી રહેલી ને એની સાથે ખાસ બોલતી પણ નહિ. આજે એના એકાએક આવી પડેલા ટેલિફોનથી અને અત્યંત ઉષ્માભર્યા આમંત્રણથી મને ભારે આશ્ચર્ય થયું. મેં સહર્ષ આમંત્રણ સ્વીકારી લીધુ ને સાંજે એણે કહેલા સમયથી અર્ધોએક કલાક વહેલી ત્યાં પહોંચી ગઈ.

ત્યા પણ મારે માટે આશ્ચર્યની પરંપરા જ સર્જાઈ. જોઉં તો ભાઈસાહેબ ટીનુને તેડીને રસોડાને બારણે ઊભાં ઊભાં વિમલા સાથે હસી હસીને વાતો કરે! વિમલા રસોડામાં શાકનો વઘાર કરતી હતી. આજ પહેલાં ક્યારેય મેં મુકેશને વિમલા સાથે આટલી પ્રસન્નતાપૂર્વક વાત કરતો નિહાળ્યો નહોતો ને બાળકોને તેડવાનું તો શું, પણ બોલાવવાનું પણ એના દૈનિક કાર્યક્રમમાં મેં ક્યારેય જોયું નહોતું! રસોઈ પતી ગઈ અને વિમલા થાળીઓ પીરસવા લાગી ત્યારે પીરસેલી થાળીઓ ઉપાડીઉપાડીને મુકેશ ટેબલ પર ગોઠવવા લાગ્યો. ટેબલ પર બેઠી બેઠી વિમલા કેળાં કાપીને સાકર મેળવતી હતી ત્યારે નાનકડા કિશોરને સહજ એવી સ્ફૂર્તિથી ઊઠી, પાસેના કબાટમાંથી કેળાં પીરસવાની નાની રકાબીઓ મુકેશ લઈ આવ્યો. આ બધું સહજભાવે, રોજ કરતો હોય તેમજ એ કરતો હતો. સમૂળી ક્રાન્તિ જેવો એના વલણનો આ ફેરફાર જોઈ મેં મજાકમાં, પણ ઇશારાથી, વિમલાને પૂછ્યું: 'આ બધો ફેરફાર ક્યારથી?'

વિમલા જવાબમાં મીઠું હસી અને પછી બોલી: 'મુકેશ, સુધા તને કંઈક પૂછી રહી છે.' મુકેશે સહેજ આશ્ચર્યથી મારી સામે જોયું. મને એના અગાઉના સ્વભાવની યાદ આવતાં થોડીક મૂંઝવણ થઈ. હું ચૂપ રહી એટલે વિમલાએ જ કહ્યું: 'તારા આ બદલાયેલા સ્વભાવથી સુધાને આશ્ચર્ય થાય છે.'

'આશ્ચર્ય ન થાય તો જ આશ્ચર્ય ગણાય.' મારા





મતને મળનાં થતાં એણે કહ્યું ને ઉમેર્યું : 'તમારું આશ્ચર્ય સહજ છે.' પછી હસતાં હસતાં મજાકમાં બોલ્યો : 'પણ જે પારવર્તન થયું છે તે સારું જ છેને. તમારી સખી આથી દુ:ખી તો નથી થઈ ને ?'

'દુ:ખી શાની ?' હું બોલી.

'કેમ, હવે હું આખો દિવસ એની પાસે બેસી રહું છું ! ઓફિસેથી આવું કે દીવાનખાનામાં બેસવાને બદલે કે કલબમાં જવાને બદલે, અહીં એની સામે રસોડા સુધી આવીને બેસું છું. એટલું જ નહિ પણ એના કામમાં ડખાડખ પણ કરું છું. ખરું ને વિમલા ?'

'એ તો એને મદદ થાય છે ને !' હું સહેજ દબાયેલા અવાજે બોલી.

'મદદ થાય છે કે બોજો; એ તો એ જાણે. પણ મારી વૃત્તિ એને મદદ કરવાની હોય છે એટલું ખરું.'

આટલી વાત પછી મને હિંમત આવી. મેં પૂછ્યું:

'પણ મુકેશભાઈ, આ ફેરફાર થવાનું કારણ શું ? એવું તે શું બન્યું કે તમે પહેલાંના જેવા આજે નથી રહ્યા ?'

'વાત એમ છે સુધાબેન, કે કેટલીક વાર આફત આશીર્વાદરૂપ બની રહે છે. મારા સંબંધમાં એવું બન્યું છે. મારા માથા પર અચાનક મહાઆફત આવી ને મારા પર એ મહાઆશીર્વાદ વરસાવી ગઈ.'

'ખરેખર ! શું કહે છે, વિમલા ?'

આશ્ચર્યથી હું બોલી.

'છે તો સાચી વાત, પરંતુ એવી આફત ન આવી હોત તો સારુ થાત એમ મને હજુ ય લાગે છે. એમાં તો જાનનું જોખમ હતું.'

'જાનના જોખમ વિના કદી કયાંય સુખ મળ્યું સાંભળ્યુ છે ?' વચ્ચે મુકેશભાઈ બોલી ઊઠયા : 'હા, કેટલાકને વગર મહેનતે અને વિના તકલીફે સુખની છોળો ઊડતી થઈ જાય છે. પરંતુ તે લાંબો સમય ટકતી નથી ને ટકે છે તો પચતી નથી.'

'તમારી વાત મને સમજાઈ નહીં.' મેં વિમલા સામે જોઈ મારી મૂંઝવણ પ્રદર્શિત કરી.

ત્યાં મુકેશભાઈ બોલ્યા : 'એ નહીં બોલે.'

'કારણ ?'

'કારણ કે એમાં એની જ પ્રશસ્તિ છે. ને તમે જાણો છો કે, કોઈ એનાં ગુણગાન ગાય તે એને નથી ગમતું. એ પોતાના મોંએ પોતાના ગુણ શાની ગાય ? જુઓ, હું જ તમને આખી વાત સમજાવી દઉં.'

'હવે રહેવા દો તમારું એ પુરાણ બિચારી આપણે ઘેર જમવા આવી છે, નહિ કે તમારુ પારાયણ સાંભળવા.' વચ્ચેથી જ વાતને કાપી નાખવા વિમલાએ કૃત્રિમ રોષ કર્યો, ને મારો હાથ પકડી મને ટેબલ પર ખેંચી ગઈ. પણ મુકેશભાઈ એમ હારે તેવા નહોતા. એમણે ટેબલ પર આવીને હસતાં હસતા મને પૂછ્યું : 'બોલો, તમારી સાહેલી નારાજ થાય તોયે તમારે મારી વાત સાંભળવી છે ખરી ?'

'મેં સહર્ષ ઇંતેજારી બતાવી, એટલે તેમણે કહેવા માંડયું :

'વાત બહુ નાની છે. તમારી ભાષામાં કહું તો લઘુકથાનો નમૂનો. બન્યું એવું કે એક દિવસ મારા મિત્રને એના કુટુંબના લગ્નપ્રસંગે ગાડી જોઈતી હતી. એટલે મેં મારી ગાડી એને આપી દીધી ને તે આખો દિવસ મેં ટેક્ષીનો ઉપયોગ કરવા ધાર્યું. આપણા રામ બાદશાહીથી રહેલા. કદી ટેક્ષી ભાડે કરવા ગયેલા નહિ. કદી રસ્તા પર વગર ગાડીએ ઊભા રહેલા નહિ, અને તે દિવસે જરા માથાફોડિયું કામ આવી પડયું. ગમે તેમ કરીને સાંજ સુધી ચલાવ્યે રાખ્યું. બેત્રણ જગાએ કામ અંગે બહાર જવું પડયું તે મહામુશ્કેલીએ પહોંચ્યો. જો કે ઘેર જમવા તો ગયો જ નહીં. પણ સાંજે થાકયો. એક તો કલકત્તા શહેર અવ્યવસ્થિત. તેમાં ત્યાંના લોકો છેક વ્યવસ્થાવેરી. ટ્રાફિકના નિયમો-માણસો તો ન સમજે, પણ ખાનગી કે જાહેર વાહનોયે એ નિયમ પાળવાની ચિંતા ન રાખે. મને આ વાતની ખબર હતી. પરંતુ તે સાંજે એ હકીકત વીસરી ગયો ને જ્યાં 'વન વે' ટ્રાફિક હતો તે રસ્તા પર ટેક્ષી માટે નિશ્ચિંતતાપૂર્વક ચાલવા લાગ્યો. ખબર ન પડી, કેમ, કેવી રીતે ને કયાંથી એક ખટારો આવી ચડયો, અને જાણે મને કચડવા અદૃશ્યમાંથી જ ઊતરી આવ્યો હોય તેમ આવી, મને હડફેટે ચડાવી, દસ ફૂટ દૂર ફગાવીને નાસી ગયો ! પછી શું થયું તેની ખબર નથી. આ દસ ફૂટની વાતેય પોલીસે કરી ત્યારે ખબર પડી પછી તો હૉસ્પિટલ, ઑપરેશન વગેરેની લંગાર ચાલી. મને તો મારી એ માંદગીનું સુખ હું ઘેર આવ્યો ત્યારે જ માણવા મળ્યું.'

'માંદગીનું સુખ !' અધવચ્ચે હું બોલી ઊઠી.

'હાસ્તો. જો હું પથારીવશ ન થયો હોત તો

તમારી આ સખીના અંતરનું દર્શન મને ક્યાંથી થાત અને એ દર્શનસુખ કેવી રીતે પ્રાપ્ત થાત? હોસ્પિટલમા ચોવીસે કલાકની નર્સ હતી. છતાં ઘેર આવવાની રજા મળી. ને વિમલાને જાણે સ્વર્ગ હાથમાં આવ્યુ. એણે નર્સને રજા આપી દીધી. કોઈ કામમાં મદદ જોઈએ એ માટે એક આયાને રોકી લીધી અને પછી ખૂબ કાળજીથી મારી સારવાર કરવા માંડી. એ સારવારથી મારા મનને એટલુ સારું લાગ્યું, એટલી બધી માનસિક નિરાંત મળી, કે મેં પેટ ભરીને ઊંઘ્યે રાખ્યું. એ આપે તે ખાધે રાખ્યું. મારા વાંસાનો ને હાથ–પગનો ઘા ઝડપથી રુઝાવા લાગ્યો. ડૉકટરોને નવાઈ લાગી કે આટલો ઝડપી સુધારો કઈ રીતે થાય છે! પરંતુ પ્રતાપ વિમલાની સારવારનો હતો એની સારવારની મારા મન પર એવી અસર પડી કે એથી તબિયત સુધારવામાં ખૂબ મદદ મળી. ઘરમા સૂતા સૂતાં મેં વિમલાનાં અનેક સ્વરૂપના દર્શન કર્યાં. ને એ એકએક સ્વરૂપે મને મારી જાત માટે શરમિંદો બનાવી દીધો. એ માંદગી દરમ્યાન મારા મનની જે પ્રક્રિયા ચાલી તેણે મને ધરમૂળથી બદલી નાખ્યો. તમારા શબ્દોમાં કહું તો સંમૂળી ક્રાંતિ કરી નાખી. હવે તમે જ કહો, એ જાનનું જોખમ ન આવ્યુ હોત તો મને આ સત્ય લાધત? મનને બહેલાવવા કલબોમાં બેસત ને સ્વર્ગ–સ્વરૂપ મારું ઘર કદી જોઈ શકત નહી. એનો આનંદ કદી માણી શકત નહીં. આ નાનકડા ટીનુમા જિંદગીને રસમા ઝબોળી દેવાની શક્તિ રહેલી છે તેનો યે ખ્યાલ કદી આવત નહીં. ગૃહજીવનની મધુરતા આ છેલ્લા એક વર્ષમાં જ જાણી—માણી. જીવનની શાંતિ શું, મનની પ્રસન્નતા શું, એ હું સમજતો નહોતો, તે મને હવે સમજાવા લાગ્યું. ખરેખર, કહું છું, કયારેક હું વિચારે ચડી જાઉં છું ત્યારે મને થાય છે કે જાનના જોખમવાળો એ અકસ્માત જો ન થયો હોત તો હું કેટલા બધા સુખોથી વંચિત રહી જાત! ને કરુણતા તો ત્યા સર્જાત કે એ બધુ મારી પાસે હતું, ને હોવા છતાં હું જોતો નહોતો, સમજતો નહોતો, સ્વીકારતો નહોતો. મારો મૂળ સ્વભાવ યાદ લાવીને તમને કદાચ એમ થશે, 'ઠીક થયું, મારી સખી સુખી થઈ.' પણ ખરું કહું તો હું જ સુખમાં ન્યાલ થઈ ગયો છું.'



# શ્રદ્ધાની શક્તિ

ઘણાં વર્ષો પહેલાં વાંચેલો એક પ્રસંગ મેં નોંધપોથીમાં લખેલો છે, અને મનની પાટીમાં એથીયે સ્પષ્ટ રીતે આલેખાએલો પડયો છે.

એન લી નામની એક કુમારિકાના જીવનમાં બનેલો એ બનાવ માનવહૃદયના ઊંડાણમાં પડેલી શ્રદ્ધાના ચમત્કારની વાત કરી જાય છે. શ્રદ્ધાના બળે ગોપીઓ યુમના નદી પાર કરી જતી હતી. પણ એવી શ્રદ્ધા આજે આપણામાં છે?

ઍન લી એક આશાસ્પદ નવોદિત અભિનેત્રી હતી. પોતાના જીવનની મહત્ત્વાકાંક્ષી યોજના અમલમાં મૂકવા માટે, નાતાલની સાંજે, પિતા પાસે એણે દસ હજાર ડૉલરની માગણી કરી હતી. એના પિતા જેમ્સ લી પાસે એવડી મોટી રકમ નહોતી; અને પોતાની એકની એક દીકરી ઍનને નાતાલના દિવસે જ નારાજ કરવાની હિંમત પણ નહોતી.

ઍન નાનકડી હતી ત્યારથી લઈને આજ સુધી પિતાએ એને દરેક રીતે મદદ કરી હતી. શાળાના સ્ટેજ ઉપર એ પહેલવહેલી ઊતરી ત્યારથી એની પીઠ થાબડીને પ્રોત્સાહન આપ્યું હતું. અને ખંતથી આગળ ધપતી ઍન છેવટ હોલીવૂડના તખ્તા પર ભજવાએલ બે નાટકોમાં નાનકડા પાત્રો મેળવી શકી હતી. એક આશાસ્પદ અભિનેત્રી તરીકે સૌ કોઈ એનાં વખાણ કરતું હતું.

ઘરના કે બહારના—વડીલોનો હંમેશા આદર કરો.



—પણ, કોઈ વ્યક્તિ સદાય આશાસ્પદ અને નવોદિત રહી શકતી નથી. કાં તો એ પ્રગતિ કરે છે, કા તો એની કીર્તિ અસ્ત પામે છે. જીવનનો એ નિયમ છે.

એન એ તબક્કે પહોંચી હતી. થોડા મહિના પહેલાં એ 'સાન્ટા ફે' ગઈ હતી. પૂર્વકિનારેથી હવાફેરે ત્યા આવનાર હજારો લોકોને 'બ્રોડવે'નાં નાટકોનો લાભ મળી શકતો નહોતો. ઉનાળાની ઋતુમાં, હવા ખાવાના એ સ્થળે નાટકો ભજવવાની એક યોજના એને વિચારી. એ એક વ્યવહારુ અને ભવ્ય યોજના હતી. પણ એમાં એક મુશ્કેલી હતી. 'સાન્ટા ફે'માં એક પણ થિયેટર નહોતું. એક જૂનું સિનેમાઘર હતું, પણ એને નાટકને યોગ્ય બનાવવામાં દસેક હજાર ડોલર ખર્ચવા પડે એમ હતા. 'સાન્ટા ફે'માં ઘણા ધનવાનો હતા. એનને એના કાર્યમાં મદદ કરી શકે એમ હતા. પણ બધા પાકા વેપારી હતા. એન નિરાશ થઈને નાતાલના દિવસે ઘેર પાછી ફરી હતી.

પુત્રીના સ્વપ્નની વાત સાંભળીને એના પિતા જેમ્સ લી પણ પ્રભાવિત થયા હતા. આખીયે યોજના વ્યવહારુ હતી. એમાં કશું ગુમાવવાનું નહોતું. પણ અત્યારે દસ હજાર ડોલર કાઢવા ક્યાથી ?

અને નાતાલની સાંજે જ એન નિરાશ થઈને બેઠી હતી. પિતાને એ ગમતું નહોતું. એકાએક એનને એના બચપણની એક વાત યાદ આવી ગઈ—જાણે મગજમા ચમકી ગઈ.

જે ખેતરમાં એ લોકો રહેતા હતા એના શેઢે એક મોટો પથ્થર હતો. બધા એને 'ખજાનાનો પથ્થર' કહેતા હતા. એન નાની હતી ત્યારે એણે સાંભળ્યું હતું કે, એ પથ્થર નીચે સ્પેનિશ ખજાનો દાટેલો છે.

'બાપુ !' એને પિતાને કહ્યુ : 'કદાચ, પેલા પથ્થર નીચે ખરેખર ખજાનો હોય, એવું ન બને ?'

જેમ્સને ખાતરી હતી કે, ખજાનાની માત્ર વાતો હતી. છતાં પુત્રીને નાતાલના દિવસે નારાજ નહિ કરવાના ઇરાદાથી એણે કહ્યું : 'કદાચ ખજાનો હોય પણ ખરો !'

'એ ખોદવાનું તમે મને વચન ન આપો ?'

'જરૂર આપું. નાતાલનો ઉત્સવ પતી જાય પછી હું અને તારા કાકા મળીને એ પથ્થર નીચે ખોદીશું.'

એન ખુશખુશ થઈ ગઈ. એની ગમગીની ચાલી ગઈ. એના હૃદયની શ્રદ્ધા એના મુખ પર પથરાઈ ગઈ. જેમ્સને બહુ આનંદ થયો.

નાતાલ પૂરી થયા પછી જેમ્સ અને એનો ભાઈ ચાર્લી, પેલો પથ્થર ઉથલાવવાની મહેનત કરવા લાગ્યા. એક મોટા ઊંટડાની મદદથી પથ્થર ખસેડ્યો. પછી ખોદવાનું શરૂ કર્યું અને

સાચે જ પથ્થર નીચેથી એક જૂની નાનકડી પેટી નીકળી આવી.

જેમ્સ, ચાર્લી અને એન એકબીજા સામે તાકી જ રહ્યા ! જેમ્સે ઉતાવળથી પેટી ઉઘાડી. અંદર સિક્કા ભરેલા હતા... પણ એ સોનામહોરો નહોતી માત્ર 'રીલ્સ' હતા. એ 'રીલ્સ'ના સિક્કાઓ ઉપર ઈ. સ. ૧૭૯૦ની સાલ હતી. એટલે કે એ બહુ જૂના સિક્કાઓ નહોતા અને એની કિંમત માત્ર ચારસો ડોલર જેટલી જ હતી !

'અરે, નસીબ !' જેમ્સ લીએ ખેદ અને ક્રોધથી કહ્યું : 'આ છોકરીની આશાઓ અને ઉમ્મીદો સાથે આવી ઠગબાજી શા માટે ?'

થોડી વાર તો ત્રણે જણાં મૌન થઈ ગયાં. એકાએક એન બોલી : 'બાપુ, મને એક વિચાર સૂઝે છે. તમે આ પેટી લઈ લો.'

અને બીજે દિવસે, પોતાના દિલની વાત કોઈને પણ કહ્યા વિના, એન એ જૂના સિક્કાઓ લઈને 'સાન્ટા ફે'ના ધનવાનોને મળી—એક-પછી-એકને. અને એમને મળીને પોતાના સદ્‌ભાગ્યની વાત એણે કરી. પથ્થર નીચેથી નીકળેલ ખજાનાની વાત કરી. પોતાની આશાઓ હવે પૂરી થશે એ વાત સમજાવી. અને નાતાલના પવિત્ર દિવસે મળેલ એ સદ્‌ભાગી સિક્કાઓમાંથી દરેકને એક એક સિક્કો સ્મરણરૂપે આપ્યો.

એ પવિત્ર ભેટ સ્વીકારવાની કોણ ના કહે ? દરેકે એનના સદ્‌ભાગ્ય બદલ ખુશી વ્યક્ત કરી, અને એના સાહસમા કાંઈક મદદ સ્વીકારવા માટે આગ્રહ કર્યો.

અને આ રીતે, સદ્‌ભાગ્યની અને સિક્કાઓની યોગ્ય વહેંચણી કરીને એને પોતાને જોઈતા દસ હજાર ડોલર મદદ તરીકે મેળવી લીધા. એનુ સ્વપ્નુ સાકાર થયું. 'સાન્ટા ફે'મા એણે એ સીઝનમા જ નવ નાટકો રજૂ કર્યાં. બધાં જ સફળ થયાં.

ભવાનીદાસ જાદવજી વીરા

# આનંદવન



'બા બા સાહેબ આમટે જેવા નિષ્કામ સેવાપરાયણ માણસો ભગવાન વધારે શા માટે નિર્માણ નથી કરતો તે બાબતની હું ભગવાનને 'શો કૉઝ નોટિસ' આપુ છું, કે તેનો શો ઉત્તર મને મળે છે. પરંતુ ઉત્તર મેળવવા આ પ્રશ્ન પુછાયો જ નથી. ફક્ત આ નોટિસ ભગવાન ધ્યાનમાં રાખે એટલા પૂરતી છે.'

શબ્દોનો ખૂબ ચીવટપણે ઉપયોગ કરનાર વિનોબા ભાવેએ જે વ્યકિતને તેના ૫૧ મા જન્મદિવસે આવી ઉત્તમ અંજલિ આપી તે શ્રી બાબાસાહેબ આમટે આખર કોણ છે ? વાસ્તવમાં ભારતભરમાં બહુ થોડા લોકોએ તેમનું નામ સાંભળ્યું હશે, કારણ કે તેઓ પોતે હંમેશાં સન્માન-સમારંભોથી દૂર રહ્યા છે. હા, તમે આ નામ ભારતના ગણ્યાગાંઠ્યા કુષ્ઠરોગના તજ્જ્ઞો અને તેને નાબૂદ કરવાના પ્રયત્ન કરનારાઓ વચ્ચે ઉચ્ચારશો તો એ સૌનાં મસ્તક તરત જ ભકિતભાવે નમી પડશે. ખરું પૂછો તો બાબા આમટેનું નામ ભારત કરતાં સ્વીટ્ઝર્લૅંડમાં વધુ પ્રખ્યાત થયું છે. સ્વીટ્ઝર્લૅંડની સરકારે તેમને દુનિયાભરમા કુષ્ઠરોગીઓની સેવા કરનારાઓના અગ્રણી તરીકે વર્ણવ્યા છે.

બાવનવર્ષીય બાબાસાહેબ આમટેનો જન્મ મધ્ય પ્રદેશના ચાંદા જિલ્લામાં ૧૯૧૪માં એક ધનિક પતાને ત્યાં થયો હતો. મોજશોખનાં સર્વ સાધનો વચ્ચે ઊછરતા બાબા આમટે મોટા થયા ત્યારે પિતાની ઇચ્છા વકીલ બનાવવાની હતી. પરંતુ પુત્રને થયું કે ડૉક્ટર થઈને જ સમાજની વધુ સારી સેવા કરી શકાશે. પિતા–પુત્રના આ ઝઘડામાં છેવટે પિતૃવત્સલ પુત્રે નમતું આપ્યું અને તેઓ વકીલ થયા. ચાંદા તાલુકાના વરોડા ગામમાં તેમણે વકીલાત શરૂ કરી. વકીલાત દ્વારા ફક્ત પૈસા જ કમાવા એવું તેમનું ધ્યેય નહોતું. વાસ્તવમાં એ બદનામ ધંધામાં તેમનું મન ખૂંચ્યું જ નહીં. એટલે તક મળતાં જ ગાંધીજીએ શરૂ કરેલ મુકિત–સંગ્રામમાં ઝુકાવી દીધું. એશઆરામી જીવન છોડી, માથા પર ખાદીના તાકા અને ગાંધીસાહિત્ય ઊંચકી ગામડાંઓમાં વેચાણ શરૂ કર્યું. બાપુજીની લડત બંધ પડતાં તેઓ ઈશ્વરની ખોજમાં હિમાલયના પહાડોમાં ભમવા ઊપડી ગયા. ત્યાંથી વળી ગુરુદેવ ટાગોરને ચરણે બેસવા શાન્તિનિકેતન ઊપડ્યા. થોડો સમય બાપુના સાન્નિધ્યમાં સેવાગ્રામમાં વિતાવ્યો.

ફરી પાછા વરોડા આવ્યા અને ભંગી ને અન્ય દલિત જાતિઓનાં સંગઠનો રચી, તેમના ઉત્કર્ષના પ્રયત્નો આદર્યા. આ સમય દરમ્યાન શહેર સુધરાઈના તેઓ સભ્ય ચૂંટાયા. છેવટે પ્રમુખ પણ થયા. પણ, આ બધી પ્રવૃત્તિઓ કરવા છતા મનને શાંતિ ન હતી જીવનનું સમૂળગું પરિવર્તન કરનારો એ દિવસ છેવટે આવી પહોંચ્યો. એક દિવસ મિત્રો સાથે ફરવા નીકળ્યા હતા ત્યારે સડકની એક બાજુ કુષ્ઠરોગથી પીડાતા ભિખારીને તરફડતો જોયો. તે પહેલાં પણ કુષ્ઠરોગીને જોયા તો હતા, પણ આટલી નજીકથી પહેલી વાર જોયો. કદાચ, જિંદગીના છેલ્લા શ્વાસો એ ગણી રહ્યો હતો. આખુંય દૃશ્ય એટલું કરુણ અને હૃદયભેદક હતું કે બાબા આમટે તે જોઈ શકયા નહીં. તેમનાથી બોલી જવાયુ : 'ના,

ના, આનો કંઈ રસ્તો હોવો જ જોઈએ. આ અસહ્ય દૃશ્ય છે. સમાજનાં આ કલંક મટાડવાં જ જોઈશે.'

તે રાત્રે તેમનો આત્મા પોકારીને તેમને કહેવા લાગ્યો : 'અત્યાર સુધી એશઆરામમાં ભોગવેલા જીવનનો બદલો ચૂકવવાનો વારો આવી પહોંચ્યો છે. હવે તું ચૂપ રહીશ તો તારી માનવતા લાજશે.'

તેમણે તત્કાળ નિશ્ચય કર્યો, કે હવે શેષ જીવન આ મહારોગથી પીડાતાઓની સેવા કરવામાં જ વિતાવીશ. સંકલ્પ કરી, સર્પ કાંચળી ઉતારે તેમ બધા વૈભવોનો ત્યાગ કરી, પાંચ કુષ્ઠરોગીઓને ભેગા કરી, વરોડાના જંગલમાં ઝૂંપડી બાંધી બેસી ગયા. જંગલમાં જવાનું કારણ એ હતું કે ગામની વચ્ચે કુષ્ઠરોગીઓ માટે જમીનનો ટુકડો પણ કોઈ શેના આપે ? એ જંગલમાં ઝેરી સર્પો, વીંછીઓ અને અન્ય હિંસક પશુઓ વસતા હતા. એ સર્વનો ભય છોડી બાબાસાહેબ આમટેએ કુષ્ઠરોગીઓની શુશ્રૂષા અત્યંત પ્રેમથી આરંભી. મદદમા તેમનાં પત્ની સાધનાતાઈ, બે નાના પુત્રો અને એક લંગડી ગાય હતાં. ધીમે ધીમે કુષ્ઠરોગીઓની સેવાનું ક્ષેત્ર વિસ્તરતું ગયું. વધુ ને વધુ દર્દીઓ આવવા લાગ્યા.

૧૯૫૧માં તેમણે ત્યા પાકી ઇમારત ચણાવી. તેનું મૌલિક નામ આપ્યું—'આનંદવન ' આ નામનું કારણ એ હતું કે કુષ્ઠરોગીઓને, એવી લાગણીથી દૂર રાખવા માગતા હતા કે, તેઓ કોઈ હૉસ્પિટલમાં સારવાર માટે આવ્યા છે. બાબા આમટેનો ઉદ્દેશ ફક્ત મહારોગીઓની તબીબી સારવાર કરી તેમને રોગમુક્ત કરવાનો જ ન હતો. તેમની મુખ્ય મનીષા એ હતી કે કુષ્ઠરોગનો એકવાર ભોગ બનતા, સમાજ દ્વારા હંમેશ માટે તિરસ્કૃત થઈ જતા, એ નિરાધાર માનવોને ફરી વાર સમાજમાં વસાવવા. વળી, બાબા આમટે એમને ફક્ત પારકાના દાન પર નિર્ભર બનાવી લાચાર બનાવવા માગતા નહોતા.

એટલે જ તેમણે 'આનંદવન'ના મહારોગીઓને તબીબી સારવાર સાથે અન્ય વ્યવસાયો શિખવાડયા. તેમણે રોગીઓને કાંતતાં શીખવ્યું. 'આનંદવન'માં સિલાઈ, વણકરકામ, ચર્મોદ્યોગ, સુથારી અને લુહારી કામનાં કેન્દ્રો ખોલવામાં આવ્યાં. ' આનંદવન 'ની વિશાળ જમીનમાં ખેતીકામ તથા શાકભાજી ઉગાડવાનું પણ આરંભ કર્યું.

૧૯૫૧ માં 'આનંદવન'ની મૂડી પાંચ હજાર રૂપિયા હતી તે ૧૯૬૧માં પોણાચાર લાખ રૂપિયાની થઈ હતી. ૧૯૬૦–૬૧માં મહારોગીઓ પાછળ વીસહજાર રૂપિયા ખર્ચવામાં આવ્યા હતા. પણ તે સમય દરમિયાન રોગીઓએ વિવિધ ઉદ્યોગો દ્વારા એકવીસ હજાર રૂપિયાનું ઉત્પાદન કર્યું હતું. ૧૯૬૦ માં ટીનની વસ્તુઓ બનાવવાની યંત્રસામગ્રી ભેટમાં મળતા ટીનના કારખાનાની શરૂઆત થઈ. અને પહેલે જ વર્ષે પોણો લાખ રૂપિયાની રોજિંદી વપરાશની વસ્તુઓ, જેવી કે ચાળણી, ડબ્બા, મસાલા-પેટીઓ વગેરેનું ઉત્પાદન કરવામાં આવ્યું હતું.

'આનંદવન'ની પોતાની આદર્શ ગૌશાળા પણ છે. અહીં એક ઉત્કૃષ્ટ મરઘી–ઉછેર અને મધમાખી ઉછેરવાનું કેન્દ્ર ચલાવવામાં આવે છે. અહીંની જમીનમાં પુષ્કળ શાકભાજી ઉગાડવામાં આવે છે. આ બધાનું સંચાલન-કાર્ય રોગમુક્ત બનેલા મહારોગીઓ જ કરે છે. ૧૯૭૧ના નવેમ્બરમાં 'આનંદવન'ની શિરટોચ સમી સંસ્થા ' આનંદનિકેતન મહાવિદ્યાલય' (યુનિવર્સીટી)ની સ્થાપના થઈ.

વરોડા ગામના ઘરેઘરમા 'આનંદવન' વસી ગયું છે. આનંદવનની ગાયોનાં દૂધ ને શાકભાજી લોકો નિ સંકોચપણે ખરીદે છે. વીજળીના કામ માટે અથવા નળ દુરસ્ત કરવા આનંદવનના અંતેવાસીઓને જરા પણ સંકોચ વિના બોલાવે છે. અહીંના કારખાનામાં બનેલી વસ્તુઓ ઘેરઘેર વપરાય છે.

માત્ર ૧૪ રૂપિયાથી શરૂ થયેલ ' આનંદવન 'ને અત્યાર સુધીમાં ૧૪ લાખ રૂપિયાની આર્થિક મદદ–ભેટો મળી છે. સ્વીટ્ઝર્લેંડના ડૉકટર સ્નેલમેન, બાબા આમટેના પરમ પ્રશંસક છે. 'સ્વિસ એઈડ એબ્રોડ' સંસ્થા મારફત તેમણે ' આનંદવન 'ને ૩૦ હજાર રૂપિયાની ટીનના કારખાના માટેની યંત્રસામગ્રી ભેટ આપી હતી. ત્યારબાદ મહારોગીઓના પુનર્વસવાટ માટે બીજા બે લાખ એંસી હજાર રૂપિયા મોકલ્યા હતા. ડૉ. સ્નેલમેન ચોથી વાર 'આનંદવન'ની મુલાકાતે આવ્યા ત્યારે તેમણે કહ્યું : ' બાબા આમટેનું કામ જોયા બાદ લાગે છે કે, અમે જે આર્થિક મદદ કરીએ છીએ તે ખૂબ અલ્પ છે.' અને ડૉ. સ્નેલમેને સ્વીટ્ઝર્લેંડની સરકાર પાસેથી 'આનંદવન' માટે બીજા બે લાખ છ હજાર રૂપિયા અપાવ્યા.

આ બધી આર્થિક દેણગીઓ, 'આનંદવન'ની કોઈ ને કોઈ વિકાસ-યોજનાને મૂર્ત સ્વરૂપ આપવાનું હોય તો જ બાબા આમટે સ્વીકારે છે. સીધેસીધા દાન તરીકે તેઓ કોઈ પણ મદદનો સાભાર અસ્વીકાર કરે છે ઑસ્ટ્રેલિયાની 'ફૂડ ફૉર પીસ' સંસ્થાની ૧૨૦૦ ગુણી અનાજની ઑફરનો અસ્વીકાર કરતાં બાબા આમટેએ તેમને લખ્યું : ' તમારી ઉદાર ઑફર માટે આભાર. પણ એ અનાજની ગુણીઓ કરતાં અમે અમારા જ દેશમાં અખૂટ અનાજ પેદા કરી શકીએ તેવી યંત્રસામગ્રી અને ખાતર ગને મોકલશો તો હું તમારો અત્યંત આભારી થઈશ.'

બાબા આમટે મહારોગીઓનો સર્વાંગી પુનર્વસવાટ ચાહે છે. આ દિશામાં તેઓ નવા નવા પ્રયોગો કરે છે. આહાર, નિદ્રા, ભય, મૈથુન એ દરેક માનવીની પ્રાથમિક ક્રિયાઓ છે. રોગી હોય તો પણ માણસમાં આ ક્રિયાઓ આકાર પામતી જ હોય છે. આ ધ્યાનમાં રાખીને બાબા આમટેએ મહારોગમાંથી સાજાં થયેલાં સોળ સ્ત્રી-પુરુષોનાં લગ્ન, સંતતિ-નિર્માણના ઑપરેશન બાદ, કરાવી આપ્યાં છે.

બાબા સાહેબ આમટેની આ સર્વ પ્રવૃત્તિઓમાં તેમની પત્ની સાધનાતાઈનો સંપૂર્ણ સહકાર છે. એક વાર તેમને આવેલી લાંબી માંદગી દરમિયાન 'આનંદવન નો વહીવટ સાધનાતાઈ એ સફળતા-પૂર્વક ચલાવ્યો હતો. ' આનંદવન 'માં આજે સાડા સાતસો કુષ્ઠરોગીઓ વસે છે અને સારવાર પામે છે. દર મહિને અન્ય ૩૦૦૦ દરદીઓને સારવાર અપાય છે.

'આનંદવન'નું વાતાવરણ હંમેશા ઉલ્લાસમય ઔદ્યોગિક હિલચાલભર્યું, સંગીતમય અને ઉત્સાહ-પૂર્વક પોતપોતાનું કામ કરનારાઓની સંનિષ્ઠા વડે છવાયેલુ હોય છે. ' આનંદવન 'ના નિવાસી-ઓમા બાબા આમટેએ એક જાતનો આત્મવિશ્વાસ પેદા કર્યો છે. તેઓ વિચારે છે, કે 'રોગી હોવા છતા પણ આપણે આ દુનિયામા આવી, દુનિયા માટે કંઈક કરી છૂટ્યા છીએ.' આવો જ વિશ્વાસ તેમનામા કાયમ રહે એવી બાબા આમટેની મહેચ્છા છે.



# સત્યનો મશાલચી

આજથી બે હજાર વર્ષ પૂર્વે આજુબાજુના દંભ અને દુરાચારને રોકવા અવતાર લીધો ઈસા મસીહે અને એ કાર્ય પૂરું કરવા માટે એમણે જાન ન્યોછાવર કર્યો ફાંસીને માચડે.

એ જ ઇતિહાસની પુનરાવૃત્તિ થઈ સત્યના શોધક અને એને ખાતર પ્રાણની આહુતિ આપનાર જ્હૉન હસની બાબતમાં પંદરમા સૈકામાં.

મધ્ય યુરોપના બોહેમિયાસાં ખેતરો લીલા પાકથી લહેરાઈ રહ્યાં છે આકાશ સ્વચ્છ છે અને દિનકર સોનેરી કિરણો પ્રસારી રહ્યો છે. એવે મંગલ ટાણે, મંગલ પ્રભાતે, એક ગરીબ કુટુંબમાં હુસીનેક નામના નાનાશા ગામની નાનીશી ઝૂંપડીમાં આ ફિરસ્તાએ જન્મ લીધો.

આ બાળક બાળપણથી ચકોર હતો. એ ઝડપથી વિદ્યાભ્યાસ કરવા લાગ્યો અને કાળે કરીને પ્રાગની વિદ્યાપીઠમાં પણ પોતાની વિચારશક્તિથી પોતાના ગુરુઓને પ્રભાવિત કરવા લાગ્યો.

'ગુરુ તો ઠોઠ અને હોશિયાર બન્ને વિદ્યાર્થીઓને સરખી જ રીતે વિદ્યા આપે છે. પણ તેના પરિણામમાં ફેર પડે છે. તેજસ્વી મણિ જ સૂર્યબિંબને સામો ઝળહળાટ કરીને જવાબ આપે છે. માટીનું ઢેકું પડ્યું

જ રહે છે.' કવિવર ભવભૂતિના આ વિધાન મુજબ જ્હોન હસ પણ બુદ્ધિના ચમકારા કરવા લાગ્યો. શંકાનિવારણ માટે પ્રશ્નો પૂછવા લાગ્યો અને એવી સરસ છાપ પાડી શક્યો કે તે એક યુનિવર્સિટીનો રેક્ટર નિમાયો.



જ્ઞાનગંગાનું પાન કરવાની તૃષ્ણાવાળા જ્હોન હસ માટે આ સ્થાન ખૂબ જ મહત્ત્વનું નીવડ્યું. એક તરફ એણે નવા નવા વિચારો માટે મનના દ્વાર ખુલ્લાં કર્યાં અને એમના ઉપર એ સ્વતંત્ર બુદ્ધિથી વિચારચર્ચા કરવા લાગ્યો. તો બીજી તરફ સાત્ત્વિક જીવન ગાળી અન્ય પાદરીઓને સ્વ–આચરણ દ્વારા સાચા માર્ગનો ઉપદેશ દેવા લાગ્યો.

મધ્યકાલીન યુરોપનો એ સંક્રાંતિ કાળ હતો. ઔદ્યોગિક ક્રાંતિએ હજુ જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં ખળભળાટ મચાવી મૂક્યો નહોતો. પણ વચ્ચે વચ્ચે એ પવન ફૂંકાતો હતો ખરો. સમાજનું જીવન ચીલાચાલુ હતું. પાદરીઓ ને ધર્માચાર્યોની બોલબાલા હતી. રાજાઓ, શાસકવર્ગ અને ધર્મગુરુઓનું કામ 'ગાંચીવૈદનું સહિયારું' એ ઘાટનું હતું. સામાન્ય પ્રજાજનને કેવી રીતે નિચોવવો એના જ ત્રાગડા રચાતા હતા. ધર્મવિધિઓમા દંભ ને અસત્ય પેઠાં હતાં.

આવા સમાજમા પાખંડોનું પ્રાબલ્ય થાય, લાંબી ધર્મવિધિઓને મહત્ત્વ મળે, મિથ્યાભિમાન અને અહંકારનો ફેલાવો થાય એમાં શી નવાઈ છે! ઇંગ્લૅંડમાં ઑક્સફર્ડના ધર્મગુરુ વાઈક્લિફે આની વિરુદ્ધ અવાજ ઉઠાવ્યો :

'ધાર્મિક વિધિ વખતે અભિષિક્ત પાદરી જે રોટલો ખાય તેનાથી ઇશુ ખ્રિસ્તનું શરીર બને ખરું?' 'ધાર્મિક વિધિઓમાં દારૂનું પ્રાશન કેમ ચાલે?' વાઈક્લિફે ધર્મગુરુઓને પડકાર દીધો અને સત્યની શોધ કરવા અને બુદ્ધિની કસોટીએ આચારને કસવા આગ્રહ કર્યો!

સત્યના શોધક એવા જ્હોન હસને વાઈક્લિફના આ વિચારો ખૂબ જ ગમી ગયા. સત્યને સ્થાને પાખંડ, વિધિઓને સ્થાને અનીતિના આચાર આદિ ધર્માલયોની કુપ્રથાઓ ઉપર તેણે ચાબખા વીંઝવા માંડ્યા અને પાદરીઓને પણ સાદું, સાચું પ્રભુમય જીવન જીવવા બોધ આપવા માંડ્યો.

આ સમયે પોપનું સ્થાન વૈભવવિલાસનો અડ્ડો બની ગયું હતું. એની આજુબાજુ રાજકારણ ગૂંથાવા લાગ્યું હતું. અને જ્યાં રાજકારણ હોય ત્યાં ફાટફૂટ પણ હોય!

રાજસત્તાઓમાં બે વિભાગ હતા : એક હતો ઇંગ્લૅંડનો પક્ષ કે જે પોપને ટેકો આપતો. એની સાથે જોડાયાં હતાં હંગેરી, પોલૅંડ અને ઉત્તરયુરોપ. આને પડકારવા ફ્રાન્સની રાહબરી હેઠળ સ્કોટલૅંડ, સ્પેન, પોર્ટુગાલ અને જર્મનીના કેટલાક રાજવીઓએ પ્રતિપોપની ગાદીને બહાલી આપી અને ક્લેમેંટ સાતમાને પ્રતિપોપ તરીકે નીમ્યો! આમ ધર્મમાં રાજકારણની સાઠમારી શરૂ થઈ. આથી સત્યનું મોં સુવર્ણમુદ્રાઓથી ઢંકાઈ ગયું! જ્યાં વધુ સાહ્યબી, વધુ વૈભવવિલાસ, વધુ કાંચનનો ચળકાટ ત્યાં ધર્મનું પ્રાબલ્ય ગણાવા લાગ્યું.

આવી પાર્શ્વભૂમિમાં જ્હોન હસનો આત્મા કકળી ઊઠ્યો. એણે દંભના પડદા ચીરવા માંડ્યા. વાઈ

ક્લિફ્ના વિચારોનો પ્રચાર કરવા માંડયો. પ્રભુમય જીવનનો સાદ દીધો.

પોપ અને પ્રતિપોપનાં કારસ્થાનો શરૂ થયાં. બન્ને પક્ષોએ રાજવીઓ હતા, સત્તા હતી, સાધનો હતાં. એટલે ચડસાચડસી શરૂ થઈ ગઈ અને ત્યારે જ્હૉન હસે ટીકાના શરસંધાન કર્યાં. બન્ને પક્ષે મહાનાટક રચાયું. પણ પ્રતિપોપ ને પોપ બન્નેને સત્તા જોઈતી હતી. વૈભવ જોઈતો હતો. એટલે દંભ વગર કેમ ચાલે ? એટલે આખરે બન્ને વચ્ચે સમાધાન માટે ધર્મપરિષદ બોલાવવામાં આવી. તે ૧૪૧૪ થી ૧૪૧૮ સુધી ચાર વર્ષ ચાલી. આ જ મહાનાટકના એક અંકરૂપે હસને પરિષદ સમક્ષ બોલાવરાવ્યો.

ધર્મના ઝંડા જ્યા ફરકી રહ્યા છે એવા કૉન્સ્ટાન્સ શહેરમાં ધર્મપરિષદનાં મંડાણ થયાં છે. દેશપરદેશથી ધર્મગુરુઓ આવી રહ્યા છે. આખુંયે ખ્રિસ્તમંડળ એ તરફ મીટ માંડી રહ્યુ છે. ખ્રિસ્તી ધર્મના મહામંડલેશ્વરો એ તરફ પ્રયાણ કરી રહ્યા છે. શો એ પેટ્રીઆર્કોનો દમામ ! સાથે ભારે રસાલો પણ છે. કાર્ડિનલો પણ આવ્યા છે એ કાંઈ ગાંજ્યા જાય એવા નથી એમાંથી કેટલાક તો પોતાના રાજ્યની ધુરા પણ વહે છે. સાથે હાથી અને ઘોડાઓનો વૈભવ પણ છે. રેશમી વેલબુટ્ટીદાર વાઘા પહેર્યા છે અને ભભકાદાર દેખાવ કર્યો છે. સેંકડો બિશપો આવ્યા છે અને એટલા જ એબટો પણ પધાર્યા છે. નાના નાના ધર્મગુરુઓ તો ગણ્યા ગણાય નહિ એટલા છે. દરેકને પોતાનો મઠ છે અને પોતાનો શિષ્યગણ પણ છે.

૧૪૧૪ની સાલ. ધર્મપરિષદનો પ્રારંભ. ખ્રિસ્તી ધર્મમાં પડેલા તડનો અંત લાવવા માટે પરિષદ ભરાઈ છે. ચર્ચાઓ શરૂ થાય છે અને ધર્મદ્રોહીઓ જ્હૉન હસ જેવાની સામે ઉકળાટ ઠલવાય છે. એક આર્કબિશપે પ્રસ્તાવ મૂકયો : 'એ ધર્મદ્રોહીને ખડો કરો આ પારષદ સમક્ષ ને લો એનો જવાબ !'

ઇંગ્લૅંડ તરફથી આવેલા કાર્ડિનલે ટેકો પુરાવ્યો : 'એણે વાઈક્લિફ્નો બકવાદ અપનાવ્યો લાગે છે. એને દંડ દેવો ઘટે.'

'પણ એને અહીં લાવવો કેવી રીતે ?' કોઈક બિશપે શંકા દર્શાવી. પછી તો જુદી જુદી દરખાસ્તો મૂકવામાં આવી અને આખરે બોહેમિયાના શહેનશાહની ખાતરી પણ પહોંચાડવામાં આવી, જેથી હસને પારષદ સમક્ષ હાજર થવામાં વાંધો ન આવે.

અને પછી એ સત્યપ્રેમી, સત્યાન્વેષક ધર્માચાર્યની સરતપાસ શરૂ પણ થઈ. એને કાંઈ છુપાવવાનું હતું જ નહિ. એણે તો એ ધર્મપરિષદને સંભળાવી દીધું કે, 'હું જે કાંઈ ઉદેપશ બીજાને આપું છું તેનો અમલ હું કરીશ જ. જીવનમાં જે સત્યો લાધ્યાં છે એનો પ્રચાર કર્યા વગર મારાથી રહેવાય જ નહિ. મારી નજરે બાઈબલ પણ એ જ વાત કહે છે.'

એક પેટ્રીઆર્ક આ સાંભળી ભભૂકી ઊઠયા :

'એ નરાધમ, ખ્રિસ્તી ધર્મનો દ્રોહી છે. એને બોલતો બંધ કરો !'

બીજાએ ટાપશી પૂરી : 'એનો આત્મો કરો અથવા એને પાપનો એકરાર કરવાનું કહો.'

એને ધર્મનો ઉપદેશ આપવાનો આદેશ કરનાર એના પોતાના ધર્મગુરુએ કહ્યું : 'તારા વડીલો જે કહે એનો અમલ કરવાનું તારે માટે યોગ્ય જ છે.'

'પણ મારા મનને તર્કહીન લાગતું હોય તેનો સ્વીકાર હું કેવી રીતે કરું ? મારી ખાતરી કરાવો એટલે બસ.' જ્હૉન હસે દલીલ કરી.

'ધર્મના કામમાં દલીલબાજી ન ચાલે. તારા ગુરુનો આદેશ માની લે.' ફ્રાન્સના એક વખતના રાજામાત્ય એવા એક કાર્ડિનલે મુજારો કર્યો.

'એ નહિ બને. જે મારું મન કબૂલ ન કરે તે અંધવિશ્વાસથી હું નહીં કરું.' જ્હૉને પડકાર કર્યો.

'એ નરાધમને જલાવી દો !' એકે પ્રસ્તાવ મૂકયો.

જ્હૉન તરફની કુણી લાગણીવાળા કોઈ એ શંકા પેદા કરી : 'પણ એને તો શહેનશાહે ખાતરી આપી છે ને.'

'આ ધર્મપરિષદ સર્વોપરી છે. અત્રે પોપનો જ આદેશ હોય. પાખંડીને યોગ્ય શિક્ષા એને કરવી જ રહી ' ઑસ્ટ્રીઆના પેટ્રીઆર્કે કહ્યું.

અને એ કૉન્સ્ટાન્સની ધર્મપરિષદ ચાર વર્ષ ચાલી. અને જેણે પોપ અને પ્રતિપોપ વચ્ચે સમાધાન કરાવ્યું અને રોમન વૅટિકન પોપને ફરી સ્થાનાપન્ન કર્યો એ પરિષદનો એક અંક પૂરો થયો. અને સત્યને ખાતર જીવન ન્યોછાવર કરનારા સત્યપુરુષોને માર્ગે જ્હૉન હસે પ્રયાણ કર્યું.

પ્રખ્યાત ઇતિહાસકાર એચ જી. વેલ્સે જણાવ્યું છે તેમ એને જીવતો બાળવાની શિક્ષા ફરમાવાઈ.

ડૉ. એ. જે. ક્રોનિન

અનુ૦ પ્રફુલ્લા શાહ

# 'મને એક તક આપો!'



મારો ઉછેર અતિશય કડક પરંપરામાં થયો હતો. જુનવાણી વિચારસરણી એવી હતી કે ગુનાની સખત શિક્ષા થવી જ ઘટે. ભૂલ કરનારને—ગુનો કરનારને શિક્ષા કરવામાં આવે તો જ ન્યાય થયો લેખાય. સમયના વહેણ સાથે માનવજીવન પરના વિચાર-ક્ષિતિજો પણ વિસ્તાર પામ્યાં છે ત્યારે આ વસ્તુ અયોગ્ય જણાય છે. આની અનુભૂતિ કરાવતો, મારા જીવનમાં બનેલો, એક સત્ય પ્રસંગ મારા ચિત્તતંત્ર સાથે જડાઈ ગયો છે.

સને ૧૯૨૧ની સાલ. ત્યારે હું નવયુવાન હતો. તાજો જ ડૉક્ટર થયો હતો. વિદ્યાપીઠના નવોદિત સ્નાતકોમાં મોટા ભાગે ખુમારી હોય છે. જીવનના કઠોર અનુભવો થતાં આ ખુમારીમાં ઓટ આવે છે. મારું પણ તેવું જ હતું. તેવામાં તબીબી અધિકારી (medical officer) તરીકે જોડાવા માટે મને એક હોસ્પિટલનું આમંત્રણ મળ્યું. મારે જે હોસ્પિટલમાં તબીબી અધિકારી તરીકે જોડાવાનું હતું તે નોર્થમ્બરલેન્ડના ઊંડાણમાં આવેલી હતી. ત્યાંનો ચાર્જ લીધા પછી થોડાક દિવસ તો સારી રીતે વીતી ગયા.

શિયાળાનો સમય હતો. એક સાંજે ડિફ્‌ટેરીઆના દર્દીને દાખલ કરવામાં આવ્યો. આવા દર્દીઓને શ્વાસ લેવામાં અત્યંત મુશ્કેલી પડે છે, કારણ કે દર્દીની શ્વાસનળીની આજુબાજુ પાતળી ચામડીનું પડ આવી જાય છે. શ્વાસ ન લઈ શકવાને પરિણામે તેને અસહ્ય ગૂંગળામણ થાય છે. છ વર્ષનો એ બાળ-દર્દી શ્વાસ લેવા માટે અનહદ ત્રાસ અનુભવતો હતો. આથી તેને વિના વિલંબે 'ટ્રેચેટોમી'નું ઑપરેશન કરવામાં આવે તો જ બચવાનો મોકો હતો, નહિતર અલ્પ સમયમાં તેનું પ્રાણપંખેરું ઊડી જાય. તેનો જીવ બચાવવા માટે જરા પણ વિલંબ પાલવે તેમ નહોતો. આજુબાજુમાં મારા કરતા કોઈ વધુ અનુભવી ડૉક્ટર ઉપલબ્ધ નહોતો. દૂરથી બોલાવવામાં આવે તો પણ તેને આવતાં સમય લાગે.

આ પ્રકારનું ઑપરેશન કરવાનો મને જરા પણ મહાવરો નહોતો. મારા જીવનની એ અત્યંત કટોકટીની પળ હતી. આખી હૉસ્પિટલમાં એક જ અનુભવી સિસ્ટર સંપૂર્ણ કામગીરી બજાવતી હતી. બીજી તરુણ યુવતી હજી પૂરી તાલીમ મેળવી ચૂકી નહોતી.

શું કરવું? શું ન કરવું? વૉર્ડમાં આછેરો પ્રકાશ પડતો હતો, પણ મારા મનના વૉર્ડમાં હિંમત અને અનુભવનો તેટલો પણ પ્રકાશ પડતો નહોતો.

ઑપરેશન-ટેબલ ઉપર બાળકને સુવાડાતો જોઈને મારા શરીરમાં ભયંકર ધ્રુજારી પસાર થઈ ગઈ. ઘણા મહિનાની બિમારીમાં માણસનો ચહેરો ફિક્કો પડી જાય છે. તેવી ફિક્કાશ મારા ચહેરા પર છવાઈ ગઈ. પરંતુ ઑપરેશન કર્યા વગર ચાલે તેમ નહોતું.

પરમકૃપાળુ પરમાત્માને યાદ કરીને મેં ઑપરેશન કરવાની શરૂઆત કરી. મારા હાથ ધ્રૂજતા હતા. શ્વાસનળીમાં વીંધ પાડવાનું હતું. એમ થાય તો આસપાસ આવી ગયેલી ચામડી છેદાય ને દર્દી શ્વાસ લઈ શકે. મારી અયોગ્યતા મને લાખો ડંખ દઈને કહી રહી હતી કે, 'તારામાં આવડત નથી...આવડત નથી....' પણ સાથે સાથે મારા મનમાં સકરુમ

સંકલ્પ હાથ ઉઠાવી રહ્યો હતો કે, 'ગમે તે ભલે થાય, પણ આ બાળકને બચાવવા, એને નવજીવન આપવા મારી સર્વ શક્તિઓને હુ હોડમાં મૂકી દઈશ.'

મારી આંખોની આસપાસ પરસેવાનાં ટીપાં બાઝી ગયાં હતા. ભરશિયાળે પણ પરસેવાથી હું નીતરી રહ્યો હતો. ત્યાં શ્વાસનળીનો મૂળ ભાગ ચમકતો દેખાયો, જરાય વિલંબ વિના મેં તેમા કાણું પાડ્યું. આથી બહારની હવા બાળકના શરીરમાં પ્રવેશી. મૂંઝાતી છાતીને નવું બળ મળ્યું. મારા જીવને અનુપમ ને અભૂતપૂર્વ શાંતિ મળી. આ વેદનામાંથી છૂટતાં એ જ પળે હું રોટા સાદે રડી પડત—ભગવાન પ્રત્યે-ની મારી અહેસાનમંદી વ્યક્ત કરવા

તરત મેં ટ્રેચેટોમી ટયુબને બાળકની શ્વાસનળી-માં પ્રવેશ કરાવી દીધી. મેં ને ક્રેનિયમના હાડકાને બરાબર જોડી દીધા અને હળવેકથી બાળકને ઉપાડી લઈ, બિછાનામાં સુવાડી દીધો તેના બિછાનાની આજુબાજુ 'સ્ટીમટેન્ટ' હતું એટલે તેને બરોબર હવા મળતી હતી. તાનમા આવી જઈને હું મારા રહેઠાણ પર જતો રહ્યો.

ચાર કલાક બાદ. રાતના બે વાગ્યા હશે. કોઈક ગાંડો માણસ જોરજોરથી બારણાં ખખડાવતો હોય તે રીતે કોઈએ બારણાં ખખડાવીને મને જગાડ્યો બારણું ખોલીને જોઉં તો સામે યુવાન નર્સ ઊભી છે બાળકના બિછાના પાસે તેને ઝોકું આવી ગયું હતું. તેણે જાગીને જોયું કે ટયુબ બ્લોક થઈ ગઈ છે. એટલે તો તે જાણે ગાંડી બની ગઈ. એનો જીવ ફફ-ડી ગયો. ભયના આવેગથી તે એક શબ્દ બોલી શકી નહીં. તેનું મો રૂની પૂણી જેવું થઈ ગયું હતું. જેમ તેમ તે બોલી · 'ડૉક્ટર, ડૉક્ટર ! ચાલો જલદી.'

આવા પ્રસંગે સામાન્ય રીતે ટયુબની અંદરની બાજુ ઉપર વધુપડતી વરાળ બાઝી જાય છે. અને તેને સાફ કરી નાખવામા આવે છે, એટલે દર્દી બરા-બર શ્વાસ લઈ શકે છે. પરંતુ આ નર્સે ગભરાટમાં ને ગભરાટમાં સાફ કરવાને બદલે ટયુબને બંધ જ કરી નાખી હતી ! આથી બાળક સ્વાભાવિક શ્વાસ ન લઈ શક્યું. હુ પહોંચ્યો તે પહેલાં તો ખેલ ખલાસ થઈ ગયો હતો બાળક મરી ગયુ હતું.

આ જોઈને મને અપાર વેદના થઈ. દર્દી મોટી ઉંમરનો હોય તો ઓછું દુઃખ થાય.પણ આ તો છ વર્ષની નવપલ્લવિત થતી જીવનકળી હતી. અપુરતી કાળજીને લીધે એક માનવબાળ કરમાઈ ગયું હતું. આ તો મારે મન આકરી શિક્ષા હતી. કારણકે હુ સર્જરીનો વિદ્યાર્થી હતો ત્યારે મારી સાથે મારા ઉપરી ડૉક્ટર ખૂબ કડક રીતે વર્તતા મારી જરા પણ ભૂલ થાય તો તેમના ક્રોધનો જ્વાળામુખી ભભૂકી ઊઠતો. હું જાણે જીવતો બળી જતો !

નર્સની મહાભયંકર ભૂલને લીધે મારો મનિ-મૂલ્યવાન 'કેસ' બગડી ગયો. એ મારું દારુણ દુ-ર્ભાગ્ય હતું. આ વાત સાંભળનાર કોઈ એમ નહીં કહે કે નર્સની આળસઆવડતથી આ થયું હતું. એમ જ કહે કે, ડૉ ક્રોનીને કરેલા ઓપરેશનથી બાળક મરી ગયો.' મારા શરીર અને મનમાં ભયંકર જ્વાળા ઊઠતી હતી. ક્રોધ મારા અસ્તિત્વને સળગાવી રહ્યો હતો. મેં વિચાર્યું કે આ નર્સ માટે 'કાઉન્ટી હેલ્થ બોર્ડ'ને આકરો રિપોર્ટ લખવો ને તેને કાયમ માટે નર્સિંગ વ્યવસાયમાંથી જ બરતરફ કરાવવી.

સાંજ સુધી મારા મનની અવસ્થા એક પાગલ માનવીના મન જેવી રહી. સલ્ફ્યુરીક ઍસિડ ખૂબ જલદ હોય છે. રોજિંદા શબ્દપ્રયોગમાં તેને 'વીટ્રી-ઓલ' કહેવામાં આવે છે આવા જલદ ઍસિડમાં કલમ બોળીને જાણે લખતો હોઉં તેમ નર્સની ભૂલ વિગતવાર વર્ણવતું એક તહોમતનામું મેં ઘડી નાખ્યું. પછી મારા ખંડમાં બોલાવીને મેં તેને આખું તહોમતનામું વાંચી સંભળાવ્યું. તે વેળા મારા અવાજમાં અતિશય ગુસ્સો ને તિરસ્કાર ગાજતાં હતાં.

એને જોતાં દયા આવે એવી ગૃહદીનીથી તેણે તહોમતનામું સાંભળ્યા કર્યું પોપણને અસાવે આમે તેનું શરીર કૃશ હતું, પણ આ પ્રસંગે તો સાવ કૃશ લાગતું હતું. તેનો કુરૂપ ચહેરો વધુ કુરૂપ લાગતો હતો. એવો કે જોનારને તેના ઉપર દયા આવે. પોતે કરેલી ભૂલની શરમ ને સંતાપને પરિણામે તે જાણે અડધી બેભાન બની ગઈ હતી.

પોતાના બચાવ માટે તેણે કશું બહાનું ન કાઢ્યું. તે એમ કહી શકત કે અતિશ્રમથી હુ ખૂબ થાકી ગઈ હતી, તેથી ઝોકું આવી ગયું. આ પ્રકારની દલીલ પણ એ કરી શકત. પણ તે કશું જ ન બોલી.

તીખા સાદે મેં પૂછ્યું : 'તમારે કશું જ નથી

કહેવાનું ?'

પહેલાં તો તેણે માથું ધુણાવીને ના પાડી. પોતાની ભૂલનો સ્વીકાર તે નત મસ્તકે અને મૂક-ભાવે કરતી જ રહી. અચાનક તેના અંતરમાંથી અવાજ આવતો હોય તેમ એ બોલી ઊઠી : 'ડૉક્ટર સાહેબ, મને એક, બસ, માત્ર એક જ તક આપો !'

પછી તે ઊંડા વિચારમાં ગરકી ગઈ.

મારા આખા શરીરમાંથી વિદ્યુતનો આંચકો પસાર થઈ ગયો હોય તેવો કંપ મેં અનુભવ્યો. આ પ્રકારનો વિચાર મારા મનમાં પ્રવેશ્યો જ નહોતો. ભૂલની શિક્ષા પરત્વે જ મારું મગજ કેન્દ્રિત થયું હતું. હું તેના તરફ ઘૂરકીને જોઈ રહ્યો. કોઈને હડધૂત કરીને તતડાવીને કાઢી મૂકતો હોઉં તેમ મેં તેને કાઢી મૂકી. મારા રિપોર્ટ પર મેં સહી કરી અને સીલ પણ કરી દીધો

પરંતુ આખી રાત મને ઊંઘ ન આવી. વિચારો મારા મનને પીંખતા રહ્યા. મારા મનમાં પડઘા પડતા હતા . 'મને એક તક આપો !.. .મને એક તક આપો !' આ પડઘા, કરવત લાકડાને વહેરતી હોય તેમ, મારા મનને વહેરી રહ્યા હતા. મેં આત્મનિરીક્ષણ કરી લેવાનો સંકલ્પ કર્યો.

માનવજાતના પ્રારંભકાળથી જ બદલો લેવાની વૃત્તિ આપણા વર્તનમાં વણાયેલી રહી છે. કોઈ આપણો દાંત તોડે તો આપણે તેનો દાત તોડવા ઇચ્છીએ છીએ, આપણી આંખ કોઈ ફોડે તો આપણે તેની આંખ ફોડી નાખવા માટે તડપી ઊઠીએ છીએ. મારી સાથે સામાએ આવું વર્તન દાખવ્યું તો મારે પણ તેની સાથે તેવું જ વર્તન દાખવવુ જોઈએ. આમા હુ કશું જ ખોટું કરતો નથી. એમ મારું મન મને સમજાવતું હતું.

તો એ જ મન મને એય સમજાવતું હતું કે અનાદિ કાળથી આપણે અગણિત અપરાધો કરતા આવ્યા છીએ. ભગવાન આપણને માફ કરે છે. માટે આપણે ય ઉદાર બની એના અપરાધો માફ કરવા ઘટે.

આવાં આવાં મનોમંથનોમાં મેં રાત ગાળી. પણ સવારના ઑફિસમાં જતાં વાર જ મેં પેલો રિપોર્ટ ફાડી નાખ્યો. પછી મેં નર્સને કાંઈ જ કહ્યું નહિ પરંતુ મોડેથી તેને આ વાતની ખબર પડી ત્યારે તેણે ઓશિંગણભાવ વ્યક્ત કર્યો હતો.

આ વાતને વર્ષો વહી ગયાં છે. એક જ ભયંકર ભૂલ કરનાર એ નર્સે ત્યાર બાદ બીજી ભૂલ ક્યારેય કરી નથી. તેના હાથ નીચે સેંકડો નર્સો કામ કરે છે. તેની કારકિર્દી એક દૃષ્ટાંતરૂપ બની છે. પાછળથી મૅટ્રનના ગણવશમાં પડાવેલો ફોટો તેણે મને મોકલ્યો હતો.આધેડવય વટાવી ચૂકેલુ તેનું કદરૂપુ મુખ આજે તો વધુ કદરૂપુ લાગે છે. પણ તેમાંથી પ્રગટતી દીપ્તિ મેં ક્યાંક જ જોઈ છે. તેના ચહેરા ઉપર થકાવટની રેખાઓ જ સુરેખ લાગે છે. છતાં, તેની આંખોમાંથી ખૂબ સંતોષ વહેતો લાગે છે. કારણકે અસંખ્ય લોકોએ તેના પર વિશ્વાસ મૂક્યો છે, અને આ બધા માનવીઓનો પ્રેમ સંપાદન કરવા અને ટકાવી રાખવા માટે તેણે જાણે પોતાના અસ્તિત્વને જ હોડમાં મૂકી દીધું છે

આ વાત મને યાદ આવે છે ત્યારે મારી આખ ભીની થઈ જાય છે. મેં એક પાકો નિયમ બાંધ્યો છે કે બીજાઓની ભૂલો માફ કરવાનું કાર્ય ઘણી વાર દુષ્કર હોય છે, પરંતુ તે અદા કરવામાં આવે તો તેનાં સારાં ફળો નીપજે જ છે.

**નોદન્વાનર્થિતામેતિ સદાઽમ્ભોભિઃ પ્રપૂર્યતે,**
**આત્મા તુ પાત્રતાં નેયઃ પાત્રમાયાન્તિ સંપદઃ**

પાણી માટે યાચના નહિ કરવાં છતાં, સમુદ્રમા હમેશા પાણીના પ્રવાહો ઠલવાતા જ રહે છે, માટે આપણી જાતને પાત્રરૂપ બનાવીશું તો સપત્તિઓ તેમા વણુનોતર્યે દોડી આવશે.

**વરં દારિદ્ર્યમન્યાયપ્રભવાદ્વિભવાદિહ,**
**કૃશતાભિમતા દેહે પીનતા ન તુ શોફતઃ**

ગેરરીતિ દારા મેળવેલી મિલકત કરતા દરિદ્રતા સારી છે દુર્બળ દેખાતુ શરીર સારુ, પરતુ સોજાવાળું જાડું શરીર ખરાબ.

**ત્યજેદેકં કુલસ્યાર્થે, ગ્રામસ્યાર્થે કુલં ત્યજેત,**
**ગ્રામં જનપદસ્યાર્થે, હ્યાત્માર્થે પૃથિવીં ત્યજેત.**

કુલરક્ષણ માટે એકનો, ગ્રામરક્ષા માટે કુલનો, સ્વદેશ-સંરક્ષણ માટે ગામનો અને આત્મસુરક્ષા માટે પૃથ્વીનો પરિત્યાગ કરવો.

રંભાબેન ગાંધી



# 'તમે મારા મહેમાન છો !'

૧૯૫૨ ની સાલ હતી. હું અને મારા પતિ એ વખતે યુરોપમાં હતા. ફરતા ફરતાં અમે પેરિસ આવ્યાં. ત્યાં ચાર દિવસ રહ્યા ને પાચમે દિવસે બીજે જવા માટે વિમાનઘર પર ગયા. ત્યાં માઈક પર સંભળાયું કે વિમાન જશે નહિ ! કારણકે એ પણ ચાલુ હડતાળમાં જોડાયાં છે....' તે વખતે પેરિસમાં ટેક્ષી વગેરેની હડતાલ હતી. પરંતુ વિમાન જશે એમ માન્યું હતું. ને તેથી જ હોટલની રૂમ છોડીને ગયાં હતાં. પરંતુ ફસાયા–હવે શું કરવું ! પાછા તો જવું જોઈએ. પરંતુ કઈ રીતે ?

એક તો અજાણ્યો પ્રદેશ અને ભાષા ફ્રેન્ચ. સાથે સામાનની પળોજણ ! શું કરવું તેની મૂંઝવણમા હતાં ત્યાં દૂર ઊભેલા એક અંગ્રેજે અમારી મૂંઝવણ પારખીને પૂછયું :

'હું કંઈ મદદ કરી શકું ?' અમે એમને અમારી મૂંઝવણ કહી. એમણે તુરત પોતાની કારમાં અમને અમારી હોટલમાં પહોંચાડી દેવાની તૈયારી બતાવી.

અમે એમનો આભાર માનીને હોટલમાં જતાં હતાં ત્યાં એમણે કહ્યુ : 'રહો, હું તમારી સાથે જ આવું છું. કદાચ તમારો રૂમ કોઈને આપી પણ દીધો હોય !' ખરેખર, એવું જ બન્યું હતું. હવે ક્યાં જવું ? હડતાળને કારણે કેટલાય દિવસ રહેવું પડે !

પેલા ભાઈએ કહ્યું : 'મૂંઝાશો નહિ. બીજી જગ્યાએ બંદોબસ્ત કરી દઉં છું'.અને એમણે ફોન કરીને બીજે તપાસ કરી, રૂમ રજા ને અમને એમણે ત્યાં પહોંચાડી દીધા. અમે એમનો પૂર્ણ જ આભાર માન્યો ને કહ્યું કે, 'તમાને મોડું ન થતું હોય તો અમારી સાથે ચા પીને જાઓ.'

અને અમે ચા પીવા રોકાયાં.

હવે અમે ઠરીઠામ થયાં હતાં, તેથી વાતચીત કરતાં ચા પીતાં પીતાં મેં પેલા અંગ્રેજ ગૃહસ્થને સહેજે પૂછયું: 'સાધારણ રીતે તમે અંગ્રેજો તો એકબીજાની ઓળખાણ ન કરાવે ત્યાં સુધી વાત ન કરો એવા અતડા ગણાવ છો. પણ તમે તો જુદા જ દેખાયા. સામેથી પૂછતા આવ્યા ને અમને આટલી મદદ કરી તેથી....'

એમણે હસતા હસતાં કહ્યું : 'નવાઈ લાગે છે, એમ જ ને !'

મેં ડોકું ધુણાવીને હા કહી.

'તમારી વાત સાચી છે. પરંતુ મારા જીવનનું આ એક કાર્ય જ બની ગયું છે. હું જે કોઈ પરદેશીને મૂંઝવણમાં જોઉં છું તેને મદદ કરવા દોડી જાઉં છું ને તેમ કરીને હું મારું ઋણ અદા કરી રહ્યાનો સંતોષ મેળવું છું.'

એમની વાત મને ન સમજાઈ, આથી મેં એમના તરફ પ્રશ્નસૂચક દૃષ્ટિ ફેરવી. પરંતુ મારા પતિએ તો સીધો જ પ્રશ્ન કર્યો : 'ઋણ અદા કરો છો એટલે ? તમારા જીવનમાં કોઈ પ્રસંગ બન્યો હતો, જેની યાદમા તમે આ કરો છો ?'

અને પછી એમણે જે વાત કહી તે લગભગ એમના શબ્દોમાં જ મૂકું છું. એમણે કહ્યું : 'જેમ હું હમણાં મારી નોકરીને અંગે અહીં છું તેમ એક વાર જાપાનમાં હતો. ૧૯૩૬ની સાલ હતી ને તે વખતે હું ટોકિયોમા રહેતો હતો. રજામાં મારી પુત્રીને લઈને હું 'ટાકાયામા' નામના ગામમાં હવા ખાવા ગયો





હતો. એ ગામ જાપાનની ઉત્તરે છે. ટોકિયોની ગરમીથી કંટાળીને ઘણા ત્યાં રહેવા જાય છે. ગામ ઘણું દૂર છે. જંગલથી વિંટળાયેલું છે ને પાસે સરોવર છે. આસપાસ કોઈ બીજી વસ્તી નથી. કોઈ માંદું પડે ને ડૉક્ટરની જરૂર પડે તો વીસ માઈલને અંતરે ડૉક્ટર મળે એમ હતું. પરંતુ તબિયત સરસ હોય ને હવા ખાવાનુ મઝાનું સ્થળ હોય ત્યાં ડૉક્ટરની જરૂર પડશે તેવો વિચાર પણ ક્યાંથી આવે ?

પરંતુ દુર્ભાગ્યે ચોથે દિવસે જ ડૉક્ટરની જરૂર પડી. મારી દીકરી જેનેટ બહારથી આવી ને એણે મોંમાં દુખવાની ફરિયાદ કરી. મેં મોંમાં જોયું તો નીચલા હોઠમાં ચાંદાં પડી ગયાં હતાં ને ઉપરના હોઠમાં થોડા ફરફોલા જેવું થયું હતું. મેં માન્યું કે કદાચ એનું પેટ સાફ નહિ હોય, તેથી જુલાબ આપ્યો. ઉપરાંત ગ્લિસિરીન વગેરેના કોગળા પણ કરાવ્યા ને માન્યું કે હવે એને ઠીક થઈ જશે.

પરંતુ બીજે દિવસે જેનેટને સખત તાવ આવ્યો ને મો સૂજી ગયું. હું તરત દૂર આવેલી ટેલિગ્રાફ ઓફિસે ગયો ને ત્યાંથી સેન્ટ લ્યૂકસ હૉસ્પિટલના ડૉક્ટરને તાર કર્યો ને તેમા જેનેટની સ્થિતિનુ વર્ણન કર્યુ ને ઉપાય સૂચવવા વિનંતિ કરી.

તારનો જવાબ આવે તે માટે હું ત્યાં બેઠો પરંતુ ત્યાંના કલાર્કે કહ્યું કે તાર આવતા જ તમને ખબર પહોંચાડી દઈશું. આથી હું ઘેર ગયો.

થોડી વારે સંદેશો આવ્યો કે ડૉક્ટરે કહ્યું છે કે પોટાશ્યમ બાય સૉલ્ફેટના ૪૦ ટકા સોલ્યુશનમાં કોગળા કરાવો. ઠીક થઈ જશે. ને એ સૉલ્યુશન માટે હું ૨૦ માઈલ દૂર ટેક્ષીમાં કેમિસ્ટની દુકાને ગયો. હું સૉલ્યુશન લઈ આવ્યો ને જેનેટને કોગળા કરવા આપ્યા. એ મોંમા લેતાં જ એણે કારમી ચીસ પાડી. એનું મોં સળગી ગયું હતું. વેદનાનો પાર નહોતો.

મને થયું કે કંઈક ગજબની ભૂલ થઈ લાગે છે ને ભૂલ થઈ જ હતી. ઘણી વાર પછી ટેલિગ્રાફ ઑફિસમાં કલાર્ક દોડતો, માફી માગતો આવ્યો ને કહ્યું કે 'મારા માણસે ડૉક્ટરનો સંદેશો લખવામાં ભૂલ કરી છે. ડૉક્ટરે સોલ્યુશન ૦૪ કહ્યું હતું તેને બદલે એણે ૪૦ લખી નાખ્યું છે.'

પરંતુ હવે શું થાય ? જેનેટની વેદનાનો પાર નહોતો. હવે તો એક જ રસ્તો હતો. જેમ બને તેમ જલદી જેનેટને ટોકિયો પહોંચાડી દેવી ને ડૉક્ટરની સારવાર નીચે મૂકી દેવી. પરંતુ ટોકિયો પહોંચવું કેમ ? જેનેટને કૉટેજથી બે માઈલ દૂર ઊભી રહેતી ટેક્ષીમાં પહોંચાડવી કેમ ? સો ડીગ્રી ધખધખતા રણ જેવા પ્રદેશમા કલાકોની મુસાફરી કરવી કેમ ?

ટોકિયોની ગાડી બીજે દિવસે મળે એમ હતું. એ રાત જેનેટે ને મેં વ્યથા ને મૂંઝવણમાં વિતાવી. સવાર પડતા કોઈની મદદની શોધમા હું ચાલી નીકળ્યો. હું દૂરના બીચ પર ગયો. ત્યાંના માછીમારોને જેનેટની વાત કહી અને મદદ કરવા વિનંતિ કરી ને એમણે એક પળનો પણ વિલંબ કર્યા વિના મદદ આપવા તૈયારી બતાવી.

પાંચ–છ માછીમારો મારા કૉટેજમાં આવ્યા. તેમણે જેનેટને જોઈ. એ વખતે એનું આખું મોં સૂજી ગયું હતું. ઓળખાય તેવી રહી નહોતી. હોઠ ખૂબ જ ફૂલી ગયા હતા ને અંદર થતી બળતરાને કારણે બહારના ભાગમાં પણ ચકામાં ઊઠી આવ્યા હતાં.

એમણે જેનેટને જોઈને માથુ ધુણાવ્યું. હું મૂંઝાયો. મને થયું કે, લઈ જવાની ના કહે છે. પણ તેમ નહોતું. તેમાના એક વૃદ્ધે કહ્યુ કે, 'એની સ્થિતિ ગંભીર છે. આને ખુરશીમા બેસાડીને લઈ જવા જેવું નથી. માટે અમે એનો પલંગ જ એમ ને એમ લઈ લઈશું. એ ભલે અંદર સૂઈ રહે.' અને એમણે જેનેટને જરા પણ આચકો ન આવે એવી રીતે પલંગ સાથે જ લીધી ને બે માઈલ દૂર ઊભેલી ટેક્ષીમાં ધીરેથી સુવાડી દીધી.

એમને મહેનતાણું આપવા મેં હાથ લંબાવ્યો ત્યારે એમણે ડોકાં ધુણાવ્યા. પેલા વૃદ્ધે કહ્યુ : 'આ કામ અમે પૈસા માટે નથી કર્યું. તમે અમારા મહેમાન છો. તમારી દીકરીની માંદગી ગંભીર છે, તેવે ટાણે તેમને મદદ કરવી એ અમારી ફરજ છે.' હું મૂક બની ગયો. મારી વાચા બંધ થઈ ગઈ ને આંખો બોલી ઊઠી. અશ્રુ લૂછતાં મેં આભાર માન્યો. ટેક્ષી ચાલુ થઈ. હું મારી નજર પહોંચે ત્યા સુધી એ ફાટલાંતૂટલાં કપડાંમાં, ગરીબાઈના ગાભામાં ફરતાં અમીરોને નીરખી જ રહ્યો—મનોમન વંદી રહ્યો.

ટેક્ષીમાં સ્ટેશન તો પહોંચ્યો, પરંતુ હવે શું ? ગરમી પડતી હતી—જાણે આગ વરસતી હતી. મને ખાતરી હતી કે જેનેટ આટલી ગરમી સહન નહિ

ફરી શકે.પણ શું કરવું ? સેન્ડાઈથી ટોકિયો સુધીની મુસાફરી એટલે આગે બળતા રણની સફર. ધૂળ, કોલસા ને વરસતી આગ. એમાં નવ કલાક કાઢવાના. જેનેટ એ કેમ સહી શકશે તે વિચાર મને કંપાવી રહ્યો હતો સ્ટેશન પરના માણસોને મેં કહ્યું,કે હું છ ટિકિટના પૈસા ભરવા તૈયાર છું, જો મને ત્રણ સીટો ભેગી કરીને થોડા તકિયા વગેરે ગોઠવી દો તો ! અગર લગેજવાનમાં બિછાનું બનાવી દો તો ! બરફનો બ દોબસ્ત કરવાની પણ મેં વિનંતિ કરી.

પરંતુ એમના હાથમાં સત્તા નહોતી. ટ્રેન આવી. મે ગાર્ડને વિનંતિ કરી ને જેનેટની સ્થિતિ એણે નજરે જોઈ. મારી વાત સાંભળી,પણ કશો જ જવાબ દીધા વિના ગાર્ડ ચાલ્યો ગયો. મને થયું, કે કેટલો દયાહીન છે ! કેટલો તિરસ્કારખાં છે ! બીજી કેટલીયે ઉપાધિથી હુ એને નવાજત, પણ ત્યા જ એને પાછો અમારી તરફ આવતા જોયો ને આવતાં જ એણે જેનેટને પોતાના હાથમાં ઊચકી લીધી. સાથેના માણસને ઇશારો કર્યો. એણે મારો સામાન ઊંચકી લીધો ને મને કહ્યુ : 'મારી પાછળ પાછળ આવો '

અમે કેટલાયે ચિક્કાર થર્ડ કલાસના ડબા વટાવીને આગળ ચાલ્યા ને એક પ્રાઈવેટ કાર—સલૂન—કાર આગળ આવીને ઊભા ત્યાં એક મોટા, અમલદાર જેવા દેખાતા માણસે મને સલામ કરીને કહ્યું : 'અમારા પ્રધાન તમારી દીકરીની આવી ગંભીર માંદગીની વાત સાંભળીને ખૂબ દુઃખી થયા છે, અને એમની એવી ઇચ્છા છે કે તમે તમારી દીકરી સાથે એમનો આ બેડરૂમ સ્વીકારો.'

આ સાભળીને હું અચ બો પામી ગયો ને ગાર્ડને કહેવા જતો હતો : 'ના,ના, મારાથી એ બેડરૂમ કેમ લેવાય ?' ત્યા ગાર્ડની નજર મારી પાછળ ઊભેલા માનવી તરફ ગઈ એ જેનેટને લઈને અંદર ગયો. પાછળ કોણ છે એ જોવા હું ફર્યો ને જોયું તો પ્રધાન પોતે જ ઊભા હતા. હુ એમને ઓળખી ગયો ને કંઈક કહેવા જતો હતો ત્યાં એ જ બોલ્યા : 'મારા કરતા તમારી દીકરીને એ બેડની વધુ જરૂર છે. એને માટે એટલુ કરવા દો તો મને આનંદ થશે.'

કહીને પાસે ઊભેલાને ઇશારો કર્યો ને મારો સામાન અંદર મુકાઈ ગયો. હું એમના સલુનમાં જેનેટ સાથે બેઠો.

થોડી વારમાં તો જાણે હોસ્પિટલ જેવી વ્યવસ્થા થઈ ગઈ. સરસ પોચું સ્વચ્છ બિછાનું હતું. ધૂળ કે ગરમીનું નામ નહોતું. પંખા ફરતા હતા. સ્વચ્છ ટુવાલો મુકાઈ ગયા. બરફની પાટો મુકાઈ ગઈ. જેનેટને બરફની ઠંડીમાં રાખીને સતત 'કોલ્ડકોમ્પ્રેસ' ચાલુ રાખ્યા. પરિણામે એને બહારની ગરમીથી રક્ષણ મળી ગયું.દરેક સ્ટેશને બરફની પાટો આવતી. એને માટે તારથી સંદેશા પાઠવી દીધા હશે.

જેનેટની આંખો રાહેજ ઘેરાણી હતી ને હું પાસે વિચાર કરતો બેઠો હતો કે, પારકા પરદેશમા પણ કેટલી મદદ મળી ગઈ ! ઈશ્વરની કેવી દયા ! ને એ વાક્ય સાથે જ મન બોલી ઊઠયું,કે 'દરેક માનવીમાં ઈશ્વર વસે છે ને ! એ ઈશ્વરી તત્ત્વની દયા હતી. માનવ પણ કેવો છે ! એ દાનવ પણ બની શકે છે ને દેવ પણ બની શકે છે.'

કલાકો વીતી રહ્યા હતા. ટ્રેન ટોકિયો તરફ જઈ રહી હતી. મન શાંત થતાં પેટનો અવાજ સંભળાઈ રહ્યો હતો. જેનેટ માંદી પડી ત્યારથી હું ભૂખ ને ઊંઘ વીસરી ગયો હતો. અત્યારે ભૂખ લાગી હતી. સાથે કશું ખાવાનું તો હતું જ નહિ ને એ ટ્રેનમાં ડાઈનિંગ કાર પણ નહોતી. હજી આવા વિચારમાં હું હતો ત્યાં જ જેનેટ માટે ઠંડી બાલી અને મારા માટે ગરમાગરમ ખાવાનું હાજર થઈ ગયું. સાથે ફળ પણ હતાં. મને થયું કે,મારી પાસે અલ્લાદીનનો જાદુઈ દીવો તો નથી આવી ગયોને ! જે ઇચ્છું છું તે તરત હાજર થઈ જાય છે. બપોરની વેળા હતી અમારી ટ્રેઈન લગભગ ૧૦૦ ડીગ્રી ગરમીમાં જઈ રહી હતી. પરંતુ અમારું કમ્પાર્ટમેન્ટ ખૂબ જ ઠંડું હતું જેનેટનું કપાળ, ગરદન, ખભા અને માથું બધુ જ લગભગ બરફથી લાદી દીધું હતું. અમારે તો બે આગથી બચવાનું હતું : જેનેટની અંદર લાગેલી આગથી ને બહાર વરસતી આગથી. ઈશ્વરકૃપાથી ને મનુષ્યયત્નથી જેનેટ બચી ગઈ હતી.

સ્ટેશન પર એમ્બ્યુલન્સ હાજર હતી. તે જોઈને મને થયું કે એમણે કેટલો બધો બંદોબસ્ત કરી રાખ્યો હતો ! જેનેટને એમ્બ્યુલન્સમાં લઈ ગયા ને હું આભાર માનવા પ્રધાનની પાસે ગયો ને કંઈ કહું તે પહેલા એમણે મારો હાથ પકડી લીધો ને બોલ્યા : ' કંઈ જ કહેવાની જરૂર નથી. મેં તો મારી ફરજ

-આચારમાં ઉતાર્યો હોય એટલો જ ઉપદેશ આપો



બજાવી છે. અમારા દેશમાં તમે અમારા મહેમાન છો. તમને મદદ કરવી એ અમારી ફરજ છે.' એમ કહીને કહ્યું : ' હું આશા રાખું છું કે જેનેટ જલદી હરતીફરતી થઈ જશે.'

ફરીથી મારી વાણી વિલીન થઈ. આંખો જ બોલી ઊઠી. મેં અશ્રુભીની આંખોએ ને ગદ્‌ગદ હૃદયે ફરી હસ્તધૂનન કર્યું અને વિદાય લીધી. ડૉકટરોએ કહ્યું કે જેનેટ બરફની સારવારથી જ બચવા પામી હતી. આજે એ વાતને વર્ષો વીતી ગયાં છે. જેનેટ તંદુરસ્ત છે ને એક બાળકની માતા પણ બની ચૂકી છે.

પરંતુ હું બહારગામ હોઉં કે મારે ગામ હોઉં, જ્યાં હોઉં ત્યા મારા જીવનનું એક જ ધ્યેય રહ્યુ છે. જેમ મારે મારા કામ માટે બીજાના દેશમાં જવું પડતું તેમ બીજાને પણ મારા દેશમાં આવવું પડતું હશે. ને એ આવનાર મહેમાનને સરળતા થાય, અગર એમને કોઈ મૂંઝવણ હોય તેમાં મદદરૂપ થવું એ જ મારું ધ્યેય રહ્યું છે.

મારી દીકરી જેનેટની જિંદગી બચાવનારા લોકોનો હું ઋણી છું. એમણે શીખવ્યું છે, કે પૈસાથી ન થાય તે જાતથી—ત્યાગથી થાય. મારા જેવા એક અદના ને અજાણ્યા માનવી પ્રતિ એમણે બતાવેલાં માયા, મમતા ને લાગણીને હું કેમ ભૂલી શકું ?

'એ ઋણ ચૂકવવાની મને તક મળે છે ત્યારે ખૂબ આનંદ થાય છે. એટલે જ એવી તકને વધાવી લેવા હું આતુર હોઉં છું.'

એમની વાત સાંભળીને અમને ખૂબ આનંદ થયો. ચા પૂરી થઈ. એ જઈ રહ્યા હતા. અમે આભાર માનવા જતા હતાં ત્યા એ હસીને બોલ્યા : ' આટલી વાત સાંભળી તોયે આભાર માનો છો ? આભાર તો મારે તમારો માનવો જોઈએ, કે મારું ઋણ થોડે અંશે અદા કરવાની મને તમે તક આપી.'

એ ગયા. પણ એમની વાતના ભણકારા અમારા કાનમા ગુંજતા જ રહ્યા. થોડી વારે મેં મારા પતિને પૂછ્યું કે, 'આપણો દેશ તો અતિથિસત્કાર માટે જાણીતો છે છતાં આપણે આટલુ કરીએ ખરા ?'

મારા પતિએ કહ્યુ કે, ' આપણામાંથી તો આવા કો'ક નીકળે, પરન્તુ આપણા પ્રધાનો આવું કરે ખરા ?' [ અંગ્રેજી ઉપરથી ]



# ' એક હસે, એક રડે !'

સ્મૃતિના વિશાળ પટારામાં સંઘરાયેલા વર્ષો–પૂર્વેના એક અનુભવની સ્વાનુભવની આ કહાણી છે.

ઑલ ઇન્ડિયા રેડીઓના મુંબઈ કેન્દ્ર પરથી મારું એક નાટક પ્રસારિત થવાનું હતું. ચોક્કસ તારીખ યાદ નથી રહી, પરંતુ એ દિવસ હું કદી વીસરી શકવાનો નથી. કેમકે એ જ દિવસે મારા એકમાત્ર સગા ભાઈનો દેહાત થયો હતો. મારા ખ્યાલ મુજબ ૧૯૩૭ની સાલ હતી. આમ આજથી સુમારે ત્રીસ વર્ષ પહેલાંની આ વાત છે.

એ દિવસોમાં રેડીઓ પર ભાગ્યે જ નાટકો ભજવાતાં તેમાયે ગુજરાતી નાટકો તો 'પા–પા પગલી' જેવા હતા, છતાં એનું આકર્ષણ ભારે હતું. કારણકે ખુદ રેડીઓનું આકર્ષણ એ જમાનામા નવું નવું હતુ. રેડીઓ ત્યારે ઘેરઘેર નહોતો પહોંચ્યો. શ્રીમંતોના ઘરમા ને મોટી હોટલોમા એ વાગતો.

રેડીઓ–નાટકોની પરિસ્થિતિ એ દિવસોમાં એવી હતી કે, નાટક લખવું પણ અમારે ને ભજવવું પણ અમારે જ. રિહર્સલો પણ ઘેર જ કરવા પડતાં.

સ્ત્રી-પાત્ર તો રેડીઓ પર બોલવા માટે મળે જ નહિ. તેમાંયે નાટકમાં કામ કરવાની વાત આવે તો સ્ત્રીવર્ગ સો ગાઉ દૂર ભાગે એવો એ જમાનો.

તો પણ જે રેડીઓ-નાટકની હું અહીં વાત કરી રહ્યો છું એમાં સ્ત્રીનું પાત્ર ભજવવા માટે અમે એક સ્ત્રી શોધી કાઢી હતી. એ હતી ગુજરાતી રંગભૂમિ પર લોકપ્રિય બની ચૂકેલી મહારાષ્ટ્રી અભિનેત્રી શ્યામાબાઈ એને અમે રેડીઓ પર લાવવામાં સફળ થયા હતા. એના ગુજરાતી ઉચ્ચારો જોઈએ તેટલા શુદ્ધ ન હતા. પણ દેશી નાટકસમાજના તખ્તા પર એણે સારી એવી ખ્યાતિ મેળવી હતી.

જે નાટક અમારે ભજવવાનું હતું તેનું નામ હતું—'દૂધવાળીનો દાવો.' બંકીમ બાબુની એક બંગાળી હાસ્યકથા પરથી આધારિત અને રૂપાન્તરિત કરેલું અર્ધા કલાકનું રેડીઓ નાટક. એમા ત્રણ-ચાર ગીતો પણ અમે ગોઠવી દીધાં હતાં. એ દિવસોમાં ગીત-સંગીત વિનાના નાટકને કોઈ નાટક તરીકે સ્વીકારવા તૈયાર ન થતું ત્રીસ મિનિટના આ નાટકનાં ગીતો માટે પણ રિહર્સલો લેવા પડતાં.

'દૂધવાળીનો દાવો' મઝાનું કોમેડી નાટક હતું તેમા એક કની નામની મહિયારણની મંગળી ગાય ચોરાઈ જતા ગામના એક વાળંદ પર તે દાવો માંડે છે અને આ દાવામાં પોતાના સાક્ષી તરીકે ગામના એક અલેલટપ્પુ બ્રાહ્મણ કરસન મહારાજને કોર્ટમાં ખેંચી લાવે છે. પરંતુ આ મહારાજ સ્વભાવે જીદ્દી, વાતોડિયો, દોઢડાહ્યો, આળસુ તથા અલ્લડ હોવાથી વકીલ તેની તપાસ લે છે ત્યારે એવા રમૂજી જવાબો આપે છે કે,તે સાંભળીને હરકોઈને હસવું આવી જાય.

ઉદાહરણ તરીકે આ મહારાજને એનુ વય પૂછવામાં આવે છે અને એ પોતાને કેટલાં વર્ષ, મહિના, દિવસ, કલાક, મિનિટ અને સેકંડ થયા એ બધું રમૂજી શૈલીમાં કહી સંભળાવે છે.

આખું નાટક આવા હસાવનારા પ્રયોગોથી ભરપૂર હતું. નાટકનો નિર્માતા હુ અને કરસન મહારાજનુ પાત્ર પણ મારે ભજવવાનુ કની મહિયારણનું કામ અભિનેત્રી શ્યામાબાઈએ સ્વીકાર્યું હતું. એ પાત્ર પણ રમૂજની રસછોળો ઉડાડનારું હતું.

નાટકના રિહર્સલો પૂરા થયાં હતાં. અને જે રાત્રે નાટક બ્રોડકાસ્ટ થવાનું હતું એ કમનસીબ દિવસે સવારમાં જ મારા પર આભ તૂટી પડ્યું. ઘેરથી તાર આવ્યો. સૌરાષ્ટ્રમાં મારા એકના એક નાના, નવજુવાન, અવિવાહિત ભાઈનું મૃત્યુ નીપજ્યું હતું. ટી. બી. નો દર્દી હતો, એટલે ડાક્તરોની સલાહ મુજબ એને છેલ્લા કેટલાક સમયથી દેશમાં જ રાખ્યો હતો. પણ મારો એના પર અપાર સ્નેહ. એકનો એક ભાઈ એટલે લાડકો પણ ખૂબ.

મારી એકલવાયી માતાના હૈયે આ કેવો વિષમ આઘાત હતો, એ ખ્યાલે હું ધ્રૂજી ઊઠ્યો. કોઈ પણ સંજોગમાં રાતે મારે ઊપડી જવું જ રહ્યું.

એ રાત્રે મેલ ઊપડવાના ટાણે તો મારૂં નાટક રેડીઓ સ્ટેશન પર મારે ભજવવા જવાનું હતું! બબ્બે માસ પૂર્વે તારીખ તથા સમય નક્કી થયેલ. 'ઇન્ડિયન લિશનર,' 'નભોવાણી' અને સ્થાનિક દૈનિકપત્રોમાં આ નાટક આજે ભજવવાનું છે એવી પ્રસિદ્ધિ સુદ્ધાં થઈ ચૂકેલ. એ નાટક ભજવ્યા વિના જ સૌરાષ્ટ્ર ઊપડી જાઉં કે શું કરું, એ મારા માટે અતિ મોટું ધર્મસંકટ હતું.

હવે ગણતરીના કલાકો જ હતા, અને એ ટૂંકા સમયગાળામાં કરસન મહારાજની કોમિક ભૂમિકા, જે મેં અપાર જહેમત અને ઉત્સાહથી તૈયાર કરી હતી, તે એમ સહજમાં કોઈ કલાકાર તૈયાર કરી શકે એ બનવાજોગ નહોતું. એવો કલાકાર હોય તોપણ સહજમાં એને શોધી શકાય તેમ નહોતું. અને ફક્ત આ કારણે આખું નાટક ભજવાતું અટકાવવાનું પણ પાલવે તેમ નહોતું.

રેડીઓ પર અમારા નવા નવા સંબંધો સ્થાપિત થયા હતા.અમે એ તોડી નાખવા માગતા નહોતા. તદુપરાંત એક બીજું સત્ય પણ મારી સામે ડોળા ઘુરકાવી રહ્યુ હતું. નાટક ભજવાય તો મારા હાથમાં જે નાનીસરખી રકમ આવે, એ પણ મારા કફોડા આર્થિક સંજોગો વચ્ચે, ખૂબ જ ઉપયોગી થઈ પડવાની હતી. કેમકે, જે પ્રસંગે હું જઈ રહ્યો હતો તેમા પણ પૈસાની અગત્ય જરાય ઓછી નહોતી.

પણ એક બાજુ સગા ભાઈના મૃત્યુનો કારમો ઘા, અને બીજી બાજુ જીવનની આ બધી વસમી મૂંઝવણો! 'શું કરું? ક્યા જાઉં?' કંઈ સમજ પડતી નહોતી. કંઈ ચેન પડતું નહોતું. વિષાદના ઠંડાગાર હીમ નીચે બુદ્ધિ થીજી ગઈ હતી.

અને આ વિકટ પરિસ્થિતિમાં, અભિનેત્રી શ્યામાબાઈ મારી મદદે આવી. આશ્વાસનથી મને શાંત પાડયા બાદ કહેવા લાગી : 'નહિ, નહિ, નાટક ભજવ્યા વિના તમારાથી હરગિજ નહિ જવાય. તમારે તે ભજવવું જ રહ્યું....'

આંખમાં આંસુ અને હૈયામાં વેદના ઊભરાતી હતી. મેં કહ્યું : 'શી રીતે, બહેનબા ? તમે એમ ધારો છો, કે આવી શોકાતુર હાલતમાં ખડખડાટ હસાવનારા આ સંવાદો માઈક પર મારાથી બોલી શકાશે ?'

હું ડોકું ધુણાવી રહ્યો હતો. પણ શ્યામાબાઈ નટી હોવા છતાં પણ વ્યવહારુ સ્ત્રી હતી. નાટકની પ્રસિદ્ધિ થઈ ચૂકી હતી. શ્રોતાઓમાં એ સાભળવા માટે ઇન્તેજારી હતી. નાટકમાં શ્યામાબાઈ કામ કરે છે એ આકર્ષણ હતું. અમારી રેડીઓ ડ્રામા-પાર્ટી હજુ નવીસવી સ્થપાઈ હતી. અમારે માટે એ માત્ર આબરૂનો જ નહિ, અસ્તિત્વનો સુદ્ધાં સવાલ હતો. ખુદ મારે માટે તો વર્તમાન સંજોગોમાં એ આર્થિક સવાલ પણ બની રહ્યો હતો. કેમકે, નાટક ભજવાય તો જ થોડી રકમ હાથમાં આવે, જેની પાઈએ પાઈ એ સંજોગોમાં મને ઉપયોગી હતી. દેશમાં જઈને ભાઈની ઉત્તરક્રિયા પણ એમાંથી જ કરવાની હતી અને ગજવામાં તો ઠનઠનપાળદેવ બિરાજમાન હતા !

વધુમાં ફરસન મહારાજની કૉમિક ભૂમિકા ભજવવા માટે થોડા કલાકોમાં જ તયાર થાય એવો કોઈ કલાકાર અમને દેખાતો નહોતો.

હવે નાટક ન ભજવાય તો આ બધી મહેનત પાણીમાં જાય અને પૈસા માટે પણ મારે બીજા પાસે હાથ ધરવો પડે તેમ હતું. આ બધી જટિલ સમસ્યા શ્યામાબાઈએ પોતાની ઠરેલ બુદ્ધિ મુજબ મારી સામે રજૂ કરી દેતા છેવટે કહ્યું : 'તમારો લાડકો ભાઈ કદી પાછો આવવાનો નથી, જેઠુભાઈ. પણ એની વ્યથામાં નાટક નહિ ભજવો, તો ખુદ તમારા ભાઈનો આત્મા પણ જ્યાં હશે ત્યાં દુઃખ અને શોકના સાગરમાં ડૂબી જશે.'

હું આભો બની ગયો. શ્યામાબાઈના આ શબ્દોએ મને લાચાર બનાવી દીધો.

શ્યામાબાઈને મારા બીમાર બંધુ વિશે આ બધી માહિતી હતી. આથી જ તો મારા ભાઈને અમારા નાટકોમાં કેટલો ઊંડો રસ હતો એની ટકોર એણે આ શબ્દોથી કરી હતી, જેની સામે મારી પાસે કોઈ જવાબ નહોતો. શ્યામાબાઈની આ છેલ્લી દલીલે તો મને મૂંગો જ બનાવી દીધો.

અને વેદનાભર્યા હૈયા પર ગજિયો પથ્થર મૂકી રાખીને છેવટે મેં નાટકમાં કામ કરવાની કબૂલાત આપી દીધી. અને રાતે આકાશવાણીના મુંબઈ કેન્દ્ર પરથી અમારું 'દૂધવાળીનો દાવો' નાટક બ્રોડકાસ્ટ થયું ત્યારે મારા એક રમૂજી ગીતથી જ તેનો ઉપાડ થયો. એ ગીતના સર્વપ્રથમ બોલ હજુ આજે પણ મારી સ્મૃતિમાં સચવાઈ રહ્યા છે :

દુનિયા બધી દીવાની ને
બંદા ડાહ્યા એક છે રે, ડાહ્યા-ડમરા એક છે રે.

અર્ધા કલાકનુ આ રેડિયો નાટક હતું એમાં વધુમા વધુ હાસ્યરસિક સંવાદો તથા વિનોદી ગીતો મારે ફાળે આવ્યાં હતાં. એ બધાં હું એ વખત ક્યા જુસ્સામાં અને કેમ કરતાં બોલી શક્યો હોઈશ, એ હું આજે પણ નથી જાણતો, કેમકે હૃદય તો એ બધો જ વખત શોકસાગરમાં તરબોળ હતું.

હું રોતો હતો. જગત હસતું હતું.

'કોઈ હસે, કોઈ રડે'નો સૃજનજૂનો ખેલ આમ ભજવાઈ રહ્યો હતો. પણ આ પરિસ્થતિમાં યે એવું લાગતું હતું, કે જાણે કોઈ અનામી ને અદીઠ શક્તિ મારામાં પ્રવેશીને મને જોશ આપી રહી હતી. શી ખબર ! કદાચ રેડીઓ નાટકના રસિયા મારા વહાલસોયા ભાઈનો આત્મા પણ મારી મદદે આવ્યો હોય....ગમે તેમ, પણ નાટક પૂરુ ભજવાયું.

શ્યામાબાઈએ મને ધન્યવાદ આપતાં કહ્યું કે નાટક 'વિન' ગયું છે ત્યારે પણ મારી રોતી સૂરત પર હાસ્યનુ મોતી ચમકી શક્યું નહોતું. પરંતુ આકાશવાણીના ડાયરેક્ટર શ્રી ધોલેકર, જેઓ પોતાની કેબિનમાં બેઠાં બેઠાં સાંભળી રહ્યા હતા તેમણે પણ જ્યારે નાટકનાં વખાણ કરી પુરસ્કારનો ચેક મારા હાથમાં મૂક્યો ત્યારે મહામહેનતે ખાળી રાખેલાં અશ્રુઓનો ધોધ આંખોમાંથી વહી નીકળ્યો.

અને શ્રી ધોલેકરને જાણ થઈ કે આ રમૂજી નાટક તો વિપરીત સંજોગોમાં ભજવાયું હતું ત્યારે એમના મુખમાંથી ઉદ્દગારો સરી પડ્યા : 'કોઈ હસે, કોઈ રડે, એવી છે આપણી આ દુનિયા.' ▣

વિઠ્ઠલ પંડ્યા

# 'ત્રીજો ભાઈ!'



ઉતરતા ઉનાળાના ધીખતા દિવસો હતા. એવી એક બપોરે, પીઠ પાછળના પાટિયાને અઢેલી, આંખો મીંચીને પ્રવીણ બેઠો હતો. પરંતુ ગાડીના ખણડાટમાં અને આસપાસ બેઠેલા ટોળાની ખાખા-ખીખીના અવાજોમાં, એની આંખો ભારે થઈ હતી, છતાં એને ઊંઘ આવતી નહોતી.

આજુબાજુ બેઠેલુ ટોળું ખેડબ્રહ્મા તરફથી આવતું હતું એમાં બે જણ સિવાય બીજાં બધાં આધેડો અને વૃદ્ધો જેવા જ હતાં. એ બધાં એક જ કુટુંબની વ્યક્તિઓ હોય એમ, ઘરબાર તથા નાતજાતની વાતો રસપૂર્વક ને આત્મીયતાથી કરતાં હતાં. એક-બીજાની મજાકમશ્કરી પણ કરતા અને પછી ખડખડાટ હાસ્યથી નાનાસરખા એ ડબાને ભરી દેતાં.

પત્નીને પોતાની માંદલી બા પાસે મૂકીને પ્રવીણ મુંબઈ જઈ રહ્યો હતો; એટલે એમના વિચારોમાં ડૂબ્યો હતો. ત્યાં આ લોકોના અટ્ટહાસ્યે પાછો એમની વાતો તરફ ધ્યાન પરોવતો. એ ટોળામાંના એક વડીલ, જેમને કેટલાંક 'દામુકાકા' કહીને સંબોધતાં હતાં એ દામોદર, વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા હોવા છતાં હજી તંદુરસ્ત લાગતા હતા. વાતો કરી અન્યને હસાવતા પણ હતા. એમનાં પત્ની પણ ઉંમર વટાવી ગયાં હોવા છતાં શરીર ને મનથી હજી તાજાંસાજાં દેખાતાં હતાં. એ પતિપત્નીની આસપાસ બીજાં બધાં ડાળાંપાંખડાંની જેમ વળગેલાં હોય એમ લાગતું હતું.

નાંદોદ–દહેગામ પછી એમણે નાસ્તો કરવા ભાતું છોડયું. સમૂહમાંના દરેકને થેપલા આપી દામોદરના પત્નીએ એક છેડે બેઠેલા પ્રવીણ તરફ પણ હાથ લંબાવ્યો : 'લ્યો ભઈ! અમારી પરસાદી ચાખો !'

પ્રવીણે આ વિવેકની સામે નમ્રતાપૂર્વક હાથ જોડી 'ના' કહી. અને પાછો આદબ ભીડી બેઠો રહ્યો.

તો એ બાઈએ કહ્યું : 'અરે, ભઈ! રાંધેલુ ધાન્ય માત્ર પરસાદી છે અને એના પર તો બધાનો હક્ક છે. તમે 'ના' પાડો એટલે પછી અમારાથી કેવી રીતે ટુકડો મોંમાં મુકાય? લો, વધારે નહિ તો એક ઢેબરું અને સુખડીનું એક ચોસલુ !' કહી ઊભા થઈ આત્મીયતાપૂર્વક પ્રવીણના હાથમાં એ મૂકી દીધું.

પ્રવીણ આભારવશ થઈ ગયો. એ બાઈમાં એણે પોતાની સગી જનેતાની મમતા ભાળી. દામુકાકાએ પણ એનો ક્ષોભ ટાળવા કહ્યું : 'અરે ભઈ! આ તો પંખીનો મેળો છે. આજ આંઈ તો કાલ વળી ક્યાંય! સૌ સૌને મારગે ચાલ્યાં જશે ! ક્યાં જવું છે તમારે?'

ઢેબરાની કોર ભાંગતાં ભાંગતાં પ્રવીણે જવાબ દીધો : 'મુંબઈ.'

'લ્યો ! ત્યારે તો આપણે ઠેઠ સુધીનો સથવારો. પણ એકલા છો કે કોઈ છે ભેગું ?'



'ના કાકા; અત્યારે તો એકલો જ છું.'

'ફિકર નહિ. અમે બાર ભેગા તમે તેરમા જણ.' કહી દામુકાકા હસ્યા · 'બ્રાહ્મણ છો ?'

'ના, મિસ્ત્રી.'

'કશ્યો વાંધો નહિ. ભગવાનને ત્યાં ક્યાં એવા ભેદ છે ?' કહી એ બાઈએ વાતમાં સૂર પુરાવ્યો: 'ભેદ તો આપણે આપણા સ્વારથ કાજે પાડ્યા છે !'

પછી સૌ નાસ્તો કરવામાં પડ્યાં. અંદરોઅંદર વાતોય થતી રહી. ગમ્મતગોષ્ટિ ચાલી. એકે તો દામુકાકાનાં પત્ની ચંચળ કાકીનીય રેવડી ઉડાવી : 'ચંચીકાકીનો ખાવાનો 'ટેસ' આપણા વડાં પરધાન જેવો છે ! તબિયત જેટલી જ એ વાનગીઓની ચીવટ રાખે છે !'

તો ચંચળકાકીએ પણ આ વિધાનનો હસીને જવાબ દીધો : 'ભઈ, આપણે તો ભૂખ્યા પેટે મરવામા નહિ, ખાઈપીને મરવામાં માનીએ છીએ. પછી બીજી ચિંત્યા શા માટે રાખવી ? લ્યો, તમે ય છોટાભઈ ?' કહી એકને પાછો આગ્રહ કર્યો.

વાતોવાતોમાં સરદારગ્રામ સ્ટેશન આવી ગયું. નાસ્તો કરી, પાણી પી, બધાં બીજી વાતે વળ્યા. સાંજ ઢળવા આવી હતી અને રાતના મેઈલમાં બધાં મુંબઈ જવા ઇચ્છતા હતા. આથી આ ગાડીમાંથી ઊતરી, સ્ટેશન પર જ બે કલાકનો વિસામો લઈ, મુંબઈની ગાડી પકડવાની હતી.

પ્રવીણને એટલા સમય દરમ્યાન અમદાવાદમાં એક સ્નેહીને મળવા જવું હતું. આથી પોતાની બેગ એ લોકોને સોંપી એ તરત બહાર નીકળી ગયો.

કલાકેક પછી એ પાછો આવ્યો ત્યારે સૌ મેલ-ગાડીના પ્લેટફોર્મ પર જવાની તૈયારી કરી રહ્યાં હતાં. હમાલ પાસે સામાન ઊંચકાવી, નીચેના બોગદામાથી પસાર થઈ, પેલી તરફ એમને જવું હતું. પરંતુ બોગદામાંથી પસાર થઈ રહ્યાં હતાં ત્યાં જ એક અણધારી ઘટના બનવા પામી

ચંચળ કાકી ચાલતાં ચાલતાં ઓચિંતાં એ બોગદામાં જ ફસાઈ પડ્યા ! નીચે પડ્યાં એવાં જ બેહોશ થઈ ગયાં અને એમનું શરીર પણ ઠંડું પડી ગયું હોય એમ લાગ્યું

બધાં ગભરાઇ ગયાં. કલાક પછી પ્લેટફોર્મ પર મેલ આવી ઊભો રહેશે અને આ બાઈની તો આવી દશા છે ! શું કરવું ? દામુકાકા બિચારા ઘાઘા થઈ ગયા હતા. છેવટે બધાં એવા નિર્ણય પર આવ્યા કે ચંચળકાકીને કોઈ હૉસ્પિટલમાં તાબડતોબ ખસેડવાં. પ્રવીણ તરત સ્ટેશન માસ્તરની મદદ લેવા દોડયો.

સ્ટેશનની હદમાં આ પ્રસંગ બન્યો હતો એટલે માસ્તરે વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલમા ફોન કરી તરત એમ્બ્યુલન્સ ગાડી મંગાવી. પણ હવે કોણ એમની સામે જાય અને કોણ રહે ? બાકીનાં બધાંને ગાડી પકડવી હતી. ગાડી ન પકડે તો ટિકિટો નકામી જાય એની ચિંતા હતી. સહુને એ સ્વાર્થ આડે આવતો હતો. આથી ચંચળ કાકીના બેહોશ દેહને એમ્બ્યુલન્સમાં ગોઠવ્યો. એટલામાં એક-પછી-એક, 'દવા-પાણી બરાબર કરાવજો !' 'ઉતાવળ કરતા નહિ !' વગેરે શુષ્ક આશ્વાસનનાં વચનો ઉચ્ચારી ચાલતા થયાં.

સામાન્ય સગાંવહાલાં તો આ ધર્મસંકટ વેળા ન રોકાયાં. પણ દામુકાકાના કાકાના દીકરા ને એમનાં વહુ પણ સાથે હતાં. એય, 'હવે હૉસ્પિટાલમાં ગોઠવણ થઈ છે. અમારી શી જરૂર છે ? નાહક ખરચો થાયને ?' કહી, થોડાં સલાહ–સૂચનો આપી, ગાડી ક્યાંક ચૂકી ન જવાય એ ખાતર, 'હેંડો, જલદી કરો !' કહેતાં અદૃશ્ય થયાં.

રહ્યો માત્ર પેલો પરનાતનો ને અજાણ્યો યુવાન પ્રવીણ ! બાઘાની જેમ એકલા ઊભા રહેલા દામુકાકાને એણે કહ્યુ : 'ફિકર ન કરતા, કાકા ! મારી બેગ 'ક્લૉક'માં મૂકીને હું તમારી જોડે આવુ છું.'

'પણ... પણ....ભઈ, તમારી ટિકિટ !....તમે ગાડી ચૂકશો તો...'

'ગાડી તા કાલેય મળશે. રોજ ચાર–છ દોડે છે. એની ચિંતા શા માટે ? ઊભા રહેજો, આવું છું.' કહી એ દામુકાકા જોડે વાનમાં બેસી ગયો. મોટર હૉસ્પિટલ જવા ઊપડી.

'કોઈ કરતા કોઈ ન રોકાયુ !' પત્નીના બેહોશ દેહ તરફ જોઈ દામુકાકા હતાશ સ્વરે કહેવા લાગ્યા :

'મારો ભઈ પણ નહિ ! એની વઉ પણ નહિ !'

'હશે. એનો હવે શો અફસોસ ! સગાવહાલાંનુ તો એમ જ હોય કાકા !'

'પણ પરવીણભાઈ ! તમારાં આ કાકીએ અને મેં કોઈનાંય સુખદુઃખ વખતે મોં સંતાડવા જેવું નથી કર્યું ! તોયે જુઓ ને, કોઈનેય શરમ આડી આવી ?'

'એ તો ગાડીમા ચંચળકાકીએ ખાવાનો ડબો



છોડ્યો અને બધાં ભૂખ્યાં ગીધની જેમ ત્રાટક્યાં હતાં ત્યારેય કોઈના મોં પર શરમ મેં નહોતી દીઠી ! પછી શું વસવસો રાખવો, કાકા ? ચાલો, જવા દો એ વાત ! પણ એ કહો, અમદાવાદમાં તમારું કોઈ સગું-વહાલું ખરું ?'

'મારો એક દૂરનો ભાણેજ છે ખરો !'

'ક્યાં રહે છે ?'

'સારંગપુરમાં.'

'એને ખબર આપવા છે ?'

'જોઈએ. ઈસ્પિતાલમા પહોચ્યા પછી વાત.'

હૉસ્પિટલમાં એમને દાખલ કર્યા બેત્રણ ડૉક્ટરોએ એમને તપાસ્યા. પણ રિપોર્ટ આઘાતજનક હતો બાઈ મૃત્યુ પામ્યા હતા !

દામુકાકા આક્રંદ કરી રડ્યા પ્રવીણનુ હૈયુંય દ્રવ્યુ પણ ડાકટરોએ બાઈનુ શબ આપવા ના પાડી એટલે દુ ખમાય. ગાડા જેવા થઈ બેઠેલા દામુકાકાને એમણે મૂંઝવતા સવાલો પૂછ્યા 'બાઈ એ શુ ખાધુ હતું ? ક્યાથી ખાધુ હતું ? ચા ક્યા પીધી હતી ? કોઈએ ઝેર આપ્યું હોય એવો અમને શક છે માટે પોસ્ટમોર્ટમ કરવુ પડશે !'

દામુકાકા ઘણુંય વલવલ્યા. પ્રવીણે પણ વિનંતિઓ કરી. પણ ડૉક્ટર એકના બે ન થયા !

'ઓણે માત્ર બે ઢેબરાં ને સુખડીના ત્રણચાર ઢાળિયા ખાધા'તા; સાહેબ ' દામુકાકાએ આસુ ખાળતાં જવાબ દીધો 'પછી ઈસ્ટેશન પર વટલોઈ ભરીને શેરડીનો રસ લાવેલો તેમાથી એક પવાલુ એણેય પીધું'તુ ! બસ, એ પછી કાંઈ જ નહિ, સાહેબ ! અને એને વળી ઝેર દેવા તે કોણ જાય ? પણ એ તો મારુ કરમ આડું ફાટ્યું કે.. ' કહેતાં કહેતાં એ પાછા રડી પડ્યા.

પરંતુ ડૉક્ટરો એવી દયા ખાય તો નીતિ ચૂક્યા કહેવાય ને ? એટલે બાઈની લાશ પોસ્ટમોર્ટમ માટે લઈ ગયા.

પ્રવીણ દામુકાકાને રિક્ષામાં બેસાડી પેલા ભાણેજને ત્યાં લઈ ગયો. સારંગપુરમાં એના ઘરનું બારણું ખખડાવ્યું, તો એ ભાઈ દામુકાકાને જોઈ કહે .

'કોણ દામુકાકા ? હુ તમને ઓળખતો નથી !'

દામુકાકા એનો જવાબ સાભળી પથ્થરની જેમ ત્યાં જડાઈ ગયા. પછી અપમાન પામ્યા હોય તેમ પાછા વળતા હતા. ત્યાં તો ઘરમાંથી એની પત્ની આગળ આવી, અને દામુકાકાની લાજ કાઢતાં બોલી ઊઠી : ચીંચણવાળા દામુમામાને તમે ન ઓળખ્યા ? આવો મામા, ઘરમાં આવો.'

પરંતુ આભડછેટવાળા લૂગડે અંદર શી રીતે જવાય ? છેવટે એ શાંતિલાલને જ બહાર બોલાવી પ્રવીણે બધી હકીકતથી વાકેફ કર્યો. તે સાંભળીને એ માથું ખંજવાળવા મંડ્યો :

'આમાં હું શું કરી શકું એમ છું ?'

'શું તે અત્યારે તો કાંઈ બની શકે એમ નથી. પણ સવારે તમારાં સગાં–વહાલમાંથી સાત–આઠ માણસોને બોલાવી, હૉસ્પિટલ પર આવી જજો. બપોર પહેલાં લાશનો કબજો મળે તો આપણે અગ્નિદાહ દઈ શકીએ.'

'ભલે,' કહી એ ઘરમાં ગયો. પરંતુ એની પત્નીની સલાહથી ઊંઘવાનું માંડી વાળી છેવટે આ લોકો સાથે જોડાયો. એમણે પોસ્ટ ઑફિસે જઈ, મુંબઈ દામુકાકાના બે છોકરાઓ પર અરજન્ટ તાર કર્યો અને પછી હૉસ્પિટલ પર પાછા આવ્યા.

બીજે દિવસે બપોર પછી ત્રણ વાગે માંડ લાશનો કબજો એ મેળવી શક્યા. બાઈ હૃદયરોગના હુમલાથી મૃત્યુ પામ્યાં હશે એવો અભિપ્રાય મળ્યો.

છેવટે ચારેક વાગે મુંબઈ થી બે પુત્રો આવી પહોંચતા ચચળકાકીના નશ્વર દેહને દૂધેશ્વરના આરે અગ્નિસંસ્કાર કરવામાં આવ્યા.

સૌકોઈ આવ્યું હતું એમ વીખરાઈ ગયું.

પ્રવીણ, દામુકાકા ને એમના બે પુત્રોય ભારે હૈયે મુંબઈ જતી રાતની ગાડીમા બેઠા. ગમગીન ચહેરે બેઠેલા દામુકાકાએ પોતાના બે દીકરાઓને ઉદ્દેશીને કહ્યુ :

'ચંપક ! કપિલ ! તમારી ગંગા જેવી પવિત્ર મા તો ગઈ ! પણ આ પ્રવીણભાઈ મારા દુઃખમા ભાગીદાર ન થયા હોત તો તમારી માની અને મારી લાશ અમદાવાદની ઈસ્પિતાલમાં રઝળત ! સગાવહાલા તો જોઈ લીધાં ! પણ આ પારકા છોકરાએ તમારા માજણ્યા ભાઈ કરતાય ઘણું બધું આપણે માટે કર્યું છે ! એટલે દીકરાઓ, આજથી એને તમે ત્રીજો ભાઈ ગણજો !'

એ ચારેયની આંખોમા આસુની ટશરો ફૂટી આવી.



સ્વાર્થથી દૂર રહો, પરમાર્થની પાસે જાઓ.





# વતનનો સાદ

અઢારમી સદીની વાત છે. 'મારે તેની તલવાર અને જોર કરે એનું જુદ્ધ' 'ભેટે તલવાર બાંધી હાકલ કરે એની નામના' એવો એ જમાનો. સૌ પોતપોતાના રાજમાં રાજા અને જોર કરીને કોઈ ઝૂંટવી લે તો રાજ વગરના એવી અંધાધૂંધી એ જમાનાના કચ્છનો રાવ હોય કે મોરબીનો રાજા હોય. વેરાવળનો દીવાન હોય કે માંગરોળનો શેખ હોય. એનો અવાજ એ કાયદો. એ મન ફાવે એ કરી શકે અને મનફાવે તેને મારી શકે. એને પૂછનાર કોઈ નહિ.

એ જમાનામા દરિયા ઉપર પોતપોતાની સત્તા વધારવા સૌકોઈ પ્રયાસ કરતું સારાં સારા વહાણ બંધાવવા અથવા ખરીદ કરવા દરેક રાજ્ય પ્રયાસ કરતું. કોઈ જાણીતો સાગરખેડુ જણાય તો પોતાને ત્યા પાઘડી બંધાવી નોકરીએ રાખી લેવા હરીફાઈ થતી. અંદર અંદર કાવાદાવા થતા

જૂનાગઢમાં એ જમાનામાં નવાબ રાજ કરતા. નવાબના હાથ નીચે માંગરોળ હતું નવાબ દર વર્ષે માંગરોળ પાસેથી ખંડણી ઉઘરાવતા. માગરોળને પોતાના તાબામાં જકડાયેલું રાખવા કોશિષ કરતા. એ સિવાય જૂનાગઢના નવાબને માગરોળમા બીજો કોઈ રસ નહોતો. માંગરોળમાં ઊપજ થાય કે ન થાય, પણ નવાબને ખંડણી મળવી જોઈએ.

માગરોળની વ્યવસ્થા કરવા ત્યાં એક શેખમિયાને નીમ્યા હતા. શેખમિયા જરા બુદ્ધિશાળી હતા. કંઈક મહત્ત્વાકાંક્ષી પણ ખરા એક બાજુ જૂનાગઢના નવાબની અવ્યવસ્થા વધતી જતી હતી, તો બીજી બાજુ શેખમિયાની માંગરોળમા વ્યવસ્થા વધતી જતી હતી. એના કાવાદાવા પણ વધતા જતા હતા. જૂનાગઢનો નવાબ એશઆરામમા ડૂબેલો હતો એને પોતાની વસ્તીની કંઈ પડી નહોતી ગામો ઉજ્જડ થતાં હતાં. ખેતી ઉજ્જડ થતી હતી પણ નવાબનો મોજશોખ તો રોજબરોજ વધતો જતો હતો.

શેખમિયાંએ બુદ્ધિ વાપરી ને જૂનાગઢની તાબેદારી ફેંકી દીધી એણે ખંડણી મોકલવી બંધ કરી. માંગરોળનો કિલ્લો મજબૂત બનાવ્યો અને વહાણવટામાં સારા સારા વહાણ તૈયાર કરાવી, વહાણવટીઓની ભરતી કરી જૂનાગઢથી અવારનવાર ખંડણીની ઉઘરાણી માટે માણસો આવતા. શેખમિયાં તેને સમજાવી, લલચાવી પોતાને ત્યાં રોકી રાખતા ખંડણી બંધ થઈ.

માગરોળ સામે થઈ જોરજુલમથી ખંડણી ઉઘરાવવાની નવાબમા હિંમત નહોતી. એટલે એણે પણ ઢીલુ મૂક્યું. આમ તાબેદાર શેખ નવાબની અવ્યવસ્થાનો લાભ લઈ સ્વતંત્ર બની બેઠો.

પણ શેખજી હતા હિંમતવાળા. વળી બાજુમાં મંત્રી પણ સમજુ અને ડાહ્યા મળી ગયા હતા. શેખના મનમાં એક જ તમન્ના હતી, એક જ ધૂન હતી—માંગરોળને આબાદ અને મહાન બંદર બનાવવાની, માંગરોળના વહાણવટાને ખૂબ વધારવાની.

એક વખત વેરાવળ, કચ્છ, દ્વારકા વગેરે બંદરોની હાક વાગતી હતી. શેખને થયુ કે માંગરોળ બંદર એવું જ બનવુ જોઈએ. એકએક સફરે માંગરોળથી પણ પાંચસોપાંચસો વહાણો નીકળવાં જોઈએ. અને એ માટે તેણે સખત પ્રયત્નો આદરી દીધા. કચ્છના સારામાં સારાં વહાણુ બનાવનાર વાઢાઓને તેણે માંગરોળ બોલાવ્યા. એમની સલાહ પ્રમાણે મલબારથી લાકડું મંગાવ્યું. આલાદ, સ્થંભ અને કૂવાથંભો તૈયાર કરવા માગરોળમાં એક આખો વહાણવટો ઊભો કર્યો.

માંગરોળ બંદરની જાહોજલાલી વધવા લાગી. જાવા–સુમાત્રાનો તેજાનો અહીં ઠલવાવા લાગ્યો. બસરા, કંદહાર અને કાબૂલથી મેવો આવવા લાગ્યો. દેશદેશાવરથી માલ આવીને ખડો થવા લાગ્યો. અહીંના વહાણુની માગ દૂરદૂરથી આવવા લાગી.

એ વેળા વેરાવળ માંગરોળનું વિરોધી હતું. એ અમરજી દીવાનના હસ્તક હતું. તેણે વેરાવળમા નવું બંદર બાંધ્યું હતું. એનો વિકાસ પણ એ એટલા જ જોરથી કરી રહ્યો હતો. એ બંદરના વિકાસ માટે તેણે એક નૌકાસેના પણ તૈયાર કરી હતી.

આમે જૂનાગઢ અને માગરોળ વચ્ચે વેર તો હતું જ. તેમાં વેરાવળ બંદરનો વિકાસ થયો એટલે વેરાવળના વહાણ લાગ આવે માંગરોળનાં વહાણોને હેરાન કરતા અને લાગ આવે ડુબાડી દેતાં.

સુખશાંતિથી ચાલતા બંદરના વ્યવહારમાં એકાએક બૂમાબૂમ થવા લાગી. બંદરી વહાણો એનું નામ લેતા થરથરવા લાગ્યા. ચારે કોર એના નામની હાક વાગવા માંડી. આખોય દરિયાકાંઠો કંપી ઊઠવા લાગ્યો. દરિયા ઉપર તેની ખરેખરી સત્તા જામવા લાગી.

એનું નામ હતું બચુ જાતનો તે ખારવો હતો. મૂળ માગરોળનો વતની. વહાણુ ઉપર દેખરેખ રાખવાનું અને મુકાદમીનું કામકાજ તે કરતો. માંગરોળમાં ગોવિંદજી કરીને એક મોટો વેપારી. તેનાં વહાણો ઠેઠ બગદાદ અને બસરા જતાં. ચીન અને જાપાન જતાં. ઠેઠ એબેસિનિયા અને જંગબાર સુધી સફર કરતાં.

બચુ ગોવિંદજીને ત્યાં ખરા દિલથી નોકરી કરતો. એક વાર ગોવિંદજીની સાથે બચુ પણ વહાણમાં સફરે નીકળ્યો. વહાણ બસરા જતું હતું. ધીરે ધીરે પોતાનો પંથ કાપતું હતું. સાથે ગોવિંદજી પણ હતો.

ગોવિંદજી કંજૂસ હતો. કડક પણ ખૂબ જ હતો. તેની સખ્તાઈ અને ક્રોધ કોઈ કોઈ વાર ખારવા–ખલાસીઓમાં રોષ પ્રગટાવતો હતો. શેખમિયાંનો પણ કડક કાયદો હતો : 'વહાણુના શેઠ કે નાખુદા સામે કોઈએ પણ અવાજ ન ઉઠાવવો.' વહાણનો તે સર્વસત્તાધીશ ગણાતો. આથી તેની સામે અવાજ ઉઠાવનારને શેખ સખતમાં સખત શિક્ષા કરતો.

પંથ કાપતાં કાપતાં ગોવિંદજીનું વહાણ મધદરિયે આવી પહોંચ્યું હતું. તેવામાં પવન જરા ધીમો પડી ગયો હતો. ગોવિંદજીએ બચુને હુકમ કર્યો :

'બચુ ! જરા ધવર ઉપરથી સઢ ઉતાર.'

બચુ હુકમ સાંભળી સથા ઉપર ચાલ્યો ગયો.

'કેમ એલા, સંભળાતું નથી ? કાનમાં ધાક પડી છે કે શું ?'

'શેઠ, તે કામ મારું નહીં.'

'એટલે ?' ગોવિંદજીનો પિત્તો ગયો.

'તે મારાથી નહીં બને.'

શેઠ ગોવિંદજી આવા જવાબ માટે ટેવાયેલા નહોતા. તેમને મન તો સાથે આવનારા તેમના નોકરો જ હતા, ગુલામ હતા. અને પોતે જે કામ બતાવે તે કામ તેમણે કરવું જ જોઈએ. તેમણે લાલ આંખ કરી બચુ સામે જોયું : 'સઢ ઉતારશ કે નહિં ?'

'તે મારું કામ નહીં.'

'તો તને પૂજા કરવા સાથે લીધો હશે, કેમ ?'

'જી નહીં, મારું કામ વહાણ ઉપર દેખરેખ રાખવાનું, વળાવિયા જેવું, સમજ્યા ?'

શેઠે કહ્યું : 'બચુડા, યાદ રાખ, બસરા ઉતારી દઈશ.'

'શેઠ, મોં સંભાળીને બોલજો 'બચુ' નથી કહેવાતું?'

'ઓહો ! આ તો બાદશાહનો બેટો.'

'જરૂર, મારે મન હુ બાદશાહ છું. તમારે શું ?'

'ખોટી શેખી રેહવા દે. અહીં કોઈ તારો બાપ





નહીં થાય '

'બાપ સામે ન જાવ ! શેઠ હો તો તમારા વહાણના. જરા અદબથી વાત કરો.'

'અદબ અને તેય તારી ! ગમાર, તું મારો નોકર છો, સમજ્યો !'

બચુ કંઈ જ ન બોલ્યો. શેઠનાં વહાણ ઠેઠ બસરા અને બગદાદ સુધી ફરતાં. શેઠ દર વખત પોતે જાતે સફરે જતા. તેટલે તેમને જાતજાતના અનુભવ હતા. બચુ જેવા કંઈક ખારવાઓને પી ગયા હતા. બચુ ચૂપચાપ ઊભો હતો.

'જા, ધવરનો સઢ ખોલે છે કે નહીં ?'

'નહીં !' તેટલી જ મક્કમતાથી બચુએ કહ્યું.

'એલા, શેખી રે'વા દે ! કોઈ ધણીધોરી નહિ થાય !'

'તે તમે શું એકલા જ તલવાર બાંધી જાણો છો ?'

'હા, બેટમજી ! સીધેસીધો કામે લાગી જા; નહીં તો જોયા જેવી થશે.'

બચુ પણ હઠે ભરાયો હતો. આજુબાજુ ઊભેલા ખારવાઓની વચ્ચે શેઠે તેનું હડહડતું અપમાન કર્યું હતું. તેનું સ્વમાન ઘવાયું હતું. તેણે કહ્યું : 'શું કરી લેશો ? જોઉં તો ખરો. ' અદબ વાળી અડગ જેવો બચુ છાતી કાઢી શેઠની સામે ઊભો રહ્યો. બીજા ખારવાઓએ બચુને સમજાવ્યો. પણ બચુ દરિયાના ખડકની જેમ અડગ ઊભો હતો.

શેઠનો પિત્તો હવે ગયો. તેણે બાજુમાં પડેલી નેતરની સોટી ઉપાડી અને ઉપરાઉપરી બચુને ફટકારી.

બચુ ભેટમાંથી જમૈયો કાઢી શેઠની સામે દોડયો. શેઠના રામ રમી જાત, પણ બીજા ખલાસીઓએ બચુને પકડયો. સમજાવીને એને અંદર લઈ ગયા.

બચુ ઘા ખાઈ ગયો, પણ હૈયે ડખ રહી ગયો. એનું અંગેઅંગ ક્રોધથી ધ્રૂજતું હતું. તેનુ માથું ક્રોધથી ફરતું હતું. 'મારુ કે મરુ' તેવું તેના મનમાં થઈ ગયું હતું. પણ તે મહાપ્રયાસે શાત રહ્યો. આ પ્રસંગને થોડો સમય વીત્યા બાદ, શેઠના ત્રાસથી ત્રાસી ગયેલા અને શેઠના વ્યવહારથી અસંતુષ્ટ બનેલા કેટલાક ખારવાને એણે પોતાના કરી લીધા ને એક દિવસ તેણે શેઠ ઉપર હલ્લો કર્યો. તેને મારી નાખી લાશને દરિયામાં ફેંકી દીધી. નાખુદાને ઝબ્બે કરી એને પણ યમસદન પહોંચાડયો. પછી વહાણ કબજે કરી લીધું.

બચુ હવે વહાણનો સર્વસત્તાધીશ બન્યો. વહાણનો માલિક બન્યો. નાખુદો બન્યો. સૌપ્રથમ તેની સામે એ પ્રશ્ન આવીને ઊભો રહ્યો : ' હવે શું કરવું ? બગદાદ અને બસરા જઈ ગોવિંદજીનો માલ વેચી પૈસા રોકડા કરવા કે માંગરોળ પાછા ફરવું ?'

માંગરોળ પાછા ફરવામાં કંઈ સાર નહોતો. શેખ મિયાંના કાયદા ખૂબ કડક હતા. એ કાયદા પ્રમાણે તો દરિયાનો એ લૂંટારો ગણાય તેમ હતું. એની વાત સાંભળવાની અને સાંભળીને માનવાની શેખના રા જ માં કોઈને ફુરસદ નહોતી.

હવે માંગરોળ પાછો ફરે તો ફાંસીની સજા સિવાય ત્યાં કંઈ નહોતું. બગદાદ અને બસરા જાય તો પણ એ જ સ્થિતિ હતી. એણે બધા ખારવાઓને બોલાવ્યા. ગોવિંદજીનો માલસામાન સરખે ભાગે વહેંચી લીધો. સર્વાનુમતે દરિયાઈ લૂંટ કરવાનું નક્કી કર્યું.

એ ચાંચિયો બન્યો. એણે જતાં-આવતાં વહાણો ઉપર લૂંટ શરૂ કરી. સીધી રીતે એને માલ મળે તો એ કદી કોઈને મારતો નહીં. ન માને અથવા કોઈ નાખુદો સામે થાય તો એ પોતાનો હાથ બતાવ્યા વિના રહેતો નહીં. ચોપાસ એની હાક વાગવા લાગી.

માંગરોળનો વેપાર ઘટવા લાગ્યો. શેખે બંદર ઉપર ઘણો જાપતો રાખ્યો હતો, પણ તેની તેને કંઈ પરવા નહોતી.

બચુ હતો છ હાથ પૂરો અને છાતીનો પણ જબરો હતો. માથે વાળનાં ઝુંડ રાખે. શરીર જુઓ તો અડીખમ ભીમ જેવું. કાનમાં મઝાની છેલકડી પહેરે અને ભેટે બબ્બે તો તલવાર ઝૂલે.

બચુ જેવો ભડવીર હતો તેવો જ ઉદાર હતો. પોતાના સાથીઓને લૂંટનો માલ ઉદાર હાથે વહેંચી દેતો. એના સાથીઓમાં પણ તેનું સારું માન હતું. એના એક બોલે બધા માથું ઉતારી દે તેવા હતા.

શેખમિયાંના કાને પણ વાત આવી. શેખે બનતી બધી તપાસ કરી. પણ શેખના બીજા કામમાં એ વાત જરા ઢીલમાં પડી. અને બચુનું કામકાજ તો વધતું જતું હતું.

એક દિવસ શેખમિયાં પાસે કેટલાક વેપારી આવ્યા. નમન કરી કહ્યું : 'નવાબ સાહેબને સલામ.'

વેપારીઓ એક બાજુ બેઠા અને અંદર અંદર ગુસપુસ કરવા લાગ્યા.

'કહો, બધા કેમ છો ?' શેખે પૂછયું.

'તમારે પ્રતાપે સુખી છીએ પણ....'

'પણ .. ? કેમ અટકી ગયા ? કહો, શું કહેવું છે ?'

'શેખ સાહેબ, આમ તો વેપારધંધા સારા છે. પરંતુ વારંવાર અમને લૂંટનો ભય રહ્યા કરે છે.'

'લૂંટનો !' શેખને આશ્ચર્ય થયું

'હા, સાહેબ. અમે તો આ વખતે પણ લૂંટાઈ ગયા છીએ'

બીજા વેપારીએ તરત જ કહ્યું : 'કોઈ વહાણ સલામત આવી નથી શકતું.'

'કોણ છે એવું બે માથાનુ ?'

'અરે ! બાપુ, વાત જ પૂછો મા. હવે પૂછવા વાટ જ નથી રહી.'

બેચાર વેપારીઓ આજ ઘણે દિવસે પોતાની વરાળ કાઢતા હતા. તેઓ ડરતાં ડરતાં પણ મક્કમપણે વાત કરતા હતા

'પણ થયું શું, શેઠ ! કોણ છે એવુ ? કંઈ વાત તો કરો.'

'બાપુ, આ વખતે અમે બસરાથી મગ ભરીને આવતા હતા અચાનક માંગરોળ નજીક ચાંચિયાઓએ ઘેરી લીધા અને લૂંટી લીધા.'

'હેં ! ચાંચિયાઓએ ?

'હા, સાબાપ'

'પણ હમણાં તો એના નામની રાડ ન હતી.'

શેખે કહ્યુ·

'બાપુ, બેઅદબી માફ કરજો. પણ તમારે કાને ધા નાખી નાખીને અમે થાકી ગયા. પણ તમે તો સાવ ઠંડા થઈને બેસી રહ્યા છો ! અમે શું કરીએ ? પણ હવે રહેવાતું નથી. કહો તો વેપાર ચાલુ રાખીએ, નહીં તો બીજે જઈએ'

શેખ સાભળી રહ્યો. તેણે કહ્યું : 'શેઠિયાઓ, ગભરાવ નહી હું એને અને એના કોટિયા વહાણને માપી લઈશ.'

'બાપુ, તમે દર વખતે આવું કહો છો'

શેખે તાલી પાડી, બૂમ પાડી 'છે કોઈ હાજર ?'

'જીહજૂર' કહી એક હજૂરિયો હાજર થયો.

'જા, હમણાં ને હમણાં દીવાનને બોલાવ.'

'જેવો હુકમ.' કુરનિસ બજાવી નોકર ચાલ્યો ગયો થોડી વારમાં દીવાન સાહેબ હાંફળાફાંફળાં થતા આવી પહોંચ્યા. શેખને નમન કરી એ બેઠા.

આવતાં વેંત જ શેખે દીવાનને પૂછયું: 'મંત્રીજી, આ શું સાંભળું છું ! તમારા જેવા મંત્રી બેઠા હોય ને મારી પાસે ફરિયાદ આવે ?'

દીવાને વાણિયા સામે નજર ફેરવી ધીરેથી પૂછયું · 'ભાઈઓ, શું છે ? તમારી ફરિયાદો માટે શેખસાહેબને શા માટે તકલીફ આપવી પડી ? મને મળવું હતું ને'

વેપારીઓએ રોષમાં આવીને કહ્યું : 'તમને તો ઘણી વાર ફરિયાદ કરી, પણ અમારી મુશ્કેલીનો અંત કંઈ થોડો આવે છે !'

'પણ થયું શું ?' અકળાઈને દીવાને પૂછયું.

'બચુ ચાંચિયાએ હમણાં હમણાં ખૂબ ઉપાડો લીધો છે.'

'પણ એને માટે તો અમે સજાગ છીએ.'

'શું સજાગ છો ! હજી ગઈ કાલે જ અમારાં વહાણ લૂંટાઈ ગયાં છે.'

શેખે કહ્યું · 'દીવાન, હવે એમ નહીં ચાલે. દરબારી જહાજ તૈયાર કરો. એને દરિયામાં સાગરોળના વેપારની પાકી ચોકી કરતું રાખો. સારા નાખુદા અને ચુનંદા ખારવાઓની ભરતી કરો. મરી જાય, પણ જીવતા પાછા ન આવે એવા જવામર્દ દરિયાઈ સૈનિકોને તેના મૂકો બચુના વહાણની ખબર કાઢી ગમે તેમ કરીને તેનો નાશ કરો એને જીવતો યા મરેલો પકડી લાવો.'

દીવાને બધી તૈયારીઓ કરાવી અને થોડા દિવસમા તો દરબારી જહાજ દરિયામાં ફરવા લાગ્યું. શિકારી જેમ પોતાના શિકાર માટે ચારેકોર નજર કરે તેમ દરબારી વહાણ બચુના જહાજની શોધ કરતું દરિયાના ચારેય ખૂણે ઘૂમવા લાગ્યું. સાચા કે ખોટા સમાચાર મળે કે દરબારી જહાજ પહોંચ્યું જ હોય. એની સંતાવાની એકેએક જગ્યા, એકેએક નેળ, દરિયાની એકેએક મૂછ એ જહાજ જોઈ વળ્યું. પણ બચુનો ક્યાંય પત્તો લાગતો નહીં.

દરબારી જહાજ શકરાની જેમ ઘૂમી રહ્યુ હતું. એની તોપની જામગરી હંમેશાં તૈયાર રહેતી. એના સૈનિકો હંમેશાં સજ્જ બનીને બેસતા. એનો પિંજરીઓ ચોવીસે કલાક સાગરના ક્ષિતિજ ઉપર ચોકી માંડીને બેસતો.





બચુ પણ દરબારી જહાજની પ્રવૃત્તિ બરાબર જાણી ગયો હોય તેમ દરિયાના કયા પડમાં અલોપ થઈ ગયો એ કોઈને ખબર પણ ન પડી. દરબારી જહાજને થયું કે, બચુ બીને ભાગી ગયો લાગે છે.

એક દિવસ દરબારી વહાણ નજીક એક હોડી આવીને ઊભી રહી એમા બે માણસો હતા. દરબારી જહાજે સીડી નાખી એમને ઉપર લીધા અને જહાજના નાખુદા પાસે લઈ ગયા.

નાખુદાએ કહ્યુ ' કોણ છો તમે ?'

પેલાએ કહ્યુ : 'આ દરબારી જહાજ માંગરોળના શેખનું છે ?'

' હા, પણ એનું શું છે ?'

' તમે એના નાખુદા છો ?'

' હા, પણ તમે બન્ને કોણ છો ?'

' અમે ? અમે ખારવા છીએ '

' તો મારુ શું કામ પડયુ ? આ જહાજને ગોતતાં કેમ આવ્યા ?'

' અમે એક ખાસ ખબર લાવ્યા છીએ. બધાની વચ્ચે કહેવાય તેમ નથી.'

નાખુદો એને પોતાની છત્રીમાં લઈ ગયો. બંનેને એક બાજુ બેસાડયા પછી કાંઈ દગોફટકો ન થાય એની સાવચેતી રાખતો નાખુદો બોલ્યો :

' બોલો, શું કહેવું છે ?'

' તમે બચુ ચાચિયાને શોધો છો ને ?'

બચુનુ નામ સાંભળી એના કાન ચમક્યા : 'હા.'

' તો અમને એની ભાળ મળી છે.'

' ક્યાં છે ? બતાવો ' નાખુદાએ અધીરાઈથી કહ્યુ.

' પણ અમારું ઇનામ ?'

' અરે, તમને ન્યાલ કરી દઈશ. શેખસાહેબ પાસે ઇનામ અપાવીશ.'

' એ તો ખરુ, પણ હમણાં...'

' હમણાં ? હમણાં તો આ લો.' એમ કહી નાખુદાએ તેના હાથમા પોતાની સોનાની વીંટી મૂકી. એ ઉપરાત સોનામહોરની એક થેલી આપી.

નાખુદાએ તરત જ સૈન્યના નાયકને બોલાવ્યો અને કહ્યુ : ' સૌ સજ્જ બની જાવ. બચુનો પત્તો લાગ્યો છે.'

ઘડીકમાં આખા વહાણમા જાણે જીવ આવી ગયો. સૌ પોતપોતાના સ્થાને સજ્જ બનીને બેસી ગયા. જામગરીને વ્યવસ્થિત સજ્જ કરવામાં આવી.

નાખુદાએ પૂછ્યુ : 'બોલો, બચુ ક્યાં છે ?'

'કોઠાના ખાંચામાં બચુ ભરાણો છે.'

' સાથે કેટલા જણ છે ?'

' એ ખબર નથી '

' ખાચામાં શુ કરે છે ?'

' એના વહાણનુ સમારકામ કરાવે છે. અત્યારે મોકો છે. વળી વહાણ પણ સમારાય છે. એટલે ભાગી શકે તેમ નથી. એનુ વહાણ નેળમાં છે અને ઓટ છે. જલદી કરો.'

' વાંધો નહી.' એમ કહી નાખુદાએ સુકાન પકડી વહાણને ઝોક આપ્યો. સઢની દિશા ફેરવી. વહાણે મોરો ફેરવ્યો. અને સડસડાટ કરતું દરબારી જહાજ કોઠાના ખાંચા તરફ જવા રવાના થઈ ગયું.

બચુ સાવ અસાવધ હતો. એના ફૂટેલા માણસો સામે જઈને એને મોતના મુખમાં ધકેલશે એની તો એને કલ્પના પણ નહોતી. એ નિરાતે એના વહાણને સમરાવતો હતો.

કોઠાના ખાચા નજીક આવતાં જ બાતમીદારે બૂમ પાડી · ' સમાલ, સમાલ, એ દેખાય.'

બૂમ સાંભળીને સૌ તૂતક ઉપર દોડયા. જોયું તો કોઠાના ખાચામા બચુનો 'કોટિયો' જાણે કોઈ સાવજ ધરાઈને પડયો હોય તેમ પડયો હતો.

દરબારી જહાજ જરાક આગળ વધ્યું.

દુશ્મનની ગંધ સાવજને આવી ગઈ હોય તેમ એકાએક કોટિયા ઉપર હિલચાલ શરૂ થઈ ગઈ કૂવાથભ ઊભો થયો સઢ બંધાઈ ગયા વહાણને ગતિ મળી પણ આજે કુદરત જરા વીફરી હતી. પવન પડી ગયો હતો પવને સઢને પકડયો નહિ અને લંગર ઊપડેલુ વહાણ ખાંચામાથી બહાર નીકળવાને બદલે નેળના ખાચામાં અંદર ને અંદર જવા લાગ્યું.

દરબારી જહાજની તોપો તૈયાર જ હતી. જામગરી દાબવામાં આવી અને તોપ છૂટી. પહેલો ગોળો છૂટયો અને જરા દૂર પડ્યો. બીજો ગોળો છૂટયો અને વહાણની બાજુમા પડ્યો.

દરબારી જહાજ પાસે ને પાસે સર્યે જતું હતું.

બચુએ પણ નેમ લીધી અને પોતાની તોપ છોડી. ગોળો દરબારી જહાજની નજીક પડ્યો.

આજે એમાંથી એકને તો જરૂર ડૂબવાનું હતું.



બન્ને વરણના લોકો આ વાત બરાબર સમજી ગયા હતા દરબારી જહાજ આજ જીવ ઉપર આવ્યું હતું. ડૂબું કે ડુબાડું એ જ રટણ હતું. ડૂબીને પણ ચાંચિયાને ડુબાડવાની એમની નેમ હતી.

બચુ અને એના સાગરીતો તો પહેલેથી જ મરણિયા હતા. લડાઈ બરાબર જામી હતી. બચુ આગળ વધવાને બદલે નેળમાં અંદર ને અંદર ઘૂસતો હતો. કુદરત અને પવન આજ એની વિરુદ્ધમાં હતા. અને બીજો કોઈ ઉપાય નહોતો.

તોપમાંથી વારંવાર ગોળાઓ છૂટતા હતા. તોપના જવાબ તોપથી મળતા હતા.

દરબારી જહાજ બેધડક આગળ વધતું હતું. એવામાં પિંજરિયાએ જોરથી બૂમ પાડી :

'સમાલ નાખુદા, સમાલ'

નાખુદાએ ઉપર જોયું અને પૂછયું : ' શું છે ?' શું છે, પિંજરિયા ?'

' નાખુદા, વહાણ ! વહાણ !'

' કઈ તરફ ?'

' પાછળ, પાછળ.'

નાખુદાએ પાછળ નજર કરી તો કોઈ મદમસ્ત હાથી બેફિકરથી ચાલ્યો આવતો હોય તેમ ધીમી પણ મક્કમ ગતિથી એક જબરદસ્ત વહાણ એના તરફ આવતું હતું. ઉપર વાવટો ફરકતો હતો.

વાવટા ઉપરથી નાખુદાએ વહાણને ઓળખ્યું. ખારવાઓએ એ આવતા મૃત્યુદૂતને ઓળખ્યો શિકારી તરસી આંખે શિકાર જુએ એવી તેની નેમ હતી. એના સઢ જુદા તરી આવતા હતા. એના કિનારા ઉપર તોપનાં મોઢાં સ્પષ્ટ દેખાતાં હતાં.

એ વહાણ જૂનાગઢનું હતું. વિચારવાનો વધુ વખત નહોતો. દરબારી જહાજ જો જરાક પાછું ન ફરે તો એને પણ નેળમાં ભરાઈ જવાનો વખત આવે અને બચુની જે સ્થિતિ હમણાં હતી એ સ્થિતિ તેમની થાય. તો પછી જૂનાગઢી વહાણ એને છોડે ? એના ભુક્કેભુક્કા ઉડાડી મૂકે.

એવામા જૂનાગઢી વહાણમાંથી એક ગોળો આવી દરબારી વહાણ નજીક પડ્યો. નાખુદાએ તરત જ વિચાર બદલી નાખ્યો. વ્યૂહ બદલાવી એ જૂનાગઢી વહાણ સામે દોડ્યું. અને એક તોપ છોડી જૂનાગઢી વહાણનું સ્વાગત કર્યું.

નાખુદાએ હુકમ કર્યો : ' ચાંચિયાને તો પછી પહોંચશું. પણ એની પહેલાં આનો સામનો કરો. એને પણ સ્વાદ ચખાડવામાં કોઈ પાછા પડશો નહીં.'

માંગરોળના એ દરબારી જહાજે સુકાન ફેરવ્યું. સઢને વાળી લીધો. બચુને છોડી એ જૂનાગઢના વહાણ તરફ સરક્યું.

બંને જહાજો ધીરે ધીરે નજીક આવતાં હતાં. જાણે એકબીજાને ભરી પીવાનાં હોય એવો ચોક્કસ નિર્ધાર બન્નેએ કરી લીધો હતો.

બન્ને જહાજના માનવીઓ મરણિયા બની ગયા હતા. મૃત્યુની જાણે હરીફાઈ થતી હતી. જૂનાગઢી વહાણ અત્યંત આધુનિક રીતે સજ્જ હતું. વળી તેની પાસે સજ્જ થયેલું નૌકાદળ હતું. સુંદર સજ્જાની તોપો હતી. પુષ્કળ દારૂગોળો હતો. દરબારી જહાજ હિંમત હારી ગયું. એને થયું કે આની સામે હવે નહીં ટકાય. તો શું સુલેહ કરવી ? ના, ના, સુલેહ કરતાં મૃત્યુને ભેટવું શું ખોટું ? પણ જિતાય એમ તો છે જ નહી. પછી નાહક માણસોને શા માટે મારવા ?

નાખુદો દ્વિધામાં હતો. બહાર જેમ યુદ્ધ ચાલતું હતું તેમ એના મનમાં પણ યુદ્ધ ચાલતું હતું. છેવટે એણે નક્કી કર્યું, કે 'વહાણ ઉપરના બધા માણસોની જવાબદારી મારી છે. એમનો જીવ જોખમમાં નાખવાનો મને અધિકાર છે, પણ એ અધિકારને હું ખોટે માર્ગે વાપરું તો મારામાં માણસાઈ ન કહેવાય.'

નાખુદો વિચારતો હતો ત્યાં જ એક ગોળો આવી વહાણ ઉપર પડ્યો. ખારવાઓએ તરત જ ભીનાં ગોદડાં લપેટી એને ઠારી નાખ્યો

નાખુદાએ સુલેહનો ઝંડો ફરકાવવાનો નિશ્ચય કર્યો અને તે નતમસ્તકે ઊભો રહ્યો. પણ આ શું ? એકાએક ગોળા આવતા બંધ કેમ થયા ?

એકાએક જૂનાગઢી વહાણ પાછું કાં હઠે ? એનું સુકાન કેમ બદલાય છે ? એની તોપની નેમ કેમ ફરી ગઈ ? એનાં નિશાન કેમ બદલાઈ ગયાં ?

ચારેકોર ગંધકનો ધુમાડો ઊડી રહ્યો હતો. ધુમાડાનો એ પડદો વધુ ગાઢ બનતો જતો હતો. તોપના અવાજ તો હજુ પણ આવતા હતા. પણ એ તોપના ગોળા દરબારી જહાજ તરફ નહોતા ઊડતા, પણ પાછળ ફેંકાતા હતા.

દરબારી જહાજના નાખુદાના આશ્ચર્યનો પાર

નહોતો. જૂનાગઢી વહાણ શું એકલું લડે છે ? કે અમ-સ્થા તોપના ગોળા છોડે છે ? તેની નજરમાં બીજું કોઈ વહાણ તો દેખાતું નહોતું.

દરિયાનાં મોજાં જોરથી ઊછળી રહ્યાં હતાં. સાગર ઘુઘવાટા કરતો હતો. એકાએક પવન જોરથી ફૂંકાયો અને ધુમાડાનું પડ વીખરાયું.

નાખુદાએ વીખરાતા ધુમાડાના પડમાં જોયું તો જૂનાગઢી વહાણ પાંગળું બની ગયું હતું અને દૂર દૂર ઝોક ખાતું નાસી જતું હતું !

નાખુદાને ખૂબ જ આશ્ચર્ય થયું. આમ કેમ બન્યું ? કયા ગેબી મદદગારે એમને મદદ કરી ?

પણ ત્યાં તો દરિયાનાં મોજાં ઊછળ્યાં અને એક ભાંગેલા વહાણનાં કટકા અને પાટિયાં દરિયા ઉપર દેખાયાં. બેત્રણ લાશ પણ દેખાણી.

પિંજરિયાએ ફરી બૂમ પાડી . 'નાખુદા, સમાલ ! નાખુદા, સમાલ !'

નાખુદાએ વહાણને નજીક લીધું. હોડી નીચે ઉતારી અને જીવ બચાવવા પાણી ઉપર તરતા દસેક માણસોને વહાણ ઉપર ચઢાવ્યા. દશેક ખારવાઓને તેણે વહાણ ઉપર ચડાવ્યા.

ત્યાં તો પેલા બે ખાતમીદારોમાંથી એકે બૂમ પાડી . 'ચાંચિયો ! બચુ ચાંચિયો !'

નાખુદા ચમક્યો. સાગર ઉપર જોવા લાગ્યો. સૈનિકો સજ્જ થઈ ગયા : 'ક્યાં છે ? બચુ ક્યાં છે ?'

પેલાએ કહ્યુ : 'અરે ! તમે બચુને નથી ઓળખતા ? આ પડ્યો એ. ' એમ કહી બેભાન પડેલા દશમાથી એણે બચુને ઓળખી બતાવ્યો.

દરબારી વહાણે સાંગરોળ તરફ જવા દિશા બદલી. થોડી વારમાં બચુ ભાનમા આવ્યો. તેણે જોયું કે તે દરબારી જહાજમાં કેદ પકડાયો છે. એને હવે છૂટવાની કોઈ બારી નહોતી. પણ એના મોઢા ઉપર સંતોષની રેખા હતી.

નાખુદાએ કહ્યુ : 'બચુભા, કેમ છે તમને ?'

'સારુ છે.' બચુએ ટૂંકમા જવાબ આપ્યો.

નાખુદાએ કહ્યુ : 'બચુભા, નારાજ ન થશો. હું કાંઈ તમને કેદ પકડીને સાંગરોળ નથી લઈ જતો.'

બચુને આશ્ચર્ય થયુ : 'નાખુદા આવી વાત કેમ કરે છે !'

'બચુભા, રંગ છે તારી જનેતાને !' વહાણ ઉપરના બધાય સાંભળી રહ્યા : નાખુદા ગાંડો થયો છે કે શું ?

પણ નાખુદાએ કહ્યુ : 'ભાઈઓ, તમે નહીં સમજો. આપણે જૂનાગઢી વહાણ સાથે ભિડાયા ત્યારે બચુભા એ તકનો લાભ લઈ નાસી શકત. એ ધારત તો પાછળથી આપણા ઉપર હુમલો કરી આપણને ડુબાડી શકત. પણ એણે એમ ન કર્યુ. એણે જૂનાગઢના વહાણ ઉપર હુમલો કર્યો. ગમે તેમ તોય બચુભા સાંગરોળના ને. જનમભોમકાની આબરૂ ખાતર એણે પ્રાણની પણ પરવા ન કરી. પોતાના વહાણની પણ પરવા ન કરી.

ખારવાઓની અને સૈનિકોની આંખો આશ્ચર્યથી પહોળી થઈ ગઈ. સૌ એકીસાથે બોલી ઊઠ્યા : 'ધન્ય છે, વીર નરને ! ધન્ય છે એ મરદને.'

નાખુદાએ પોતાની લાગવગ વાપરી બચુભાને કાયમ માટે મુક્ત કરાવ્યો. એને એની બહાદુરી અને સાંગરોળ પ્રત્યેના પ્રેમ માટે એક સુંદર વહાણ પણ ભેટમાં અપાવ્યું. એ વહાણ બચુભા પોતાના સાગરીતો સાથે એક દિવસ અરબી સમુદ્રમાં હંકારી ગયા. ત્યાર પછી એનું શું થયું તેની કોઈને ખબર નથી પડી.



---

**ન કશ્ચિદપિ જાનાતિ કિં કસ્ય શ્વો ભવિષ્યતિ,**
**અતઃ શ્વઃ કરણીયાનિ કુર્યાદદ્યૈવ બુદ્ધિમાન્.**

કાલે કોનુ શુ થશે તેની જાણ કોઈને નથી, માટે, કાલના કામ આજે ને આજનાં કામ અત્યારે જ કરી લેવા એ બુદ્ધિશાળીનુ કર્તવ્ય છે.



**પરદાર, પરદ્રવ્ય, પરદ્રોહ પરા-મુખ,**
**ગંગા બ્રૂતે કદાગત્ય આસય પાવયિષ્યતિ.**

જગતને પાવન કરનારાં ગંગાજી જેવા ગંગાજી પણ કહે છે કે, પર-સ્ત્રી, પર-દ્રવ્ય ને પર-દ્રોહથી વિમુખ રહેનારા માણસનાં દર્શન થકી હુ પોતે પાવન થઈશ.



**વિવાદો ધનસંબન્ધો યાચનં સ્ત્રીષુ સંગતિઃ,**
**આદાનમગ્રતઃ સ્થાનં મૈત્રીભંગસ્ય હેતવઃ.**

વાદવિવાદ, નાણાંની આપલે, યાચના-અપેક્ષા, સ્ત્રીઓમા અંદરોઅંદર સોબત, ચીજવસ્તુની લેવડદેવડ અને અગ્રેસર બનવું—મૈત્રીસંબંધમાં ફાચર મારનારાં આટલાં કારણો નિમિત્તરૂપ છે.

શંકર રાજગુરુ

# નગરશેઠ



ઝું વળી. રાત ઢળી આભમાં સેલારા દેતી કુંજિયુ(પક્ષી)દૂર દૂર સરી ગઈ ઢળતી રાતના અંધારાં કચ્છ–વાગડના ગાગોદર ગામને ઘેરી વળ્યાં રણ અને ડુંગર વચ્ચે ઘેરાયેલા વાગડના પ્રદેશમાં ગુંજી ટાઢ વહેતી થઈ માગશર મહિનાના દિવસો એટલે અંધારા ઊતરતા જ ગામલોકો ખોરડે ભરાઈ ધીંગડીઆ વાસી બેઠા હતા અંધારા વચ્ચે લપેટાયેલા ગામમાં સૂની શાંતિ વ્યાપી ગઈ હતી. માત્ર ગામના નગરશેઠની ડેલી ખુલ્લી હતી.

ખડકીમાં ચમની બળતી હતી સાજા ગામમા પથરાયેલા અંધારા વચ્ચે આ ચમની અજવાળા પાથરતી હતી. ને નગરશેઠના ઘરને તો નિતનિયમ. ઉનાળો હોય કે ચોમાસું, ગરમી પડતી હોય કે ટાઢ વહેતી હોય, પણ મોડી રાત સુધી ડેલીના કમાડ ખુલ્લાં રહે. ડેલીએ રોજ પાંચ–સાત મહેમાનો પણ હોય. મોડી રાત સુધી એમની વાતો હાલે. પરંતુ આજે ડેલીએ કોઈ મહેમાન નહોતા. નગરશેઠ એકલા બેઠા હતા. એમની નજર ભીંત માથે જડાયેલી હતી. અપાર ચિંતા વચ્ચે ઘેરાઈ બેઠેલા માનવી જેવી સૂરત હતી. શૂરોપૂરો ભાસતો એ વાણિયો જાણે સાવ હારણ બની ગયા હોય તેમ ગૂડા વચ્ચે માથું રાખી બેઠો હતો. આમ બેઠેલા પોતાના ધણીને તાકતી એની ઘરવાળી કેટલીય વારથી ઊભી હતી. વિચારમાં ખોવાઈ ગયેલા નગરશેઠને કાંઈ જ ખ્યાલ ન હતો. ધણીના ચહેરા માથે કો' ગૂઢ ચિંતાની લાગણી ફેલાયેલી નજરે ચડતી હતી. શેઠાણીના રુદિયામાં તે વેદના ઉપજાવતી હતી.

ગાગોદર ગામમાં ત્રણ પેઢીથી નગરશેઠના ખોરડાની આબરૂ જામેલી હતી. બાપ–દાદા કીર્તિના કોટ ચણી ગયા હતા. એ આબરૂ આજ દિ' સુધી તો જળવાઈ રહી હતી.પણ હવે વિચાર સાસો લે તેવો સામો આવી ઊભો હતો.

ખાધે ન ખૂટે એટલી મિલકતના ધણી નગરશેઠના દિલ માથે એવી તે કઈ ઉપાધિ ચડી બેઠી હતી, જે નગરશેઠને આમ હારણ બનાવી બેઠી હતી ? કોઈથી સમજી શકાય એમ નહોતું. ઘરની સાચી પરિસ્થિતિનો ખ્યાલ આવ્યો ત્યારથી એ સાવ સૂનમૂન બની ગયા હતા.

અઢળક મિલકતના ધણી નગરશેઠે ચિત્રોડના રેલવે સ્ટેશને વીશી ખોલી. ધંધો સારો ચાલે. જમનારાઓની સંખ્યા પરથી અંદાજ કાઢનારને લાગે કે નગરશેઠને ઘેર ટંકશાળ પડતી હોવી જોઈએ. પણ હકીકતમાં વાત વિપરીત હતી. નગરશેઠના દીકરાઓ વીશી ચલાવે. ઉદારતા અને નમ્રતામાં બાપથી પણ સવાયા એવા દીકરાઓએ વીશીને ધર્માદા અને સદાવ્રતનું ઠેકાણું બનાવી દીધું. જમનારાઓ પૈસા





આપે-ન-આપે. ઘણા નગરશેઠની ઓળખાણ કાઢીને મફતમાં ખાઈ જાય. આમ થવાથી મૂડી ઘસાવા લાગી અને આખરે વીશી બંધ કરવી પડી. નગરશેઠની મૂડી આમ સદાવ્રત ચલાવવામાં ઘસાઈ ગઈ. પરિસ્થિતિ એવી આવી ઊભી હતી કે ઘરમા રોટલાની ચિંતા થવા લાગી હતી.

આબરૂવાળું ખોરડું ને જૂની પેઢીની શાખ જાળવવાના કોડવાળા નગરશેઠ અને વળી ભાંગ્યું તોય ભરૂચ અને લૂંટાણી તોય લાંક. એટલે નગરશેઠની ડેલીએ મહેમાનોનો તોટો ક્યારેય ન હોય રોજ પાંચસાત મહેમાનો તો હોય જ. સ્વભાવે મીઠા. માન–આદર દેવામાં મણા ન રાખે એટલે મહેમાનો માટે નગરશેઠની ડેલી મીઠી વીરડી જેવી બની રહેતી. ઘરની મૂડી ચિત્રોડ સ્ટેશન પરની વીશીમાં ઘસાઈ ગઈ હતી. ઘરમાં જાર–બાજરીની કોઠીઓ ખાલી રહેતી હતી. મહેમાનો માટે જે આદરભાવ હતા તે ઘટયા નહોતા. પંદર મહેમાનોને એકીસાથે ટાણા માથે ભાણે બેસાડી દેતાં શેઠાણી, છેલ્લા છ મહિનાથી એક ટકમાય અડધુ પેટ ભરતાં હતા, એ વાતની નગરશેઠને આજે જ ખબર પડી હતી.

વાત જાણીને નગરશેઠના રુદિયામા આઘાતની ઠેસ લાગી હતી. વહેવાર ચલાવવાની સાથે સાથે આબરૂદાર ખોરડાની આબરૂ કેમ સચવાશે એ વિચારમાં નગરશેઠ મુંઝાઈ ગયા હતા. એમના ચહેરા માથે અવનવા ભાવ આલેખાતા જોઈ પાસે ઊભેલ શેઠાણીનું મન ભરાઈ આવ્યું. આંખમાથી આંસુની ધાર વહેવા લાગી અને ડૂસકું ખવાઈ ગયું.

નગરશેઠ ઝબકી ઊઠયા. જુએ તો ઘરવાળી રડે છે.

'તું....તું રુએ છે ?'

'તમને ના કહી છે, છતાં ચિંતા શીદને કરો છો ? મહાપ્રભુ જિનેશ્વરે આજ દિ' સુધી આપણી પત સાચવી છે, તો હવે શું ઈ નઈ જાળવે ?'

'ના....ના. હું ચિંતા શુ કામ કરું, ગાંડી ! તારા જેવી ઘરનાર મેળવીને ભાગ્યશાળી બનેલો હું... હું ચિંતા શીદને કરું ?'

'પણ હું ક્યારથી ઊભી છું.'

'કેમ, કાંઈ કામ છે ?'

'કામ શું હોય ?'

'તો ?'

'તમે શાના વિચારમાં ચડી ગયા છો ? તમે કોઈ ઊંડી ચિંતામાં ઊતરી ગયા છો. તમારો ચહેરો કહે છે ને મારું મન શાખ પૂરે છે કે તમે ખોટી ચિંતા કરવા માંડી છે મહાપ્રભુ જિનેશ્વર માથે ભરસો રાખો એ સૌ સારાં વાનાં કરશે '

' ના....ના મારે વળી ચિંતા કેવી ? પણ હું વિચારતો હતો કે તું હમણા આમ દૂબળી કેમ પડતી જાય છે ? ખાવાનું કેમ એક ટંક કરી નાખ્યુ છે ?'

'કોણે કહ્યું ? હુ તો ત્રણ ટાણા ખાઉં છું. સવારે શિરામણ કરુ . બપોરે જમણ થાય અને સાંજ પડે એટલે વાળુ .. '

જાણે ગુનેગાર હોય તેમ શેઠાણી તરફ નજર કરી નગરશેઠે આંખો ઢાળી દીધી. પછી ઊંડા ઊતરી ગયેલા સ્વરે કહ્યું . 'મ.રાથી કાંઈ જ અછાનું નથી ઘરની સ્થિતિ હુ જાણી ગયો છું અને એટલે જ દિવસ ઊગીને આથમે ને આથમીને ઊગે ત્યાં સુધી મને એમ થયા કરે છે, કે કોઈક મહેમાન આવી ચડશે.... કોઈક મહેમાન આવી ચડશે ...'

'મહેમાન તો ભાગ્યશાળીને આંગણે હોય એમ તમે જ કહેતા હતા .. '

'એ વેળા વીતી ગઈ.'

' એ વેળા નથી વીતી, નાથ ! આપણે કોના નસીબનું ખાઈએ છીએ એ જાણીએ છીએ ? ને અન્નના તો દાણેદાણે ખાનારનું નામ લખાયેલુ છે. મહાપ્રભુ જિનેશ્વર જેવો ધણી બેઠો છે. મહેમાન પાચને ઠેકાણે પંદર આવે તોપણ આપણી પૂંઠે બંધાયેલ વડીલોના વારનુ પુણ્ય ખૂટે તેમ નથી.'

પોતાને ઠાલી હિંમત આપવા લાગેલી ઘરવાળીના શબ્દોથી નગરશેઠનુ હૈયુ ભરાઈ આવ્યું. એ કાંઈ જ બોલી શક્યા નહિ. પણ ત્યા તો ડબ... ડબ કરત. ઘોડાના ડાબલા ગાજી ઊઠયા ને બીજી પળે બે માતેલા ઘોડાઓની પૂંઠ માથે ચડેલા અસવારો નગરશેઠની ડેલીએ આવી ઝૂકયા : 'એ....રામ રામ શેઠ !'

' રામ રામ બાપલા ! આવો ભાઈ. કોણ ભલા, ભચુભા મણુકો તો નહિ ને ?'

'ભલો ઓળખી કાઢયો તમે તો શેઠ ! મને તો એમ હતું કે ઘણાં વર્ષો થઈ ગયા એટલે હવે ભૂલી જ ગયા હશો. પણ તમે તો ઓળખાણ અકબંધ સાચવી બેઠા છો ! ને સાચું કહું તો, શેઠ, તમારી

હેતની લાગણી જ આજ ડેલીએ તાણી લાવી છે.'

'ભલે આવ્યા ભા ! ઘોડા બાંધો.'

ઘોડા વાડે મહેમાનો બાંધી ડેલીમાં બેઠા. શેઠાણી પાણી મૂકી ગયા અને પૂછયું · 'મહેમાનો વાળુ કરશે ને ?'

'ના બેન ! અમે વાળુપાણી કરીને જ નીકળેલા છીએ. ભાગવું તો રાતોરાત હતું, પણ આ ડેલીની માયા અમારા દલમાં એવી તો ઘર કરી ગઈ છે, કે ટાળો દઈને જવાને દલ ન માન્યું '

'ભલે આવ્યા ભાઈ! પણ વાળુ તો વહેલા કર્યાં હશે. અને આ તો શિયાળાની રાત...'

'આ ડેલી કાંઈ અમારા માટે પારકી ઓછી જ છે ?'

ઝાઝી તાણ કરવા લાગેલ ઘરવાળી પ્રત્યે ઘડી એક નગરશેઠના દિલમાં અભાવો ઊપજ્યો.પણ પછી એમણે એ ચિંતા છોડી દીધી. અન્નને દાણે દાણે ખાનારનું નામ લખાયેલુ છે' એવા ઘરવાળીના શબ્દો નગરશેઠના રુદિયામાં જડાઈ ગયા હતા.

શેઠાણી ચાલ્યાં ગયાં.

એકબીજાના સમાચાર પુછાયા ને રાજીખુશીની વાતો ચાલી. પછી ડેલીનાં કમાડ ભીડતાં નગરશેઠની સાવ નજીક આવી બેઠેલા મણકાએ વાતનો વિષય બદલાવતાં કહ્યું : 'વાત જાણે, શેઠ, એમ છે કે અમારે–'

રેવું આજુણી રાત, પરભાતે પરવારવું',
'વગતે કરીએ વાત. ઉજાગરો આખી રાતનો.'

' બોલો, મારા લાયક કામકાજ. '

નગરશેઠે પૂછયું.

મણકાએ ચહેરા સાથે હાસ્યની લાગણી દેખાડતાં ખિસ્સામાથી નોટોના થોકડા કાઢી નગરશેઠ આગળ ઢગ કરી દીધો. નગરશેઠ તો જોતા જ રહ્યા. કાંઈ બોલ્યા નહિ. સાજા વાગડના ભોમિયા નગરશેઠ મણકાને બરાબર પિછાણતા હતા.

'શેઠ ! આ જાણે ચાર લાખ રૂપિયા છે તે સંભાળી લ્યો. આમાંથી સાડા ત્રણ લાખના પાંચિયાં (કચ્છનો ચાંદીનો ચલણી સિક્કો) ભેગાં કરવાં છે. પચ્ચાસ હજાર તમારી મહેનતના. અમે ત્રીજે દિવસે રાતના આ ટાણે આવશું.'

પચ્ચાસ હજાર રૂપિયાની મૂડીને આમ વગર મહેનતે આવતી જોઈ નગરશેઠના મગજમાં કંઈક યોજનાઓ ઘડાઈ ગઈ. કચ્છ રાજ્યનું વિલીનીકરણ થયાના અરસાની આ વાત. તે સમયે ચાંદીના ભાવ ખૂબ જ વધેલા. કચ્છરાજના પાંચિયાં અને કોરી–ચાંદીના સિક્કા ભેગા કરી ગેરકાયદે નિકાસ કરવાના કામમાં ઘણા લોકો લાગી ગયા હતા. અને આમ વગર મહેનતે એક રાતમાં કેટલાક લાખોપતિ બની બેઠા હતા. ઘસાઈ ગયેલી મૂડીવાળા અને આર્થિક ભીંસ અનુભવતા નગરશેઠને પચ્ચાસ હજાર રૂપિયા દેખીને થયું કે, 'ભગવાન જેની વહાર કરે છે તેને....'

ભીંત આડે કાન દઈને ઊભેલાં શેઠાણીનું હૈયું નગરશેઠના મુખેથી જવાબ સાંભળવા આતુરતામાં ધડકી ઊઠયું. પણ નગરશેઠ ચૂપ હતા. જીવનભર કચડાતી પ્રજાનાં દુઃખો નિવારવા રાજાશાહી સામે એકલે હાથે ઝૂઝનારા પોતાના કંથના મનમાં શું પચ્ચાસ હજાર રૂપિયાની લાલચ વસી ગઈ છે ? પણ ત્યાં તો નગરશેઠનો મક્કમ સાદ સંભળાયો : 'ભચુભા મણકા !'

'પચ્ચાસ હજાર ઓછા પડે છે, શેઠ ?'

'ભચુભા !.. '

પણ નગરશેઠની વાતને વચ્ચેથી જ કાપી નાખતાં મણકાએ કહ્યું : 'આ કાંઈ એક વારનું કામ નથી, શેઠ ! આપણું કામ તો રોજનું થશે.'

'તું મને ઓળખતો નથી, મણકા ?'

'ઓળખું કેમ નહિ, શેઠ ! આ સાજા વાગડમાં તમારા નામથી કોણ અજાણ છે ? રાજાશાહી સામે ઝૂઝીને પારકાને માટે દુઃખ વેઠનારા તમને કોણ નહિ ઓળખતું હોય ? ને આ રા'ના હાથરખ્ખુ અને હૈયાફૂટયા નોકરોએ તમને ઓછા હેરાન કર્યા છે ! પણ હવે... હવે.. .તો આપણું રાજ આવ્યું છે, શેઠ ! પચ્ચાસના સાઠ કરું છું ને સાઠ હજારે સોદો હવે પાકો કરો, શેઠ... ! હવે એક અક્ષર પણ બોલતા નહિ.'

'તેં ચીંધ્યું એ કામ મારાથી નહિ થાય. હું દેશદ્રોહી નહિ બની શકું. તું જે ધંધો કરી રહ્યો છે એ ધંધો દાણચોરીનો છે મને તારા રૂપિયા ન જોઈએ.

આમ વાતવાતમાં મળતા રૂપિયા સાઠ હજાર જેવી રકમને લાત મારી મોં ફેરવી લેનાર વાણિયા સામે રીઢો ગુનેગાર ભચુ મણકો ફાટી આંખે તાકી રહ્યો : 'શેઠ ! આવતી લક્ષ્મીને પગે ઠેલા કાં મારો છો ?'

'તેં ચીંધ્યું એ કામ સારું નથી.'

'આ તો હવે આપણું રાજ સ્થપાણું છે, શેઠ !





રાજાશાહીના જમાનાની સઘળી મુશ્કેલીઓ હવે ટળી ગઈ છે. હવે તો ખેડે એના બાપનું ખેતર છે. વગર મહેનતે મળતા સાઠ હજારને ઠેલનારા તમે....તમને કહું છું, શેઠ ! તમે મને વેવલા ભાસો છો !'

'મહેમાન થઈને ડેલીએ આવ્યા છો એટલે બીજું તો કાંઈ નથી કહેતો ભચુભા, પણ હવે એક અક્ષરે બોલ્યા વગર તું આ ડેલી જ નહિ, ગામ પણ હમણા અને હમણાં જ છોડી જા, એમા મજા છે. પંદર વર્ષ પહેલા ભરી બંદૂકે તું વગડા વચ્ચે ભેટયો હતો અને હુ હતો હથિયાર વિનાનો. એ પ્રસંગ યાદ છે ને ? તું એ પ્રસંગ ભૂલી ગયો હોય તો તને યાદ કરાવી દઉં.'

પણ વાતને સાચે પાટે ચડાવવાની કળામાં ઉસ્તાદ એવા મણકાએ કહ્યું : 'ખરું કહું છું, શેઠ ! તમે ખરેખર વિચિત્ર છો. આમ ઘરઆંગણે આવતી લક્ષ્મીને પગે દેનારા તો તમને એકને જ જોઉં છું. દેશપ્રેમ અને દેશસેવા એવા રૂડા શબ્દોના વાઘા સજાવીને વાત કરનારા કોઈ પણ આવતી લક્ષ્મીને ઠેલા નથી દેતા. તમારે સાંભળવાં હોય તો કહો એટલાં નામ કહી સંભળાવું....'

'મારે એ નામ નથી સાંભળવા. પાંચિયા ભેગા કરવાની વાતનો એક શબ્દ પણ હવે ના ઉચ્ચારતો. નહિતર પછી એમાં મજા નહિ રહે. હું બોલું છું એ કરી બતાવુ છું એ વાત તું જાણતો નથી ?'

નગરશેઠ ધારે તો ઘડી એકમા ધારે એટલી કિંમતના પાચિયાં એકઠા કરી શકે એમ હતા. પણ એ તો સાવ પાણીમા બેસી ગયા હતા. મણકાની જીભની કારીગરી સાવ વાઝણી બની ગઈ. રુદિયે રોષ ભરી મણકાએ સાથી સાથે ઘોડા માથે પલાણ નાખી. રાત માથે લઈ સાથીઓ સાથે ગામની હદ છોડી ગયો.

અંધારામા અજવાળાં પાથરતી નગરશેઠની ડેલીની ચમની બળતી હતી. ભાગી ગયેલા અસવારોની દશ્યમાં નજર નાખી બેઠેલા નગરશેઠના ચહેરા માથે ચિંતા ન હતી. સાઠ હજાર રૂપિયા જેવી રકમને લાત મારી દેવાનો જરા પણ રંજ ન હતો. પૂર્વજોના વારસાગત સંસ્કારને દીપાવતા પોતાના ધણી અત્યે હર્ષ અને અભિમાનથી નીરખતી તેમની ઘરવાળીને રુદિયે ગર્વ સમાતો નહોતો.

તે નગરશેઠનુ નામ ઇદરજી ગાગજી વોરા.

મનહરલાલ ચોકશી



# ઇન્ટરવ્યુ

મયંકે ઉદાસ નજરે બી. એ. ના સર્ટિફિકેટ તરફ જોયું. એનાથી નિશ્વાસ નખાઈ ગયો એના કરતાં તો ચાર વર્ષ પહેલાં હીરા ઘસવાની ઘંટીએ જોડાઈ ગયો હોત તો ચિંતાની કટારી એના હૈયામાં ભોંકાતી ન હોત. એ મેટ્રિક થયો એટલે એના દૂરના એક મામાએ એની બાને કહેલું કે, 'મયંકને ઘંટીએ બેસાડી દો એક વર્ષમાં તો એવો તૈયાર કરી દઉ કે રોજના પચીસ રૂપિયા પાડતો થઈ જશે.'

ત્યારે પોતે એ 'ઓફર'નો વિરોધ કરેલો અને મમત પકડેલી કે પોતે તો ભણવું જ છે. ત્યારે એ માનતો હતો કે પરીક્ષાનું પરિણામ પ્રગટ થશે તે દિવસથી જ નોકરી એને શોધતી આવશે. પણ એ આશા ઠગારી નીવડી. ઊલટું પરિણામ આવ્યા પછી છ મહિના સુધી એ અરજીઓ ઘસડતો રહ્યો, તો પણ ક્યાયથી એને 'ઇન્ટરવ્યુ' માટે પણ બોલાવાયો નહીં ત્યારે એ હતાશ થઈ ગયો.

અને એના મેટ્રિકમા નાપાસ થયેલા મિત્રો રોજના પંદર રૂપિયા રળતા થઈ ગયા હતા ને 'વટ'-

માં ફર । હત ।. એમને જોઈને મયંકને થતું કે એનું ભણતર એળે ગયું છે. રોજી ન આપે એ ભણતર શા કામનું ?

ત્યારે એનું આંતરમન હાહાકાર કરી ઊઠતું. ભણતર કદીયે એળે જાય ખરું ? સંસ્કારનું બીજ શું ફળદાયી નહીં નીવડે ? એ ફરીથી અરજીઓ ઘસડવામાં લાગી જતો.

એક દિવસ એની અરજીના જવાબમાં ' ઇન્ટરવ્યુ'નો પત્ર પણ આવ્યો. એની અને સૂરજમાની આંખોમા હર્ષના અશ્રુ આવી ગયાં.

'બેટા, આપણો પણ ભગવાન છે. જોયું ને, કેટલી મોટી કંપનીમાથી 'ઇન્ટરવ્યુ' આવ્યો છે ! બેટા, આપણે કદી પણ કોઈનું અહિત કર્યું નથી. તારા બાપુ પણ ભગવાનનું માણસ હતા માનવતાને માટે મરી ફીટવાનું એમણે સદાય પસંદ કર્યું હતું. તું પણ નોકરીમા હાથ નીચેના બધા સાથે માણસાઈથી જ વર્તજે માનવતાથી મોટો કોઈ ધર્મ નથી '

સૂરજબહેન જિંદગીની તડકી–છાંયડી જોઈ ચૂકેલા હતા છતા ઇન્સાનિયત પરની એમની આસ્થા અજબ હતી વૈધવ્ય આવ્યું તે પણ તેમણે હિંમતથી સહન કર્યું. છોકરાને ભણાવ્યો મયંક સમાજમાં ખૂબ સારો છોકરો ગણાતો હતો.

મયંકનો અભ્યાસ પૂરો થઈ ગયો, છતાં એને નોકરી મળતી નહોતી એટલે સૂરજબેન અકળાયા હતા. છતાં હિંમત હારતા નહોતાં. મયંક ઘણી વાર ઉદાસ થઈ જતો. ક્યારેક અશ્રુઓ એની પાંપણ પણ ભિંજાવી દેતાં. ત્યારે સૂરજબહેન એને ધીરજ આપતા.

'ઇન્ટરનેશનલ કોર્પોરેશન 'નો ઇન્ટરવ્યુ આવ્યો આથી એમને ખૂબ આનંદ થયો. આ વિશાળ કંપનીની દેશભરમાં શાખાઓ હતી એના વડા ગુજરાતી હતા. મયંકને શ્રદ્ધા હતી કે નોકરી એને જ મળવાની છે.

સવારની ફ્લાઇંગમાં જવાનું હોવાથી એ વહેલો ઊઠી ગયો. એનું મન અજબ પ્રસન્નતા અનુભવી રહ્યું હતું. તૈયાર થઈને એ સૂરજબહેનને પગે લાગ્યો. માથે હેતથી હાથ ફેરવીને સૂરજબેને કહ્યું : ' પ્રભુ તારી મનોકામના પૂર્ણ કરે,' ત્યારે એમની આંખોમાં ઝળઝળિયા આવી ગયા.

પૂરપાટ દોડતી રિક્ષામાં બેઠેલા મયંકને લાગ્યું કે એ મંઝિલની નિકટ જઈ રહ્યો છે.

સ્ટેશન પર વાતાવરણ ખુશનુમા હતું. મયંકે ઘડિયાળ તરફ નજર કરી. હજુ અડધો કલાકની વાર છે. સમય પસાર કરવા એ બૂકસ્ટૉલ તરફ ગયો. જુદાં જુદાં સામયિકોનાં મુખપૃષ્ઠો પર એની નજર પડતા એક શીર્ષકે એનું ખાસ ધ્યાન ખેંચ્યું :

**'માનવતા મરી પરવારી છે !'**

આજે એક ખાનગી મોટરની અડફેટમાં આવેલા એક વૃદ્ધ સજ્જનને ફૂટપાથ ઉપર જ લોહીનીગળતો જોવા છતાં કોઈએ પણ એની મદદે જવાનું ઉચિત ધાર્યું નહીં. લોકો જોઈ જોઈને ચાલ્યા જ ગયા. આવી દશામાં કલાકેક પડી રહ્યા બાદ કોર્પોરેશનના માણસોએ આવીને વૃદ્ધને હૉસ્પિટલ પહોંચાડ્યો પેલી ખાનગી મોટરનો બિલકુલ પત્તો જ ન લાગ્યો.

મયંક કંપી ગયો. એને લાગ્યું કે જાણે પોતે અકસ્માતમાં ફંગોળાઈ ગયો છે લાલ લાલ રક્ત ઘટ્ટ ધારામાં વહી રહ્યુ છે. ચોમેર જીવનપ્રવાહ વહી રહ્યો છે. પણ કોઈને એની સામે નજર કરવાની ફુરસદ નથી' ઘડિયાળમાં ડંકા પડ્યા. એનું ધ્યાન ત્યાં દોરાયું

એણે જોયું કે, એક ટોળું થોડે દૂર જમા થઈ ગયું છે શું હશે ? એ તરત ત્યાં ગયો. જોયું તો એક માણસ બેહોશ પડ્યો હતો. ટોળામાં ઊભેલા માણસો એ માણસને શું થયું હશે તે વિષે જાતજાતની અટકળો કરતા હતાં.

મયંક સતર્ક થઈ ગયો : 'અરે રે ! બિચારાનું કોઈ નથી ' ઝડપથી એ પેલા માણસ પાસે બેસી ગયો. કંઈક ગંભીર હાલત છે એ તરત સમજાઈ ગયું. પણ શુ કરવું ? ટ્રેન તો પંદર મિનિટમાં આવી પહોંચશે. એને ' ઇન્ટરવ્યુ ' આપવા જવાનું છે. સવાલ એની કારકિર્દીનો છે. અહીં સવાલ એક માનવીની જિંદગીનો છે. શું કરવુ ? એ જરા મૂંઝાયો. ત્યાં એની સામે સૂરજબાનો ચહેરો ડોકાયો. જાણે એ કહી રહ્યાં હતાં : ' બેટા, માનવતાથી મોટો કોઈ ધર્મ નથી.' ને એણે નિર્ણય લઈ લીધો. એણે બેચાર માણસોની મદદથી પેલા માણસને ઘોડાગાડીમાં બેસાડી દીધો. પંદર મિનિટમાં જ પેલો માણસ હૉસ્પિટલમાં કુશળ ડૉકટરની સારવાર નીચે આવી ગયો.

ડૉક્ટરોએ જણાવ્યું કે, 'કેઈસ સમયસર જ આવી ગયો હતો. જો કલાકેક મોડું થાત તો એની જિંદગી ટૂંકાઈ જાત.'

મયંકને સંતોષ થયો. પેલા માણસના ગજવા-માંથી એક ડાયરી નીકળી. એને આધારે મયંકે એનાં સગાંવહાલાંને ફોનથી ખબર કરી દીધી. આમ કલાક નીકળી ગયો.

મયંકને થયું કે, 'ઇન્ટરનેશનલ કોર્પોરેશન'માં પણ ટ્રંકકોલથી ખબર આપી દઉં કે, આજે 'ઇન્ટરવ્યુ' માટે આવી શકાશે નહીં, પણ કાલે આવશે.

ટ્રંકકોલ પર કંપનીના જનરલ મૅનેજર વાત કરતા હતા. એમના અવાજમાં રોષ હતો. 'તુમકો આજ હી આના ચાહીયે થા.'

'લેકિન સા'બ, યહાં એક આદમીકી જિંદગીકા સવાલ થા!' મયંકે સવિસ્તર વાત કરી. ત્યારે મૅને-જરે 'અચ્છા, અચ્છા, મિલેંગે' કહીને ફોન મૂકી દીધો. મયંકને લાગ્યું કે એના ભાગ્ય પર તાળું દેવાઈ ગયું છે. એ હતાશ થઈ ગયો.

પેલા માણસનાં સગાંઓ આવી ગયાં હતાં. એ બધા ખૂબ પૈસાદાર લાગતા હતા. મયંકનો તેમણે ખૂબ જ આભાર માન્યો. મયંક વિષે એમણે ઘણી પૂછપરછ કરી લીધી અને એ ક્યાં અને શા માટે જવાનો હતો તે પણ જાણી લીધું.

મયંક ઘેર આવ્યો. સૂરજબહેન ચકિત થઈ ગયાં. અમંગળની શંકા એમને ઘેરી વળી. મયંકે સવિસ્તર વાત કરી ત્યારે એમને ખૂબ જ આનંદ થયો.

બીજે દિવસે સવારે ફરી મયંકે સૂરજબાની આશિષ સાથે મુંબઈ પ્રયાણ કર્યું. એક પરમ સંતો-ષની લાગણી એના હૈયામાં ઉછાળા મારતી હતી. એક માનવીનો જીવ બચાવવાનું કાર્ય એના વડે થયું એથી એના અંતરમાં અજબ પરિતોષની મહેક ફેલાતી હતી.

એક ભવ્ય મકાનમાં ઑફિસ આવેલી હતી. દર-વાજા પર એક પહેરેગીર હતો. પગથિયાં ચડીને એ અંદર ગયો. સત્કારવિભાગનાં કર્મચારી બહેને એને આવકાર્યો. અને એનું નામ લખવા એને એક કાર્ડ આપ્યું. મયંકે એ કાર્ડ પર પોતાનું નામ અને આવવાનું કારણ લખ્યું. યુવતીએ બેલ વગાડ્યો. એક

> **અનાયકે ન વસ્તવ્યં, ન વસેત્ બહુનાયકે,**
> **સ્ત્રીનાયકે ન વસ્તવ્યં, ન વસેત્ બાલનાયકે.**
>
> નેતાવિહોણા, બહુનેતૃત્વવાળા, સ્ત્રી–નેતાવાળા કે બાલનેતાવાળા ગામમાં વસવાટ ન કરવો.

પટાવાળો તરત આવ્યો. યુવતીએ એ કાર્ડ અંદર આપી આવવા તેને જણાવ્યું. મયંક એને બોલાવવા-માં આવે એની રાહ જોતો બેઠો. યુવતી એક રજિ-સ્ટરમાં કાંઈ નોંધ કરવા લાગી. સોફો વિશાળ અને મુલાયમ હતો. મયંકને થયું એ થોડો ફેલાઈને બેસે, પણ એને સંકોચ થયો. એ ઊભડક જ બેઠો રહ્યો. એણે ઘડિયાળ પર નજર નાખી. કાંટા ફરતા હતા. દશેક મિનિટ પણ થઈ ગઈ.

'હજુ કેમ એને બોલાવવામાં નથી આવતો!'

ત્યાં, તો મૅનેજરની કેબિનનું બારણું ખૂલ્યું. પટા-વાળો બહાર આવ્યો, પણ એની સામે જોયા વગર બહાર જતો રહ્યો. મયંક કંટાળી ગયો. એને ક્યારે બોલાવશે? એને થયું કે પેલા બેનને પૂછું. પણ સંકોચ એને ઘેરી વળ્યો. એનાથી કાંઈ ન પુછાયું. કાંટા આગળ ધપતા રહ્યા. પટાવાળો ટોપલીઓ લઈ-ને પાછો મૅનેજરની કેબિનમાં ઘૂસી ગયો હતો. મયંક હવે સાચે જ કંટાળ્યો હતો. આ લોકો ક્યારે એને બોલાવશે? આજે પોતે એકલો જ છે એટલે કદાચ એને વધારે સવાલોનો સામનો કરવો પડશે. કાલે પોતે આવ્યો હોત તો બધાની સાથે સાથે એનો ઇન્ટરવ્યુ પણ પતી ગયો હોત.

'હે પ્રભુ, મારી લાજ રાખજે.' મયંક બબડ્યો.

ત્યાં તો કેબિનનું બારણું ખૂલ્યું ને મયંક ચમકી ગયો. મૅનેજરની પાછળ બીજા માણસોય કેબિનની બહાર આવી ગયા હતા.

મૅનેજરે આગળ આવીને મયંકના ગળામાં હાર પહેરાવી દીધો. 'મિત્રો! આ તમારા નવા આસિ-સ્ટંટ મૅનેજરને આવકારતાં મને આનંદ થાય છે. નોકરી અને પૈસા કરતાં એમણે માનવતાને વધુ માન આપ્યું છે. મારા કાકાના છોકરાને એમણે કાલે મોતના મુખમાંથી બચાવી લીધો.'

અને એમણે મયંક સાથે હસ્તધૂનન કર્યું. બીજા બધાએ પણ એની સાથે હાથ મેળવ્યા. મયંક ચકિત થઈને જોઈ રહ્યો માનવતાની મહેક! એને લાગ્યું કે સૂરજબહેનનું સ્મિત પણ આશિષ આપી રહ્યું છે.

# કુ૦ મીરા સત્યવીર

## પરિશ્રમનું પારિતોષિક



ફેરોડો માનવપુષ્પોથી મહેકતો સંસારનો આ ફૂલબાગ છે. સુખના, દુઃખના, માનવતાના, કારુણ્યના, વફાદારીના, બેવફાઈના, શૌર્યના, એવા એકએકથી અલગ, સુંદર તથા અસુંદર પ્રસંગોથી એ સભર ભર્યો છે. અનેકવિધ ઘટનાઓ રોજ બને છે. પુષ્પની સુગન્ધની જેમ ફોરમ ફેલાવે એવી વાતોથી મન સુખ અનુભવે છે. અહીં બે માનવપુષ્પોની કથા કહેવાની વૃત્તિને રોકી શકતી નથી. આમ શરૂ થાય છે આ ઘટના.

વરવિક્રયની જ્ઞાતિનુ તે મધ્યમવર્ગનું મહારાષ્ટ્રિયન કુટુંબ. પતિ અને પત્ની બંને સંસ્કારી અને સમજદાર. દામ્પત્યના જીવનમા બાળકોનો જન્મ એ તો કુદરતનો સ્વાભાવિક ક્રમ. આ પતિપત્ની પણ બાળકોના માબાપ બન્યાં.

એમની મોટી પુત્રી શાળામાં દાખલ થઈ. એ દર વર્ષે પાસ થાય અને ઉપરના ધોરણમાં આગળ વધે. એમ કરતાં કરતાં, હાઈસ્કૂલનાં અંગ્રેજી ધોરણોમાં પણ તે તેજસ્વી નીવડતી ચાલી. પુત્રીના ભણતર સાથે સાથે માતાના મનમાં પોતાના ભણતરની વિચારમાળા ચાલુ રહેવા લાગી. આ તે વર્ષની વાત છે, કે જ્યારે મૅટ્રિકને ઝાઝું મહત્ત્વ અપાતું અને મૅટ્રિક પાસ વ્યક્તિને સારી નોકરી પણ મળતી.

પત્નીએ એક દિવસ પતિ સમક્ષ કહ્યું : 'મારે આગળ અભ્યાસ કરવો છે. હું મૅટ્રિક પાસ થાઉં અને નોકરી કરું તો આર્થિક દૃષ્ટિએ ઘણો લાભ થાય.'

'એકાએક ભણવાનો વિચાર ક્યાંથી સ્ફુર્યો ?'

'આપણે દીકરીઓનાં માબાપ છીએને ? તેમના લગ્ન માટે વરના પિતાનું ઘર પૈસાથી આપણે જ ભરવું પડશેને ? આપણે આપણી દીકરીઓને સારામાં સારુ શિક્ષણ આપી શકીએ તો ભવિષ્યમાં તે શિક્ષણને આધારે તેઓ પોતાનું જીવન શાંતિથી ગુજારી શકે. છોકરીઓ ભણશે તો નોકરી કરીને પોતાનું ઘર સારી રીતે ચલાવશે'

પતિને આશ્ચર્ય થયું. સાથે આનંદ પણ થયો. છતાં પ્રેમભરી ટકોર કરી : 'આટલી મોટી ઉમરે તું ભણવા જઈશ ?'

'હા, પુત્રીની સાથે સાથે જ અભ્યાસ કરીને તેની સાથે જ મૅટ્રિક પાસ થવાની મારી તમન્ના છે. તમે ઘરની ને ગૃહકાર્યની ચિંતામાં ન પડશો. બાળકોની સારસંભાળ, ઘરકામ, એ બધુ જ હું જાતે કરી લઈશ. તમને કશી અગવડ પડે તેવુ કશું થશે નહિ. બધું વ્યવસ્થિત ચાલ્યા કરશે.' પત્નીએ વચન આપ્યું.

પતિએ દરેક રીતે પત્નીને સાથ આપ્યો. ગુજરાતી સાત ધોરણ પસાર કર્યાં પછી અને લગ્ન પછી બાકીના આગળના ધોરણોનો અભ્યાસ તેણે ઘેર જ ચાલુ રાખ્યો અને પછી તેને હાઈસ્કૂલમા દાખલ થવામાં વાંધો આવ્યો નહિ. હાઈસ્કૂલનાં અંગ્રેજી છઠ્ઠા અને સાતમા ધોરણમાં તો માતા અને પુત્રીનો અભ્યાસ, સાથે ને સાથે ચાલ્યો. મૅટ્રિકના વર્ષમાં તો પુત્રીની સાથે જ માતાએ પણ મન લગાડીને અભ્યાસ કરવા માંડ્યો. બાળકોની સારસંભાળ અને

ઘરનું તમામ કામકાજ માતા જાતે જ કરી લે અને મેટ્રિકનો અભ્યાસ પણ ચાલુ રાખે.

તે વર્ષે માતાને તેથી માનસિક અને શારીરિક—બંને દૃષ્ટિએ સખત પરિશ્રમ વેઠવો પડયો.

પછી પરીક્ષાઓ આવી. પુત્રી અને માતા એક સાથે જ મેટ્રિકની પરીક્ષામાં સાથે બેઠા. યથાસમયે પરિણામની જાહેરાત થઈ. બંને સફળ નીવડયાં.

કુટુંબમાં આનંદ આનંદ છવાઈ રહ્યો. માતાને પોતાનુ જીવતર ધન્ય લાગ્યું. પુત્રી પાસ થઈ, પોતે પણ પાસ થઈ. આનંદ અને ધન્યતા બેવડાઈ ગયાં. ત્યારબાદ માતાએ શિક્ષણખાતામા નોકરી મેળવી અને પુત્રીને કૉલેજમાં દાખલ કરવામાં આવી. ચાર વર્ષ પસાર કરવાનાં હતાં. પુષ્કળ ખર્ચ અને પુષ્કળ મહેનત પછી, ચાર વર્ષને અ તે કૉલેજમાં પ્રવેશેલી એ યુવતીએ, બી. એ.ની ડીગ્રી મેળવી.

માબાપે રેડેલા સંસ્કાર, સહકાર અને જ્ઞાન મેળવવાની તેની શક્તિના પ્રતાપે શિક્ષણક્ષેત્રમાં તે સફળ થઈ અને એક લબ્ધપ્રતિષ્ઠ ઓફિસમાં તેને નોકરી પણ મળી ગઈ.

એ પછીથી બીજી દિશાનાં પ્રયાણ આદરવાં પડયાં. યુવતીનાં માતાપિતા, યુવતીનાં લગ્ન માટેની વ્યવસ્થામાં પડયાં. ઉપરથી ખુબ જ રૂપિયા આપીને ગમે તેવા યુવાન સાથે દીકરીને પરણાવીએ એ બાબત તેમને પસંદ નહોતી. છોકરો ગરીબ ઘરનો હોય તેનો તેમને વાંધો નહોતો. પણ છોકરો સદ્ગુણી હોય તો સારું અને તેવી જ પસંદગી માટે તેમનો પ્રયત્ન હતો.

યુવતી પણ તે જ પ્રમાણે વિચારતી હતી કે પોતાને જે યુવક સાથે પરણવાનું પ્રાપ્ત થાય તે ભલે ઓછું ભણેલો હોય, પરંતુ સદ્ગુણી અને સ્વભાવે ખાનદાન હોય તો બસ છે. જિંદગીમા એ લાયકાતનાં ઘણાં મૂલ્ય છે એ વાત તે સમજતી હતી. અને પ્રયત્ન તથા નસીબસંજોગે, માબાપ તથા યુવતીના ધ્યાનમાં એવો એક યુવાન વસી ગયો. અંગ્રેજી છ ધોરણ સુધીનો તેનો અભ્યાસ હતો. પણ સ્વભાવ અને રહેણીકરણીએ તે સાલસ અને સીધો હતો.

લગ્નની વાતચીત ચલાવવામાં આવી, અને બંને પક્ષોની રાજીખુશીથી લગ્ન ગૌરવભેર ઊજવાયાં.

પત્ની ગ્રેજ્યુએટ અને પતિ અંગ્રેજી છ ચોપડી ભણેલો. પત્ની વિચારે છે, કે પતિને પણ આગળ અભ્યાસ કરવા માટે ઉત્તેજન આપવું જરૂરી છે. એ જો મેટ્રિક પાસ થાય તો કોઈક સારે સ્થળે એને વ્યવસ્થિત નોકરી મળી જાય.

પત્ની એના પતિને પોતાના મનની વાત સમજાવે છે. લગ્ન કર્યે વરસ પૂરુ થયું છે અને થોડાક માસ પછી પત્ની માતા બનવાની છે. એ નોકરી પણ કરે છે. ત્યારે ગૃહસ્થાશ્રમ, નોકરી, ભણતર, બાળક, એ તમામ બાબતોની એકસાથે તે કેવી રીતે સંભાળ રાખી શકશે ? ખરેખર, એ પ્રશ્ન પણ ગંભીર વિચારણાનો હતો.

પણ પત્નીએ પતિને હિંમત આપતાં કહ્યું કે, 'એ બધુ થઈ રહેશે. તમે અભ્યાસ ચાલુ કરી દો.'

પત્ની યથાસમયે બાળકની માતા બની. પ્રસૂતિની રજાઓ પૂર્ણ થતા કેટલાક સમય પછી તેણે પાછી નોકરી શરૂ કરી. બાળકને માટે એક સરસ મજાની બાબાગાડી પણ ખરીદી લીધી.

ઓફિસે જવાને સમયે એ બહેન, પોતાના બાળકને બાબાગાડીમાં સુવડાવી શહેરના રાજમાર્ગ ઉપર નીકળે. એ એમનો રોજનો રસ્તો હતો.

રસ્તે જતા–આવતા લોકો અને રસ્તાની બંને બાજુની દુકાનના દુકાનદારો—બાબાગાડી જાતે જ ચલાવી જતી આ સુશિક્ષિત યુવતીને શરૂ શરૂમાં કૈંક કુતૂહલથી જોઈ રહે. પણ બહેન તો ગાડી અને બાળકને સંભાળતાં સમયસર ઓફિસે પહોંચી જાય.

ત્યાં પગારદાર બાઈ બાળક અને ગાડીનો કબજો લે, અને બહેન ઓફિસકાર્યમા ગુંથાઈ જાય. રિસેસના સમયમાં બાળકને જુએ, લે અને દૂધની વ્યવસ્થા કરે : અને પછી પાછું કાર્ય શરૂ થઈ જાય. નોકરીના કાર્યમાં બહેન એટલી ચીવટ રાખે કે ક્યારેય મોડી ન પડે કે કામમાં ભૂલ ન થાય.

અને વીતતા દિવસોમાં બાળક મોટું થયું એટલે તેને ઘેર રાખવાની વ્યવસ્થા કરવામાં આવી. મેટ્રિકની પરીક્ષા પાસ થવાથી પતિને કોઈ ઓફિસમાં નોકરી મળી ગઈ.

સત્ય ઘટનાની આ નાયિકાઓ—પુષ્પો સરખી સુગન્ધ વેરતી માતા અને પુત્રીએ, જીવનના કઠોર વ્યવહારની ગૂંચને ઉકેલી જીવનના દિવસોને સોનેરી બનાવી દીધા.

☆ ☆ ☆



# અંતર ઐશ્વર્યો તણાં !

ઠક્કર બાપાની ૭૦મી જયંતી. મુંબઈના ગોવાલિયા ટેંકના વિશાળ પ્રાંગણમાં ચક્રવર્તી રાજગોપાળાચાર્યને પ્રમુખસ્થાને મળેલી સભામાં ઠક્કર બાપાની જયંતી નિમિત્તે માતબર રકમની થેલી અર્પણ કરવાનો નિર્ધાર જાહેર કરવામાં આવ્યો. પણ કસ્તુરબાના સ્વર્ગવાસના આઘાતથી ઠકકરબાપાની થેલીની વાતનું ગાંધીજીને વિસ્મરણ થયેલું.

વર્ધામાં એક રાત્રે ઓચિંતા ઊઠીને ગાંધીજીએ બૂમ પાડી : 'અરે, મહાદેવ ! વાત ધ્યાન બહાર જ રહી ગઈ ! ઠકકર બાપાની થેલીનું શું થયું ? ભંડોળમા સારી એવી રકમ જમા નહીં થાય તો આબરૂ જાય. પરમ દિવસે તો જયંતી ...! ઝાઝો વખત નથી. અત્યારની કોઈ પણ ગાડી પકડીને મુંબઈ જા મુંબઈના શેઠીઆઓની યાદી કરાવું છું.'

'બોલવા માડો, બાપુ.'

ગાંધીજીએ લાખોપતિ ને કરોડપતિઓના નામો લખાવ્યાં અંતે જણાવ્યું : 'ખાસ કરીને તું લક્ષ્મીદાસ શેઠને મળજે. અત્યાર સુધીના આપણા ફંડફાળામા લક્ષ્મીદાસ શેઠ ક્યારેય દાવમાં આવ્યા નથી. આ વખતે એમને ઝડપવા છે ઠક્કર બાપા માટે લક્ષ્મીદાસ શેઠ પર ખાસ દબાણ કરીને કઢી શકાશે. બંને એક જ ગામના છે.' પછી ઊઠતાં ઊઠતાં ઉમેર્યુ : 'જરૂર પડચ મારુ નામ લેજે.'

'એમાં કંઈ કહેવું નહીં પડે, બાપુ.'

'પણ લક્ષ્મીદાસ લક્ષ્મીના ખરેખરા દાસ છે. ખૂબ ચાલાકી ને બુદ્ધિપૂર્વક એની સાથે કામ લેજે.'

'વારુ.' મહાદેવભાઈએ સસ્મિત જણાવ્યું ને વર્ધાથી મુંબઈ આવતી ટ્રેનમાં ચઢી બેઠા.

મહાદેવભાઈએ વહેલા પ્રભાતે બીરલાને બંગલેથી લક્ષ્મીદાસ પર ફોન કર્યો. લક્ષ્મીદાસના રહસ્યમંત્રી તરીકે વર્ષોથી કામ કરતા જગુભાઈએ રિસીવર હાથમાં લઈ પૂછ્યું : 'કોણ આપ ?'

'હું મહાદેવ દેસાઈ. લક્ષ્મીદાસ શેઠ મુંબઈમાં જ છે ને ?'

જગુભાઈને લક્ષ્મીદાસ શેઠનુ આ ફોન બાબત સંગઠન હતું. ફોન આવે એટલે જાણીજોઈને પ્રથમ ઉપાડે રહસ્યમંત્રી જગુભાઈ જ. જાણે પોતે સમજ્યા ન હોય એમ સામી વ્યક્તિ જે કંઈ બોલે કે વિચાર રજૂ કરે, એનું પુનરુચ્ચારણ જગુભાઈ ફરીથી કરે. સામા સોફા ઉપર બેઠેલા શેઠજી ફોન સાંભળતા હોય ને હાથ યા આંખને ઇશારે શો ઉત્તર આપવો એનું સૂચન પણ કરતા હોય એટનુ જ નહીં, જગુભાઈના ગમે તેવા અંગત મિત્રે પણ શેઠને બંગલે ફોન કરવાનો નહીં. અગાઉથી કરેલ સંતલસ અનુસાર સામો શું કહે છે, એ સાંભળી લીધા બાદ 'રોંગ નંબર' કહીને રિસીવર મૂકી દેવાનુ.

પણ આ તો મહાદેવ દેસાઈ. એ ફોન કરે ને અસત્ય કેમ વદાય ?

'જી, છે.' એમણે ઉત્તર દીધો. આવી જે કોઈ

નાનીમોટી હકીકત હોય, એનો અહેવાલ તો શેઠને આપવો જોઈએ જ. ઉપર જઈ એમણે શેઠજીને જણાવ્યું : ' મહાદેવભાઈનો ફોન હતો.'

બુદ્ધિશાળી ને વિચક્ષણ શેઠ તરત જ પામી ગયા કે વહેલી સવારે મહાદેવભાઈ શા માટે પોતાને ઢૂંઢવા આવ્યા હશે. એમણે કશોય ઉત્સાહ દાખવ્યો નહીં. ઠક્કર બાપાને અર્પણ થનાર મોટા ભંડોળ અંગે વર્તમાનપત્રના સમાચાર વાંચી મનથી ગાંઠ વાળી દીધી હતી કે ગાંધીજીને કેટલીય વાર ધોળે દા'ડે આકાશના તારા દેખાડ્યા હતા તેમ આ પ્રસંગે ય ટોલ્લી મારી દેવી.

નિયમિત નવને ટકોરે બંગલા બહાર ડગ મૂકનાર લક્ષ્મીદાસ શેઠ આજે આઠ વાગ્યામાં પ્રાતઃકર્મથી પરવારી ગયા

જગુભાઈએ વિચાર્યું : ' મહાદેવભાઈનું આગમન થવાનું છે, તેથી એમની પરોણાગત અર્થે સત્વર તૈયાર થઈને જતા હશે !' અને શેઠને વાદેવાદે પોતે ય ઝડપભેર તૈયાર થવા માંડ્યા. કપડાં પહેરતાં પહેરતાં શેઠે, કંઈક કડક મુખમુદ્રા સહિત જણાવ્યું : ' જગુભાઈ ! રોજ તો તું મારી આજ્ઞાનું બરાબર પાલન કરે છે. પણ આજ ખાસ ધ્યાન રાખજે. હું જાઉં છું મનોરદાસ સોલિસિટરને ત્યાં. સાંજના ચાર સુધી મારી ભાળ કોઈને આપવી નહીં . ત્યાં સુધીમાં ઑફિસમાં પણ કોઈને કશીયે ખબર પડવા દેવી નહીં.' કહી શેઠ પોતાની મોટરમાં ભાગી છૂટ્યા !

જે માનવીએ સમાજ પાસેથી બુદ્ધિને જોરે ચોગરદમથી ચૂસીચૂસીને નાણું ઉમેર્યું હતું—એકસામટી ટંકશાળ પાડવા માંડી હતી, એ લક્ષ્મીદાસ શેઠ ઠક્કર બાપા સમી એક મહાપવિત્ર સેવામૂર્તિને અર્પાનાર ને એ દ્વારા દલિતો ને પીડિતોના ઉદ્ધાર કાજે અંતે વપરાનાર દ્રવ્યમા પોતાનો હિસ્સો ન આપવો પડે એ માટે આજે ભર મુંબઈમાં, ઉઘાડે છોગે, ભાગંભાગ કરી રહ્યા હતા ! ખુદ મહાદેવ દેસાઈને પણ થાપ આપવાના કાર્યમાં ગૂંચવાઈ ગયા હતા !

જગુભાઈએ મહાદેવભાઈને વ્યક્તિગત ક્યાંય ક્યારેય નજરે દીઠેલ નહીં. માત્ર છબિ જોઈ હતી

'ફોન કર્યો છે એટલે મહાદેવભાઈ પધારશે' એમ વિચારી, અવારનવાર એમની રાહ જોવા બારી બહાર દૃષ્ટિ ઘુમાવતા રહેલા જગુભાઈ, પોર્ચમાં દાખલ થતી મોટર જોતાં જ વિદ્યુત્‌વેગે નીચે ઊતરી આવ્યા.

મોટરમાંથી અડધો પગ બહાર કાઢતાં મહાદેવભાઈએ પૂછ્યું . 'છેને શેઠ સાહેબ ?'

'ના જી'. જગુભાઈએ જવાબ આપ્યો.

'હમણાં જ મેં ફોન કરેલોને ! એ તો નવ વાગ્યે બહાર જાય છે !'

'જી, આપનો ફોન મેં જ લીધેલો.'

'આપનું નામ ?'

'જગુભાઈ. આમ તો રોજ નવ વાગ્યે ઑફિસે આવી જાય છે. પણ ક્યારેક કામકાજ હોય તો વહેલા પણ નીકળી જાય . '

'મારો એ સંદેશો એમને કહેલો ખરો ?'

' જી, ' બોલી જગુભાઈ ચૂપ રહ્યા

મહાદેવભાઈએ જગુભાઈના મુખનું નિરીક્ષણ કર્યું. જગુભાઈએ ખાદી ધારણ કરી હતી. ખાદીની ભાવનાને જાગૃત કરતા એ મહાન મનોવૈજ્ઞાનિકે જણાવ્યું 'તમે ખાદી પહેરી છે એની પાછળનો શો ઉદ્દેશ છે, એ સારી રીતે જાણતા હશો તમે ભાવનાશાળી છો એવી પ્રથમ દૃષ્ટિએ મારા પર છાપ પડી છે. એ છાપને દાવે એક વાત મારે તમને કરવાની છે.ઠક્કર બાપાના ફંડમાં પૈસા ખૂટે છે મોટી રકમની આશાથી હું એમની પાસે આવ્યો હતો પણ મને સંશય પડ્યો છે,કે મને ટાળવા માટે એ નીકળી ગયા હોવા જોઈએ બાપુ પણ તમારા શેઠના સ્વભાવથી પરિચિત છે એમણે મને અગાઉથી ચેતાવેલો કે એમની પાસે ચાણક્યનીતિથી કામ લેવું પડશે મારે ગમે તેમ કરીને પણ એમને મળવું જ પડશે ..જો એ મળી જાય તો મોઢામોઢ ના નહિ કહી શકે . તમે મને મદદ કરો..સેવા આપો.. અરે, એક વાર ખોટું કામ કરવું પડે તોય કરો.. પૈસા હરિજનોના ઉદ્ધાર માટે ખર્ચાશે...પુણ્યનું કામ છે બોલો, આટલી મદદ કરશો ને ?'

જગુભાઈએ વિચાર્યું : 'મારે મહાદેવભાઈને શેઠ સાથે એ વાગ્યા પહેલાં જ ભેટો કરાવી દેવો જોઈએ. પણ જે રીતે મને એ સૂચના આપી ગયા છે, તે મુજબ તો સાંજ પૂરી થઈ જાય. શેઠનો સ્વભાવ ઘણો ખરાબ છે. પણ મારી આ નોકરી ક્ષણ-

અંગુર છે. મહાદેવભાઈ જેવાનું આ કામ છે. બીજું કંઈ નહિ તોય, કુદરતને ચોપડે એક સારું કામ જમા થઈ શકશે.'

ચોપાસ દૃષ્ટિ કરી જગુભાઈએ ધીરેથી કહ્યું : 'જુઓ, મહાદેવભાઈ, શેઠ અમારી કોટની ઓફિસમાં બરાબર એક વાગ્યે પહોંચે છે. તમે એ બિલ્ડીંગની આસપાસ ઊભા રહેજો. શેઠની ગાડીનો નંબર છે ૭૫૭૨. એ ઉપર જાય કે તરત તમે પણ ઉપર પહોંચી જજો. ઉપર ગયા બાદ ખાદીનાં કપડાંવાળો પટાવાળો મળશે. એને કાર્ડ આપી દેજો. પટાવાળો બાપુને રંગે રંગાયેલો છે. મદ્રાસી છે. એક વાર પોતાની નોકરી જતી હશે તોપણ પરવા કર્યા સિવાય સેવા બજાવવા તૈયાર થશે.'

એકીશ્વાસે આટલુ બોલી ગયા બાદ અગાઉ કરતાંયે વધુ ધીમેથી જગુભાઈએ ઉમેર્યું :

'આ અંગેની ઘટતી બાજી હું ગોઠવી રાખીશ. અમ છતાં કંઈ પણ મને પૂછવુ હોય તો ફોન કરજો, શેર બજારમાં. હું રાહ જોઈશ.' ★ ☆

દસ–અગિયાર વાગ્યા સુધીમાં તો જ્યાં જ્યાં શેઠે જણાવેલુ ત્યાં ત્યાં ફોનથી સૂચના આપી દઈ એમના પ્રત્યેની પ્રાથમિક ફરજ પૂરી કરવા છેવટે ઓફિસે ફોન જોડ્યો :

'કોણ મનહરભાઈ? હું જગુભાઈ.'

'બોલો, કેમ યાદ કર્યો?'

'જુઓ, શેઠ સાહેબે કહાવ્યું છે, કે આજે મહાદેવ દેસાઈ મુંબઈ આવ્યા છે. શેઠ અંદર હોય ત્યારે એ અંદર ઘૂસી ન જાય એનુ ધ્યાન રાખજો. અઢી વાગ્યે શેઠ સાહેબ નીકળી જાય પછી થાય થવાનું હોય તે. આટલુ જાળવજો.'

'પણ છે શું?'

'મહાદેવભાઈ પૈસા લેવા આવ્યા છે, ને શેઠ સાહેબને આપવા નથી તેના આ બધા ઉધામા છે.'

'ઓ હો! એમ!' આશ્ચર્ય દાખવતા ઉદ્‌ગાર મનહરભાઈના મુખમાંથી સરી પડ્યા.

'હા...!' જગુભાઈએ મમતાથી ઉમેર્યું : 'મેં થોડી મદદ કરી છે. બાકીની તમે કરજો. શેઠ જેવા અંદર જાય કે તુરત મહાદેવભાઈને અંદર મોકલી આપજો.'

મનહરભાઈ રોષે ભરાયા : 'અરે, એ શું બોલ્યો, છોકરા? માથું ઠેકાણે છે કે નહીં? તું જાણે છે પુન્નુસ્વામી, આવનાર મુલાકાતીનું વિઝિટિંગ કાર્ડ પહેલુ મને બતાવે છે. શેઠસાહેબનો ખાસ ઑર્ડર છે. મુલાકાતીઓમાંથી અંદર મોકલવા જેવા છે કે નહીં, તેની મનોમન ચકાસણી કરી લઉં છું... મોકલવા જેવા ન હોય એને 'શેઠને સમય નથી, નહીં મળી શકાય' કહીને બારોબાર વિદાય કરી દઉં છું. મારી એ સર્વિસથી તો મારા પર આટલા બધા ખુશ રહે છે. તેં શી છોકરમત માંડી છે? નોકરી જશે... ચટ્ટ દઈને!'

'તો શું કરીએ કહો. જીવનમાં ક્યારેક તો સાહસ કરવું જોઈએ ને!'

'ના, ભાઈ ના. મારી તો હિંમત નહીં ચાલે... માફ કર. તું તો પરણેલો છે, પણ છોકરાં નથી, એટલે ગમે તેમ વર્તે તે ચાલે. મારે તો મોસાળ મોકલવાં પડે. આ ઉંમરે પછી નોકરીએ રાખે કોણ? મારાથી નહીં થાય.'

'વારુ, એક કામ કરો. પુન્નુસ્વામીને બોલાવો.'

'હા, એવુ કામ કરું બે વાર.' મનહરે રિસીવર મૂકતાં નોકરને બૂમ પાડી : 'પુન્નુસ્વામી, જગુભાઈનો ફોન છે.'

પુન્નુસ્વામી સર્વિસમાં એટલો જલદ ને વેગીલો હતો કે એના પર શેઠના ચારે હાથ હતા. આમ ગણાય ઓફિસનો નોકર, બધાનું કામ કરવા બંધાયેલો. પરંતુ ચઢેલો એવો કે શેઠ સિવાય અન્ય કોઈનોય હુકમ ઉઠાવે નહીં. ઓફિસમાં પોતાના બાંકડા પર પડ્યો રહે. શેઠના આગમન પૂર્વે હાથમોં ધોઈ-લૂછીને તૈયાર થઈ જાય. શેઠ આવે ત્યાં તો ઇસ્ત્રીબંધ કપડાંમાં સજ્જ થઈ, સલામ ધરતો ખડો રહી જાય. જમાનાનો ખાધેલો, બંધો. માણસપારખુ જબરો. પણ ખાદી પહેરે. ગાંધીજીનો પાકો ભક્ત. વર્ષોથી ઑફિસની નોકરી કરતો એટલે ગુજરાતી બોલી શકતો. ફેરિયાએ આપેલ સાંજનાં વર્તમાનપત્રો પર હોંશે હોંશે નજર ફેરવી જાય. પાંચદસ મિનિટ બાદ શેઠના ટેબલ પર પહોંચાડે.

જગુભાઈ પોતાને કોઈ દિવસ ફોન પર બોલાવે નહીં ને આજે આમ કેમ એની મીઠી ગડમથલ અનુભવતાં એણે રિસીવર હાથમાં ઉપાડ્યું : 'બોલાવ!'

'જગુભાઈ.'

'બોલો, સાહેબ !'

'ગાંધી બાપુને નામે નોકરી જાય એવું એક કામ કરવાનું છે. છે તૈયારી ?'

'અરે, ગાંધીજીને નામે જોઈએ તો જાન લઈ લો...હુકમ કરો.'

ટૂંકમાં પરિસ્થિતિનો ખ્યાલ આપ્યા બાદ અંતે જગુભાઈએ કહ્યું: 'આ સંયોગોમાં આપણે મહાદેવભાઈને મદદ કરવાની છે. એવું કંઈ ગોઠવીએ કે એમનું કામ થઈ જાય. ને તમારે કે મારે કોઈને કશોય ઠપકો સાંભળવો ન પડે !'

'બોલો, શું કરીશું ?'

'હં...જોને.. ' જગુભાઈને શેઠની ખાસિયત યાદ આવી. ને સ્મરણે ચડી એમની ચોકસાઈ. બંગલે પણ બહારથી આવે એટલે સહુ પ્રથમ પ્રશ્ન કરતા :

'આવી ગયા છોકરાં ?'

'જી !' મિસ કુપર સસ્મિત ઉત્તર આપતી. એટલે શેઠ સીધા જ ઉપર જઈ બાળકોને મળી આવતા. પાંચેક મિનિટ, તબિયત, નિશાળ, શિક્ષણ, શિક્ષક અન્ય કંઈ જરૂરિયાત વગેરે અંગે પૂછયા બાદ નિજ ખંડમાં જતા.

બરાબર એ જ પ્રકારે સવારે નવને ટકોરે જેમ મોટરમા બહાર ઊપડતા, એમ ઑફિસમાં ડગ મૂકતા, બરાબર નાનો કાંટો એક પર ને મોટો બાર પર આવે ત્યારે.. !'

જગુભાઈએ કહ્યું : 'જરા મનહરભાઈને આપ તો.' ને એકાઉન્ટન્ટ–કમ–મેનેજરને સૂચના આપી : 'તમે એક વાગ્યે ટેબલ પર જ બેસજો. જેવા શેઠ સાહેબ એક વાગ્યે કેબિનમાં દાખલ થાય કે તુરત જ તમે ઊઠી જજો. પેટમાં દુ:ખે છે કહી જાજરૂમાં જવાનું. હંમેશની પ્રણાલિકા મુજબ શેઠજી અંદર દાખલ થતાં તુરત જ તમને બોલાવશે. ત્યારે પુન્નુસ્વામીએ જણાવી દેવાનું, 'સાહેબ, એમને તો આજે પુષ્કળ ઝાડા થઈ ગયા છે, તે જાજરૂ ગયા છે. આ બધું કામ એક ને એક ઉપર પાચ મિનિટની અંદર કરી દેવાનું છે...તમારી ગેરહાજરીમાં મહાદેવભાઈ ઉપર આવશે. પુન્નુસ્વામીને પોતાનું કાર્ડ આપશે. એ તરત જ અંદર જવા દેશે. શેઠને દંડ કરવાની કુટેવ છે તમે સંડાશ ગયા હશો તે બદલ બહુ બહુ તો તમારો દંડ કરશે. અત્યારસુધીમાં ઘાટીથી માંડીને મૅનેજર સુધીનો એમણે દંડ કર્યો છે. એ વધુ કરી જ શું શકવાના હતા ? તમે તદ્દન નિર્દોષ છૂટી શકશો.'

'મારો બેટો, ભેજું ખરો, હં !' મનહરકાકા પણ આ યોજનાથી ગેલમાં આવી ગયા.

બિલ્લી જેમ દરેક વખતે પોતાના સકંજામાંથી છટકી જનાર ઉંદર ઉપર તરાપ મારવા માટે અત્યંત તલપાપડ ને ઉત્કંઠ બનીને ઊભી હોય એમ ઑફિસ નીચે મહાદેવભાઈ, શેઠની શોધમાં ખડા હતા. જગુભાઈએ નિર્દિષ્ટ કરેલ સંજ્ઞા ને નંબરવાળી મોટર દૂરથી દેખાતાં જ ડિટેકટીવની માફક બારીક દેખરેખ રાખીને શેઠ જેવા લિફ્ટમાં ઉપર ચઢયા કે એના બીજા ફેરામાં પાછળ પાછળ જ મહાદેવભાઈ ચઢયા. આખે રસ્તે લક્ષ્મીદાસના વિચારોએ જ સતાવ્યા કર્યા હતા. પોતે બાપુને વચન આપ્યું હતું. કયારના શેઠજીને સપડાવવા માટે પેંતરામાં હતા ને અત્યારે હવે માંડમાંડ એ લાગ હાથવેંતમાં હતો. જગુભાઈએ કરેલી મદદ ફળતી દેખાઈ.

લિફ્ટ ચોથે માળે આવીને ખડી રહેતાં મહાદેવભાઈએ જેવો બહાર પગ મૂકયો કે તરત જ દેખાયો પુન્નુસ્વામી !

ખાદીના કપડાં પરિધાન કરેલ ઘનશ્યામ, પણ આંખમાં અનેરી ચમકવાળો આદમી !

પુન્નુસ્વામીએ મહાદેવભાઈને સત્વરે પિછાણી કાઢતા એ હાથ જોડી પ્રણામ કર્યા.

મહાદેવભાઈએ વિઝિટિંગ કાર્ડ આપતાં જણાવ્યું : 'શેઠ સાહેબને આપો !'

મહાદેવભાઈના નામનું કાર્ડ હાથમાં લેતાં પુન્નુસ્વામીએ જાણે સ્વયં મહાત્માજીને મળ્યો હોય એવો અદ્‌ભુત રોમાંચ અનુભવ્યો. એણે તરત કેબિનમાં દાખલ થઈ કાર્ડ ટેબલ પર રજૂ કર્યું, 'મહાદેવ દેસાઈ !' શેઠ સ્તબ્ધ બની ગયા !

જે વ્યક્તિથી દૂર ભાગવા માટે આજ ઠેઠ આઠ વાગ્યાથી બંગલેથી ભાગી જે પોતે શહેર આખામાં નાસભાગ કરી હતી, જેના આગમનને અંતઃકરણથી ધિક્કારતા હતા, જેને માટે ચોર–સિપાઈની રમત રમી છટકી નાઠા હતા એ જ મહાદેવ દેસાઈ અંતે પીછો પકડતા અને આબાદ ઘેરો ઘાલતા આવી

પહોંચ્યા હતા !

લક્ષ્મીદાસ શેઠના હાથમાંથી કાગળિયાં ટેબલ પર પડી ગયાં. એમણે નોકરને બોલાવ્યો : ' મનહર કિધર હૈ !'

' સા'બ, સુબહસે ઉસકો ટટ્ટી લગતી રહી હૈ ઔર સંડાસ ગયા હૈ !' પછી જગુભાઈના ટેલિફોન-ના માર્ગદર્શનને પગલે પગલે બોલ્યો : ' મુઝે ક્યા માલૂમ શેઠ ? મુઝે પૂછા—શેઠ હૈ ? મૈં બોલા ... હાં... હૈ !'

રોષારક્ત શેઠની આંખોમાં ખુન્નસ ભરાયું. ભવાં સંકોચાયાં. દાંત કચકચાવ્યા. હોઠ પીસીને બબડ્યા:

' બદમાસ, બધા ભેગા થઈ મને લૂંટાવી દેવાના' આટલુ બધું રંધાઈ ગયા બાદ હવે ઢોળીયે કેમ દેવાય ? જેમની સાથે પુરાણો અંગત સંબંધ હતો, મૈત્રી હતી, અને તે ઉપરાંત મહાત્માજી જેવી વિરલ વિભૂતીના જે રહસ્યમંત્રી હતા, એ આવીને બહાર બેઠા હોય, વિઝિટિંગ કાર્ડ યે મોકલાઈ ગયું હોય, પછી તાકાત શી હતી શેઠની કે મના કરે ?

પુન્નુસ્વામીએ હસતાં હસતાં જણાવ્યું : 'જાવ, સાહેબ !'

—અને મહાદેવભાઈએ કેબિનમાં પ્રવેશ કર્યો. એમને જોતા લક્ષ્મીદાસ શેઠ પોતાની એશઆરામી ને અસંખ્ય આંટીઘૂંટીભર્યા આચરણોના મૂક સાક્ષી સમી ખુરશી પરથી ઊભા થઈ, સામે સ્વાગત માટે, જૂની રંગભૂમિના રંગલા સમું હસતું મુખ રાખી આવ્યા :

'આવો, મહાદેવભાઈ આવો !' હરખ સમાતો ન હોય એવા દંભથી ખુરસી પર સ્થાન લેવાનું સૂચવ્યા બાદ તાતા તીર સમો પ્રશ્ન ઘોચ્યો : 'કેમ કંઈ એકાએક ? અરે, ભલા ભાઈ ! અગાઉથી જાણ તો કરવી'તી ! તમે તો ભાઈ, ખીરલાના મહેમાન. પછી અમારો શેના ભાવ પૂછો ? મુંબઈમાં રહેલ તમારું આતિથ્ય કરી હું યે...'

' સવારે ફોન કરેલો ને !'

'ફોન કરેલો ? મને ? પછી બંગલાના માણસો, ખાસ કરીને જગુભાઈ પર ગુસ્સો ઠાલવતાં કહ્યું : ' લુચ્ચા ! શઠ ! મને કોઈ ખબર પણ આપ-તા નથી ! આ આપણા ગુજરાતીઓ ! વફાદારી જેવું કંઈ શીખ્યા જ નથી ને ! તમારો ફોન આવી ગયા પછી, અરે, હું ગમે તેટલા મહત્ત્વના કામમાં રોકાયેલો હોઉં, છતાં પણ મને જાણ કરવામાં શું લુટાઈ જવાનું હતું એમના બાપનું ? ઠીક છે, આ તો તમે છો... ને એટલી બધી મહત્ત્વની વાત નહોતી, તે વાંધા જેવું નહોતું. પણ આ હિસાબે તો મારાં કેટલાંયે અગત્યનાં ટેલિફોનોની વાત મને નહીં જ કરતા હોય ને !'

શેઠ લક્ષ્મીદાસના આ નાટકિયા અભિનય બદલ મહાદેવભાઈ હસતા રહ્યા. મનોમન એય વિચારતા : 'અરે, શેઠ ! તમારી આખીયે ચાલબાજી હું પામી ગયો છું. જે જગુભાઈને ટેલિફોન માટે પેટ ભરીને ગાળો ભાંડી રહ્યા છો, તેણે મને તમારી સઘળી ચાવી હાથમાં આપી દીધી છે...તમને હું આજકાલ-નો ઓળખું છું ? ઠક્કરબાપા–ફંડમાં રૂપિયા ન આપવા હોય તો એમ કહી દેવાની હિંમત કેળવોને ! આટલી બધી છેતરપિંડી મારી સાથે–ખુદ તમારા આત્મા સાથે શા માટે કરી રહ્યા છો ?'

શેઠે બેલ મારી પુન્નુસ્વામીને આજ્ઞા કરી :

' મનહરને બોલાવ !'

અગાઉથી આ સંજોગો કાજે માનસિક રીતે તૈયાર રહેનાર, જીવનમાં જેણે ક્યારેય નાટક નહોતું કર્યું એવો મનહર દાખલ થયો. ગભરાટ ને ભયની મુંઝારીથી મુખ ઢીલું હતું.

' કેમ ?'

' શું કરુ શેઠ સાહેબ, કોણ જાણે આજ સવારથી જ પુષ્કળ ઝાડા થઈ ગયા છે. બેસાતું પણ નથી.'

' અરર... એટલી બધી તબિયત ખરાબ થઈ ગઈ છે ! તો તો જલદી ઘેર ચાલ્યા જાવ. આરામ કરો. ને કેશિયરને કહો કે જગુભાઈનો પંદર રૂપિયા દંડ કરે. મહાદેવભાઈનો બંગલે ફોન આવ્યો છતાં ય મને ખબર સુદ્ધાં ય કેમ ન આપી ? આટલી બધી બેદરકારી કેમ ચાલે ?'

' જી,' ધાર્યા કરતાં અત્યાર પૂરતો તો મામલો ઓછો ગંભીર છે એની નોંધ લેતો એ રવાના થયો.

હવે લક્ષ્મીદાસ મહાદેવભાઈ ભણી વળ્યા : ' કહો, મહાદેવભાઈ ! બાપુ મઝામાં ને ?'

' હા.' મહાદેવભાઈએ જવાબ આપ્યો.

' વારુ, બોલો, કેમ આવવું થયું છે !'

' ઠક્કરબાપાની ૭૦મી જયંતી પ્રસંગે એમને માતબર થેલી આપવાનું નક્કી કરવામા આવ્યું છે.'

'અરે...હા એ તો મેં પેપરમાં વાચેલું. કેટલા આપવાનો ખ્યાલ છે ?'

'સિત્તેર હજારનો ખ્યાલ છે. હજી સૌરાષ્ટ્ર વિભાગનો ટેલિફોન આવવાનો બાકી છે. બાપુએ મને ખાસ સૂચના આપેલી કે,કે બી ને મળજે ખરો. પણ પૂરી ન થાય તો લક્ષ્મીદાસની અવશ્ય મુલાકાત લેજે.બંને મૂળ ભાવનગરના એટલે એમના તરફથી ખૂબ સારો સહકાર મળી રહેશે.'

ત્યારેય શેઠ લક્ષ્મીદાસના માનસનાં પાછળનાં ચક્રો જોરશોરથી ફરવા લાગી ગયાં હતાં: 'આ કે. બી. છે ધંધાકીય દૃષ્ટિએ મારો અવ્વલ નંબરનો કટ્ટર દુશ્મન ! પહેલેથી જ મારી સાથે વેર બાંધતો રહ્યો છે. એ પાછો દોઢ વાગ્યે જતો રહેશે તો એની પાસેથી ફંડની રકમ મેળવી શકાશે નહીં. અત્યારે હું કંઈ પણ આકડો મૂકીશ એમાં થશે રકઝક ને ખેંચા-ખેંચ. એમાં વખત વીતી જશે તો કે. બી બિલકુલ છટકી જશે. મારે બુદ્ધિ લડાવવી જોઈશે.'

મોટેથી લક્ષ્મીદાસે મહત્તાનો અંચળો ઓઢ્યો 'જુઓને મહાદેવભાઈ, આપના વચન પર મને પૂર્ણ વિશ્વાસ છે. તમે બધી પરિસ્થિતિથી જાણકાર છો. લ્યો, હું કોરો ચેક આપું છું. એમાં કે. બી.ને મળ્યા પછી ને સૌરાષ્ટ્રની રકમ આવી ગયા બાદ સિત્તેર હજારમાં જે કંઈ ખૂટે, પછી તે રકમ ગમે તેટલી હોય એની ચિંતા ન કરશો. ભરી દેજો તમારી મેળે. ને હા, જુઓ. કે. બી. પાછા દોઢ વાગ્યે તો બહાર નીકળી જશે એટલે તમે હવે સીધા એમની પાસે '

મહાદેવભાઈએ નીચે ઊતર્યા બાદ તરત જ ચેકમા રૂપિયા વીસ હજારનો આકડો મૂકયો !

મારતી મોટરે બેંકમાં ગયા ત્યાથી જગુભાઈ ને ફોન કર્યો : ' તમારો કેટલો આભાર માનું ! મારું કામ બરાબર પાર પડી ગયું છે. એમણે નાટક બરાબર કર્યું, હો !'

અને ફોન બંધ થતા જગુભાઈ જ્યારે પોતાના બીજા કામમાં પરોવાયા ત્યારે એમના મુખ પર કર્તવ્ય અદા કર્યાનો સંતોષ છવાયેલો હતો.



# પ્રત્યક્ષ પરચો

સન ૧૯૨૩ કે ૧૯૨૪ની વાત છે. એ વેળા હું મુંબઈ વ્યવસાય અર્થે રહેતો હતો. એ અરસામાં ઈજીપ્ત (મિસર)થી એક અદ્ભુત મંત્ર–તંત્ર વિદ્યા જાણનાર મિસરવાસી મુંબઈમાં આવ્યો હતો. મંત્ર-વિદ્યાથી અપાતા એના જવાબો બહુ નવાઈભરેલા હતા એમ બોલાતું.અખબારોમાં એની જાહેરખબરો પણ આવતી હતી.

આવો મોટો નામાંકિત માણસ, એટલે એના ભાવો વધારે હોય એ દેખીતી વાત છે. એ ભાવો સાધારણ શ્રીમંતને પણ ન પોસાય,તો મારા જેવાને તો કયાંથી જ પોસાય ? એમ છતાં એની શક્તિનો પરચો જોવા મારી જિજ્ઞાસા હું દબાવી શકયો નહિ. હું 'બાલજીવન' માસિક ચલાવતો હતો એટલે એના તંત્રી તરીકે એમની વિદ્યાની ચકાસણી કરી એ હકીકત 'બાલજીવન'મા છાપવા માટે મેં એમની મુલાકાતની માગણી કરી.

એ મિસરી ભવિષ્યવેત્તાનું નામ શ્રી સીર કે એવું કાઈક હતું એમ મને યાદ છે. એમની ઓફિસ પ્રાર્થના સમાજથી ગીરગામ જતાં ડાબે હાથે એક મોટા

મકાનને પહેલે માળે હતી ને આગળની બાજુ છજું હતું એટલું મને યાદ છે.

ચાર-પાંચ દિવસમાં જ મારા પત્રનો જવાબ મળી ગયો. મે બની શકે તો રવિવારે મુલાકાત માગેલી, જેથી મારે નોકરીમાંથી રજા લેવી ન પડે.

એણે રવિવારે બપોરે ગમે ત્યારે આવવા લખ્યું હતું. ધંધાનું કામ રવિવારે એ કરતા નહોતા.

કાગળ વાચી હું ખુશ થયો. રવિવારે બપોરે જવા બાબત પત્ર લખી દીધો. મને એકલા ન ગમે માટે ગીરગામ ઉપર મારી સાથે મારો એક સાથીદાર જોડાય એવી મેં વ્યવસ્થા કરી હતી. ઘેરથી નીકળ્યા પછી મુલાકાતના સમયને થોડી વાર હતી એટલે લૅમંગ્ટન રોડ ઉપર એ જમાનાના ઇમ્પીરીઅલ સિનેમાની સામેની એકાદ જૂની ચોપડીઓ અને છાપા વેચનારની દુકાનેથી મેં ત્રણ-ચાર જૂના અંગ્રેજી માસિકોના અંકો ખરીદવામાં વખત ગાળ્યો.

બરાબર વખત થયો એટલે હું મારા સાથીદારને લઈને ઉપર ગયો. શ્રી મીરે સાથીદારને લાવવાની પરવાનગી આપી નહોતી. મને ત્યાં કાંઈ વધારે વાર લાગવાની નહોતી. એટલે સાથીદારને મેં નીચે ઓટલા નજીક દાદર આગળ ઊભા રહેવા કહ્યુ,અને હું શ્રી મીર પાસે એકલો ગયો.

મારું કાર્ડ વાંચી એણે ગંભીરતાથી મને આવકાર આપ્યો. ઊંચી કાયા, પાતળું શરીર, જુવાન ઉંમર, રંગે ખૂબ ગોરા. પશ્ચિમી પોશાક અને માથે ફ્રેંચ ટોપી.

તરત જ એમણે મને પૂછ્યું : 'તમારે શું સવાલ પૂછવા છે? આ લો કોરા કાગળ. તમારી ઇચ્છામાં આવે તે એની ઉપર લખો. આ લો પેન્સીલ. તમે લખો તે મને બતાવવાની જરૂર નથી.' એમ બોલી કાગળની થોકડી, પેન્સીલ, વગેરે મૂકી બાજુની એમની રૂમમા એ ચાલ્યા ગયા. મેં વિચાર કરી ૩-૪ સવાલો કાગળની જુદી જુદી કાપલી ઉપર લખ્યા. ને ઘડી વાળી ટેબલ ઉપર મારા હાથ તળે દાબીને રાખ્યા.

થોડી જ વારમાં એ આવ્યા.

'ઠીક; મને જરા પણ લખાણ દેખાય નહિ એ રીતે હવે એ સવાલોનો કાગળ આ કવરમાં મૂકી દો. જોઈએ તો કવર તપાસી લો.'

કાગળ, પેન્સિલ, કવર, બધું મેં બરાબર ધારીધારીને જોયું હતું. ચાલુ બજારમાં મળતી સ્ટેશનરી જેવાં જ એ હતાં. એમાં કશી જ વિશિષ્ટતા કે શંકાભરેલું નહોતું. મેં મારા સવાલોના કાગળો સંભાળથી કવરમા મૂકી દીધા.

ટેબલ ઉપર ગુંદરની શીશી બતાવી એ બોલ્યા :

'હવે કવરને ગુંદર વતી બરાબર બંધ કરી દો.'

મેં એમ કર્યું.

તે પછી એ કહે : 'હવે તમે તમારી કોણી તળે એ કવર બરાબર દાબી ટેબલ પર હાથ રાખીને બંધ કવર બરાબર દાબીને બેસો.'

ટેબલ ખૂબ મોટું અને પહોળું હતું. એના એક છેડે બેઠેલો માણસ બીજી બાજુ બેઠેલો માણસ લખતો હોય તે ઝીણી આંખે પણ જોઈ શકે એમ નહોતું. વળી મેં તો એની ગેરહાજરીમાં જ લખેલું હતું.

પછી ટેબલ ઉપર બેસી,એક કોરો લાંબો કાગળ લઈ, થોડા ચોરસો દોરી,અંદર એણે કશી ગણતરી કરીને પેન્સીલ વતી લખવા માંડ્યું. એ પલકે પલકે લખતા જાય અને છેકતા જાય. મો ઉપર કંટાળો ને ચીડ જણાઈ. આજુબાજુ નજર કરી. છતમાં જોઈ આવ્યા. કોઈ માણસ આજુબાજુ છે કે કેમ એ જોવા લાગ્યા.

ફરી કાગળ ઉપર વિચિત્ર અક્ષરે શબ્દચોરસો રચવા લાગ્યા. ફરી ભૂલો પડતી જણાઈ.

પછી મને પૂછ્યું : 'તમારી સાથે કોઈ આવ્યું છે?'

મેં કહ્યું : 'હા.'

'ક્યાં છે?'

'મેં દાદરા નીચે મારા એક જોડીદારને ઊભા રહ્યા કહ્યું છે. અહીંથી એની સાથે મારે બીજા કામે જવાનું છે.' મેં ખુલાસો કર્યો.

કાંઈ પણ જવાબ આપ્યા વગર એ દાદરાના બારણા આગળ ગયા. મારો જોડીદાર દાદરનાં પગથિયાં નીચે ઊભો રહેવાના બદલે ચુપચુપ છેક ઉપરના પગથિયા ઉપર જ ઊભો ઊભો બારણાની આડમાં સંતાઈને અંદર શું થાય છે એ સાંભળવા પ્રયત્ન કરતો હતો.

એ જોડીદારનો હાથ ઝાલી મારી પાસે લાવી, મારી નજીક ટેબલ આગળ બેસાડતા શ્રી મીર બોલ્યા : 'એ અહી બેસે એમાં મને કશો વાંધો નથી. માત્ર આમ છુપાઈને જુએ એથી મને વિક્ષેપ

પડે છે.'

મેં એની ક્ષમા માગી. થોડીક વાર કાગળ ઉપર ચોરસ આકારમાં મને જરાય ન સમજાય એવી કોઈક ભાષામાં શબ્દો લખ્યા. પછી મને કહે : 'તમારા સવાલો ને કવર તમારી પાસે જ છે. તમે મને એ આપ્યું નથી. તમે અહીંથી ઊભા થયા નથી. બરાબર જોઈ લો કે કવર બરાબર બંધ છે કે કેમ ?'

એ કવર હાથમાં લઈ, ચોમેર કાળજીથી મેં જોયું. એ બરાબર બંધ હતું.

'હવે તમે એ કવર ખોલી નાખો. તમારા કવરમાંથી તમારા પ્રશ્નો ખોલીને તપાસી જુઓ. પછી મને કહો.'

શ્રી મીરના કહેવા પ્રમાણે મેં કર્યું.

'જુઓ, તમારા સવાલના જવાબો સવાલની બાજુમાં જ લખેલા છે કે નહિ ?'

મેં ભારે આશ્ચર્ય વચ્ચે જોયું કે મારા ત્રણે સવાલોના જવાબો ડાબી બાજુ માર્જિનની જગામાં શુદ્ધ અંગ્રેજી ભાષામા સુવાચ્ય, મરોડદાર ને જરા જાડા અક્ષરે ટૂંકમાં પણ બહુ સ્પષ્ટ લખાયેલા હતા !

'કેમ, સંતોષ થયો ?' મીરે પૂછ્યું.

મેં હા પાડી. આભાર માની ઊઠવાની રજા લીધી.

એ કહે : 'થોડી વાર બેસો.'

પછી એણે આજુબાજુ નજર કરી. મારી પાસે જ પડેલા, મેં તરતના ખરીદેલા અંગ્રેજી માસિક 'માય મૅગેઝિન' તરફ આંગળી ચીંધી મને કહે : 'ટેબલ ઉપર કાગળ પડ્યા છે એમાંથી જોઈએ એ કોરા કાગળ ને પેન્સિલ લો.'

'પેન્સિલ તો મારી પાસે છે.' મેં કહ્યું.

'ખુશીથી એ વાપરો. હવે તમે બહાર છજામાં જાઓ. ત્યાં બાંકડા ઉપર બેસો. આ તમારી પાસે છે તે ચોપડીમાંથી અથવા બીજી ગમે તે ચોપડીમાંથી ૧૦-૨૦-૨૫ લીટીઓ ગમે ત્યાંથી તમે લખી લો. આ એક મોટું કવર છે એમાં એ નાખો. મને બતાવવાની જરૂર નથી. લખી રહો એટલે અહીં આવો.'

એમ બોલી, એમની જગાએ બેસી, કોઈ પુસ્તક વાંચવા એ તો લાગી ગયા.

હું અને મારો જોડીદાર બહાર બાંકડા પર બેઠા. બારીનો દરવાજો બંધ હતો. બાંકડાના ડાબા છેડે મારા જોડીદારને બેસાડ્યો અને ખાસ તાકીદ કરી કે શ્રી મીર બેઠેલા જ રહે છે, કે એ અથવા બીજું કો ઊઠીને આ બાજુ આવે છે કે કેમ તે જોઈ મને કહેવું.

હું પેલા જૂના અંકોમાંથી જુદી જુદી કવિતાઓની બબ્બે ચચ્ચાર લીટીઓ કાગળ ઉપર ઉતારતો ગયો. બેચાર ઠેકાણેથી ગદ્ય લખાણની પણ થોડી લીટીઓ કાગળ ઉપર લખી. બરાબર ચકાસણી કરવા ૩-૪ જગાએ જાણી જોઈને જોડણી અશુદ્ધ લખી. ૨-૩ જગાએ વ્યાકરણની ભૂલો જાણી જોઈને કરીને વાક્યો લખ્યાં. આશરે ચાળીસેક લીટી મેં લખી.

કાગળની બરાબર ગડી વાળી, પેલા કવરમાં મૂકી. મારી ચોપડી-ચોપાનયાં વગેરે મારા જોડીદારની પાસે બાંકડા ઉપર જ મેં રાખ્યાં. પેલું કવર મીરને બતાવ્યું.

એ કહે : 'આ ગુંદર લઈ કવર બંધ કરો.' મેં એમ કર્યું એટલે ફરી પૂછ્યું : 'જે ચોપડીમાંથી તમે લખ્યું તે ચોપડી ક્યા છે ?'

'એ બધી બહાર બાંકડા ઉપર મારા જોડીદારની પાસે છે.'

'ઠીક, તમારા લખાણવાળું કવર અને તમારાં ચોપાનિયા-ચોપડી વગેરે તમારી પાસે જ રાખો. છજામાં નિરાતે બાકડા પર બેસો. જરા ૧૫-૨૦ મિનિટની વાર થશે. તે પછી તમને બોલાવું છું.'

હુ બહાર છજામાં જઈ બાકડા ઉપર બેઠો.

આશરે પંદર મિનિટ બાદ એણે અમને અંદર બોલાવ્યા. કવર ખોલાવી નાખ્યું.

મારા હાથમાં ટેબલ ઉપરથી એણે એક મોટો અડધો ફૂલ્સકેપ કાગળ મૂક્યો.

બહુ સ્વચ્છ, જાડા, કાળા મરોડદાર અક્ષરે અંગ્રેજીમાં એ કાગળ પર લખાણ હતું. મને એ લખાણ સાથે બરાબર કાળજીથી સરખાવી જોવા કહ્યું. મેં એમ કર્યું.

કવિતાની લીટીએ લીટી, મેં લખી હતી એ જ રીતે, પેલા કાગળ ઉપર એક પણ ભૂલ સિવાય લખેલી હતી ! ગદ્ય લખવાની પણ આબાદ નકલ કરેલી હતી. મેં જ્યાં પેરા પાડ્યા હતા ત્યાં એટલા જ અંતરે એમાં પણ પેરા પાડેલા હતા ! નવાઈની વાત તો એ હતી કે કવિતા અને ગદ્ય લખાણમાં જ્યાં જ્યાં મેં જાણી જોઈને અશુદ્ધ શબ્દો ને અશુદ્ધ ભાષા લખી હતી ત્યાં ત્યાં નવી નકલમાં પણ અશુદ્ધિ અને વ્યા-

કરણદોષ હતા !'

મેં ખૂબ સંતોષ થયાની મીરને જાણ કરી. મારા માસિકમાં એમની અજબ સિદ્ધિની વાત છાપવા બાબત ખાતરી આપી. એમની સિદ્ધિ માટે અભિનંદન આપ્યાં.

એ કહે: 'અને મારાં પણ તમને અભિનંદન છે.'

'શી બાબતમાં ?' મેં નવાઈ પામીને પૂછ્યું.

'પ્રશ્નો પૂછવામા વિવેક રાખી મારી શક્તિ–મર્યાદાનો ખ્યાલ રાખવામાં. અહીં એવાં એવા નંગ આવે છે કે છૂપો ધનભંડાર કયા છે, આકફરકના આંકડા, સામાનુ કાસળ શી રીતે કાઢી નાખવુ, એવા એવા સવાલો પૂછે છે ! ધન કયાંથી મળશે એની જો મને ખબર હોત તો જાહેરખબરો આપી હું શું કામ અહીં બેસત ? છુપાયેલુ ધન શોધી કાઢી હુ જ કરોડાધિપતિ બની બેઠોબેઠો મોજ ન કરત ! જે જેના ભાગ્યમા હોય તે જ તેને મળે. એથી વધારે આપવા-અપાવવાનું મારાથી બને નહિ. હું તો માત્ર મારી સિદ્ધિના જોરે શકચ તે પ્રશ્નોના જવાબ આપી સચોટ ભવિષ્ય ભાખી શકું.'



આજે એ વાતને ૪૩ વર્ષો વીતી ગયાં છે મેં પૂછેલા પ્રશ્નો તદ્દન સાચા પડચા છે. એક પ્રશ્ન હતો: 'મારા જમણા હાથે રાઈટર્સ ક્રેમ્પ (writer's cramp)નું દર્દ ૩ વર્ષથી થયું છે ! એ કશાથી મટતું નથી. એ મને મટી જશે કે કેમ ? એનાથી મારી રોજી–રોટીને હરકત આવશે ?'

જવાબ હતો. 'જરૂર મટી જશે. રોજી–રોટીને હરકત નહિ આવે.'

બીજો પ્રશ્ન હતો: 'મારે મુંબઈ છોડી દેશમાં જવું પડશે કે કેમ ? મારી આયુષ્યમર્યાદાનો અંત નજીક છે કે કેમ ?'

જવાબ હતો: 'કેટલાક સમય બાદ મુંબઈ છોડીને દેશમાં જવું પડશે. આયુષ્ય લાબું છે.'

ત્રીજો પ્રશ્ન હતો: 'અમારો દેશ મુક્તિ-સંગ્રામ માટે પ્રયત્ન કરી રહ્યો છે.અમે સ્વતંત્ર થઈશું ખરા ?'

જવાબ હતો: 'હા, પણ લાંબો સમય લાગશે.'

કહેવાની જરૂર નથી કે, એ ત્રણે જવાબો પૂરેપૂરા સાચા પડચા છે.

ઉપરની વાતને સાત–આઠ વર્ષ વીતી ગયાં તે પછીની વાત છે. આ જ ગૃહસ્થ વડોદરા આવ્યા હતા. વડોદરાના 'સયાજીવિજય પત્રમાં હું તે વેળા પ્રેસના મેનેજરપદે હતો. ઘરાકોને મળવા પૂરતા સયાજીવિજયની ઓફિસમાં એ આવતા હતા. એમણે જાહેરખબર આપેલી, એટલે ખૂબખૂબ લોકો જાતજાતના ને ભાતભાતના સવાલો પૂછતા.

એક ગૃહસ્થ આવેલા એ કહે · 'મારા વડવાઓએ મારા ઘરમાં કોઈક જગાએ સારું એવું ધન દાટયું છે એમ મારા કુટુંબમાં વાતો થાય છે. મને એ બહુ મહેનત કરવા છતા જડતું નથી. તમે એ ખોળી આપો તો સારું એવુ ઇનામ આપીશ.'

મીરે એ નહિ બને એમ જણાવ્યું. પેલા ગૃહસ્થ ખૂબ ખૂબ આગ્રહ કરતા જ રહ્યા આખરે રૂપિયા બસો ફી લઈ મીર બોલ્યા · 'થોડા વખત બાદ અમુક શુકવારે રાત્રે તમારી પત્નીને સ્વપ્ન આવશે. એમાંથી કાંઈક માર્ગદર્શન મળી રહે તો ઠીક છે. એ સિવાય મારાથી બીજું કશું બનશે નહિ. જો એ વાત કબૂલ ન હોય તો તમારી ફી પાછી લઈ લો.'

પેલા ઘરાકે આ વાત કબૂલ કરી.

અમુક દિવસો પછી મીરે ભવિષ્ય ભાખ્યું હતું તે મુજબ એની પત્નીને રાત્રે સ્વપ્નમાં સફેદ વસ્ત્રવાળો કોઈ માણસ દેખાયો. એણે ઇશારાથી એમના ઘરના અમુક ખૂણા તરફ આંગળી ચીંધી. ત્યારબાદ એ પુરુષ અને સ્વપ્ન અદશ્ય થઈ ગયાં.

પેલા ગૃહસ્થે એ નિશાની મુજબ ખાસ મજૂરો રોકી ગુપ્ત રીતે એ બધો ભાગ ખોદાવી નાખ્યો.

માત્ર રોડાં ને માટી સિવાય અંદરથી કાંઈ જ ન નીકળ્યું.

ગ્રાહકે મીરને અંગ્રેજી ભાષામાં પત્ર લખાવી હકીકત જણાવી.

ત્યાથી જવાબ આવ્યો : 'આ બાબત મેં પહેલાથી જ સ્પષ્ટતા કરી હતી. જે ધન તમારા ભાગ્યમાં નથી એ મારા ગમે તેટલા પ્રયત્ને પણ હું તમને અપાવી શકું એમ નથી હવે ફરી પ્રયત્ન કરીશું તો પણ તમને કાંઈ મળશે નહિ એમ મારા અનુભવ પરથી કહી શકું છુ.'

એણે ફીની અર્ધી રકમ પાછી મોકલ્યાનું મને યાદ છે. મીર મારફત છુપાયલુ ધન મળવાની આશા એ ગૃહસ્થે તે પછી મૂકી દીધી હતી.



બહુ વાચન કરતા થોડું આચરણ આવકાર્ય છે.



હરિપ્રસાદ વ્યાસ

# વિરલ સેવામૂર્તિ



આણંદની એમરી હોસ્પિટલમાં સારવાર લેવા માટે હું 'અંદરના દર્દી' તરીકે દાખલ થયો હતો. તે વખતે જાણીતા ડૉ. કૂકની દેખરેખ હેઠળ ત્યાંનું તંત્ર ચાલતું હતું. દર્દના નિદાનમાં અને સર્જરીમાં ડૉ. કૂક એટલા બધા કુશળ હતા કે નડિયાદ, વડોદરા, સૂરત, ભરૂચના દર્દીઓ તો શું, પણ ઠેઠ અમદાવાદ અને મુંબઈના દર્દીઓ પણ તેમની પાસે સારવાર કે ઓપરેશન માટે દોડ્યા આવતા. વિકટમાં વિકટ ઓપરેશન માટે સૌ આણંદની એમરી હોસ્પિટલ પ્રત્યે મીટ માંડતા.

એક સાંજે મારા વોર્ડમાં એક નવા દર્દી ભાઈને દાખલ કરવામાં આવ્યા. મારી બાજુના જ ખાટલામાં તેમને સ્થાન મળ્યું. તેમની શારીરિક સ્થિતિ ગંભીર કહી શકાય તેવી હતી.

ડૉક્ટરે ઉપચાર શરૂ કરાવી દીધા. નર્સને દવાઓની સમજણ પાડી દીધી. દર્દીને હસીને હિંમત આપી : 'ગભરાશો નહિ. મટી જશે.'

અમેરિકન મુક્તિફોજને સહારે ભારત આવેલા ડૉક્ટર કૂક ગુજરાતી પણ સરસ બોલતા વોર્ડમાં રાઉન્ડ મારીને તેઓ બંગલે જવા વિદાય થયા ને હું ખાટલામાં પડ્યો પડ્યો વિચારે ચડ્યો.

'ક્યાં આપણા ધર્મના આગેવાનોની પ્રવૃત્તિ અને ક્યાં આ પરદેશી ધર્મની સંસ્થાઓની પ્રવૃત્તિ ! એમના કાર્યકર્તાઓ પણ બધા સાચા અર્થમાં સેવાભાવી. ડૉક્ટરો પણ માયાળુ, મૃદુભાષી ને પરગજુ. સારવારનાં સાધનો પણ અદ્યતન. ગરીબોને સાવ મફત સારવાર. અસ્વચ્છ દર્દીઓ પ્રત્યેય સહેજ પણ સૂગ નહિ ! પૈસો ક્યાં નાખવો ને કેવી સેવાભાવી વ્યક્તિઓનાં જૂથ તૈયાર કરવાં, એ આપણી ધાર્મિક સંસ્થાઓએ તથા દાનેશ્વરીઓએ આમાંથી શીખવા જેવું છે.'

વિચારમાં ને વિચારમાં મધરાત વીતી ગઈ. વોર્ડના ઘડિયાળમાં દોઢ વાગ્યો તે વખતે બાજુના ખાટલામાં નવા આવેલા દર્દીએ એકાએક ચીસ પાડી : 'ઓ બાપ રે ! અરે રે !'

નર્સ દોડતી આવી : 'શું થયું મોતીભાઈ ?'

મોતીભાઈ બે હાથે છાતી દાબી રહ્યા હતા. મોં ઉપર અપાર વેદનાનો ભાવ હતો. તેમનાં પત્ની ગંગાબહેન પણ ગભરાઈ ગયાં. મોતીભાઈએ ક્ષીણ અવાજે જવાબ આપ્યો : 'અહીં સખત દર્દ થાય છે ! રહેવાતું નથી !'

દવાખાનામાં જ એક મદદનીશ ડૉક્ટર કાયમ રહેતા અને ત્યાં જ સૂતા. નર્સ તેમની પાસે દોડી ગઈ અને ઉઠાડીને તેડી લાવી.

ડૉક્ટરે દર્દીને તપાસ્યો. છાતી ઉપર સ્ટેથસ્કોપ મૂક્યું. નાડી જોઈ. આંખોની કીકીઓ તપાસી. અને તેમનું મોં ગંભીર બની ગયું.

દર્દીની ચીસો ચાલુ હતી. વોર્ડના તમામ દર્દીઓ જાગી ગયા હતા. નર્સે ડીમ લાઈટ બંધ કરીને મુખ્ય લાઈટ ચાલુ કરી. ચારે કોર ચિંતા અને

ગભરાટનું વાતાવરણ ફેલાઈ ગયું.

ગંગાબહેન આજીજીભર્યા સ્વરે ડૉકટરને પૂછવા લાગ્યા : 'દાક્તર સાહેબ ! એમને ઝટ કંઈ દવા આપી દો ને ! તમે બચાવો બાપલા !'

ડૉકટર બોલ્યા : 'બહેન, કેસ ઘણો ગંભીર છે. ફૂક સાહેબ વગર બાજી હાથમાં રહે તેવી નથી. પણ અત્યારે રાતનો દોઢ વાગી ગયો છે. ફૂક સાહેબ સવારે છ વાગ્યે ઊઠે છે. તે વખતે જઈને બોલાવી લાવો ત્યારે કામ બને.'

'પણ સાહેબ ! ત્યાં સુધીમાં તો શું નું શુંય થઈ જાય ! જરા દયા કરો.'

'હું શું દયા રાખું, બહેન ? દવા તો આપું છું. પણ સાથે સાથે મારી કહેવાની ફરજ છે, કે કેસ ગંભીર છે. એટલાસા સમજી જાઓ....'

ગંગાબહેન રડી પડ્યાં. આખા વોર્ડમાં ભારે ગમગીની છવાઈ ગઈ.

ગંગાબહેને નર્સને પૂછયું : 'બહેન, ફૂક દાક્તર અત્યારે ના આવે ?'

નર્સે ગંભીર મોં કરી જવાબ આપ્યો : 'એ તો હું કેવી રીતે કહી શકું ? આવા મોટા ડૉકટર, ખાનગી પ્રેકટિસ કરતા હોય, તો મહિનાના વીસ–પચીસ હજાર પાડે. એમના જેવાને મધરાતે બોલાવવા જઈએ તો કેવું લાગે ? વખતે ચિડાઈ પણ જાય. રાત્રે દોઢ વાગે ઊઠીને કોઈ આવતું હશે ?'

વોર્ડના બીજા ત્રણ–ચાર દર્દીઓ પણ આવું જ કહેવા લાગ્યા. ગંગાબહેન મૂંઝાઈ ગયાં. બોલ્યાં :

'બહેન, મારા પતિની જીવાદોરીનો સવાલ છે. તમે માત્ર જોડે જ આવો. બૂમ પાડીને કે બારણાં ખટખટાવીને હું જગાડીશ. ભલે એ ચિડાય. બે બોલ કહેશે તો હું મૂગે મોઢે સાંભળી લઈશ. એમનો બંગલો બતાવશો ?'

નર્સ તેમની સાથે જવા તૈયાર થઈ. તે અને ગંગાબહેન ગયાં દરમિયાન મદદનીશ ડૉકટર દવાખાનામાં જઈને દવાની એક શીશી લઈ આવ્યા. તેમાંથી થોડાં ટીપાં દર્દીના મોંમાં નાખ્યાં.

બીજા દર્દીઓ આતુરતાપૂર્વક પોતપોતાના ખાટલામાં બેઠા હતા. સમય વહી જતો હતો. 'શું થશે ? શું થશે ?' એમ બધાને થયા કરતું હતું. એક જણ બોલ્યું : 'ગંગાબહેનને અપમાન ખમીને પાછા આવવું પડશે. અડધી રાત્રે ને કોઈ આવતું હશે ? અને તેય ધર્માદા દવાખાનામાં ?'

એટલામાં બહાર કોઈનાં પગલાંનો અવાજ સંભળાયો અને ડૉ. ફૂક એમના નાઈટ ડ્રેસમાં વોર્ડમાં ધસી આવ્યા. સૌનાં મુખમાંથી અજાયબીના ઉદ્ગાર નીકળી પડયા.

ડૉકટર સીધા જ મોતીભાઈના ખાટલા પાસે પહોંચી ગયા અને દર્દીની નાડી હાથમાં લીધી. પછી મદદનીશ ડૉકટરને ઝડપથી કેટલાક સવાલો પૂછયા. પછી સરવારની ઝડપી કારવાઈ શરૂ થઈ ગઈ.

બેત્રણ નર્સોએ દોડાદોડ કરી મૂકી. મદદનીશ દાક્તર સૂચના પ્રમાણે ઇન્જેકશન તૈયાર કરી લાવ્યા. ફૂકે જાતે ઇન્જેકશન આપી દીધું. પેલી પ્રવાહી દવાનાં દસ ટીપાં જાતે દર્દીના મોંમાં પાડયાં. પછી દર્દીના ખાટલા પાસે જ ખુરશીમાં બેસી ગયા. દર્દીની નાડ હાથમાં પકડી રાખી અને ઇન્જેકશનની અસર જોવા માંડી.

થોડી વારે મોં ઉપર આશાની રેખાઓ પથરાઈ ગઈ. તેમણે પૂછયું : 'મોતીભાઈ, કેમ લાગે છે હવે ?'

'સારુ લાગે છે, સાહેબ !' દર્દીએ ધીમેથી કહ્યું.

'ત્યારે શાન્તથી ઊંઘી જાઓ. જરાય ગભરાશો નહિ.'

પછી દાકતર ફૂકે પોતાના મદદનીશને જરૂરી સૂચનાઓ આપી. દર્દીને ઘેનની બે ગોળીઓ પણ આપવાનું જણાવ્યું. બીજી દવાઓનો નિર્દેશ કર્યો. પછી જવા માટે ઊભા થઈ, ગંગાબહેન તરફ ફર્યા : 'ગંગાબહેન ! હવે ચિંતા કરશો નહિ. મોતીભાઈ બચી ગયા !'

ગંગાબહેને દાક્તરના બે પગ પકડી લીધા : 'મારા દેવ ! તમારો ઉપકાર જીવનભર નહિ ભૂલું. મારી વિનંતિથી તમે રાત્રે બે વાગે દોડતા આવ્યા. તમારો કેવી રીતે આભાર માનું ? ભગવાન તમારું ભલુ કરશે.'

જવાબમાં દાક્તર મીઠું હસ્યા અને પગ છોડાવીને પાછા બંગલા તરફ વિદાય થયા. કેવી વિરલ સેવામૂર્તિ !



સુખ–દુઃખ એ જીવનચક્રનાં બે અનિવાર્ય પૈડાં છે.



મોહનલાલ દંડિયા -

# વૃન્દાવન



ચોમાસાની એક મોડી રાતે બારણું ધકેલી શામળ અંદર આવ્યો ત્યારે મને નવાઈ તો થઈ, ઉપરાંત સહેજ રોષ પણ ચડ્યો. એક તો એ અળખામણો અને આવી અણધારી વેળાએ આવી ચડ્યો; પછી કેમ ગમે? છતાંય એ બધું દબાવી મેં એને આવકાર્યો : 'આવ શામળ, કંઈ બહુ દહાડે?'

'હા, મોટાભાઈ. મને આજની રાત પડી રહેવા દો ને! સવારે ચાલ્યો જઈશ.'

'હા, હા, રહેને ભાઈ. ઘર તારું જ છે ને!'

શામળ મારા મિત્ર કિશોરનો સગો નાનો ભાઈ. લગભગ બાળપણથી બહાર રખડતો થઈ ગયેલો. કિશોરની સાથે મને પણ 'મોટાભાઈ' તરીકે સંબોધતો.

મેં પૂછ્યું : 'ક્યાંથી આજે આ તરફ? હમણાંનો તું આ બાજુ ક્યાંય દેખાતો નથી. ઘણાં વરસે જોયો.'

'હા, મોટાભાઈ. હમણાં દક્ષિણમાં મદુરા પાસેની એક જગામાં હતો.' થેલો નીચે મૂકી એ બોલ્યો.

લાંબી મોટી કફની, ટૂંકી ધોતી અને માથા પર વધારેલી ચોટલી : એવો શામળ મને જોવા જેવો લાગ્યો. પહેલાં તો હું એને શહેરમાં ક્યાંક ક્યાંક જોતો. રથયાત્રાના વરઘોડામાં સાધુઓ ભેગો ધૂન જગાવતો, તો કોઈ વાર મેદની ડોલાવતા કોઈ કીર્તનકારની સાથે બેસી મંચ ઉપર સાજ વગાડતો. અને વચ્ચે તો ભૂદાનવાળાઓ સાથે પણ ફરેલો. નાનામોટા મેળાઓમાં પણ એની હાજરી વરતાતી. ભારતના મોટા ભાગનાં યાત્રાધામો અને જોવા જેવાં સ્થળોમાં એ એકાદ વાર તો જઈ આવ્યો છે કોઈ વ્યક્તિ, સ્થળ કે એનાં નામઠામથી માંડી સરનામા સુધીનો પૂરો ઇતિહાસ શામળને મોઢે હોય. તમે પૂછો ત્યારે ચટ દઈ તમામ વિગત આપી દે. 'સાધુ તો ચલતા ભલા'ની જેમ એ આજે અહીં તો કાલે ક્યાંય પહોંચી ગયો હોય. વતનમાં છેલ્લાં કેટલાંય વરસોથી એ આવતો નહોતો. કિશોર સાથેના અણબનાવથી એનું મન ગામ અને ઘર પ્રત્યે ગ્લાનિથી ભરેલું હતું. મા જીવતી હતી ત્યાં સુધી વરસમાં એ એકાદ-બે વાર આવીને ખબર લઈ જતો.

કિશોર અને હું પડોશી તો ખરા જ, પણ બાળવયથી એવા ગોઠિયા કે વતનથી આજે હું દૂરના શહેરમાં વસું છું તોય અમે એકબીજાની રજેરજ ખબર રાખીએ છીએ. મેં અને કિશોરે શામળને ભણાવવા બહુ કોશિશ કરેલી. પણ પાંચેક ધોરણ ભણ્યા પછી એનુ ચિત્ત શાળામાં ચોંટ્યું જ નહિ. ખેતરોમાં, તળાવકાંઠે કે મહાદેવનાં મંદિરોમાં એ નાનકડો શામળિયો નાસી જઈ ભરાઈ બેસતો ત્યારે અમારે શોધીને ઘરભેગો કરવો પડતો. કિશોર એને મારતો, સજા કરતો ત્યારે પાછો રિસાઈને ભાગી જતો અને કોઈ એવા સ્થળે ભરાઈ બેસતો કે બેત્રણ દહાડા સુધી ખાવાપીવાનુ પણ નામ ન લે. મા કંટાળી જતી, સમજાવતી, પણ એ રામ તો એના એ. મનમાં આવ્યું તો ડાહ્યાડમરાની જેમ મા પાસે બેસી મીઠી મીઠી વાતો કરે ધાર્યું હોય તો ઘરનુ કામ મૂકી પડોશીઓ અને બીજાઓનું એવું કામ કરી આપે કે

બધાં એની 'વાહ, વાહ' પોકારી ઊઠે. કિશોર આથી ચિડાતો. એને 'ગાંડિયો' ગણી કાઢતો. એની વહુ તો એને 'તું'કારે બોલાવતી. શામળ આ બધું સમજતો, પણ ઘરમાં એનું માનપાન જળવાતું નહિ એટલે બીજા એનું અનુકરણ કરે જ ને ! લોકો એને 'શામળો' કે 'શામળિયો' કહી તુચ્છકારતા. નાનાં છોકરાં પણ એને એ રીતે બોલાવતાં.

એની આવી કફંદી હાલત જોઈ માએ કિશોરને કહ્યું : 'ભાઈ, આને પરણાવી દઈએ તો જરા ઠરીઠામ થઈને રહે. ઘરમાં વહુને જોઈ એનો પગ બંધાઈ જાય અને ઠેકાણે પડે'

ત્યારે કિશોરની સ્ત્રીએ આનો સજ્જડ વિરોધ કર્યો : 'ભાઈમાં બે પૈસા કમાવાના તો વેતા નથી અને પારકી જણી લાવીને શું ખવરાવશે ? અમે કાંઈ બધાનું પૂરું નહિ કરીએ.'

કિશોર મૂગો રહ્યો. પત્નીની વાતમાં એ સંમત હતો. મા નિરુપાય હતી. આ બાજુ કન્યાવાળાએ થોડી રાહ જોઈ, એનું સગપણ તોડી નાખ્યું.

શામળ એમ સાવ બેઠાખાઉ નહોતો. મીઠાઈ અને ફરસાણો બનાવવાના કામમાં એક્કો હતો એવું ગામના સુખડિયા પણ કહેતા એવા ધંધામા ગામમાં ને બહારગામ પણ એ બેત્રણ જગાએ નોકરીએ રહ્યો. પણ ક્યાંય એનો પગ ટક્યો નહિ. એની માના કહેવાથી હુ એને મારી સાથે શહેરમાં લઈ ગયો મિલમા બદલીઓ ભરવાનું કામ શરૂઆતમાં મેળવી આપ્યું. પણ એ જીવ લાબો વખત રહ્યો નહિ. મને હાથતાળી આપી છટકી ગયો, અને માતાના મરણ પછી તો સાવ બેફિકર થઈ ગયો. મેં એને ગામમા નાનીસરખી હાટડી માંડી બેસવાની સલાહ આપી. એણે કિશોર પાસે પાનબીડીનો ગલ્લો કરવા માટે પૈસા માગ્યા કિશોરે એની માગણીના બદલામાં એને ધુતકારી કાઢ્યો મેં કિશોરને કહેલું કે જો એ ઠેકાણાસર થતો હોય તો થોડું ખરચ વેઠી લેવુ, પણ કિશોરે મને ચોખ્ખું સુણાવી દીધુ . 'તારે એને એક પાઈ ધીરવી નહિ, કે ક્યાંય ભલામણ જેવું પણ કરવું નહિ એની મેળે કૂટી ખાશે મને પૂછ્યા વગર ઘરમાંથી પૈસા લઈ જાય છે.'

શામળ ઘરમાંથી પૈસા ઉઠાવે એ વાત હુ માનતો નહોતો. હાથનો એ ચોખ્ખો હતો એવી શાખ તો પડોશીઓ પણ પૂરતાં. ત્યારથી શામળને ભાઈ-ભાભીને પનારે પડી રહેવું ગમ્યું નહીં. એમનું વર્તન એને કઠવા માંડ્યું. મારી પાસે આવી, એ એની હૈયાવરાળ ઠાલવતો. ભાઈની સાથે ભાભી અને એમનાં છોકરાં પણ જેમતેમ બોલે એ એનાથી સહન ન થયું.

મેં કહ્યું : 'તો તું અહીં મારે ઘેર રહે.'

'ના, મોટાભાઈ. હું હવે જઈશ.'

'ક્યાં ?'

'આખી દુનિયા પડી છે. ધરતી માતા કોઈને ભૂખે નથી સુવાડતી.'

મેં કહ્યુ, 'પણ તું એકાદ જગાએ ઠરીને રહે તો સૌને તારો વિશ્વાસ પડે.'

'મારે હવે વિશ્વાસ આપીને શું કામ છે ? મારે ક્યાં આગળપાછળ કોઈ છે તે ચિંતા કરું ?'

એ વેળા તો મને કહીને એક યાત્રાળુસંઘ ભેગો ફરવા ઊપડી ગયો. ત્યાર પછી એ ક્યાંક ક્યાંક દેખાતો, પણ ઘેર આવતો નહિ. બેત્રણ વરસ પછી એ ગામમાં આવ્યો. હું એ વખતે રજા લઈને ગામમાં હતો. કિશોર પાસે પોતાને ભાગે મિલકતમાથી જે આવતું હોય તે આપવાની માગણી મૂકી : 'ભાઈ, મને જે આપવું હોય તે આપો. હું મારે જુદો રહીશ. બનશે તે કામધંધો કરી, ભગવાનનુ ભજન કરીશ.'

કિશોરે એને સણસણતો જવાબ આપી દીધો : 'જા, જા, ભાગવાળા ! મોટો મિલકતવાળો આવ્યો છે તે ! તારે ને આ ઘરને શુ લાગેવળગે છે ?'

એની સ્ત્રી પણ તાડૂકી ઊઠી

મેં કિશોરને સમજાવ્યો : 'એને થોડાંઘણાં વાસણકૂસણ આપી જો, એટલે જોઈએ કે, એ કેવી રીતે રહે છે ?'

'ના રે, ના ! હું એને એક પાઈ પણ આપવાનો નથી. એને હવે આ ઘરમાં પણ પેસવા દેવાનો નથી. સગાવહાલાંમાં ફરીફરીને એ મારી નિંદા કરે છે એની કોઈને ખબર છે ?'

કિશોરની સ્ત્રીએ પણ ઉમેર્યું : 'નાતજાતમાં એણે તો અમારી આબરૂ ટકાની કરી નાખી છે.'

શામળથી આ સંખાયું નહિ એ ગર્જીને બોલ્યો : 'જ્યાં ને ત્યાં તમે મને વગોવો છો તે તો બાજુએ રહ્યું અને ઉપરથી મારુ નામ હલકું પાડો છો ! તમારે જે આપવું હોય તે આજે ને આજે મને આપી દો.





હું હવે આ ઘરમાં પગ નહિ મૂકું. બસ, પછી કંઈ?'

'લે, આ લેતો જા....' અને કિશોરે શામળને ગાલે જોરથી બેત્રણ થપ્પડો ધરી દીધી.

હું વચ્ચે પડયો. કિશોરનો ઉશ્કેરાટ આગળ વધે તે પહેલાં મેં એને બાથમાં લઈ અટકાવ્યો. શામળ બેઉ હાથે ગાલ પંપાળતો ઊભો રહ્યો. ડબકડબક બોર જેવાં મોટાં આંસુ ખર્યાં, અને કશું જ બોલ્યા-ચાલ્યા વગર શૂનમૂન બની ચાલ્યો ગયો. હું એની પાછળ ગયો. પરાણે પકડીને મારે ઘેર લાવ્યો, બેસાડયો. પણ આંસુ આડે એ કશું બોલી શકયો નહિ. જમવા બેસાડયો. પણ કોળિયોય મોંમાં મૂકયો નહિ. જાણે આજે ધરાઈને રડવા મળ્યું હોય તેમ મોડે સુધી એ બેસી રહ્યો. હું જુવાનના આંસુ જોઈ શકયો નહિ. મેં એને બને તેટલુ આશ્વાસન આપ્યુ. 'મારે ઘેર મારા નાના ભાઈની જેમ રાખીશ.' પણ એથી શામળનાં ડૂસકાં શમ્યાં નહિ.

હુ જોઈ શકયો કે એની વેદના આજ પૂરતી નહોતી. એ વેદના નીચે તો જૂનાં પોપડાંના થર જામ્યા હતા. એ એટલુ જ બોલ્યો: 'મોટાભાઈ, મારી બાને રિબાવવામાં પણ એમણે કશુંય બાકી નથી રાખ્યું. એ બિચારી તો છૂટી....પણ હુ?...' ને એ પછી શામળ બોલ્યાચાલ્યા વગર ઊભો થયો. એ નમતી સાંજે ઘર ને ગામ તરફ પીઠ કરીને ગયો. ▣

દસ વર્ષ વીતી ગયા. મેં એને આજે મારે ત્યાં આવેલો જોયો. મોં ઉપર થાકનાં ચિહ્ન હતા, પણ પહેલાં કરતા એના મોની સુરખીમાં તાજગી હતી. એના અસ્તિત્વમાં અપૂર્વ ચેતનનો ભાસ થતો હતો.

'મોટાભાઈ, શું જુઓ છો?' થેલામાંથી ધાબળો કાઢી નીચે પાથરતા એ બોલ્યો.

'તને જોઉં છું, તારા દીદાર જોઉં છું.'

'સુખી છું આ દીદારમાં. ભગવાન ગોવર્ધને મને જનમ આપ્યો છે ને એ પાર પાડશે.'

ભક્તિ પ્રત્યેની એની આસ્થામાં મને એનું સ્થિર વ્યવહારુ જ્ઞાન દેખાયું

વળી એ બોલ્યો. 'ઈશ્વરની દયા છે. એની માયાનો ભાર મારા ઉપર બહુ નથી પડયો એટલો હું સુખી છું. હવે આટલુ આયખું તો મારા ગિરધારીની સેવામાં આમ ચપટીમા વીતી જશે.'

મેં પૂછયું, 'ઘર તરફ નથી જવું?'

'ના, ભાઈ.' એણે જવાબ આપ્યો.

'આટલે વરસે આવ્યો છે, તો જઈ આવ. કિશોરભાઈની અને ઘરની ખબર લઈ આવ ને!'

કિશોરનું નામ આવતાં શામળનું મોં કટાણું થયું. કોઈ અણકથી પીડા ઉપજાવતી રેખાઓ ચહેરા ઉપર ઊપસી આવી. પેલી થપ્પડો જાણે ચચરી ઊઠી હોય તેમ મોઢા ઉપર એણે હાથ ફેરવ્યો. કિશોરની સ્ત્રીના શબ્દો કાળજે ફરી ભોંકાયા હોય તેમ છાતી ઉપર હાથ દઈ, એ બોલી ઊઠયો: 'ના, ના, મારે ને એમને શું હવે? એમને શા માટે દુ:ખી કરવાં? નથી જવું મારે ત્યાં.' મક્કમ દિલે એણે ડોકું હલાવ્યું.

'ત્યારે અહીંથી કયાં જવું છે?'

'વૃન્દાવન...ભગવાન ગોવર્ધન ગિરધારીની ગોકુળલીલાનાં દર્શન કરવાં છે. કયારનું ય ત્યાં જવાનું મન થતું હતું. એટલે આ વરસે તો હું અને અમારા બીજા ભક્તો નીકળી પડયા છીએ.'

'હા, પણ કિશોરને મળીને જાય તો સારું. એ બિચારો તને યાદ કરે છે, હોં! એનો મોટો છોકરો ગઈ સાલ ગુજરી ગયો ત્યારથી એનું શરીર પણ ખૂબ કથળ્યું છે.'

'શું કહો છો! જીતુ મરી ગયો!' નવાઈભર્યા અવાજે શામળ બોલ્યો. અને 'હરેકૃષ્ણ, હરેકૃષ્ણ' કહેતાં એના મોં પર દુ:ખની છાયા છવાઈ ગઈ.

મેં કહ્યું: 'કિશોરને દવા કરાવવા હું અહીં લાવ્યો હતો. મહિનો-માસ રાખ્યો. પણ કંઈ ફેર ન પડયો એટલે એ બધાને ઘેર મૂકી આવ્યો. દિવસે દિવસે એનુ શરીર લેવાતું ગયું. જોને આ કાગળ... ગઈ કાલે જ આવ્યો છે.' મેં એની સમક્ષ કાગળ ધર્યો.

શામળ કાગળ સામે જોઈ રહ્યો. વાંચવાનું એને મન ન થયું. એનો પેલો જૂનો ઘા તાજો હોય તેમ એકીટશે નીરખી રહ્યો. આંખોમાં સૂકો ભાવ જાગ્યો. શૂન્ય મને એણે ધીરેથી પત્ર લીધો, વાંચ્યો..

'આમાં તો તબિયત બહુ બગડયાનું લખ્યું છે.'

'હા, એટલે તો હું એકબે દિવસમા જવાનો છું.'

શામળ સ્થિર બની સાંભળી રહ્યો. એની નજર દૂરદૂરનું કંઈક જોવા મંડાઈ ગઈ. એનું ચિત્ત ઊંચે જડાઈ ગયુ ભાવિનો કોઈ ગૂઢ ઉકેલ વાંચવા મથી

રહ્યું. એમાં ડંખ હતો એ તો કોણ કહી શકે ?

મેં પૂછ્યું : 'કેમ, શું વિચારમાં પડી ગયો ?'

'ના...ના...કશું નહિ.' ઝબકીને જાગતાં એ બોલ્યો. ઘડી પછી કહ્યું : 'ના, ના, એ ઘેર મારાથી પગ નહિ મુકાય, ભાઈ.' મેં બહુ આગ્રહ ન કર્યો.

રાત વીતી હતી. મેં જમવાનું આપ્યું. 'ભૂખ નથી,' કહી એણે કશું લીધું નહિ માત્ર એક પ્યાલો ગરમ પાણી મંગાવી પીને એ સૂઈ ગયો. વહેલી સવારે, અમારાય પહેલાં ઊઠીને મને ભાવભીની વંદના કરી, શામળે વિદાય લીધી.

બે દિવસમાં હું કિશોર પાસે જવાનો હતો. પણ મારાથી નીકળી શકાયું નહિ. ચોથે દિવસે એના અવસાનના માઠા સમાચાર મળ્યા. બેબાકળો બની હું તરત ઊપડયો. ભાભી અને બે નાના છોકરાંની સ્થિતિ કલ્પી હું કમકમી ઊઠયો. ગામમાં પહોંચ્યો. આત્મીય સ્વજન સમા મિત્રની ખોટથી હૃદય ભરાઈ આવ્યું, અને ઘરનું કારમું વાતાવરણ જોઈ હું શુધ-બુધ ખોઈ બેઠો. ન ભાભીને બોલાવી શકયો, ન બાળકોને. એટલામા પાછળથી આવી કોઈએ મારે ખભે હાથ મૂકયો : 'મોટાભાઈ.'

મેં પાછળ જોયું : 'અરે, શામળ ! તું અહીં ! પણ તું તો વૃન્દાવન જવાનો હતો ને !'

'કિશોરભાઈની છેલ્લી સ્થિતિ જાણી મારા પગ અહીં વળ્યા. હું આવ્યો ત્યારે ભાઈના આખરી શ્વાસ હતા, તોય મને ઓળખ્યો. એમણે બે હાથ જોડયા. મેં એમના હાથ પકડી લીધા. એમનાથી બોલાયું નહિ. મેં કહ્યું : 'ભાઈ, હું હવે કયાંય નહિ જાઉં.' અને એમણે શ્વાસ મૂકયો. ભાભી અને આ નાના બે છોકરાની નિરાધાર દશા જોઈ મારાથી જવાય શી રીતે ? આ બે બાળગોપાળો અને આ ઘર મારું વૃન્દાવન છે.' કહી શામળે દયામણાં વદન-વાળાં પેલા બે ભૂલકાંને પાંખમાં લીધાં. બેઉના માથા ઉપર હાથ ફેરવતા એ ઊભો રહ્યો : 'મોટાભાઈ, હવે આ જ મારું વૃન્દાવન છે.'

'હા ભાઈ...' કહેતો હું મનોમન શામળની આંખો વાટે વૃન્દાવનનાં દર્શનમા ખોવાઈ ગયો.



# પ્રસંગ-પરાગ

## અંતરની આંખ ઊઘડી

ઈ. સ. ૧૮૫૧ની સાલ હતી. તે વખતે નવાબ વાજિદઅલી શાહ અવધનો શાસક હતો. અવધમાં ત્યારે શૃંગારરસની રેલમછેલ થતી હતી. રંગીલા શહેરના રંગ અનેરા હતા. ત્યાં અનેકવિધ નાટયા-રંગ થતા. સંગીત ને નૃત્યની મહેફિલો જામતી. નવાબના મહાલયમાં રાસલીલા ખેલાતી અને નવાબ ગોપીઓની વચ્ચે કૃષ્ણ બનીને રાસ ખેલતો.

હોળીના દિવસોમાં તો ધૂમ મચી જતી. રંગની પિચકારીથી રેલાતો નવાબ અને નર્તકીઓ ફાગ ખેલતાં. નવાબનો દરબાર નામી ગવૈયાઓ, લાવણ્ય-મયી સ્વરકિન્નરીઓ અને નમણી નર્તકીઓનાં નૃત્યથી ગાજી ઊઠતો. એના દરબારમાં સમરુ બેગમ નામની એક અનોખી ગાયિકા હતી. એ સ્વરકિન્નરી જ્યારે ગાતી ત્યારે અજબ રંગ પર ચડતી ને કંઈ-કનાં દિલ ડોલાવી નાખતી. ખુદ નવાબ પણ એની કંઠકલા ને અભિનયદર્શન પર વારી જતો. એ ઠૂમરી ગાતી, ગઝલ ગાતી, કવાલી ગાતી, ટપ્પા ને દાદરાની એની રજૂઆત અનોખી હતી. પગે ઘૂઘરા બાંધી એ નાચતી પણ અલબેલું.

રાસલીલામા એ રાધા બનતી ને નવાબ કૃષ્ણનો પાઠ ભજવતો. બંને તન્મય થઈ જતાં. સમરુનું

કિસ્મત અનેક ગાયિકાઓને માટે અદેખાઈનું કારણ બન્યું હતું.

એની કામણગારી કંઠકલાની વાતો સૂરતના નવાબને કાને ગઈ. એણે વાજિદઅલી શાહને વિનંતિપત્ર લખી સમરુને પોતાને ત્યાંના લગ્નપ્રસંગે, સંગીતની મહેફિલ જમાવવા નિમંત્રણ આપ્યું.

ને સમરુ સૂરત ગઈ. નવાબે એનો સત્કાર કર્યો. શાહી અતિથિખાનામાં નિવાસ આપ્યો. રાતના સંગીતની મહેફિલ જામી. સમરુ બેગમે ઠૂમરી ગાવા માંડી. સાથે સારંગીના સૂર ભળ્યા. તબલાની રંગત જામી. રાત રંગ પર ચડી. સંગીતની અજબ જમાવટ થઈ ને શ્રોતાઓ ઉમંગ પર ચડ્યા.

સમરુના પગે બાંધેલા ઘૂઘરા ઘમકી રહ્યા હતા. એ ગાતી જાય ને થનગન થનગન નાચતી જાય.

ત્યારે સૂરતમાં સંત નિર્મળદાસનો પ્રભાવ જબરો. મહાત્મા હતા, પ્રભાવી હતા. નવાબે એમને પણ આ મહેફિલમાં પધારવાનું નિમંત્રણ આપ્યું હતું.

સંત પધાર્યા ત્યારે મહેફિલ રંગ પર ચડી ચૂકી હતી. સમરુની નજર સંત પર પડી. અનેકને આજનારી એની આંખો સંતને જોતા જ અંજાઈ ગઈ.

દૃષ્ટિ સંત પર જ જડાઈ રહી. સંત સામે જોતાં જોતાં એ ગાવા લાગી.

સંતની દૃષ્ટિ ગાયિકા પર પડી. ને ગાયિકાના મનને કોઈ અકથ્ય સ્પર્શ થયો. જાણે એના જીવનની એ ધન્ય અનન્ય ઘડી હતી.

મહેફિલ પૂરી થઈ. સૌ વીખરાયા. સંત હજુય ત્યાં જ બેઠા હતા—સ્થિતપ્રજ્ઞ જેવા. સમરુ છુમછુમ કરતી સંતની પાસે આવી ને વંદના કરી નમી પડી. સંતે આશીર્વાદ આપ્યા. સમરુને લાગ્યું કે પોતે નિહાલ થઈ ગઈ.

સંતે કહ્યું : 'ખરેખર, તારી તન્મયતા અપૂર્વ છે. ગાતી વખતે તું તારી ગાનકલામા એવી ઓતપ્રોત થઈ જાય છે, કે તે સમયે તુ તારા દેહનુ પણ ભાન ભૂલી જાય છે. એવી જ તન્મયતા જો તું ખુદા સાથે સાધે તો તારો બેડો પાર થઈ જાય. તું ભવસાગર તરી જાય. મને તો આજે તારા જીવનપરિવર્તનની પળ દેખાય છે.'

સંતની વાણીએ એને જાણે વિવશ કરી નાખી. પછી તો એણે કેટલાક પ્રશ્નો પૂછ્યા. સંતે એના ઉત્તરો દીધા. એ ઉત્તરો સાંભળી સમરુનો આત્મા પ્રસન્ન થયો. એના અંતરની આંખ ખૂલી ગઈ. એને લાગ્યું કે આજ એનું જીવન કૃતાર્થ થયું છે

નવાબે બંનેની વાતચીત સાંભળી હતી અને એ દૃશ્ય પણ નિહાળ્યું હતું. એ તો પ્રસંગનો રંગ જોઈ, સંતનો પ્રભાવ જોઈ તાજ્જુબ થઈ ગયો.

સંતને વંદના કરતાં સમરુ બોલી : 'મહારાજ ! આપની વાણીને હું વધાવું છું. આપના શબ્દોએ મારા અંતરનાં બીડેલાં દ્વાર ઉઘાડી નાખ્યાં છે.'

સંતે કહ્યું : 'ખુદા તારું કલ્યાણ કરો '

સંતે વિદાય લીધી.

બીજે જ દિવસે સમરુએ લખનૌ જવાની તૈયારી કરી. નવાબે એને રોકાવાનો ઘણો આગ્રહ કર્યો, પણ એ ત્યા ન રોકાઈ. નવાબના યત્નો ફોક ગયા. માર્ગમાં જાણે સંતના શબ્દોના જ પડઘા પડી રહ્યા.

એણે લખનૌ આવી વાજિદઅલી શાહ સમક્ષ પોતાના અંતરની વેદના રજૂ કરતાં કહ્યું :

'સરકાર ! સૂરતમાં એક સાંઈ મળ્યા. એમણે પલકવારમાં મારા અંતરની આંખ ઉઘાડી નાખી છે. હવે હુ દરબારમાં નાચગાન નહિ કરું.'

નવાબના આશ્ચર્યની સીમા ન રહી. એણે કહ્યું :

'સમરુ ! તારા વિના રાસલીલાની રાધા કોણ બનશે ? તારો આ કનૈયો તારા વિના ઝૂરી મરશે.'

'આ રાધાનો કનૈયો હવે કોઈ જુદો જ છે.'

અને એટલુ બોલી એણે ત્યાંથી વિદાય લીધી. સરયૂને તીરે એક કુટિર બાંધી, ત્યાં વ્રજવિહારીના ધ્યાનમાં મગ્ન બની ગઈ. એ જ દશામાં એનું પ્રાણપંખેરું ઊડીને પરમધામમાં પહોંચી ગયું.

ઘડીકના સંત સમાગમે એનું જીવન ધન્ય થઈ ગયું હતું.



## ભૂમિકા ભજવી !

બ્રહ્મનિષ્ઠ મહાત્મન્ શ્રી નરહરિ મહારાજે ભાગવતકથા દરમિયાન કહેલી એક સત્ય ઘટના અહીં રજૂ કરુ છું.

વર્ષો પહેલા પંજાબમા બનેલી આ ઘટના છે. એક શહેરની નાટકશાળામાં ' નરસિંહ અવતાર ' નામનું નાટક ભજવાતું હતું. સ્તંભ ફાટે છે અને નરસિંહ ભગવાન પ્રગટ થાય છે એ દૃશ્ય હતું.

હિરણ્યકશિપુને ખોળામાં લઈને ભગવાને પોતાના બે હાથના નખથી ચીરી નાખ્યો. પુરાણકથાના અક્ષરો જીવતા બની ગયા. હિરણ્યકશિપુનો પાઠ ભજવનાર અભિનેતાના રામ રમી ગયા. રંગમંચ ઉપર હાહાકાર વર્તી ગયો. પડદો પડી ગયો.

નરસિંહ ભગવાનનું પાત્ર ભજવનાર નટ ઉપર ખૂનનું તહોમત મુકાયું. એને ગિરફતાર કરવામાં આવ્યો. કોર્ટમાં કેસ મંડાયો. લોકો અનુમાન કરવા લાગ્યા કે અંદરઅંદરની અદાવતને કારણે આ ખૂન થવા પામ્યું છે.

ન્યાયાધીશ માટે વિષમ કોયડો થઈ પડયો. ઘણી વિચારણાને અંતે એમના અંતરમાં એક અજબ વિચાર ચમકી ગયો. એમણે નાટ્યસંસ્થાને ફરમાવ્યું:

'તમે રંગમંચ ઉપર 'રામ–અવતાર'નું નાટક ભજવો ને નરસિંહ ભગવાનની ભૂમિકા ભજવનાર અભિનેતાને દશરથનો પાઠ આપો.'

નાટ્યસંસ્થાએ ન્યાયાધીશનું ફરમાન સ્વીકાર્યું. રંગમંચ ઉપર પૂરતી તૈયારી પછી, 'રામ–અવતાર'-નો પ્રયોગ એ જ ન્યાયમૂર્તિની હાજરીમાં રજૂ થયો.

રામ વનમાં ગયાના સમાચાર આપવા માટે અનુચર દશરથ રાજા પાસે આવે છે એ દશ્ય ભજવાતું હતું સમાચાર કાને પડતાં વાર રાજા મૂર્ચ્છિત થઈ જાય છે ને પડદો પડે છે. પરંતુ દશરથ રાજાનો પાઠ ભજવનાર અભિનેતા પોતાના પાઠમાં એવો તન્મય થઈ ગયો હતો, કે તેનો આત્મા પણ દેહનું ખોળિયું છોડી પરલોક સિધાવી ગયો હતો!

ન્યાયાધીશને જોઈતું હતું તે જ સાંપડી ગયું. એમણે બેધડક ચુકાદો આપી દીધો, કે નરસિંહ ભગવાનનું પાત્ર ભજવનાર અભિનેતાએ હિરણ્યકશિપુનો સ્વાંગ કરનાર વ્યક્તિનું ખૂન નહોતું કર્યું. પણ પોતાની ભૂમિકા ભજવતી વખતે એનાં અંગઅંગમાં નરસિંહ ભગવાનનો જ આવેશ આવી ગયો હતો ને એમ એ ગુનેગાર નહોતો. જો એ ગુનેગાર હોત તો દશરથનો પાઠ ભજવતાં એ મૃત્યુનો મહેમાન ન થયો હોત. કુદરતે ન્યાય કરી દીધો છે. એ ખૂન નહોતું, કલાકારનો આવેશ હતો.

## શ્રદ્ધા ફળી

પ્રસિદ્ધ સંગીતકાર પં. મણિરામજીના જીવનનો એક અનુભવ અહીં રજૂ કરું છું.

બે દાયકા પહેલાંની આ સત્ય ઘટના છે. ઈ. સ. ૧૯૪૮માં અમદાવાદમાં વામનરાવ ધોળકિયા તરફથી પં. મણિરામજીના સંગીતનો કાર્યક્રમ યોજાયો હતો. દિલરૂબા પર સંગતમાં હતા પ્રસિદ્ધ અંધ-વાદક સ્વ૦ નાગરદાસ અરજણદાસ.

કોણ જાણે કેમ, પણ આજે ગાયકનો કંઠ દગો દઈ રહ્યો હતો. રુસણું લેવાની તૈયારીમાં હતો. વેદના તો થતી હતી અને જબરજસ્તીથી સંગીતકારે ગળા પાસેથી કામ લીધું. ચાર કલાક મહેફિલ પૂરી થઈ, પરંતુ અવાજ અદશ્ય થઈ ગયો.

સરસપુરમાં ડાક્તર પાસે ઇલાજ કરાવ્યો, પણ અવાજ ઊઘડે નહિ.

ગાયકની ગાયકીનો મોટો મદાર એના કંઠ ઉપર હોય છે. એ અદશ્ય થતાં એના સંગીતકાર તરીકેના જીવનનો અંત આવે છે. એને પોતાની આશાઓ-અભિલાષાઓથી હાથ ધોઈ નાખવા પડે છે.

મણિરામની પણ મૂંઝવણનો પાર નહોતો. એ ગયા સાણંદ દરબાર શ્રી. જયવંતસિંહજીની પાસે. દરબારસાહેબ સંગીતના અજબ પરખંદા. એમના દરબારમાં દાયકાઓથી સંગીતસ્વામીઓનાં સન્માન થતા રહ્યાં છે.

એમણે મણિરામને કહ્યું: 'તમારો કંઠ સુધરે નહીં ત્યાં સુધી અહીં જ રહો.'

એમણે વૈદ્યોને બોલાવ્યા, ડૉક્ટરોને બોલાવ્યા. પાણીની પેઠે પૈસા ખરચ્યા. પણ અદશ્ય થયેલો અવાજ પાછો ન આવ્યો તે ન જ આવ્યો. સંગીતકાર માટે એ વેદના અસહ્ય હતી. એને લાગ્યું કે, સંગીતદેવી હવે રૂઠી ગઈ છે.

એક દિવસ સંધ્યાકાળે દરબાર સાહેબે કહ્યું: 'મણિરામ! નિરાશ થવાની જરૂર નથી. આજે રાતે તમારો ગયેલો અવાજ પાછો આવશે. પાસેના ઓરડામાં માતાજી, જાગતી જ્યોત જેવી મા અંબા બિરાજે છે. એ માતાજી જ આજ તમારો અવાજ પાછો લાવશે.'

પણ મણિરામને વિશ્વાસ ન બેઠો. હતાશાથી એણે ડોકું ધુણાવ્યું.

દરબાર સાહેબે કહ્યું: 'મણિરામ! શ્રદ્ધા રાખો. મને મારી મામાં અગાધ વિશ્વાસ છે. ચૌદ




વર્ષથી હું એની અખંડ ઉપાસના કરું છું. એના મંદિરમાં ઘીની અખંડ જ્યોત જલે છે.'

તોય સંગીતકારનું મન માન્યું નહિ. ભલભલા ડૉક્ટરો અને વૈદ્યોના ઇલાજ નાકામિયાબ નીવડ્યા હોય એવા સંજોગોમાં શ્રદ્ધા ક્યાંથી રહે ? એમના મુખ ઉપર ઘોર નિરાશા છવાઈ ગઈ હતી.

'મણિરામ ! જો માતાજી તમને કંઠનું દાન નહિ દે તો હું એની પૂજા જ નહિ કરું. પણ એવો વખત નહિ આવે એમ મારો આત્મા કહે છે. જાવ, ઊઠો, સ્નાન કરી આવો. હું પણ સ્નાન કરીને આવું છું.'

શિયાળાના દિવસો હતા. ઠંડી કહે મારું કામ. બંનેએ સ્નાન કર્યું ને ધોયેલાં વસ્ત્રો પહેરી, બંને સાથે જ મંદિરમાં પ્રવેશ્યા.

મણિરામે હાથમાં તાનપૂરો લીધો. એમના નાના ભાઈ જશરાજ તબલા પર સંગત કરવા બેઠા. ત્યારે જશરાજની ઉંમર અગિયારેક વર્ષની હશે. મણિરામ તંબૂરો છેડે ને માતાજી ભણી દૃષ્ટિ કરે. ઠાકોરસાહેબ ધ્યાનમગ્ન હતા.

થોડી વારે છતમાંથી અવાજ આવતો હોય એમ લાગ્યું : 'સા....સા....સા...'

ઠાકોરસાહેબે કહ્યું : 'મણિરામ ! સાવધાન ! અહીં સૈયા–પિયાનાં ગાન નહિ ચાલે. ગજાવો ભક્તિગાન... !'

મણિરામને શંકરની સ્તુતિ આવડતી હતી. એ જ ગાવાનો મનમાં નિશ્ચય કરી નાખ્યો.

છતમાંથી 'સા....સા... સા....' સંભળાતું ગયું અને સાથે સાથે મણિરામના ગળામાંથી પણ એ જ સ્વર 'સા....સા....સા....' પ્રગટ થવા માંડ્યો !

થોડીક વારે છતમાંથી 'રે ....રે ....રે ...' ની શરૂઆત થઈ. સાથે સાથે મણિરામના ગળામાંથી પણ એ જ સ્વર નીકળવા માંડ્યો. આમ રાતના બાર વાગ્યા સુધીમાં તો છતમાંથી એક-પછી-એક સ્વર સંભળાતા ગયા ને મણિરામના ગળા દ્વારા એ પ્રકટ થતા જ ગયા.

રાત રંગ પર ચડતી હતી સંગીતકારનું હૈયું ઉમંગ પર ચડતું હતું. અદૃશ્ય થયેલો કંઠ પુનઃ આવી ગયો હતો !

સંગીતકારને માટે એ નવજીવન હતું. જગદંબાએ જાણે સંજીવની છાંટી હતી તંબૂરાની સાથે જ કંઠનો મેળ જામ્યો ને કંઠમાંથી શબ્દો સરી પડ્યા.

દેશના ધ્રુપદમાં–એકતાલમાં એ ગાયકે ગાયું :

ગલે ભુજંગ, ભસ્મ અંગ, શંકર અનુરાગી;
સતગુરુ ચરણારવિંદ, શિવ સમાધિ ત્યાગી.
તીન નયન અમૃત ભયે, જલે રુંડમાલા;
રહે નગન ફીરત, મગન, સંગ ગૌરી બાલા.
અપને પતિકુ નિરખ નિરખ પારવતી જાગી;
ઘોરન કુ આશિષ દે, આપ કીરત ત્યાગી.

કલાકારને એની મોંઘામૂલી મૂડી પાછી મળી ગઈ. એનું હૈયું પ્રસન્નતા અનુભવી રહ્યું. ગળામાંથી કોઈ દોરડું કાઢી રહ્યું હોય તેમ રાતના બારથી સવારના છ વાગ્યા સુધીમાં મણિરામે મન મૂકીને ગાયું.

ઠાકોરસાહેબની પ્રસન્નતાનો તો પાર ન રહ્યો. આજે એમની શ્રદ્ધા–ભક્તિ ફળી હતી. દેવીએ એમની વિનંતિ સ્વીકારી હતી. અને એણે સંગીતકારને જીવતદાન આપ્યું હતું.

એમણે અંબા મૈયાને કહ્યું : 'બિરદાળી મા ! સેવકની તેં લાજ રાખી છે. હતાશ થયેલા કલાકારના અંતરમાં આશા સીંચી છે. ખમ્મા ! ખમ્મા ! મોરી મૈયા !'

અને મણિરામને કહ્યું : 'ગાયક ! હવે બંધ કરો તમારું ગાન '

મણિરામે દેવીને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. અંતરથી આભારની લાગણી વ્યક્ત કરી અને દરબારસાહેબને કહ્યું : 'બાપુ ! આજે માએ અશક્યને શક્ય બનાવ્યું છે. આપની સાચી ભક્તિનો એ અજબ પ્રસાદ છે. મારી પાસે આપનો આભાર માનવા માટે શબ્દો પણ નથી.'

'એ પ્રતાપ તો માજીનો છે. હું તો નિમિત્તમાત્ર છું.'

બંને ઊઠ્યા ને માને વંદના કરી, મંદિરમાંથી બહાર આવ્યા ત્યારે ઘડિયાળમાં સવારના છના ટકોરા થતા હતા.



---

અનભિધ્યા પરસ્વેષુ સર્વસત્ત્વેષુ સૌહૃદમ્,
કર્મણાં ફલમસ્તીતિ મનસા ત્રિતયં ચરેત્.

પરદ્રવ્ય પરત્વે લોલુપ નજર ન નાખવી, પ્રાણીમાત્ર પ્રત્યે મૈત્રીભાવ રાખવો અને કરેલા સારાંનરસાં કર્મોનું ફળ અચૂક મળે જ છે એવી શ્રદ્ધા રાખવી.

રજનીકાન્ત પટેલ

# મૈત્રીનું ઝરણું



'પોલીસમાં ફરિયાદ....!' મદનમોહન ઊંડા વિચારમાં પડી ગયા. પછી કહ્યું : 'ફરિયાદ નોંધાવવા જેવો અત્યારે સમય નથી. પોલીસમાં ફરિયાદ નોંધાવીએ એટલે ચારે તરફ ચેંચેંપેંચેં થવાનું. દીકરીનું લગન ટૂંકડું આવે છે. એટલે વેવાઈ કોણ જાણે કેવો અર્થ કરી બેસે. અત્યારે તો વાતને મનમા જ ભંડારીને કામ લેવાનું છે.'

'પૈસા વિના દીકરીનું... લગ્ન ..'

'અરે, ભગવાનનો એટલો પાડ માન કે એકલાં નોટોનાં બંડલ જ ઊપડી ગયા છે અને ઘરેણાંનો ડબો અકબંધ પડી રહ્યો છે. એ ઘરેણાંને જોરે રંગેચંગે લગન પતાવી દઈશું. આપણી દાનત સાફ હશે તો ભવિષ્યમાં લાખો રૂપિયા કમાઈશું. ... તો કંઈ નથી ગયું એમ માન ને! જેની પાસે આબરુ છે, ચારિત્ર્ય છે, નીતિ છે, એની પાસે બધુ જ છે. હવે એમ કર, લગ્નમાં પહેરવા જેટલા દરદાગીના રહેવા દઈ, બાકીના મને આપી દે. બજારમાં જઈ, ગમે તેમ કરીને વીસપચીસ હજારનો વેત કરી લાવુ છું. દીકરીનું લગ્ન પતી જાય પછી તો હું રાજા છું. અત્યારે ઉનાળો છે એટલે ખેડૂતો પાસેથી કાંઈ લેવાનુ નથી. પૈસાની જરૂર પડશે, પણ તે દિવાળી પછી. આગે આગે ગોરખ જાગે.'

લક્ષ્મીદેવીએ કબાટમાંથી દાગીનાનો આખો ડબો કાઢ્યો. જોઈતા દાગીના રાખી લઈને બીજા બધા દાગીના પતિ પાસે મૂક્યા. દાગીનાને હૈયેથી અળગા કરતા એમનો જીવ કચવાયો. બીજો અવસર હોત તો તો પોતે જ કહેત 'સ્વામી! તમારે કરવું હોય તેમ કરો, પણ આ દાગીના વેચવાની વાત ન કરશો.

'અરે, સાંભળ્યું ?' હાંફળાંફાંફળાં થઈ ને મદનમોહન શેઠે બૂમ પાડી : 'આ તિજોરી તમે ખોલી છે ? નોટોનાં બંડલ તમે ક્યાંક મૂક્યાં છે ?'

શેઠનો તરડાયેલો અવાજ સાંભળીને રસોડામાંથી રસોઈ કરતા લક્ષ્મીદેવી એંઠા હાથે દીવાનખંડમાં આવ્યાં. મદનમોહન શેઠ તિજોરીનાં ખાનેખાના ફેંદી રહ્યા હતા. એમના મુખ પર પરસેવાના રેલા ચાલી રહ્યા હતા. લક્ષ્મીદેવીએ ગભરાટભર્યા સ્વરે પૂછયું : 'આપ આટલા બધા ગભરાઈ કેમ ગયા છો ?'

'કાલે લાવીને મૂકેલાં પચીસ હજારનાં બંડલ દેખાતાં નથી. તેં ક્યાંય મૂક્યાં છે ?' શેઠે પૂછયું.

'ના, હું તો કાંઈ જાણુતી જ નથી.' કહેતાં કહેતાં લક્ષ્મીદેવીનો શ્વાસ પણ ઊંચે ચડી ગયો. અને મદનમોહન શેઠ એકદમ સોફામા પટકાઈ પડ્યા.

'આમ હિંમત હારો તે કરતાં તપાસ તો કરો.'

'શુ તપાસ કરુ ? ગઈ કાલે ઑફિસમાથી પચીસ હજાર રૂપિયા લાવીને મૂક્યા અને અત્યારે જોઉં છું તો આખી તિજોરી ઉઘાડી ફટાક.... !'

'હેં... !' ત્યારે તો જરૂર કોઈ હાથ મારી ગયો.

દાગીના તો અણીઅપટીના પ્રસંગે ખરેખરા કામમાં આવી જાય ' પણ આજે લક્ષ્મીદેવી બોલી શકે તેમ નહોતાં.આથી કપરો પ્રસંગ બીજો કયો હોઈ શકે ?

હૈયાની વેદના હૈયામાં ભંડારીને લક્ષ્મીદેવીએ દાગીનાનો ડબો પતિ પાસે મૂક્યો. ડબાને થેલીમાં મૂકીને મદનમોહન શેઠે કપડાં પહેર્યાં અને કહ્યું : ' હૈયે હિંમત રાખજે. રડશો–કરશો નહિ. આ વાત તું, હું અને ઈશ્વર એ ત્રણ જ જાણીએ. '

લક્ષ્મીદેવીએ છાતી કઠણ રાખવા ખૂબ પ્રયત્ન કર્યો, પણ હૈયાની વેદનાને હૈયામાં સમાવી ન શક્યાં. ડળક ડળક કરતાં આંખમાંથી આંસુ સરી પડયાં. તરત જ પાલવ વડે એને લૂછી નાખ્યાં. મદનમોહન શેઠની આંખ પણ ભીની થઈ ગઈ.

મદનમોહન શેઠના મનમાં પૂરા વેગથી ચક્ર ચાલી રહ્યાં હતાં : 'દાગીના લઈને બજારમાં હું કયાં જઈશ ? વેપારી પૂછશે તો શો જવાબ આપીશ ? એ મારે માટે શું વિચારશે ? ' આમ અનેક વિચારો મગજમાં ઘૂમવા લાગ્યા. ત્યાં તેમના સ્મરણપટ પર બાળમિત્ર હરિદાસ તરવરી ઊઠયો. અને એમના પગ થંભી ગયા. બારણામાં જ ઊભાં ઊભાં બૂમ પાડી : ' અરે ! કબાટના ખાનામાંથી એક કોરી કંકોતરી જરા લાવજો ને !'

લક્ષ્મીદેવીએ એક કોરી કંકોતરી આપી.

બારણામાં ઊભાં ઊભાં જ મદનમોહન શેઠે કંકોતરી ઉપર નામ–સરનામું લખ્યું અને કોટના ખિસ્સામાં મૂકી ભારે પગલે મદનમોહન શેઠ હરિદાસ શેઠની પેઢી પર આવ્યા. બાળગોઠિયા મદનમોહનને જોતાં જ હરિદાસ શેઠ ગાદી પરથી ઊભા થઈ ગયા. ઉમળકાભેર એમનું સ્વાગત કરી, હાથ પકડીને ગાદી પર બેસાડયા. હરિદાસનો આવો નિર્મળ પ્રેમ જોઈને મદનમોહનને જૂનાં સંસ્મરણો તાજા થયાં. એ પણ સમય હતો કે અમે બન્ને રોજના ચોવીસ કલાકમાં બાર કલાક સાથે ને સાથે રહેતા. સાથે જમતા ને સાથે રમતા. હરિદાસ તો આજે મોટો શેઠ બનીને બેસી ગયો. પણ નાનપણમાં તો એને ઠરવાનું ઠેકાણું પણ કયાં હતું ? નાનપણમાં જ માતાપિતા 'મોટા ગામતરે' ઊપડી ગયાં હતાં. સ્વાર્થી સગાંઓ નિર્ધન હરિયાથી સદાય આઘાં ને આઘાં જ રહેતાં. એનું કોઈ નહોતું ત્યારે મારાં માતાપિતાએ જ એની બધી સારસંભાળ લેવા માંડી હતી. એમણે જેમ મને ઉછેર્યો તેમ આ હરિદાસને પણ ઉછેર્યો.

ભણાવીગણાવીને તૈયાર કર્યા પછી મારા પિતાએ કહેલુ : 'હરિભાઈ ! હવે તું ભણી ઊતર્યો. મારાથી લેવાય તેટલી કાળજી મેં તારી લીધી છે. હું તને સંપત્તિ તો નથી આપી શક્યો, પણ સુસંસ્કાર તો જરૂર આપ્યા છે. આ વાત બીજું કોઈ જાણતું નથી. મારે અને તારા પિતાને મૂળથી જ ઘરવટ જેવો સંબંધ. એટલે તારા પિતાને મારા ઉપર પૂર્ણ ભરોસો હતો. એમની પાસે ઝાઝી મિલકત નહોતી. પણ મરતા મરતાં મને એક હજાર રૂપિયા આપતા ગયા. આજ સુધી મેં તને આ વાત નથી કરી. પણ હવે તું ઉંમરલાયક થયો છે. તું હોંશિયાર છે, વાણિયાનો દીકરો છે, એટલે મારે તને વધુ કાંઈ કહેવાનું ન હોય. લે, આ તારા એક હજાર રૂપિયા. તેને કેળવીને વેપારધંધો કરજે. દાનત અને નીતિ સાફ હશે તો તું સુખી થઈશ.'

મદનમોહન શેઠ ગાદી પર બેઠાં બેઠાં આવાં આવાં જૂનાં સ્મરણોને વાગોળી રહ્યા હતા : 'હરિભાઈ ને નસીબે યારી આપી. અને એક સામાન્ય વેપારીમાંથી મોટો વેપારી બની ગયો.'

'કેમ મદનમોહન ! આનંદમાં તો છું ને !' હરિદાસે મદનમોહનને વિચારતંદ્રામાંથી ઢંઢોળતાં પૂછયું.

' મઝામાં છું. આ વૈશાખ સુદ ત્રીજના રોજ દીકરીનાં લગ્ન છે; એનું આમંત્રણ આપવા આવ્યો છું.' એમ કહીને ખિસ્સામાંથી કંકોતરી કાઢીને હરિદાસ શેઠના હાથમાં મૂકી.

'એમ ? મોટી કુસુમનાં લગન છે ? વેવિશાળ કયાં કર્યું ?'

'આપણી નાતના પ્રેમચંદ શેઠના દીકરા પ્રમોદ સાથે.'

'સરસ....સરસ.... પ્રમોદ છે સંસ્કારી.'

પછી તો હરિદાસ અને મદનમોહને ખૂબ ખૂબ વાતો કરી. વાતવાતમાં હરિદાસના મુખ પર જે પ્રસન્નતા વ્યાપી હતી, જે હરખ છલકાતો હતો, તે મદનમોહનના મુખ પર વર્તાતાં નહોતાં. પ્રસંગે પ્રસંગે મદનમોહન હસવા માટે પ્રયત્ન તો કરતા, પણ વેદનાના વમળમાં હાસ્ય અટવાઈ જતું હતું.

હરિદાસ સમજી ગયા : ' કહો–ન–કહો, પણ

મદનમોહનના અંતરમાં કોઈ અકળામણ છે. વાતનો તાગ લેવા માટે હરિદાસે વાતવાતમાં પૂછ્યું :

'મદનમોહન ! ધંધાપાણી કેવાં ચાલે છે ?'

'હમણાં તો બેઠાબેઠ છું. ઉનાળામાં રૂનો ધંધો બંધ જેવો માનો ને ! મારે તો સીઝનનો ધંધો. શિયાળામાં કેડ કસીને કામ કરી લઈએ, એટલે રોટલા જેવું નીકળી જાય.'

'પંદર–સત્તર વર્ષમાં ચાલીસ–પચાસ હજારનો જીવ તો થયો હશે ને !'

'હા....હા....થયો હતો....ન... ન....ના થયો છે. આઠેક હજાર તો ઘરમાં નાખ્યા.'

'થયો હતો... થયો છે' એ બે ઊલટસૂલટ વાક્યોને હરિદાસ શેઠ બરોબર વાગોળી રહ્યા. ખૂબ વિચાર કરીને હરિદાસે ગંભીર થઈને કહ્યું : 'મદનમોહન ! જવાબ આપતાં તું થોથવાઈ કેમ ગયો ? લાગે છે, કે તારા અંતરમાં કોઈ આકળમણ છે. પહેલાંના જેવી તારા મુખ પર પ્રસન્નતા નથી.'

મિત્રના સ્નેહભર્યા શબ્દો સાંભળતાં જ મદનમોહનની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. ધોતિયાના છેડાથી આંખોના ખૂણે આવેલાં આંસુ લૂછતાં કહ્યું : 'હરિભાઈ ! આજે તારી આગળ દિલ ખોલુ છું. છેલ્લાં પંદર વર્ષમાં પચાસ હજાર કમાયો એ વાત સાવ સાચી છે. આઠ હજાર ઘરમાં નાખ્યા. સસ્તા ભાવમાં વીસ હજારનું સોનું લઈને દાગીના ઘડાવ્યા. બીજા પચીસ હજાર જેવા રૂપિયા વેપારમા રોકાયેલા હતા. રૂનો તો કમિશનનો ધંધો. હાથ પર સાત–આઠ હજાર રૂપિયા હોય તો ચાલે. હમણાં ધંધામા પૈસાની જરૂર નહોતી. એટલે પચીસ હજાર એકઠા કરીને ગઈ કાલે જ ઘરમાં લાવીને મૂક્યા હતા. આજે સવારે જોઉં છું તો પચીસેપચીસ હજાર ગુમ ! વેપારની વાત તો દિવાળીએ છે. પણ દીકરીનુ લગ્ન કેમ કરવું એ એક પ્રશ્ન છે. પચીસ હજાર જેવી રકમ આ જમાનામાં મને ધીરે પણ કોણ ? એટલે ઘરમાં જે દાગીના હતા તે વેચીસાટીને લગ્ન ઉકેલી નાખવાનો નિશ્ચય કર્યો છે. બજારમાં આબરૂ તો છે. ધારું તો દશપંદર હજાર રૂપિયા લઈ પણ આવું. પણ માથે દેવું વધારવાનું મને યોગ્ય લાગતું નથી. વ્યાજના ઘોડાને તો કોઈ ન પહોંચે. બીજાની પાસે બાંધી મૂઠી ખોલવાનું હિતાવહ ન લાગ્યું, એટલે તારી પાસે આવ્યો છું. આપણે મિત્રો છીએ એ વાત સાચી. પણ વ્યવહારના રાહે જે કરવું ઘટે એ જ કરવાનું છે. પૈસો એવી ચીજ છે, કે મિત્ર–મિત્ર વચ્ચે પણ વેરની દીવાલ ઊભી થઈ જાય. હું તારી પાસે મોટી આશા રાખીને આવ્યો છું. તું મારા આ સોનાના દાગીના રાખ અને બજારભાવે જે કિંમત થતી હોય એનાથી બે હજાર ઓછા આપ. ઓછા આપવાનું એટલા માટે કે અઢાર–વીસ હજાર જેવી રકમનું વ્યાજ હું બે–પાંચ વરસ સુધી ન પણ ભરી શકું. બે હજારના વધારે દાગીના હોય તો તું તે વ્યાજપેટે તો ગણી શકે. વરસ–બે–વરસમાં જ તો ચૂકવી દઈશ. નહિંતર મને પૂછ્યા વિના દાગીના વેચીને તારા પૈસા ચોખ્ખા કરી લેજે.'

હરિદાસ શેઠે ખૂબ શાંતિથી મદનમોહનની વાત સાંભળી અને કહ્યું : 'મદનમોહન ! આખું જીવન તેં વેપારમાં ગાળ્યું, એટલે તારું હૃદય પણ વેપારીનું જ બની ગયું. તારી બધી વાતોમાં વાણિયાના વ્યવહારની જ વાત આવે છે. મિત્રની મિત્ર પ્રત્યે શું કાંઈ ફરજ જ નહીં હોય ? છોડ વાણિયાવેડા. તારે જેટલી રકમ જોઈતી હોય તેટલી બેધડક પેઢીમાંથી લઈ જા. મિત્રફરજ તો બાજુએ રહી, તારા કુટુંબનું પણ મારા માથે ઋણ છે કે નહિ ? આજે હું જે કાંઈ છું તે તારા કુટુંબને આભારી છે. તારા પિતાએ મને બાળપણમાં હૂંફ ન આપી હોત, મને સંસ્કાર ન આપ્યા હોત, શિક્ષણ ન આપ્યું હોત તો આજે હું ક્યાં હોત ? આ જે કાંઈ છે એ તારું જ છે. મદનમોહન ! તું તારા દાગીના લઈ જા. તું માગે તેટલી રકમ અત્યારે જ આપી દઉં.'

'હરિદાસ ! માફ કર. મારે તો આ દાગીના ઉપર જ રૂપિયા જોઈએ છે. શુદ્ધ વ્યવહારથી જ સદ્ભાવ રહે છે. એકબીજાને ગમે તેટલો વિશ્વાસ હોય પણ પૈસાની લેવડદેવડ વખતે સાફ સાફ લખાણ સારું. પૈસાની લેવડદેવડ વખતે પૈસા આપનારને વ્યાજની લાલચ હોય છે અને લેનારાને પૈસાની લાલચ હોય છે. પૈસા લેતી અને આપતી વખતે બંને જણા એકબીજાની શરતો મંજૂર રાખે છે. પણ પાછળથી કાંઈ વચકું પડે છે ત્યારે બન્નેનો સોના જેવો સંબંધ બગડી જાય છે. માટે વ્યવહારની રીતે રીતસરનું લખાણ કર્યું હોય તો બન્ને પોતપોતાની





મર્યાદામાં રહે છે. હું તો એવું માનનારો છું, કે મિત્ર મિત્ર વચ્ચે સદાય સદ્ભાવ રાખવો હોય તો કદીય પૈસાની લેવડદેવડ ન કરવી. આજે તારી પાસે આવ્યો છું એની પાછળ એક જ કારણ છે. જો બજારમાં દાગીના વેચવા જાઉં તો મારી બાંધી મૂઠી ઉઘાડી થઈ જાય. લખાણ વિના પૈસા આપવાની શરત તને મંજૂર ન હોય તો મારે બજારમાં જ દાગીના વેચવા પડશે. ને....' આટલું બોલતાં એ ગળગળો થઈ ગયો. આંખમાં આસુ ઊભરાઈ આવ્યાં.

'ભલે ત્યારે, જો તને એમ લાગતું હોય કે દાગીના ગીરો મૂકીને જ પૈસા લેવા છે તો હું એ પ્રમાણે આપવા તૈયાર છું. લાવ, ક્યાં છે દાગીના ?'

મદનમોહને દાગીનાનો ડબો હરિદાસના હાથમાં મૂક્યો. બજારભાવ પ્રમાણે એકવીસ હજાર રૂપિયાની કિંમત થઈ. પછી તો સ્ટેમ્પ સાથે રીતસરનું લખાણ કર્યું. કેટલા તોલાના દાગીના છે, બજારભાવે શું કિંમત થાય છે, શું વ્યાજ લેવાનું, ક્યારે રકમ પાછી આપવાની, એ બધુ ખુલાસાવાર લખાણ કરવામાં આવ્યું. બન્નેએ લખાણમાં સહી કરી. હરિદાસ શેઠે અઢાર હજાર રૂપિયા ગણી આપ્યા. મદનમોહને નોટોનાં બંડલ થેલીમાં મૂક્યાં. હરિદાસ શેઠે દાગીનાના ડબામા લખાણ મૂક્યું અને તિજોરીમાં મૂકી દીધો. અઢાર હજાર રૂપિયા લઈ ને મદનમોહન શેઠ ઘેર આવ્યા. રંગેચંગે લગ્ન પતાવી દીધાં. ✯ ✯

સરિતાના પ્રવાહની જેમ સમય વીતવા લાગ્યો. જોતજોતામાં દિવાળી આવીને ઊભી. આગામી સીઝનમા કઈ મૂડીથી વેપાર ખેડવો એની મૂંઝવણ મદનમોહનને થઈ રહી હતી. અઢાર હજાર રૂપિયા લગ્નમા સ્વાહા થઈ ગયા હતા. રહેવાનું ઘર તથા થોડા દાગીના સિવાય ખાસ કાઈ ન હતું. આ ચિંતાનો ભાર દિનપ્રતિદિન વધતો ચાલ્યો. આ ચિંતાના કીડાએ એના શરીરને કોરવા માંડ્યું. થોડા જ સમયમા શરીર ખોખું થઈ ગયું. એક દિવસ ઓચિંતા જ એ રામશરણ થઈ ગયા.

મદનમોહન શેઠના કુટુંબ પર દુઃખના ડુંગર તૂટી પડ્યા. ઘરનો મોભ તૂટી પડ્યો અને પુત્ર હતો નહિ. ત્રણ દીકરીઓ હતી. મોટી કુસુમને પરણાવીને સાસરે મોકલી હતી નાની સંધ્યા અને સ્નેહલતા ભણતી હતી. લક્ષ્મીદેવીને ચિંતા હતી કે, 'હવે ગુજરાન કેવી રીતે ચલાવવું ? પહેલાં પચીસ-ત્રીસ રૂપિયામાં ય સરસ રીતે ઘર ચાલતું હતું. હવે તો સો રૂપિયે ય પૂરું થાય તેમ ન હતું. દર મહિને સો રૂપિયા લાવવા ક્યા ઝાડ પરથી ?

અકળાતી અને મૂંઝાતી લક્ષ્મીદેવી ઘરને ખૂણે બેઠી હતી. મિત્રના મૃત્યુની જાણ થતાં જ હરિદાસ શેઠ બેસવા આવ્યા. દિલસોજીના શબ્દો ઉચ્ચાર્યા :

'ભાભી ! બનવાકાળ બની ગયું. ઈશ્વરની ઈચ્છા આગળ આપણું કાંઈ ચાલતું નથી. હૈયે હિંમત રાખો. આ બે નાની દીકરી છે એને ભણાવીગણાવી સાસરે વળાવી દો. પછી મીઠું ને રોટલો ખાઈ જીવન પૂરું કરજો. નિરાતે ખવાય એટલું તો મારા ભાઈ મૂકી ગયા છે.'

લક્ષ્મીદેવી કયે મુખે કહે કે ઘરમાં કશું જ નથી, અને લક્ષ્મીદેવીથી એક ડૂસકું મુકાઈ ગયું. ઘરમાં ગમગીની પથરાઈ ગઈ. દસબાર વર્ષની સંધ્યા અને સ્નેહલતા પણ ઓશિયાળી થઈ ગઈ હતી.

હરિદાસ શેઠે કહ્યું : 'ભાભી, આમ હિંમત શું હારી જાવ છો ? તમે જ આવું કરશો તો આ છોડીઓનું શું થશે ?'

આશ્વાસનના બેચાર શબ્દો કહીને હરિદાસ શેઠ ચાલ્યા ગયા. દર મહિને પચાસેક રૂપિયાનો ટેકો થાય એ હેતુથી લક્ષ્મીદેવીએ ઘરનો ઉપરનો માળ ભાડે આપી દીધો અને આમ કરીને મહિને પચાસ રૂપિયાની આવક ઊભી કરી દીધી.

એક દિવસ લક્ષ્મીદેવી ઓરડામાં બેઠાં બેઠાં ઘઉં વીણી રહ્યાં હતાં અને ટપાલીએ બૂમ પાડી : 'તમારો સો રૂપિયાનો મનીઓર્ડર છે.' હરખાતાં હરખાતાં લક્ષ્મીદેવી બહાર ગયાં. બારણાની ઓથે ઊભાં રહીને મનીઓર્ડર ફોર્મ હાથમાં લીધું. કોણે પૈસા મોકલ્યા છે તે વાંચવા માંડ્યાં તો અંદર હતું : 'ગંગાસ્વરૂપ લક્ષ્મીબેન,આ સાથે ઘરખર્ચ માટે સો રૂપિયા મોકલ્યા છે. પૈસા સાચવીને ખર્ચજો.—'

લક્ષ્મીદેવી ફરી ફરીને આ વાંચી રહ્યાં. આ મનીઓર્ડર કોણે મોકલ્યો હશે ? પણ ખ્યાલ ન આવ્યો. છેવટે સહી કરીને સો રૂપિયા લઈ લીધા.

આમ દર મહિને નિયમિત રીતે સો રૂપિયાનો મનીઓર્ડર આવતો. લક્ષ્મીદેવીનું જીવનગાડું સર-

ળતાથી ચાલવા માંડ્યું. કયા સજ્જન આ અકારણ કૃપા કરતા હશે એ જાણવા લક્ષ્મીદેવીએ ખૂબ ખૂબ મગજ કસી જોયું, પણ પત્તો ન જ લાગ્યો.

છ–સાત વર્ષ જોતજોતામાં વીતી ગયાં. સંધ્યા અને સ્નેહલતા પણ વિવાહયોગ્ય થઈ હતી. લક્ષ્મીદેવી કોઈ સારા મુરતિયાની શોધમાં હતી. પણ ઘસાઈ ગયેલું ઘર હોવાથી માગાં આવતાં નહોતાં.

એક દિવસ હરિદાસ શેઠ સામે પગલે લક્ષ્મીદેવી પાસે આવ્યા અને કહ્યું : 'મારે અને આ છોકરીઓના બાપને સારો એવો સંબંધ હતો.'

'તે આજે જ તમને નવરાશ મળી ?'

વ્યંગને ગળી જઈને હરિદાસ શેઠે કહ્યું : 'અમે તો વેપારી માણસ. વેપાર વિના અમને બીજામાં રસ નથી. બીજી શી મદદ કરું ? મારા મિત્રની દીકરીઓ એ મારી જ દીકરીઓ છે. તેનું ઠેકાણું પાડવું એ મારી ફરજ છે. આપની સંમતિ હોય તો સંધ્યા અને સ્નેહલતાના વિવાહ કરીએ. નાતમાં આગળપડતાં સંસ્કારી ઘર છે. સંપત્તિ તો છે જ. એ હોયન-હોય તે આપણે જોવું નથી. આપણે તો વર અને ઘર બે જ જોવાનાં. કુસુમ જેવી સુખી છે એવું જ સુખ આ બે દીકરીઓને મળવું જોઈએ.'

'મારો પણ એ જ વિચાર છે. પણ નાતના કરકરિયાવર મુજબ નાહ નહિ તો બે દીકરી પાછળ દશબાર હજાર રૂપિયા જોઈએ. મારી પાસે તો એટલી પૈ પણ નથી. મારી દીકરીઓને ભલે ગરીબ ઘર મળે. મારે તો કંકુને ચાંદલે કન્યા આપવાની છે. કરકરિયાવર કરવા જેટલી મારી શક્તિ નથી !'

હરિદાસ વિચારમાં પડી ગયા. પછી બોલ્યા : 'એ ચિંતા તમે ન કરશો. હું એ બધું કરી લઈશ.'

'આપને માથે એ ભાર શા માટે નાખવો ? મારા પ્રત્યે આપ આટલી સહાનુભુતિ બતાવો છો એ જ બહુ છે ને ! મારા વતી આપ એટલું કરો, કે શ્રીમંત ઘરને બદલે ગરીબનું ઘર જુઓ. દીકરીઓના ભાગ્યમાં સુખ લખ્યું હશે તો ત્યા પણ તે સુખી થશે.'

'જુઓ ત્યારે, આજે સમય આવ્યો છે ત્યારે હું સાચી વાત પ્રગટ કરું છું. આ લખાણ વાંચો. જ્યારે કુસુમનાં લગ્ન હતાં ત્યારે મારો મિત્ર મદનમોહન એકવીસ હજારના સોનાના દાગીના ગીરો મૂકી ગયો હતો. એનું રીતસરનું આ લખાણ છે. એકવીસ હજારના દાગીના ઉપર તે અઢાર હજાર લઈ ગયો હતો. તે સુપરત કરવા આવ્યો છું.'

'આપ દાગીના તો લાવ્યા, પણ લખાણમાં લખ્યા પ્રમાણે આજ સુધીનું વ્યાજ અને બીજા અઢાર હજાર રૂ. થાય. એ મારે લાવવા ક્યાંથી ?'

'તમારે વ્યાજ–બ્યાજની ચિંતા કરવાની નથી. આ દાગીના તમારા છે અને તમે એ સ્વીકારી લો. વ્યાજની એક પાઈ પણ મારે ગાયમાટી બરાબર છે.'

'વ્યાજ નહિ, પણ અઢાર હજાર રૂપિયા તો મારે આપવા જ જોઈએ. એનું શું કરીશું ?'

'જો આપને હરકત ન હોય તો આ દાગીના બજારમાં વેચીએ. બજારભાવે તો એના પંચ્યાસી હજાર રૂપિયા તો ઊપજે જ. રકમ આવે ત્યારે મારા અઢાર હજાર રૂપિયા આપજો. હું લઈ લઈશ.'

લક્ષ્મીદેવી સંમત થયાં. દાગીના બજારભાવે વેચ્યા તો નેવ્યાસી હજાર રૂપિયા ઊપજ્યા. એમાંથી અઢાર હજાર કાપીને ઇકોતેર હજાર રૂપિયા લક્ષ્મીદેવીના હાથમાં મૂક્યા અને કહ્યું : 'લો, આ ઇકોતેર હજાર રૂપિયા. બેઉ દીકરીનાં રંગેચંગે લગ્ન કરો. અને બાકી જે રહે તેમાંથી આપ સુખપૂર્વક રહો. બંને દીકરીઓ મારી છે એમ સમજીને જ મેં ઘર શોધ્યું છે. આપ કહો તો વિવાહનું પાકું કરી નાખીએ. તાબડતોબ લગ્ન લઈ, હળવાં થઈ જઈએ !'

લક્ષ્મીદેવીએ સંમતિ આપી. સંધ્યા ને સ્નેહલતાનાં લગ્ન લેવાયાં. નવ હજાર સંધ્યાને અને નવ હજાર સ્નેહલતાને કન્યાદાનમાં આપ્યા.

ઘણાં વર્ષોનો ભાર માથા ઉપરથી ઉતાર્યો હોય તેમ હરિદાસ શેઠ હળવાફૂલ બની ગયા. હરિદાસ શેઠ મોડી રાતે ઘેર જવા માટે રજા લેવા આવ્યા ત્યારે લક્ષ્મીદેવીએ કહ્યું : 'આજે તો આપે અમને અહેસાનના ભાર તળે એવાં દાબી દીધાં કે .'

'ભાભી, સાચું કહું ? મારા મિત્ર માટે મેં કશું નથી કર્યું. દાગીના લઈને મદનમોહન મારી પાસે આવ્યો હતો ત્યારે મેં કહ્યું : 'મદનમોહન ! હું જે કાંઈ છું તે તમારા કુટુંબને આભારી છું. તમને એ બધી જાણ નથી. તમારાં સાસુના હાથનું ભોજન ખાઈ ખાઈને તો હું મોટો થયો છું. મારાં રુંવાડે રુંવાડે આપના કુટુંબનો ઋણભાર છે. સોનારૂપાના ટુકડાથી એ ભાર કાંઈ ઓછો થવાનો નથી.





મુકુલભાઈ કલાર્થી

# પ્રભુનું સ્વરૂપ



પૂ. ગુરુદયાલ મલ્લિકજી ઘણાં વર્ષો સુધી પૂ. ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુર સાથે શાંતિનિકેતનમાં અધ્યયનનું કામ કરતા હતા. તેઓ સૂફી સંતપુરુષ છે. તેમની સાથે જીવનની વાતચીત કરતા કરતાં અમે પૂછયું : 'ચાચાજી, આપશ્રીનાં માતુશ્રીની સ્મૃતિ સાથે કયા સંસ્કાર આપશ્રીના ચિત્ત પર અંકિત થયા છે ?'

ચાચાજી ધીમે ધીમે બોલ્યા : 'નાનપણથી પ્રભુ અને પ્રાર્થનામાં મારો વિશ્વાસ સરળતાથી દૃઢ થઈ ગયો છે. એવા દૃઢ વિશ્વાસની જીવતીજાગતી પ્રતિમા મારી બા હતી. એથી જ એવા વિશ્વાસનું બીજ મારી ચેતનામાં સહેલાઈથી પડી ગયું એમ મને લાગે છે.

'એક બીજો સંસ્કાર પણ મારી બાના જીવનથી પડી ગયો છે. અને તે એ છે કે, સ્ત્રીના માતૃત્વમાં પ્રભુનું પ્રભુત્વ અને પ્રેમ બંને અસાધારણ રીતે પ્રતિબિંબિત છે. આથી દરેક સ્ત્રીમાં માનું રૂપ જોવાની મારી દૃષ્ટિ ખૂલે એવી પ્રાર્થના હું આજ સુધી નમ્રભાવે કરતો આવ્યો છું.

'નાનપણમાં હું લાહોરની શાળામાં ભણતો હતો. ત્યાંના એક શિક્ષક બ્રહ્મચર્ય વિષે સમજાવતાં એવું બોલી ગયા કે, 'બચ્ચાઓ, તમે કોઈ દિવસ ભૂલતા નહિ કે, સ્ત્રી તો એક શયતાન છે, તેથી તમે એના સંગથી સદા દૂર રહેજો.' ત્યારે હું એકદમ બોલી ઊઠયો હતો : 'ગુરુજી, પણ આપની માનું શું ? તેઓ પણ એક સ્ત્રી જ છે ને ?'

મારો આ પ્રશ્ન સાંભળીને શિક્ષક ભભૂકી ઊઠયા અને મને ખૂબ ફટકાર્યો. પરંતુ ત્રણ દિવસ પછી એવી ખબર પડી કે, તેઓ નિશાળમાંથી રાજીનામું આપીને, ઘર છોડીને, કયાંક ચાલ્યા ગયા છે.

આ જ ગુરુજીનો લગભગ પચીસ વરસ પછી અજબ સંજોગોમાં મને ભેટો થયો. હું ગરમીની રજા પૂરી કરીને કરાંચીથી પાછો શાંતિનિકેતન જતો હતો. અમૃતસર સ્ટેશન પર ગાડી ઊભી રહી ત્યારે ઉજ્જવળ, પ્રસન્ન અને શાંત મુખવાળી, ગેરુવાં કપડાં પહેરેલી એક વ્યક્તિ ડબ્બામાં પ્રવેશી.

પછી વાતવાતમાં તેમણે પૂછયું : 'તમે નાના હતા ત્યારે કઈ નિશાળમાં ભણતા હતા ?'

મેં લાહોરવાળી નિશાળનું નામ આપ્યું.

એટલે તેઓ બોલ્યા : 'ત્યારે અમુક નામનો શિક્ષક તમારી શાળામાં હતો ને ?'

મેં જવાબમાં કહ્યું : 'હા જી.'

'હું જ તે શિક્ષક !' એમ કહીને તેઓ મારા પગે પડયા અને બોલ્યા : 'આધ્યાત્મિક જીવનના માર્ગ પર તું મારો પ્રથમ ગુરુ, તેથી હું તને પ્રણામ કરું છું.'

આ સાંભળીને હું સ્તબ્ધ બની ગયો. મેં તેમના પગ પકડી લીધા અને કહ્યું 'આપ આ શું કહો છો ?'

પછી તેમણે મને બધી વાત કહી. તે વેળા મેં એમને પ્રશ્ન પૂછયો હતો કે, 'જો બધી સ્ત્રીઓ શયતાન હોય, તો આપની માનું શું ?' તે વખતે તેમણે ક્રોધમાં આવીને મને માર્યો હતો.

પરંતુ જ્યારે તે ઘેર ગયા ત્યારે તેમના મનમાં સંઘર્ષ જાગ્યો. આથી ત્રણ દિવસ ઘરની બહાર નીકળ્યા નહિ અને નિશાળે પણ આવ્યા નહિ.

છેવટે આંતરિક અશાંતિ શમાવવા માટે તે હરદ્વાર ગયા. ત્યાં એક ગુરુ પાસેથી દીક્ષા લઈને તેમણે વર્ષો સુધી સાધના કરી. પછી એક દિવસે માના રૂપમાં તેમને પ્રભુ-દર્શન થયાં !

ત્યારથી દર વરસે તે લોકોને સમજાવતા કે : 'પ્રભુને જોવા હોય તો મામાં જોવાની દૃષ્ટિ કેળવો.'





# દક્ષિણેશ્વરની દેવી

ઈ.સ. ૧૯૪૫માં દેવપ્રયાગના મારા હિમાલયના એકાંત નિવાસ-સ્થાનમાં હું હતો ત્યારે મને ધ્યાનાવસ્થામાં સૂચના મળી કે મારે નવરાત્રિના દિવસો દરમિયાન કલકત્તામાં આવેલા શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના પ્રખ્યાત સ્મૃતિસ્થાન દક્ષિણેશ્વરમાં રહીને સાધના કરવી. મારે માટે કલકત્તા તદ્દન નવું હતું. અત્યાર સુધીના મારા જીવનમાં મેં એની મુલાકાત નહોતી લીધી. છતાં ઈશ્વરની આજ્ઞા મળી એટલે મેં ત્યાં જવાનો નિર્ણય કર્યો. ઈશ્વરની પ્રત્યેક પ્રેરણા, યોજના અને આજ્ઞા મંગલને માટે જ હોય છે એવી મારી શ્રદ્ધા હતી. એ શ્રદ્ધાથી પ્રેરાઈને જ મારે આગળ વધવાનું હતું.

ઈશ્વરની અદ્‌ભુત, અચિંત્ય, મહામહિમામયી શક્તિ કેવી રીતે કામ કરે છે ? તર્કવિતર્ક કે વાદ-વિવાદના ક્ષેત્રમાં ઊતરવાથી એ પ્રશ્નનું રહસ્યજ્ઞાન અથવા તો સુખદ સમાધાન નહિ થઈ શકે. એને સમજવામાં તર્ક થોડીઘણી સહાય જરૂર કરી શકશે. પરંતુ એનું સંપૂર્ણ સ્પષ્ટીકરણ તો કેવળ સ્વાનુભવથી જ થઈ શકશે. એ શક્તિ કામ કરે છે એ સાચું છે, એટલું જ નહિ પણ સાચા દિલથી ઈશ્વરનું શરણ લેનાર અને ઈશ્વરમય જીવન જીવનારના જીવનમાં તો ડગલે ને પગલે કામ કરે છે એ વાત નિર્વિવાદ છે. છતાં એની પ્રતીતિ લાંબે વખતે અને કોઈ વિરલ પળે, કોઈ વિરલ પુરુષને થતી હોય છે.

લાંબો પ્રવાસ પૂરો કરીને હું દક્ષિણેશ્વર આવી પહોંચ્યો ત્યારે એ રમણીય સ્થળને જોઈને મારા સંતોષ અને આનંદનો પાર ન રહ્યો. એ સ્થળ જેટલું રમણીય હતું, તેટલું જ શાંત હતું. બાજુમાં પોતાના પવિત્ર પ્રેમરસ જેવા પાણી સાથે સાગરમાં સમાવા માટે મંત્રમુગ્ધ થઈને વહી જતી ગંગા હતી. એ સ્થળમાં પ્રવેશ કરતાં મારું હૃદય શ્રી રામકૃષ્ણ પરમહંસને માટેના પ્રેમભાવથી ભરપૂર બની ગયું. મારું રોમેરોમ એક પ્રકારના અભૂતપૂર્વ અલૌકિક રસથી રંગાઈને ઊછળવા લાગ્યું. રામકૃષ્ણ પરમહંસના જીવનપ્રસંગોનો વિચાર કરવાનો લાભ મને પહેલાં અનેક વાર મળ્યો હતો. એટલે એ બધા પ્રસંગો પ્રાણવાન બનીને મારી કલ્પનાની આંખ આગળ

રમવા માંડયા.

એ સુંદર શાંત સ્થળમાં બીજે દિવસે સવારે મેં જગદંબાનું દર્શન કર્યું. દેવીનું મંદિર ઘણું ભવ્ય હતું. રામકૃષ્ણે એ મંદિરમાં દેવીના સાક્ષાત્કારની ઈચ્છાથી પ્રેરાઈને વરસો સુધી એકધારી, ઉત્સાહ-પૂર્વકની સાધના કરેલી. આંસુ સારેલા, પ્રાર્થના કરેલી, અને પ્રેમની પ્રબળતાને પરિણામે અંતરના ઊંડાણમાંથી પોકારો પાડેલા. આખરે એ મહા-પુરુષના પ્રેમથી પ્રસન્ન થઈને દેવીએ એમને દર્શન આપેલું એ વાત આજે તો વિશ્વવિદિત છે. એ મહાપુરુષની દીર્ઘકાળની સાધનાના પ્રેરક પરમાણુ એ મંદિરમાં ફરતા લાગ્યાં. એ પરમાણુ જાણે કે પોકારી પોકારીને કહેતાં હતાં કે, પ્રેમ અથવા ભક્તિ જેવો રાજમાર્ગ બીજો કોઈ નથી. એવી અવ્યભિચારિણી અનન્ય ભક્તિ કોઈ બડભાગીને જ પ્રાપ્ત થાય છે, અને જેને પ્રાપ્ત થાય છે તેનું જીવન જ્યોતિર્મય બની ઊઠે છે. તેની સાધના સફળ થાય છે ને તે ઈશ્વરના દર્શનનો દેવદુર્લભ લાભ પામીને ધન્ય બને છે. भक्त्या लभ्यस्त्वनन्यया। અનન્ય ભક્તિનો અંતરમાં આવિર્ભાવ થાય તો, અને તો જ, એ પરમ-પુરુષ પરમાત્માની પ્રાપ્તિ શક્ય બને છે. રામકૃષ્ણ-દેવ એ પરમપુરુષ પરમાત્માને જ 'મા' કહીને સંબોધતા અને મારૂપે ભજતા હતા.

અને એ ભજવાનું પણ કેવું ? એમની ભક્તિ ક્રમેક્રમે બળવતી બનતી જઈને પરાકાષ્ઠાએ પહોંચેલી. એમનું મન દિવસરાત માના સુધામય સ્વરૂપમાં જ લાગેલું રહેતું. દુન્યવી વિષયોને માટેની કોઈ પ્રકાર-ની રસવૃત્તિનો એ અનુભવ જ ના કરતું. કહે છે કે એક વાર પ્રેમની પ્રબળતાને પરિણામે એમને જગ-દંબાના દર્શન માટે અજબ જેવી વેદના થઈ. આથી મંદિરની દીવાલ પર લટકતી તલવાર લઈને એ પોતાના જીવનનો અંત લાવવા તૈયાર થયા. ત્યારે જગદંબાએ પ્રત્યક્ષ થઈને એમને દર્શન આપ્યું. મારા મનમાં પણ જગદંબાના દર્શનની તાલાવેલી જાગેલી. એટલે મારું અંતર આતુર બન્યું. મને થયું કે આવા તપઃપૂત દેવસ્થાનમાં મને માનું દર્શન થાય તો કેટલું સારું !

❀ ❀ ❀

બીજે દિવસથી નવરાત્રિનો પ્રારંભ થયો. એટલે મેં સંકલ્પ કર્યો કે, આ સ્થળમાં જગદંબાનો કોઈ અલૌકિક અનુભવ થાય તો જ મારે ભોજન કરવું, નહિ તો ત્યાં સુધી કેવળ પાણી પર રહીને પ્રાર્થના કરવી અને તલસવું. રામકૃષ્ણદેવે પોતે જ એક ઠેકાણે કહ્યું છે, કે 'કલિયુગમાં કોઈ ત્રણ દિવસ અન્ન છોડીને પ્રાર્થે કે તલસે તો ઈશ્વર તેને દર્શન આપે છે.' એમના આ શબ્દો કેટલા સાચા ઠરે છે તે જોઉં તો ખરો ! અલબત્ત, જગદંબાને માટે કોઈ અજ્ઞાત પૂર્વસંસ્કારોને પરિણામે મારા દિલમાં પ્રબળ પ્રેમ પેદા થયેલો એને લીધે જ એવો સંકલ્પ થઈ શકેલો.

દક્ષિણેશ્વરમાં રામકૃષ્ણદેવના સ્મૃતિખંડની બહાર પરસાળમાં બેસીને મેં જગદંબાને પ્રાર્થના કરવા માંડી. મારા હૃદયના કરુણ ભક્તિભાવોને મેં નવાં નવાં ગીતોની રચના કરતાં ઠાલવવા માંડયા. મારી સામે મારા પરિચિત દક્ષિણેશ્વર વિસ્તારના વાસી પુલિનબાબુ અને તેમના પત્ની બેઠેલાં. તેમને હું ગીતોનો અર્થ સમજાવતો ને ગીતોની રચના કરતો જતો. મારું ત્રીજું ગીત એવા ભાવનું હતું કે, 'હે મા, અમારે ત્યા કોઈક સ્નેહી આવે છે તો અમે તેનું સ્વાગત કરીએ છીએ, પરંતુ તમે તો હજુ અચળ બેઠાં છો. હું તમારા દર્શન માટે ઝંખું છું, છતાં તમે કેમ પ્રકટ નથી થતાં ? મારા પ્રેમનો ખ્યાલ કરીને ને મારા થોડાક પ્રેમને વધારે માનીને પણ મારા પર કૃપા કરો.'

મારી આંખમાંથી અશ્રુની ધારા વહેવા માંડી. મેં એને લુછીને સામે જોયું તો પુલિનબાબુની પત્નીની પાસે એક જ પંક્તિમાં એક સૌંદર્યવંતી સુકુમારી બેઠી હતી. એના વાળ ભીના તથા છુટ્ટા હતા. ગૌર શરીર પર એણે સફેદ સાડી પહેરી હતી. એનું અંગ અસાધારણ આકર્ષણથી યુક્ત હતું. અને એની આંખમાં આંસુ હતાં. મને થયું કે મારી તરફ ટકટકી લગાવીને બેઠેલી આ વીસેક વરસની કુમારી કોણ હશે ? એ શા માટે રડે છે ?

એ દશામાં એકાદ કલાક પસાર થયા પછી પુલિ-નબાબુ એમની પત્ની સાથે વિદાય થયા. એમણે મને જમવા માટે આગ્રહ કરી જોયો. પણ મારે તો જમવું જ નહોતું.

એમના વિદાય થયા પછી હું મારો સામાન લઈને દક્ષિણેશ્વરમાં પંચવટીની પાસે શિવમંદિરના

ઓટલા પર આવીને બેઠો અને જગદંબાને પ્રાર્થના કરવા લાગ્યો. પેલી કુમારી ત્યાં પણ આવી પહોંચી. મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. એણે સાડીના છેડાને ગળે વીંટીને, જમીન પર માથું મૂકીને મને પ્રણામ કર્યા અને પછી મારી સામે જોતાં નીચે જમીન પર બેસી ગઈ. થોડી વારે શુદ્ધ હિંદીમાં એ બોલી :

'બાબા, આપ બહુત દૂરસે આતે હૈ ન ?'

મેં કહ્યુ . 'હા, દૂરસે આતા હૂં.'

'આપ યહા હી રહેંગે ?' એણે ફરી પૂછ્યું.

'વિચાર તો ઐસા હી હૈ.'

'ઈસસે તો આપકા દેવપ્રયાગ હી અચ્છા હૈ. આપ દેવપ્રયાગ હી રહિયે.'

મેં કહ્યું : 'કુછ દિન યહાં રહૂંગા, ફિર દેવપ્રયાગ ચલા જાઉંગા.' મને શંકા તો થઈ જ કે હું દેવપ્રયાગ રહુ છું તેની ખબર આને ક્યાંથી પડી ? કે પછી એ માહિતી એને પુલિનબાબુએ આપી ?

'બાબા, મુઝે ભી દર્શન હોગા ?' એણે આંસુ વહાવતાં ફરી પૂછ્યું : 'ઉન્હોને મુજે હરદ્વાર ઘુમાઈ, લેકિન અભી દર્શન નહિ દિયા.'

મેં કહ્યુ : 'આપકા ઈતના પ્રેમ હૈ તો દર્શન જરૂર હોગા. પ્રેમ હોતા હૈ તો દર્શન ભી હોતા હૈ.'

'આપ ક્યા સબકી રોટી ખા લેતે હૈ ?'

'જો પ્રેમસે દેતે હૈં ઉનકી ખાતા હૂં.'

'કલસે મૈં ઇસી જગહ પર રોટી લાયા કરુંગી.'

'આપ કહાં રહતી હૈ ?'

'યહીં, મંદિરકે પાસ. મેરા ઘર યહીં હ. યહાં પર બરસોંસે રોજ આયા કરતી હૂં, રોજ.'

પોતાની ડોલમાંથી મને ચાર રસગુલ્લાં ને નાળિયેર આપીને એ બોલી : 'યહ પ્રેમસે દેતી હૂં.'

આખરે મને પૂર્વવત્ પ્રણામ કરીને એ ઊભી થઈ. અને શિવાલયની બાજુના રસ્તે આગળ વધી.

મને થયું કે આ કુમારી આટલા બધા ભાવવાળી છે તો એની સાથે જઈને એનું ઘર જોઈ લઉં. ઊભા થઈને મેં એને બોલાવવાનો પ્રયાસ કર્યો.પરંતુ એ દેખાઈ જ નહિ સામે બે લાંબી કેડીઓ ચાલી જતી હતી. એક મંદિર તરફ અને બીજી બહારના મોટા દરવાજા તરફ. પરંતુ ત્યાં એ હતી જ નહિ. આટલી વારમાં એ ક્યાં ચાલી ગઈ તેની ખબર ન પડી.

બીજે દિવસે મેં એની રાહ જોઈ, છતાં એ ન આવી ત્યારે ત્રીજે દિવસે મેં પુલિનબાબુને તેના સંબંધી પૂછી જોયું તો તેમણે આશ્ચર્યચકિત થઈને પૂછ્યું : 'તમે કયી છોકરીની વાત કરો છો ? એવી કોઈ છોકરીનો અમને પરિચય જ નથી.'

'હું તમને ગીત સંભળાવતો'તો ત્યારે તે તમારી પત્નીની પાસે નહોતીબેઠી ?'

'ના, છેવટ સુધી તમારી સામે અમે બે જ બેઠેલાં. ત્રીજું કોઈ જ નહોતું.'

એમની પત્નીએ પણ એ વાતનું સમર્થન કર્યું. મેં તેમને બધી વાત કહી સંભળાવી તો તેમણે કહ્યું: 'તે કુમારી બીજી કોઈ નહિ પણ જગદંબા હોવી જોઈએ. તમે ભાગ્યશાળી કે તેનું દર્શન કરી શક્યા. પરંતુ અમારુ ભાગ્ય એટલું ફૂટેલું કે પાસે હોવા છતાં અમે એનું દર્શન ના કરી શક્યાં.' એમની આંખ છલકાઈ ગઈ.

'પરંતુ હુ પણ એને ઓળખી તો ના શક્યોને ?'

'તેથી શું ? એથી કાંઈ એના દર્શનનો લાભ મળ્યો એનો ઈનકાર કરી શકશો ? એ ફરી વાર દર્શન આપશે ત્યારે ઓળખાણ પણ પૂરી પાડશે.'

તે રાતે મને સંકેત મળ્યો કે પેલી કુમારી સાક્ષાત્ જગદંબા જ હતી.

થોડા દિવસ પછી મારે એકાએક દેવપ્રયાગ આવવાનું થયું. એ પછી તો જગદંબાની વિશેષ કૃપા માટે મેં કેટલાંય તપ કર્યાં અને કષ્ટો વેઠયાં. એની પાછળનો ઇતિહાસ ઘણો મોટો છે. એ આલેખવાનું આ સ્થાન નથી પરંતુ એ પ્રસંગ પછી મને પ્રતીતિ થઈ કે ઈશ્વરની મારા પર કૃપાદૃષ્ટિ છે. દક્ષિણેશ્વરની દેવીનો એ પાવન પ્રસંગ મારા જીવનમાં ચિરસ્મરણીય અથવા અમર બનીને આજે પણ એવો જ અકબંધ રહ્યો છે કાળ એની સુવાસ તથા સંજીવની–શક્તિને નથી કરમાવી શક્યો. વરસો વીતે છે તેમ એ મધુમય અને પ્રેરક બનતાં જાય છે. સાધકો અથવા આત્મિક પંથના પ્રવાસીઓને એમાંથી આશ્વાસન ને આશા મળશે એવી આશા છે. આપણાં દેવસ્થાનો, તીર્થો તથા પ્રાતઃસ્મરણીય સિદ્ધ પુરુષોનાં સાધના-સ્થાનો જડ નથી પરંતુ ચિન્મય છે. એમની અંદર આજે પણ પ્રાણ છે, પ્રેરણા છે અને શક્તિનો ભંડાર છે.



'સારંગપાણિ'

# ફકીરની દીકરી



એનું નામ ઇચ્છા. ચાર વરસની ઉંમર થઈ-ન-થઈ ત્યા માતાએ આ જગતમાંથી વિદાય લીધી. અંત સમયે ઇચ્છાને છાતીએ વળગાડી માતા મૃત્યુ પામી. ઇચ્છા એકની એક પુત્રી હતી. આજુ-બાજુનાં સૌ રડયાં. ઇચ્છાએ પિતાને પણ રડતા જોયા. આ વિલક્ષણ પરિસ્થિતિમા તેણે પણ રડવું જોઈએ. ઇચ્છા રડી પડી. એક પાડોશણ આવી ઇચ્છાને ત્યાંથી ઊંચકીને લઈ ગઈ. હવે બધું પતી ગયું હતું. ઇચ્છા ફરીથી એ મોં કદી જોવાની નહોતી.

ઇચ્છાના માશી શ્રીમંત હતાં. તેમણે ઇચ્છાના પિતા ગંગારામને કહ્યુ : 'પુત્રીને ઉછેરવાનું તમારું કામ નથી. લાવો, ઇચ્છાને હું લઈ જાઉ. મારે જેવી માધવી તેવી આ ઇચ્છા.'

બાપે કહ્યુ, ' ના, ઇચ્છાને હું મારાથી કયાંયે વિખૂટી પાડી શકું નહિ. '

નાકનુ ટીચકું ચઢાવી માશી વિદાય થયાં.

કોઈ હિતેચ્છુએ સલાહ આપી, ' ગંગારામ, તમે ફરી લગ્ન કરો. ઉમર હજુ કયાં વીતી ગઈ છે ?'

ગગારામે દઢતાથી કહ્યુ, ' મારે ફરી લગ્ન કર-વાં નથી.'

' હજુ તો હાથપગ ચાલે છે ત્યા સુધી તો ઠીક છે, પણ ઇચ્છા સાસરે જશે અને હાથ હેઠા પડશે ત્યારે શું કરશો ? ઘડપણમા એકલતામાં દહાડા કાઢવા બહુ દોહ્યલા છે.'

'ત્યારે જોયુ જશે. સૌના ઈશ્વર છે.'

સ્વજનો હાર્યા. છેવટે બહેન આવ્યાં : ' ભાઈ, તમે ફરી લગ્ન કરો તો સારું.'

'કેમ ?' અશ્રસૂચક દષ્ટિ કરી ગંગારામે પૂછયું.

' ભાભી વિના મારી પિયેરની દિશા જ બંધ થઈ જાય ને !'

'પણ હું છું ને ! તને શાનું ઓછું આવે છે ?'

' તો હવે....' કહેતાં કહેતાં બહેન રડી પડયાં : 'તમે કોઈ ને ખાતર નહિ તો આ ઈચ્છાને ખાતર તો લગ્ન કરો.'

' ઇચ્છાને ખાતર જ મારે લગ્ન નથી કરવાં. '

એ જ દઢતાથી ગંગારામે જવાબ આપ્યો.

ફરીથી લગ્ન કરવા બાબતમાં ગંગારામને કોઈ સમજાવી શકયું નહિ. સ્વજનો આવ્યા અને ગયા. સૌ માનતા હતા કે ગંગારામ હમણાં તો ભલે ના પાડે, પણ સોમાંથી નેવું કિસ્સામાં બને છે તેમ અંતે ગંગારામ હારીથાકીને ફરી લગ્ન કરી લેશે.

પણ હિતચિંતકોએ ધાર્યું હતું તેવું કશું જ બન્યું નહિ. ગંગારામ તેના નિશ્ચયમાં ડગે તેમ ન હતો. કારણ કે તેણે ભરેલુ પગલુ બરાબર ગણતરી-પૂર્વકનું હતું. એક તો ગંગારામની ઉંમર આધેડ હતી. માથાના ઘણા વાળ ધોળા થઈ ગયા હતા. તેની આર્થિક સ્થિતિ પણ તદ્દન સામાન્ય હતી. એક સાધારણ નોકરી દ્વારા તે પોતાનું ગુજરાન ચલાવતો હતો આ ઉંમરે ફરીથી લગ્ન કરવા જતાં ઘર ધોવા-ઈ જાય. માથા પર બાપદાદાના સમયનું એક છાપરુ હતું તે પણ ગુમાવવુ પડે. બીજી બધી ગણતરી એક બાજુ મૂકે તો યે આ ઉંમરે લગ્ન કરવાનુ આર્થિક રીતે પણ એને પોષાય તેમ નહોતું.

કોઈ કે કહ્યું : 'જ મ હોય તો ઘર કાઢી નાખો, પણ વંશ તો રહેવો જ જોઈએ ને. વંશ ન રહે તો પછી લઈ, આ ઘરબાર બધાંને શું કરવાં છે ?'

ગંગારામ કહે, ' ઘર હું કંઈ ગણતરીએ કાઢી

નાખું ? હું નોકરી કરનારો સામાન્ય માણસ છું. ભવિષ્યમાં વધુ સારા દિવસો જોવાના મળશે એ આશા હું કયા ભરોસે રાખું ? એવા મૃગજળની આશામાં હું માથા પરનું છાપરું કાઢી નાખું તો પરણીને લાવું તેને હું ક્યાં ઊભી રાખું ? અને આ બધું કયા સુખને વાસ્તે ?'

'એ તો પડશે તેવા દેવાશે. સૌ સૌનું નસીબ લઈને આવે છે.'

'એવો ભરોસો મને પડતો નથી. એના કરતાં ઇચ્છાને ઉછેરીને મોટી કરું એ નહિ તો એનાં સંતાનો મારી સેવા કરશે. પુત્રીને હું બીજું તો આપી જઈ શકું તેમ નથી. પણ મારા મૃત્યુ પછી આ એક ઘર આપતો જઈશ તો યે ઘણું છે.'

સ્વજનો આવ્યા અને દિલાસાના શબ્દો કહેતા વીખરાયા. ઘર હવે ખાલી થઈ ગયું. ચાર વર્ષની ઇચ્છાનો હવાલો હવે ગંગારામે સંભાળી લીધો. ઈચ્છાને સવારે ઉઠાડવી, નવડાવવી, તેનું માથું ઓળવું, નાસ્તો કરાવવો અને બાલમંદિરે મૂકવા જવું.

ઘેર આવી રસોઈ કરી, પાડોશણને ભલામણ કરી, ગંગારામ નોકરી પર જતો. ઇચ્છા ઘેર આવીને ઢાંકી રાખેલું ખાવાનું ખાઈ પડોશણને ત્યાં રમતી.

સાંજ પછીનો સમય પિતા–પુત્રી એકબીજાની હૂંફમા અને કાલીઘેલી વાતોમાં વિતાવતા. મા વગરની પુત્રી પિતાની હૂંફમાં મોટી થવા લાગી.

પુત્રી મોટી થતાં પ્રાથમિક શાળામાં ગઈ. ગંગારામના સમયપત્રકમાં હવે થોડો ફેર થયો. પિતા-પુત્રી સવારની રસોઈ સાથે કરતાં. જમી–પરવારીને પોતપોતાના કામમાં લાગી જતાં.

અદૃશ્ય કલાકારની પીંછી પુત્રીમાં અનેક ખૂટતા અને અનેક વિચિત્ર રંગો પૂર્યે જતી હતી. સમવયની સખીઓ જ્યારે ઘેર આવી રમતમાં સમય વિતાવતી ત્યારે ઇચ્છા ઘરની ગંભીર જવાબદારી પોતાને માથે હોય તેમ ભાગ્યે જ બહાર જવાનું મન કરતી. અકાળે નાનાં ગૃહિણીપદની જવાબદારી આવી પડી હતી. પિતા પોતાની જવાબદારી ઉઠાવે તેના કરતાં આઠ–દસ વરસની આ છોકરીએ પિતા પર પોતાનો રાવળો અધિકાર અને સત્તા જમાવી દીધાં હતા.

ગંગારામના આવનાં પહેલાં ઇચ્છા સાંજનું ઘણું-ખરું કામ કરી રાખતી અને સવારે ઊઠીને પણ લગભગ બધું કામ ઉકેલી નાખતી. પુત્રીની આવડત અને મમતા જોઈ ગંગારામનું હૃદય એની પાછળ ઈશ્વરની કરુણા સમજી દ્રવીભૂત થઈ જતું.

ઇચ્છા મોટી થઈ. ભણવામાં તે ઠીક હોંશિયાર હતી. મા વગરની પુત્રી હોવા છતાં અને કોઈ રસ્તો બતાવનાર ન હોવા છતાં કોઠાસૂઝની છઠ્ઠી ઇન્દ્રિય-દ્વારા એણે ઘણું શીખી લીધું હતું. ઢળતી અવસ્થાએ પુત્રીના મમત્વ–પાશથી બંધાયેલા ગંગારામને મનમાં અટલ વિશ્વાસ બંધાઈ ગયો કે, 'મારી ઇચ્છા ઘડપણમાં મારી ચાકરી કરશે.'

ઇચ્છા મેટ્રિકમાં આવી અને ગંગારામને હવે પુત્રીને ઠેકાણે પાડવાની ચિંતા થઈ. આ ગંભીર જવાબદારી ઊતર્યા પછી તેની એકલતાભરી જિંદગી કેવી હશે તે વિચારે પણ એ બેબાકળો થઈ જતો. છતાં ઇચ્છાની માતાએ જે થાપણ સોંપી હતી તે બીજાને સોંપી દઈને જ તેને નિરાંત થાય તેમ હતું. ઘડપણ અંગેની તેની પાસે કોઈ બચત તો ન હતી. પણ સરકારી નોકરીમાંથી મળતા પેન્શનને સહારે શેષ દિવસો કપાઈ જશે એવી તેને શ્રદ્ધા હતી.

શોધતાં શોધતાં ઇચ્છાને માટે એક ઘર મળી ગયું. ગંગારામને પહેલેથી જ હતું કે પુત્રી ઘરમાં એકલી ઊછરી છે, તેથી મોટા કુટુંબમાં તે જાય તો બચપણના તેના ઘડતરમાં રહેલી ઊણપો દૂર થાય. ઇચ્છાનું સગપણ કર્યું તે કુટુંબમાં ત્રણેક ભાઈ હતા. મોટા ભાઈ હરિહરના જોડે ઇચ્છાનો સંબંધ નક્કી થયો. હરિહરના બીજા ભાઈઓ સાવકા ભાઈઓ હતા. માતા હતી પણ નવી હતી. છતાં કુટુંબમાં સુલેહસંપ સારો હતો. બહારથી જનારને તો ભાગ્યે જ તેમાં આ ભેદ દેખાય તેમ હતું.

હરિહરનાં માતા નાનપણથી ગુજરી ગયાં હતાં. વિધવા ફોઈએ ઘણા દુઃખે ઉછેરી તેને મોટો કર્યો હતો. પિતા પણ ગુજરી ગયા, પરંતુ બધા ભાઈઓ હવે ઠીક ઠીક મોટા થયા હતા. ગંગારામે માન્યું કે આ એક સારો મેળ છે. પુત્રી–જમાઈ નાનપણથી જ મા વગરનાં છે, એટલે બન્ને સમદુખિયાનો સંસાર સારો ચાલશે. હરિહર ખૂબ સાલસ હતો. ઇન્ટરથી તેણે અભ્યાસ પડતો મૂકેલો. પણ પોતાના સૌજન્યથી તેણે સારા સારા સંબંધો કેળવેલા. ભવિષ્યમાં ભલે





તે પૈસાદાર ન બની શકે,પણ એકંદરે છોકરી દુઃખી નહિ થાય એ ગણતરી ગંગારામે કરી હતી.

વાજતેગાજતે જાન આવી. લગ્ન થયાં અને એક વાર સૂનું થયેલું ગંગારામનું ઘર ફરી વાર સૂનું થયું. પત્નીનો વિયોગ ગંગારામને એટલો સાલ્યો નહોતો. પત્ની જતાં તે પુત્રીમાં ખોવાઈ ગયો હતો. આજે પત્ની અને પુત્રી બન્ને એકીસાથે ઘરમાંથી વિદાય થયાં હોય તેવા કારમા આઘાતની લાગણી તેણે અનુભવી. ખરેખર, એકલતા શું છે એ વસ્તુનો તેણે આજે પહેલી જ વાર અનુભવ કર્યો. એક જ દિવસમાં તેને લાગ્યું કે હવે તે વૃદ્ધ થઈ ગયો છે. જીવન માટેનું હવે તેને કોઈ ધ્યેય રહ્યું નથી.

આજ સુધી તો પુત્રીને મોટી કરવી અને તેને સાંસારિક રીતે સમાજમાં ગોઠવી કાઢવી એ એક જ ધ્યેય હતું. પણ એ કાર્ય પૂરું થતાં તેનું જીવન ધ્યેયહીન બની ગયું. હવે જીવીને શું કામ છે, જીવતરમાં શો સ્વાદ છે, એ લાગણી તેને થઈ આવી. માણસને જીવન જીવવા માટે કોઈ ને કોઈ વળગણ જોઈએ છીએ. આ વળગણ જતું રહેતાં તેના જીવનમાં નરી શૂન્યતા રહે છે.

ઇચ્છાએ ભર્યાભાદર્યા એક નવા સંસારમાં પ્રવેશ કર્યો. નવા સંસારમાં પ્રવેશતાં સ્વજનોનો વિયોગ તો હોય છે, પણ સાથે સાથે હૃદયમાં અનેક આશા અને અરમાનની સાથે સાથે ભય અને આશંકા પણ ભરેલાં હોય છે.

નવા સંસારમાં પગ મૂકતાં જ ઇચ્છાને સમજાઈ ગયું. કે પિતાના હૃદયમાં વાત્સલ્યનો જે રણકો હતો તેવો અહીં કોઈના મોં પર સહેજે જોયો નહિ. સૌની નજરમાં ટાઢાશ હતી—હાડ થિજાવી દે તેવી. હૃદયના તમામ ભાવો પર હિમ પડી જાય તેવી ટાઢાશ. ફોઈબાની નજરમાં આ ભયંકર ટાઢાશની નીચે પડેલો છૂપો તિરસ્કાર પારખતાં પણ ઇચ્છાને વાર ન લાગી.

ઠંડીનું એક ભયંકર લખલખું ઇચ્છાને આવી ગયું. આ બધાનું કારણ કાંઈ તેને સમજાયું નહિ. પણ એ સમજતા તેને બહુ વાર ન લાગી. લગ્ન સમયે સૌની એકની એક ગણતરી હતી. ઇચ્છા તેના પિતાની એકમાત્ર સંતાન છે, તેથી પહેરામણી અને કરિયાવર સારાં લઈને આવશે. ગંગારામ ઝાઝું તો કશું આપી શકે તેમ નહોતો, છતાં રીતરિવાજ પ્રમાણે કરવામાં તેણે કશી જ કચાશ રાખી નહોતી. પરંતુ સૌએ રાખેલી મોટી મોટી અપેક્ષાઓના પ્રમાણમાં તો આ કશું જ નહોતું. જાહેરમાં આ સંબંધે કશું કહેવાય તેમ હતું જ નહિ. એટલે નિષ્ફળ થયેલી અપેક્ષાઓએ ઇચ્છાના તિરસ્કારનું રૂપ લીધું.

છતાં ઇચ્છાને એક દિલાસો હતો : પતિ બધું સમજતા હતા. ઇચ્છા તરફ તેની પૂરી સહાનુભૂતિ હતી. તેમણે ઇચ્છાને સલાહ આપી કે, જે થાય તે મૂગાં મૂગાં સહન કરી લેવું. અંતે સૌ સારું થશે. આ જ સહારાના આધારે ઇચ્છાએ તેની સંસારનૌકા આ તોફાની સમુદ્રમાં વહેતી મૂકી.

દિવસો જતાં જ ફોઈબાનો છૂપો તિરસ્કાર હવે પ્રગટ સ્વરૂપ લેવા લાગ્યો. ઘરમાંથી કામવાળીને રુખસદ મળી ગઈ. કૂવા પરથી પાણી ભરવું, કપડાં ધોવાં અને આ પ્રકારનાં અન્ય તમામ કામ હવે ઇચ્છાને માથે આવી પડયાં. ઇચ્છા એમ તો કામથી ડરે તેમ નહોતી, પરંતુ કામમાંથી વાંક શોધી તેને અને તેની મૃત માતાને જે રીતે ભાંડવામાં આવતી તેનાથી ઇચ્છા બળી જતી. સાસુ તો હતાં જ, પણ સૌથી સવાયાં સાસુ ફોઈબા બધાનો ખંગ વાળી દેતાં: 'આ કપડાં આવાં કેવાં ધોયાં છે ? એકલા સાબુનો જ બગાડ કર્યો છે કાંઈ ! ના ભૈ, આવું નુકસાન તો નહિ જ વેઠાય. અને આ દાળમાં આજે મરચાં કોણે નાખ્યાં છે ? બાપના ઘરમાં વસ્તારી માણસ અને વલો જોયો હોય ત્યારે ને !... એકલું શરીર ખડકી જાણ્યું છે, પણ માંહી અક્કલનો તો છાંટો યે ના મળે.'

ઇચ્છાનું આશ્વાસનનું એક જ ઠેકાણું પતિ. પણ પતિનું કુટુંબમાં સ્થાન જ વિચિત્ર હતું. મા હતી અને નહોતી. નવી માને આ પુત્ર તરફ કાંઈ એવું મમત્વ ફાટી નહોતું જતું. હરિહર પર ફોઈબાનો જ સર્વ અધિકાર હતો અને એ અધિકારના બળે ઇચ્છા પર તે ગમે તે કરી શકતા. ગમે તેટલી ગાળો ભાંડે, પણ ઇચ્છાથી બોલાય તેમ નહોતું.

પતિ એક જ વાત કહેતા : 'ફોઈબા ગમે તે બોલે, પણ તારો પક્ષ લઈને જાહેરમાં તેમની વિરુદ્ધ હું એક પણ શબ્દ બોલી શકું તેમ નથી. કારણકે જ્યારે મારું કોઈ નહોતું ત્યારે એ ફોઈબાએ જ ઉછેરીને

મને મોટો કર્યો છે. હવે તારો પક્ષ લઈને હું કાંઈ બોલું તો જગત મને શું કહે? અરે, તું પણ તેમની સામે કાંઈ બોલીશ તો તે મને ગમશે નહિ.'

'મને ગમશે નહિ' એ એક જ વાકયે ઇચ્છાને મૂગી બનાવી દીધી. તેને લાગ્યું કે રોજેરોજ આ જ રામાયણ પતિ પાસે કહી તેને દુઃખી કરવાનો કશો અર્થ નથી. મૂગા મૂગાં બધું જાતે જ સહી લેવું.

ફોઈબા ઘણું બોલતાં રહ્યા, છતા ઇચ્છાના સ્થિત-પ્રજ્ઞપણામા કશો ફેર પડ્યો નહિ. તે સહેજ પણ વિચલિત ન થઈ. એટલું જ નહિ, પણ પિતાને તેણે આ કશી વાતનો સહેજ અણસારો સુદ્ધાં આવવા દીધો નહિ. છતા 'ભલા પાડોશીઓ' એ ઘણી સાચી-ખોટી વાતો, થોડો ઉમેરો કરી, ગંગારામને પહોંચાડી દીધી. એક વાર ગંગારામે પુત્રીને પૂછયું પણ ખરુ:

'આ બધું હું સાંભળુ છું તે શું છે?'

'કશું જ નથી.' કહેતાં તો કહ્યું, પરંતુ દરિદ્રી પિતાને જોતાં જે સ્થિતિ મા વગરની કુંવરબાઈની થઈ હતી તેવી સ્થિતિ ઇચ્છાની થઈ. દબાવવા છતાં આંખમાંથી આસુ નીકળી પડયાં. ગંગારામથી પુત્રીનું દુ:ખ ન જોવાયું. તે ખૂબ વલોપાત કરવા લાગ્યો.

ઊલટું તેને ધીરજ આપતા ઇચ્છા બોલી:

'બાપુજી, પાડોશીઓ ભલે ગમે તે કહે. ફોઈબાનો સ્વભાવ જરા આકળો છે એટલે બોલે, પણ પેટમાં કશુ પાપ નથી. વળી મારુ પોતાનું આણસ તો મારુ જ છે. મારો ખીલો સાબૂત છે એટલે તમે કશી વાતે ચિતા ન કરશો.'

પુત્રીની હિંમતથી ગંગારામને જરા શાતિ વળી.

ફોઈબાએ જોયુ કે, પોતાનાં કોઈ બાણ ઇચ્છાના કવચને અને તેની શાતિને ભેદી શકતાં નથી. આથી ઇચ્છાના મર્મસ્થળ પર હલ્લો કરવાના ઇરાદાથી જ હવે હલ્લાનું નિશાન બદલ્યુ. ઇચ્છા અઠવાડિયે એક-એક વાર પિતાને મળવા જતી. ઘરનું બને તે કામ-કાજ કરી, મન મોકળું કરતી. પિતા પેન્શન લઈ પ્રભુપરાયણ જીવન જીવતા હતા.

ફોઈબાએ જોયું કે ઝગડાનું ખરું મૂળ ગંગારામ છે અને તેમણે જ અમને છેતર્યા છે પિતાને મળવા જવાનો ચોખ્ખો પ્રતિબંધ તો મૂકી શકાય તેમ નહોતુ, પણ તેમા બીજી રીતે વાંધા ઉઠાવવા માડયા.

ઇચ્છા આજે પણ પિતાને મળવા તૈયાર થઈ. તેણે નિયમ પ્રમાણે ફોઈબાને પૂછયું, 'હુ જરા પેલે ઘેર જઈ આવું?'

ફોઈબા છણકો કરી ઊઠયાં, 'હવે પરણીને તો તું આ ઘેર આવી છે અને હજુ 'પેલે ઘેર, પેલે ઘેર' શાની કરે છે? આ ઘર નથી? ન પૂછયું, ન જોયું અને બાઈસાહેબ આ ચાલ્યાં...'

ઇચ્છા ઘા ખાઈ ગઈ. તેણે ફરી વિનંતિ કરી એટલે ફોઈબાએ બીજું બહાનું ધર્યું: 'આજે તો ઘેર મહેમાન આવવાના છે. એટલે જા, છાનીમાની કામ કર.'

'કોણ મહેમાન' એ પૂછવાની ઇચ્છાની હિંમત નહોતી. આજ સુધી રાહ જોઈ, પણ કોઈ મહેમાન આવ્યા નહિ. કોણ આવવાનુ હતું તેની પણ ઇચ્છાને ખબર પડી નહિ.

દિવસો જતા હતા. પિતા–પુત્રીના નિર્ભ્રાન્ત મિલનમાં ધીરે ધીરે અંતરાય ઊભા થવા લાગ્યા. ગંગારામે માન્યું કે પુત્રી નવા સંસારમાં ઓતપ્રોત થતી જાય છે, તેથી આ ઘરની મમતા ઓછી થતી જાય છે. આ નિષ્કપટ માણસે તેનો પણ સવળો અર્થ કરી પુત્રીનું ભલુ ઇચ્છયું.

દિવસે દિવસે જીવનમાં કડવાશ વધે છે, છતાં ઇચ્છા સંસારનું ગાડું મંથર ગતિએ ખેંચ્યે જાય છે. એના આ સંસારમાં આવી અનેક વિટંબણાઓ આવી, પરંતુ તેનું વિગતથી વર્ણન કરવું અહીં શકય નથી.

કેટલાંક વરસ પછી હરિહર ગામ છોડીને મુંબઈ ગયો છે. ત્યાં કયાક ગોઠવાઈ જઈ પોતાનો સંસાર શરૂ કરવાની ઉમેદ છે. ફોઈબાની જોહુકમી સામે બળવો કરવા કરતાં આમાથી કડવાશ વિનાનો રસ્તો કાઢી લેવા તેનો ઇરાદો છે. ઇચ્છા ફોઈબાની સાથે છે. હરિહરની ગેરહાજરીમાં ઇચ્છાની કુલમુખત્યારી હવે ફોઈબાએ સંભાળી લીધી છે.

ઇચ્છા પર પહેલો પ્રતિબંધ પિતાને મળવા પર લાગી ગયો છે. આ માનસિક કલેશથી પિતાની સ્થિતિ દિવસે દિવસે કથળતી જાય છે. એનું જીવન બદલાઈ ગયું છે. પોતાના મનને કચડતો રહ્યો છે. પાડોશીઓ કહેતાં, 'ગંગારામ આખી રાત ઊંઘતો નથી, પણ કાંઈક બબડયા કરે છે.'

આ વાત ફોઈબાએ સાંભળી અને કહ્યું : 'આમે ય ફકીર જેવો જ છે. એમાં શો માલ ખટ્યો છે.'

ગંગારામે કહાવ્યું, 'ઇચ્છાને થોડા દિવસ મોકલો તો મારું મન હળવું થાય.'

ફોઈબાએ જવાબ આપ્યો : 'ના રે બા, એવા ફકીરને ત્યાં વહુને કેમ મોકલાય ? એ તો ગાંડો છે.' અને ફોઈબાએ ઉમેર્યું, 'બાપે જ દીકરીને બગાડી છે. એ તો ફકીર છે, પણ દીકરી ભર્યા ઘરમાં આપી છે અને હવે.. '

ગંગારામ ખૂબ ભયંકર માંદગીમાં સપડાયો. તોય ફોઈબાનું મન ન પીગળ્યું. કોઈ વાર બીતાં બીતાં પણ ઇચ્છા બાપને મળવાની વાત કહેતી તો આખો દિવસ 'ફકીરની દીકરી'ના નામથી તેને અનેક મહેણાં સાંભળવા પડતાં.

પુત્રીનું મોં જોવાની ગંગારામને ઝંખના ઊપડી. તેણે પુત્રીનું રટણ શરૂ કર્યું. વૈદે 'સન્નિપાત' કહ્યો. ગામના બે ડાહ્યા માણસો વચ્ચે પડયા. પણ ફોઈબા ન પીગળ્યાં તે ન જ પીગળ્યાં.

જે પુત્રીનું જીવથી પણ વધારે જતન કર્યું અને જેના ભાવિ સુખની આશામાં તેણે પોતાના સુખને જતું કર્યું તે પુત્રીનું મોં જોવાનાં, મરણ સમયે પણ, સાંસાં પડી ગયાં. અંતિમ અવસ્થાનો આ આઘાત તેનાથી જીરવી શકાય તેમ હતું નહિ. જે ઈશ્વરની આટલાં વર્ષથી મમતાથી સેવાપૂજા કરી છે તેના દરબારમાં તેણે અંતિમ ધા નાખી.

જ્ઞાતિના બે આગેવાનો ફોઈબાને સમજાવવા ગયા. ઘણી સમજાવટને અંતે તે પીગળ્યાં. તેમણે ઢગલો એક વાસણ ઇચ્છાને બતાવી કહ્યું : ' જો, આટલાં વાસણ ઊટકીને તારે જવું હોય તો જા, અને સાંજની રસોઈ કરવા વેળા થાય ત્યારે આવી જજે.'

આંખમા આંસુની ધાર છે અને ઇચ્છા વાસણ ઊટકે છે. ઘરમાંથી એક-પછી-એક વાસણ આવતાં જ જાય છે. આ ઢગલો દ્રૌપદીનાં ચીરની પેઠે કદી ખૂટવાનો જ નથી શું ? એવી ઇચ્છાને દહેશત લાગી. એનો પણ અંત આવ્યો.

ઇચ્છા જલદી જલદી તૈયાર થઈ જવા માટે બહાર પગ મૂકે છે ત્યા ફોઈબાનો હુકમ છૂટ્યો : 'એ બેડાં પાણીના ભરતી જા. પછી સાંજે તો તું કોણ જાણે ક્યારે યે આવીશ.'

બિલાડીના પંજામાં પડેલા ઊંદરનું મૃત્યુ પણ જલદી નથી આવતું. એને કેટલીયે વાર મુક્તિ અને મૃત્યુ વચ્ચે ઝોલાં ખાવાં પડે છે. ત્યાર પછી જ તેનો કોઈ રીતે છુટકારો થાય છે.

પાણી પણ ભરાયું. બેના બદલે છ બેડાં. અને ઇચ્છાએ પિતાને મળવા રસ્તો લીધો. પાછળ ફોઈબા બબડતાં હતા : 'અંતે તો યે ફકીરની દીકરી ને !'

ઘરના ખાંચામાં વળે છે ત્યા જ પિતાના કાનમાં મુકાતી અંતિમ મરણપોક ઇચ્છાએ સાંભળી.

ઇચ્છા ચીસ પાડી ત્યાં જ ઢગલો થઈ ગઈ. ❖

એક ગંગારામ સિવાય આ કથાનાં બધાં જ પાત્રો આજે જીવતાં છે.

છએક મહિના પહેલાં એક સેમીનારને અંગે હું મુંબઈ ગયો હતો. બે મહિનાનું રોકાણ હતું. જતાં આઠેક દિવસમાં જ હું હોસ્ટેલમાં બિમાર પડી ગયો. સેમીનાર છોડાય તેમ ન હતું. અંતિમ શસ્ત્ર તરીકે દૂરની ઓળખાણનો લાભ લઈ, મેં હરિહરને ફોન કર્યો. એક સ્વજન પેઠે એ ઘરમાં હું ભળી ગયો.

અજાણ્યા માણસને પણ પોતાનો કરી લેવાનું ઇચ્છાબાનું અખૂટ મમત્વ હું જોયા કરતો. એક વાર મેં પૂછ્યું : 'તમારામા જાણે સગી માનું મમત્વ છે. મને શું ભાવશે અને શું નહિ ભાવે તેની પણ તમે અનહદ ચિંતા કરો છો. તમારી મમતાનો સ્રોત ક્યા મૂળમાંથી ફૂટે છે ?'

ઇચ્છાબાએ કહ્યું : 'એનું કારણ ફોઈબાને પૂછો.'

ફોઈબા તદ્દન પથારીવશ હતાં. સગી માના હેતથી ઇચ્છાબા તેમની ચાકરી કરતા. ફોઈબાએ જે તૂટક તૂટક વાત કરી છે તેને બને તેટલી ટૂંકાવીને અહીં રજૂ કરી છે. અનેક ખાટામીઠા અનુભવોની વચ્ચે આ કથા ઇચ્છાબાના મમત્વને અર્પણ કરતો જાઉં છું.

> **ઉત્તમા આત્મના ખ્યાતાઃપિતુઃખ્યાતાશ્ચ મધ્યમાઃ**
> **અધમા માતુલાત્ખ્યાતાઃ શ્વશુરાચ્ચાધમાધમાઃ**
>
> પ્રસિદ્ધિ–પ્રાપ્તિના ચાર પ્રકારો છે : ઉત્તમ, મધ્યમ, અધમ અને અધમાધમ જાતે જ પ્રસિદ્ધિ મેળવનાર ઉત્તમ. પિતાની પ્રખ્યાતિથી ઝળકનાર મધ્યમ. મામાની ખ્યાતિથી ખ્યાતનામ થનાર અધમ અને સસરાને સહારે નામના કાઢનાર અધમમાં અધમ છે



થયેલી ભૂલની માફી માગવી એ સાચી વીરતા છે

નાનાભાઈ હ. જેબલિયા

# માલણકાંઠાનો માનવી



'તમારે જાવું હોય તો જાવ, હું તો આ ઊભી અહીં!' ઢસાથી મહુવા જતી લોકલ અમને, દોઢસો ઉતારૂઓને, મોટા લીલીઆના સ્ટેશનમાં આમ કહીને ઊભી રહી.

દોઢસો જેટલાં બેગ–બિસ્તરા, થેલા–થેલીઓ ઘાંઘાં થઈને પ્લેટફોર્મ પર દોડાદોડી કરી રહ્યાં :

'અરે, અમારે જાવું ક્યાં!'

ઓગણીસો ઓગણસાઈઠના ઓકટોબર માસનો સત્તર કે અઢારમો દિવસ હતો એ....! આ સાલનું ચોમાસું એટલે ન પૂછો વાત. વળી ધૂન, હવને કે ઉપવાસે ન રીઝતા મેઘરાજા તે વરસે સૌરાષ્ટ્ર ઉપર વગર વિનવણીએ ખળાંઢળાં થઈ ગયેલા. નદીનાળાંઓ રાતદિવસ પાણી ખેંચતાં હતાં. ધરતીનો કણેકણ સજીવન થઈને જળની સરવાણીઓ છોડતો હતો! ટ્રેનિંગ કોલેજ સોનગઢથી, અમે બારેક વિદ્યાર્થીઓ આ દિવસે, આ ગાડીમાં, અમારે ગામડે જઈ રહ્યા હતા.

વરસાદે તો અમે સોનગઢથી નીકળ્યા ત્યારથી જ સથવારો કર્યો હતો. સાથે પવન પણ ખરો. એટલે ડબ્બાની બહાર નીકળીને નિરાંતવે મને ચાનાસ્તો થઈ શક્યાં નહોતાં. એટલે અર્ધભૂખ્યા જેવી હાલતમાં અમે કુંડલા પહોંચીને પેટપૂજા કરીશું એવા આશ્વાસનમાં કુંડલા આવવાની રાહમાં હતાં. પણ ત્યાં તો, કુંડલાથી ક્યાંય છેટે મોટા લીલીઆના સ્ટેશનમાં જ ગાડી અટકી ગઈ....! સ્ટેશન માસ્તરે જણાવ્યું કે, 'બધી નદીઓમાં ઘોડાપૂર આવ્યાં છે, ગાડી આગળ વધી શકે તેમ નથી! તમે જીરા પહોંચી જાઓ તો ત્યાંથી લેવા કુંડલાથી બે ડબ્બા આવશે.'

મોટા ભાગનાં પેસેન્જરો હતાશ થઈ ગયાં હતાં. પણ થોડા ઉત્સાહી હતા એ તૈયાર થયા : 'અરે. જીરા અહીંથી ક્યાં દૂર છે! હાલો માંડીએ ઠેકવા!' કહીને ગાડીને પાટે ચડયા ને છેવટે કુંડલા–મહુવા તરફના બધા જ પેસેન્જરો જીરા પહોચી જવા ચાલી નીકળ્યા.

તે દિવસ જ એવો ઊગ્યો હોય, કે પછી અમારા ઉપર પૂરેપૂરી વીતવાની હોય, અમારા ઉપર ડગલે ને પગલે મુસીબતો વધતીજ ચાલી.

જેવાં અમે લીલીઆનું સ્ટેશન છોડીને બેએક ફર્લાંગ ચાલ્યા કે મેઘ કહે મારું કામ! ક્ષિતિજોની પાળે વિરામેલાં કાળાં વાદળાંઓ પવનની પાંખે બેસીને દોડી આવ્યાં. આકાશ ગોરંભાયું અને વરસાદ તૂટી પડયો!

દક્ષિણ તરફ અમારે ચાલવાનું હતું. અને એ જ દિશામાંથી પવન અને વરસાદ મારો ચલાવી રહ્યા. ગાડીમાં કોરાં રહેલાં કપડાં–સામાન લદબદ થયાં.

નદીઓ ગાંડી થઈને ઘૂઘવતી હતી. એનાં પાણી કાંઠાનાં બંધન તોડી નાખીને આડે વગડે આટકતાં હતાં. માથે વરસાદ ત્રમઝૂટ પડતો હતો. અમે દોઢસો ઉતારૂઓ આગળ વધતા હતા.

'નાળિયેરો,' 'ગાગડિયો,' ને શેત્રુંજી જેવી વખંભર નદીઓ પાર કરતાં કરતાં તો અમારા કાળજાં ઊંચાં થઈ ગયાં હતાં. પૂલનાં લાકડાંઓ વચ્ચે થઈને પાણી વહેતાં હતાં! અમે એ નોધારા પૂલો એક બીજાના હાથ પકડીને, બેસીને ઊતરતા હતા. ગડરના ખાંચા વચ્ચે થઈને પાણી અમને થપાટો મારતાં હતાં. અમારી આંખે અંધારાં આવતાં હતાં.

રૌદ્ર બનેલી પ્રકૃતિના આ પ્રકોપમાંથી ઉગારવા અમે ઈશ્વરને પ્રાર્થના કરતા હતા.

ત્રણ–ચાર આ વિકટ નદીઓ ઊતરીને અમે શેલ નદીએ આવ્યાં. 'શેલ' નદી એટલે સાવ છીછરપેટી –ઈર્ખાળી વાઘણ જેવી ! બિલાડીના પેટમાં જો ખીર રહે, તો આ ન દ ના પેટમાં પાણી રહે ! સાવ કાંઠા વગરની. અને પાછું તાણ એવું કે ગાડીઓ માત્ર એનાથી ભડકે ! આઠે દિવસેય શેલને કાંઠે સહીઓ લેવાય અને ગાડીઓ આગળ વધે ! આવી તો કજાડી નદી ને એમાંયે ચોમાસું....પછી પૂછવું જ શું ?

છાતી સુધી માંડ ઊંડી એવી આ શેલ, તે દિવસે નં નૈ તોય એકાદ માઈલના પટમાં એનું પાણી પાથરીને ઘૂઘવતી હતી. ગાડીના પાટા પાણીમાં ડૂબી ગયા હતા. નજર પહોંચે ત્યાં લગી સાવજની કેશવાળી જેવું બિહામણું ડહોળું પાણી આટકતું હતું. પાટા દેખાણા ત્યાં લગી તો અમે ચાલ્યે રાખ્યું. પણ પછી પાણી વધવા લાગ્યું અને પાટાની સરત ન રહી....હવે ?

પાણીમાં ગારદ થઈ ગયેલી ધરતીમાં ક્યાં નાળું છે, કે ક્યાં ખોતરું છે એ કળી શકાય એમ નહોતું. અરે, નદીનું મૂળ વહેણ ક્યાં છે એ પણ કળવું કઠણ હતું ! દોઢસોયે જણા એકબીજાના મોં સામે તાકીને જોઈ રહ્યા. 'આવી ભરાણા !' કોઈ બોલતું નહોતું છતાં સૌનાં હૈયાંમાં આ જ ફફડાટ હતો.

આગળ વધવામાં જેટલી મુસીબત અને જોખમ હતાં એટલું જ પાછા જવામાં અને પેલી વખંભર નદીઓ વળોટવામાં ભય અને જોખમ હતાં !

થોડેક દૂર એક બાવળને થડે છ–સાત જણને અમે ઊભેલા જોયા. એને જોઈને અમને થોડીક હરમત ચડી : 'અહીંના ભોમિયા લાગે છે. કંઈક ઉપયોગી થશે (એ રેલ્વેના સાંધાવાળા કે 'ફેલ'વાળા હતા એ તો અમે પાછળથી જાણ્યું !)

અમે એના તરફ ચાલ્યા. પણ ત્યાં તો એ ભોમિયાઓએ જ અમારા પગમાં ભયની બેડીઓ જડી દીધી : 'તમે બધા હાલ્યા જાવ છો, પણ આ શેલ છે, ખબર છે ? નાળાનું ક્યાંય ઠેકાણું નથી. ક્યાંક હોમાય જાહો !'

'તમે અહીં જ રહો છો ?' અમે પૂછ્યું.

'હા, કેમ ?'

'તો જરા દેખાડોને ભાઈ, નાળું ક્યાં છે ?'

'છોકરાં છે વાંહે અમારે હોં... !'

'એટલે ?' સમજણ ન પડવાથી મેં પૂછ્યું.

'એટલે ... એટલે એમ કે, 'ભોઈની પટલાઈ' નો થાય, સમજાણું ? ફદિયાં કાઢો એટલે ઉતારી દઈ' સંધાયને !'

'કેટલાં ?'

'જણ દીઠ રૂપિયો !'

'અમે તો દોઢસો જણ છીએ.'

'તો દોઢસો રૂપિયા !'

'એમ હોય સાવ ? કાં'ક વાજબી બોલો. આ તો વખાનામાર્યા....' અમે વીનવી રહ્યા એમ એ લોકો જરા વધારે તોછડાઈથી, અહમ્‌થી એની શક્તિનું પ્રદર્શન કરી રહ્યા.

અમે બધા ખામોશ હતા. એક નજીવી મહેનત માટે અને લાચારીમાં આવી પડેલા અજાણ્યા માણસો પાસેથી ઘણી વાર કેટલો કસ કાઢવામાં આવે છે, એ વિચારબિંદુ સૌનાં દિલમાં ઘૂંટાતું હતું.

'તમારે એમ કે નાળું સાજું છે, એમ ?' એ લોકો પાણીએ સર્જેલી ભયાનકતા વર્ણવીને અમને વધારે લાચાર બનાવી રહ્યા : 'ચાર ચાર જમણથી એકધારું પાણી થપાટું મારે છે. ગડર ઊંચકાવી નાખ્યાં છે. ઈના ઉપર જડેલાં પતરાંયે તોડી નાખ્યા છે. ને નાળાના ભીંતડાંયે કાં તો તૂટચાં હશે ને કાં તો તૂટવાની તૈયારીમાં હશે. આ તો કટકના કેડા ! તમને ઉતારવા જાતાં ક્યાંક અમે ચડી જાઈં ના ?'

'ચાર આના રાખો જણ દીઠ !' મેં મારા મિત્ર ને સહપ્રવાસીઓની સામે સૂચક નજર કરી કહ્યું.

'ના, ના, હોં ! એક રાતી જનાદીયે ઓછી નૈ....છેવટે આઠ આઠ આના....નકર આ નદી, ને આ કેડો....થોડાક આગળ હાલો એટલે ખબર્ય પડી રે'શે ! આ તો શેલ છે !' ને એ પ્રશંસાએ ફૂલી ન સમાતી હોય એમ શેલ ફીણના ફસોટા ઉછાળી રહી. ઉપરથી વરસાદ પડતો હતો. પળેપળે પાણી વધવાનો સંભવ હતો !

'આપશું આઠ આના ?' મેં સૌની સંમતિ માગી.

'આમાંથી તરતાં કેટલાને આવડે છે ?' અમારા





ટોળામાંથી જ એક ગામડિયો દેખાતો યુવાન આગળ આવ્યો : 'કરો ઊંચા હાથ !'

સૌની આંખો ઘડીક આ જુવાનને, તો ઘડીક નદીનાં ઊછળતાં પાણીને જોઈ રહી. સૌના રામ ગયા! દોઢસોમાંથી એક પણ હાથ ઊંચો ન થયો !

'ભારે કરી આ....તો....!' જુવાને નિઃશ્વાસ નાખ્યો અને પછી પાછો હિંમતમાં આવતાં બોલ્યો : 'વાંધો નૈ, હાલો ઊતરી જાશું....જરાક હરમત રાખો. આ રીતે રૂપિયાં કેમ દેવાય ?' અને એણે એક ગર્વીલી નજરે પેલાઓને માપીને મક્કમ સ્વરે કહ્યું :

'હું ઉતારી દેશ, બધાને !'

'હા, હા, લ્યો ! મલકમાં મરદની ક્યાં ખેંચ છે !' પેલા સાત જણ, આ જુવાન ઉપર વાંકાં વેણ બોલી રહ્યા : 'કયા પંથકનો છો, જુવાન ?'

'માલણ કાંઠાનો. મ'વા (મહુવા) પંથકમાં આવી માલણ; સમજાણું ? વખાના માર્યા માનવીને આખો દા'ડો ઉતાર્યા કરીએ, દામ નો લઈએ અમે !'

'આ તો બધા 'વાળા' છે— સાંધાવાળા, હોટલવાળા, ટાંગાવાળા. 'વાળા' કીધા કે હાંઉ !' અમારામાંથી કોઈક દાઝતું માણુ બોલી ગયું.

'હાલો, બધા કતારબંધ થઈ જાવ !' અમારા એ સાહસિક જુવાને આદેશ આપ્યો.

અમે કતારબદ્ધ ગોઠવાઈ ગયા.

'જુઓ ભાઈયું, હું રૂપિયુંયે નથી લેતો, છતાં એક કામ તો તમારે કરવું પડશે !' જુવાને કહ્યું. અમે વિચારમાં પડી ગયા. શું હશે વળી ? છતાં પૈસાની બાબત નહોતી એટલે મેં જ સૌની વતી સંમતિ આપી : 'કબૂલ છે.'

'બધા પોતપોતાને ઘેરે જાય તઈં, એકએક રોટલો કૂતરાંને નીરવો !'

'કબૂલ છે અમારે !' સૌએ સૂર પુરાવ્યો. ને એ જુવાન તરત આગળ થયો. અમે પાછળ ચાલ્યા.

સાથળ સમાણું પાણી થયું કે એણે અમને ઊભા રાખ્યા : 'હવે મને એકલાને હાલવા દ્યો !' કહીને એ જેવો થોડાક આગળ વધ્યો કે, 'ભફફાંગ !' કરતો જઈ પડ્યો પાણીમાં !

પેલા સાતે ય જણ જોરજોરથી હસી પડ્યા : 'વાહ ! માલણ કાંઠાનો માનવી, વાહ !'

અમે સૌ હતાશ થઈ ગયા. અમારામાંથી કોઈ હસતું નહોતું ! પાણીનો એક વધારે ઉછાળો આવ્યો. થોડાક કાંટા પણ એની સાથે આવ્યા. ને અમારાં કાળજાં થડકી ગયાં : 'આપણા સારુ થઈ ને જાન ગુમાવશે આ જુવાન !'

પણ જુવાન બીજી પળે તો ઊભો થઈ ગયો ને પગમાંથી કંઈક ખેંચતો ને પેની દબાવતો એ બોલ્યો : 'બસ, આંય કણે જ નાળું છે !' એ ઊભો થઈને ગડર પર પગ માંડતો આગળ ચાલ્યો : 'આ તો નકામા ભડકી મર્યા. બસ, હું હવે અહીં અધવચાળે ઊભો છઉં. તમે બધા નિરાતથી હાલ્યા આવો !' કહીને એ અંગદની ખુમારીથી કેડચ સમાણા પાણીમાં ઊભો રહ્યો.

અમે બધા એકબીજાના આંકડા ભીડીને ઊતરવા માંડ્યા. પેલો જુવાન હાથ પહોળા કરીને અમારી રક્ષા કરતો હતો. રખેને કોઈ નદીમાં પડી જાય.

સૌથી આશ્ચર્યજનક બીના તો એ બની કે, ઊતરીને સૌ જીરા તરફ દોડવા લાગ્યા. (કેમકે, હવે એક પણ નદી આવવાની નહોતી ને જીરા પોતાની રાહે ડબ્બા પડ્યા હશે એમાં જગા મેળવવા )પેલો સૌને પળે પળે ઉપયોગી થયેલો જુવાન હેમખેમ ઊતર્યો છે કે કેમ, એની નજર દ્વારા પણ ખેવના કર્યા વગર જતા રહ્યા સૌ !

'આપણે પેલા ભાઈની રાહ જોઈશું ને ?' મેં મારા મિત્રોને કહ્યું. ને અમે બધા એની રાહ જોવા લાગ્યા.

પણ એ જુવાન હજી ત્યાં જ ઊભો હતો.

પેલા સાંધાવાળાઓએ આ સાહસિક અને પરમાર્થી જુવાનથી ભોંઠપ અનુભવી હોય, કે પછી નાળાં ઉપરથી પતરાં તોડી નાખીને ઊતરનારાને લાચાર બનાવવાના પોતાના ક્ષુલ્લક કામનો પશ્ચાત્તાપ થયો હોય, એ તો રવાના થઈ ગયા હતા !

'ભાઈ, તમારુ નામ શુ ?' મેં જુવાનને પૂછ્યું.

'કલ્યાણ !' એણે નામ જણાવ્યું.

'કલ્યાણભાઈ, હવે ઊતરી જાવને તમે. ' મેં કહ્યું.

'મને ટેકો આપવો પડશે ભાઈ. તમે આવશો આંય લગી ?'

'કેમ, શું થયું તમને ?' મેં આશ્ચર્યથી પૂછ્યું.

'હાળું, આ તો ધરમ કરતાં ધાડચ જેવું....'

'કેમ, કાંઈ ચક્કર આવે છે ?'

'ચક્કર ? ના રે ! ચક્કર તો ક્યાં પહેલવહેલુ પાણી ભાળ્યું છે, તે આવે ? પગમાં પતરું બેહી ગ્યું !'

'હેં ? શું કહો છો ?' અમે એની પાસે પહોંચ્યા.

અમારે ખભે હાથ મૂકીને કલ્યાણ ઊતર્યો. એના પગમાંથી હજીયે લોહી ધખધખતું હતું. પેનીમાં અર્ધો ઈંચ જેટલું પતરું ખૂંચી ગયું હતું. ભૂખરા એવા પાણીમાં લાલ દોરિયા ખેંચાઈ રહ્યા.

'ક્યારે વાગ્યું આ ?'

'હું ઊતર્યો કે તરત. પેલાઓએ પતરાં ઉખેડી નાખેલાં ! કો'ક ઊતરે કે તરત જ કાં તો પડે, કાં તો પગ કપાય !' કલ્યાણે પેલાનાં કરતુકોનો પરદો ચીર્યો.

'પણ તમારે તરત જ પાછા વળવું હતું ને !'

'પાછા વળાય ? એક ફેરા વેણ નીકળ્યું કે ખલાસ !' હું વિચારી રહ્યો કે આ અભણ ગામડિયે નર્મદને ક્યારે વાંચ્યો હશે ?

'પણ પીડા વહોરી એ ?' મેં કહ્યું.

ભર્યા ભર્યા મનથી કલ્યાણ બોલ્યો : 'પરમારથ કરવા જાતાં પીડા થઈ તો શું થયું ? આટલા બધા મનેખ નિરાંતવાં થયાં ને એટલા જ રોટલા કૂતરાંને મળશે. આવડી પીડા તો બે દનમાં મટી જ જશે..!' અને એ આઘે આઘે કિલોલતા જતા પેલા ઉતારુઓ તરફ જોઈ રહ્યો.

હું એ સૌને, કલ્યાણ કરતાં કંઈક અનોખી આંખે જોઈ રહ્યો : 'આ જ માનવ પ્રાણી ..કે જે 'કાંટો કાઢે એનો ગુણ ન ભુલાય !' જેવાં નીતિસૂત્રોનો ઘડનાર છે ! જેને લઈને આ માણસને પીડા ઊભી થઈ છે એ જ માણસને જોવાની પણ દરકાર કર્યા વગર પોતાના પંથે ચાલી નીકળનાર ક્યું આ માનવપ્રાણી !'

અમે કલ્યાણના પગે ભીનું નેપકીન બાંધ્યું. લોહી તો માંડ બંધ થયું, પણ એનાથી ચાલી શકાય એવી સ્થિતિ નહોતી.

મેં મારા મિત્રો સામે સૂચક નજરે જોયું.

'આપણે આંકડા ભીડીએ. ને એના પર કલ્યાણભાઈને બેસાડીને જીરા પહોંચીએ.' મિત્રોએ માર્ગ કાઢ્યો. મને સંતોષ થયો.

ઘણી ઘણી રકઝક પછી કલ્યાણ અમારા આંકડા ઉપર બેઠો. પણ એના મોં પર ભોંઠામણનો કોઈ પાર નહોતો : 'આવું તે હોય. તમે તો મારી બ'વ કાળજી લીધી ! કો'ક ભાળશે તો ઠેકડી કરશે કે, આ સુધરેલા માણસોએ આ જરગા જેવાને શું ઉપાડ્યો હશે !'

'કલ્યાણભાઈ ! કાંઈ સારાં કપડાં પહેરીને સુધરાતું નથી. સુધરેલ તો ખરા અર્થમાં તમે નીકળ્યા તે કો'કના સારુ થઈને આ બધી પીડા વહોરી લીધી !'

અમે કહ્યું ને વળી એ હસી પડ્યો : 'અહ ! અહ ! હું સુધરેલ ? ! તમેયે મારા બાપલિયા ખરા છો હો !'

'જે બીજાના દુઃખે દુભાય એ જ ખરો સુધરેલ !'

જીરા હજી દૂર હતું. અમારાથી વધારે ચાલી શકાતું નહોતું. કલ્યાણને થોડેક સુધી ઊંચકતાં ને વળી પોરો ખાવા બેસતા.

અમે હજી જીરાથી બેચાર ખેતરવા દૂર હશું ત્યાં જ ગાડીની વ્હીસલ સંભળાઈ. પેલા પેસેન્જરો જીરા પહોંચ્યા કે તરત જ કુંડલા જતા ડબ્બાને લઈને એન્જન ગોકીરો કરતું ત્યાંથી ઊપડી ચૂક્યું હતું !

'અરે ભાઈ ! મને મૂકો ને દોડો ઝટ. પોગી જાવ બાપા !' કલ્યાણ ઊંચા સાદે કહી રહ્યો : 'ઘરે તમારાં મા-બાપ વાટ જોતાં હશે, ભાયું !'

'ના, ના ! તમતમારે બેસી રહો, કલ્યાણભાઈ. તમે ન મળ્યા હોત, ને અમે નદી ઊતર્યા હોત તો અમારાં મા-બાપ કાયમને માટે જ અમારી વાટ જોઈ રહેત !' અમે કહ્યું. અને પછી એને ઊંચકીને અમે નિરાંતવા ચાલવા લાગ્યા.

અમને મૂકીને ઊપડી ચૂકેલી ગાડીના સાવ નકામા ધુમાડાનાં ગૂંચળા અમારા ઉપર આવી રહ્યાં હતાં—સાવ નકકામાં !!

❀ ● ❀

> **સા ભાર્યા યા પ્રિયં બ્રૂતે, સ પુત્રો યત્ર નિર્વૃતિઃ**
> **તન્મિત્રં યત્ર વિશ્વાસઃ સ દેશો યત્ર જીવ્યતે.**
>
> જે પ્રિય વચન વદે છે તે જ સાચી સ્ત્રી છે, જેના દ્વારા આરામ મળે છે તે જ સાચો પુત્ર છે, જેનામાં વિશ્વાસ બેસે છે તે જ સાચો મિત્ર છે; અને જ્યાં રોજી મળે છે તે જ સારો દેશ છે.







# 'નારી, તું નારાયણી !'

આજથી લગભગ ૭૫ વર્ષ પૂર્વેની વાત છે. તે વખતે મારા પિતાશ્રી દયાલભાઈ જીવિત હતા. તેઓ સૌરાષ્ટ્રમાં ખંભાળીઆ શહેરમાં શરાફીનો ધંધો કરતા હતા. નિર્ભેળ પ્રામાણિકતા એ એમનો મુદ્રાલેખ હતો.

એક વાર દયાલભાઈ કોઈ કામ અંગે મુંબઈ ગયા હતા. ખંભાળીઆ ગામના એક ઉચ્ચ કુટુંબના સદ્‌ગૃહસ્થ ઘણા વખતથી મુંબઈમાં આવીને વસેલા હતા. તેમણે અઢળક સંપત્તિ ઉપાર્જન કરી હતી. દયાલભાઈને એ સારી રીતે ઓળખતા હતા. તેમણે દયાલભાઈને પોતાને બંગલે બોલાવ્યા.

એમનું વય ૬૦ વર્ષનું હશે. તેમણે બે વાર લગ્ન કર્યાં હતાં. બન્ને સ્ત્રીઓ ગુજરી ગઈ હતી. શેઠને સંતાન નહોતું એટલે ત્રીજી વાર લગ્ન કર્યાં હતાં. ત્રીજી પત્નીનું વય આશરે અઢાર–ઓગણીસ વર્ષનું હતું. આ સ્ત્રીથી શેઠને ત્યાં થોડા વખત પહેલાં એક પુત્રનો જન્મ થયો હતો.

શેઠનું સ્વાસ્થ્ય સારુ રહેતું નહોતું. એટલે તેઓ તત્કાળ વસિયતનામું (વીલ) કરી નાખવા ઇચ્છતા હતા. પોતાના અવસાન બાદ પોતાની બધી મિલકત ટ્રસ્ટમાં મુકાય અને તેના ચાર–પાંચ ટ્રસ્ટીઓ હોય એવી એમની ઇચ્છા હતી. આ પાંચમાં તેઓ દયાલભાઈનો સમાવેશ કરવા ચાહતા હતા.

દયાલભાઈ એમને બંગલે ગયા. શેઠે એમની આગતાસ્વાગતા કરી, વીલ અંગેની વાત કરી.

શેઠની ત્રીજી પત્ની પણ ખંભાલીઆ ગામની જ હતી અને તેના પિતા સાથે પણ દયાલભાઈને નિકટનો સંબંધ હતો. દયાલભાઈ અવારનવાર કામ પ્રસંગે આ સજ્જનને ઘેર જતા–આવતા ને તે વખતે આ બાઈના પણ પરિચયમાં આવ્યા હતા. તે દયાલભાઈને 'કાકા' કહેતી હતી. બાઈ સંસ્કારી હતી તેમજ એનું કુટુંબ અસલ ખાનદાન હતું.

શેઠે દયાલભાઈને ટ્રસ્ટનો કાચો મુસદ્દો આપ્યો.

દયાલભાઈએ તે વાંચ્યો. શેઠે પોતાની અઢળક સંપત્તિ ટ્રસ્ટને હવાલે કરી એવો પ્રબંધ કર્યો હતો કે, એમના અવસાન પછી સ્થાવર-જંગમ બધી સંપત્તિ ટ્રસ્ટીઓના કબજામાં જાય. પુત્ર હજી એકાદ વર્ષનો હતો. તે ઉંમરલાયક થાય ત્યાં સુધી સંપત્તિનો વહીવટ ટ્રસ્ટીઓ સુયોગ્ય રીતે કરે અને પુત્ર ઉંમરે પહોંચતાં બધી સંપત્તિ તેને હવાલે કરે એવો તેનો મુખ્ય સૂર હતો. તે દરમ્યાન ટ્રસ્ટીઓ પુત્ર અને તેની માતાના ભરણપોષણ અર્થે માસિક રૂ. ૧૦૦૦ ઉપરાંત પુત્રના શિક્ષણ, યજ્ઞોપવીત અને બીજા પ્રસંગોનો ખર્ચ બાઈને આપે એવી કલમો પણ હતી.

'તમે આ સૂચિત વીલ તમારાં પત્નીને વંચાવ્યું છે કે, શેઠ ?'

શેઠ બોલ્યા : 'એને વંચાવવાની મારે શી જરૂર છે ? એ હજી નાદાન કહેવાય. એને તેના પોતાના હિતાહિતનું ભાન ન હોય.'

દયાલભાઈ બોલ્યા : 'તમારી કાંઈક ભૂલ થતી લાગે છે. પુરુષો કરતાં સ્ત્રીઓમાં સંસારવ્યવહારનું જ્ઞાન વહેલુ જાગ્રત થઈ જાય છે. વીસ વર્ષના યુવા-

નમાં જે વ્યવહારુ બુદ્ધિ હોતી નથી તે સોલ–સત્તર વર્ષની સ્ત્રીમાં જોવામાં આવે છે. વળી તમારાં પત્નીને હું સારી રીતે ઓળખું છું. તમારે આ એમને વંચાવી, એમનો અભિપ્રાય લેવો જોઈએ. તમે કેવું વીલ કરી જાઓ છો તે એમને જણાવવાની જરૂર છે જ. કારણ કે ટ્રસ્ટીઓએ વીલની કલમો પાલન કરવાની રહેશે અને બાઈ પ્રથમથી એ કલમો પ્રમાણે ચાલવા તૈયાર ન હોય અથવા ચાલવું પડશે એવી તેને જાણ ન હોય તો ટ્રસ્ટીઓ પોતાનો વહીવટ–કારભાર સરળતાથી ચલાવી ન શકે.'

પત્નીને બોલાવવામાં આવી. દીવાનખાનામાં બીજું કોઈ નહોતું. કુળની લાજમર્યાદા મુજબ કપાળ સુધી નીચું ઓઢી શેઠાણી આવ્યાં. દયાલભાઈને જોતાં બે હાથ જોડી, નમસ્કાર કરી, કુશળસમાચાર પૂછી, સામેના કોચ ઉપર બેઠાં.

દયાલભાઈએ વીલ સંબંધી વાત ઉપાડીને કહ્યું કે, ' તમારા પતિની અવસ્થા થઈ છે. દેહ ક્ષણભંગુર છે. એનો કોઈ ભરોસો નહીં. ન કરે નારાયણ ને એમનું આંખમાથું દુઃખે કે એમને અજા–કજા થાય તો મહામહેનતે ઉપાર્જન કરેલી સંપત્તિ વેડફાઈ જાય. એવું ન થાય તે માટે તેઓ વીલ કરી સંપત્તિ ટ્રસ્ટીઓના હાથમાં સોંપવા ઇચ્છે છે. એક ટ્રસ્ટી તરીકે મને નીમવાની શેઠની ઇચ્છા છે. આથી આ વીલની કલમો તમારે વાંચી જવી જોઈએ, એવા મારા સૂચનથી તમને અહીં બોલાવ્યા છે.' એમ કહી, દયાલભાઈએ વીલની કલમો વાંચી સંભળાવી.

શેઠાણીએ ધ્યાનપૂર્વક બધું સાંભળ્યું. કલમો વંચાઈ રહ્યા પછી પાંચસાત મિનિટ ચૂપચાપ રહ્યાં અને બોલ્યાં : ' તમને લાગે છે કાકા, કે આ બધું ઉચિત થઈ રહ્યું છે ?'

' અનુચિત જેવું મને કાંઈ લાગતું નથી, દીકરી. સંસારમાં આમ બનતું આવ્યું છે ને આવા સંજોગોમાં આવાં ટ્રસ્ટો થાય છે.'

શેઠાણી વળી થોડી વાર વિચારમાં પડી ગયાં. પછી બોલ્યા : ' તમે તો અને સારી રીતે ઓળખો છો. તમારા હાથમાં મોટી થઈ છું. છતાં તમને આ વીલ કરવાનુ ઉચિત લાગતું હોય તો મારી સંમતિ છે. પણ આમા એક વધુ કલમ ઉમેરાય એવી મારી ઇચ્છા છે.'

' શી કલમ ? ' દયાલભાઈએ પૂછ્યું.

ગૃહિણીની આંખો એક વાર તેજથી ચમકી ઊઠી. કંઈક રીસ, અભિમાન અને રોષભર્યા ગળગળા સાદે તેણે કહ્યું : ' સ્થાવર–જંગમ બધી મિલકત–સંપત્તિ, રાચરચીલુ, બંગલો બધુંય ભલે કલમોમાં નોંધી લઈ ટ્રસ્ટને હવાલે કરજો. પણ આ બે પાણાના કટકા (જમણા હાથની તર્જની વડે એક ખૂણામાં પડેલી અનાજ દળવાની ઘંટી દેખાડી ) તમારા ટ્રસ્ટની કલમોમાં નોંધશો નહીં. કાકા ! એની જે કિંમત લાગે તે તમને હું મારાં માબાપ તરફથી મળેલા પૈસામાથી આપી દઉં. મારી પોતાની સંપત્તિ હોવા છતાં પાંચ ટ્રસ્ટી પાસે માસિક પગારની ભીખ માગવા જવાની સ્થિતિમાં મને મૂકી છે, પણ મારાથી તે બની શકશે નહી. મને માફ કરજો. પાંચ ટ્રસ્ટીઓને હું ખુશ રાખી શકીશ નહી . મારાથી એ નહીં બને. એમની દયા પર જીવવા કરતાં હું આ ઘંટી દળી, મારી મેળે ગુજરાન ચલાવી, આ બાળકને ઉછેરીને મોટો કરીશ. પછી એ મોટો થઈને મિલકત ટ્રસ્ટીઓ પાસેથી ભલે હસ્તગત કરે.'

છેલ્લા શબ્દો બોલતાં બાઈ મોટે સાદે રડી પડી અને મોઢા આડો પાલવ રાખી ચાલી ગઈ.

થોડી વાર સુધી વાતાવરણમા એક જાતની ગંભીરતા છવાઈ ગઈ. એ પછી દયાલભાઈએ શેઠ તરફ જોઈ કહ્યું : ' શેઠ, હું આને એના બાળપણથી જોતો આવ્યો છું. ખૂબ સંસ્કારી અને વિનયી છે. મારું મન એમ કહે છે, કે તમારે ટ્રસ્ટ કે વીલ કરવાની કાંઈ જરૂર નથી. વીલ કરીને તમારી બધી સંપત્તિ તમે બેધડક તમારી પત્નીને સોંપી જાઓ. મને લાગે છે કે આ ગૌરવવંતી નારી ખૂબ દક્ષતાથી તમારી સંપત્તિનો વહીવટ કરશે. પુત્ર મોટો થતાં તેને બધું સોંપી દઈ પોતે કૃતાર્થતા અનુભવશે. તમારા કુલની કીર્તિ વધારશે. છતા મારી વાત તમને ન રુચે તો હું ટ્રસ્ટી થઈ શકીશ નહીં. તે બદલ માફ કરશો. મને આમાં આ નારી–નારાયણીનુ અપમાન થતું લાગે છે.'

સદ્ભાગ્યે શેઠને ગળે પણ વાત ઊતરી. તેમણે ટ્રસ્ટનો મુસદ્દો તત્કાળ ફાડી નાખી કચરાની ટોપલીને સ્વાધીન કરી દીધો !









# પ્રસંગ–ત્રિવેણી

### સાચો શિક્ષક

કાઠિયાવાડના ધાડપાડુ ગેમલાનો ચોમેર ત્રાસ હતો. આંબલા ગામ પર એની દાઢ સળકી.

આંબલાના પટેલોની તુમાખી ઉતારી નાખવાનું એણે મનથી નક્કી કર્યું.

ઊડતી ઊડતી આ વાત એક છાત્રાલય ચલાવતા શિક્ષકને કાને પહોંચી.

શિક્ષકે પોતાના એક સાથીને લીધો. ગેમલાના રસ્તે જ એમની સંસ્થા હતી. સંસ્થાના-દરવાજે બન્ને જણ ધાડપાડુ ગેમલાની રાહ જોતા ઊભા રહ્યા.

ગેમલો રસ્તા પર નજરે પડ્યો.

ને ત્યાં જ શિક્ષકે નિશાની કરી પડકાર કર્યો :

'એલા, કોણ અત્યારે જાય છે?'

'તારે શું છે 'લ્યા? ગમે તે હોઈશું....'

ગેમલાના રસ્તા આડે પેલા શિક્ષક ને તેમના સાથી ફરી વળ્યા.

'તમે... !' ગેમલાને ઓળખાણ પડવા માંડી.

'હા... હા... હું...' શિક્ષકે ઓળખાણ આપી.

'પણ તમે વચમાં શા માટે પડો છો? હું તમારી સંસ્થાને કાંઈ જ નહીં કરું! હું તો પટેલોની શેખી ભુલાવવા જાઉં છું. આ તો એક ધર્મકાર્ય છે!'

'એ વાત પછી.... પટેલોની શેખી ભુલાવવી હોય તો ભુલાવજે! એ કામ કરતાં પહેલાં મને ઠાર કરી દે...ને પછી જ તું આગળ વધ!'

શિક્ષકે ગેમલા આગળ પોતાની ડોક ધરી દીધી.

મક્કમતાથી બોલાયેલા એ ચોટપૂર્ણ શબ્દોની અસર પેલા ધાડપાડુ પર ખૂબ જ ઘેરી પડી. મજબૂત મનોબળવાળો ધાડપાડુ ઢીલોઢફ થઈ ગયો.

'માસ્તર સાહેબ.... માફ કરો...! તમે હવે કહો તેમ કરીશ! હું ક્ષમા માગું છું.'

'શાબાશ! ગેમલા, જો મારા પર ખુશ થયો હોય તો વચન આપ કે આ આંબલા ને એની આસપાસનાં ચાર ગામની ધરતી પર કદીય કુદૃષ્ટિ નહીં કરે.'

સમાજના સંસ્કારઘડતરની જ નહીં, પણ તેના જાનમાલના રક્ષણની ચિંતા કરનાર એ શિક્ષકને ગેમલો વંદી પડ્યો. શિક્ષકને એણે વચન આપી દીધું.

આ શિક્ષક તે દક્ષિણામૂર્તિના સંસ્થાપક નાનાભાઈ.

### આનું નામ તે પ્રજાપાલક

કાઠિયાવાડમાં એક રાષ્ટ્રીય કેળવણીની સંસ્થામાં વિદ્યાર્થીઓ રહેતા ને ભણતા.

એક દિવસની વાત છે. સંસ્થાના ગૃહપતિ સાંજે ઘેર આવ્યા ત્યારે એમના છાત્રાલય આગળ કેટલાક વાઘરી લોકો આંટા મારતા હતા. આચાર્યને જોઈ વાઘરીમાંનો એક આગેવાન જેવો બોલી ઊઠ્યો :

'માસ્તર, પેલી કૂતરી આપી દો!'

ગૃહપતિને કંઈ સમજણ પડી નહીં. બીજી તરફ વિદ્યાર્થીઓ બોલતા હતા : 'સાહેબ, ગમે તેમ થાય, એ કૂતરી નહીં મળે!' ને વિદ્યાર્થીઓએ ધુમરાણ મચાવ્યું. ગૃહપતિનાં પત્ની ને માતુશ્રીએ આખી બીના કહી.

વાત આમ હતી. છાત્રાલયમાં વિદ્યાર્થીઓએ એક કૂતરી પાળી હતી. આ કૂતરીને સાડાત્રણ પગ હતા. પણ વિદ્યાર્થીઓને એના પર ખૂબ જ પ્રેમ. આ કૂતરીનાં કુરકુરિયાં સરસ હતાં. ત્યાંના મહારાજા ફરવા નીકળેલા. એમની નજરે આ ગલૂડિયાં પડી ગયાં. મહારાજાને ગમી ગયાં. મહારાજા કૂતરાના શોખીન હતા. આવાં ગલૂડિયાંની માને પોતાના ઘરનાં ગલૂડિયાં ધાવે તો જરૂર આ ગલૂડિયાં જેવાં બને એ ઇરાદે ઘેર જઈ એમણે આ વાઘરીઓને પેલી કૂતરી પકડી લાવવા મોકલ્યા હતા.

કૂતરી તો વિદ્યાર્થીઓથી ટેવાયેલી હતી. વાઘરી-

ઓ કૂતરીને યમ જેવા લાગ્યા. કૂતરી તો જાય નાઠી. વિદ્યાર્થીઓની વહાલી કૂતરી આ લોકો લઈ જાય તે વિદ્યાર્થીઓને પણ કેમ ગમે ? એમણે યુક્તિ કરી. કૂતરીને રસોડામાં ચૂલ નીચે સંતાડી દીધી. ને વાઘરીઓ સાથે ઉટપટાંગ સવાલ–જવાબ કરવા લાગ્યા.

ને ત્યા જ ગૃહપતિ આવી પહોંચ્યા હતા. ગૃહપતિએ પેલા વાઘરીઓને સમજાવવા માંડયા. પણ હુકમના બંધાયેલા એમ કેમ માને ? એમનો આગેવાન બોલી ઊઠયો : 'માસ્તર, કૂતરી આપી દો ! નહીં તો જોવા જેવી થશે.'

ને સ્વમાની ગૃહપતિને ચાટી ગઈ : 'ઊભા રહો, તમને કૂતરી આપું છું !' કહી એમણે શહેરનો માર્ગ લીધો. ગયા એ તો શહેરના ફોજદાર પાસે.

ફોજદારને પોતાની કૂતરી વિદ્યાર્થીઓને કેટલી વહાલી છે ને એ સંજોગોમાં કૂતરી કેવી રીતે આપવી તે મુશ્કેલી સમજાવી. ને પેલા વાઘરીઓને તુરત જ પોતાના છાત્રાલયની હદ છોડી દેવા હુકમ કરવા કહ્યું.

ફોજદારની મૂંઝવણનો પાર ન રહ્યો. કારણ કે મહારાજાએ એમના દેખતાં જ વાઘરીઓને આ હુકમ કર્યો હતો.

છતાંય, ગૃહપતિના આગ્રહને વશ થઈ ફોજદારે મહારાજા પર ફોન કર્યો.

મહારાજાએ જવાબમાં કહ્યું : 'માસ્તરને જેટલા પૈસા જોઈએ તેટલા આપીશું, પણ એ કૂતરી આપે એવું કહો.'

ગૃહપતિએ કહ્યુ : 'પણ પહેલાં એ વાઘરીઓ અહીંથી જવા જોઈએ. મહારાજાને કૂતરી જોઈતી હોય તો તે લઈ શકે છે. તે માટે આ વાઘરીઓને શા માટે મોકલ્યા છે ?'

ફોજદારે આ હકીકત ફોનમાં કહી.

મહારાજા સમજ્યા. એમણે કહ્યું : 'ઠીક, વાઘરીઓને તમે પાછા બોલાવી લો. ને તમે અહીં ફુરસદે આવી જાવ.'

ફોજદારે તુરત જ વાઘરીઓને પાછા બોલાવ્યા. વાઘરીઓ વીલે મોએ પાછા આવ્યા. ગૃહપતિ ને વિદ્યાર્થીઓના આનંદનો પાર ન રહ્યો.

બીજે દિવસે ફોજદાર મહારાજા પાસે ગયા.

'કેમ, પેલા માસ્તરને તમે પછી કહ્યું હતું ? શું કિંમત લેવાનું કહે છે ?' મહારાજાએ પૂછયું.

'તમને એ કૂતરી આપવામાં તેમને વાંધો નથી. પણ કૂતરી વિદ્યાર્થીઓએ પાળી છે ને એમને બહુ જ વહાલી છે. ને એ કૂતરી જતાં વિદ્યાર્થીઓ દુઃખી થશે ને રડશે, એવું એ માસ્તર કહેતા હતા.'

'હેં ? જો એમ હોય તો એ કૂતરી મારે ન જોઈએ. વિદ્યાર્થીઓને રડાવીને મારે મારા શોખને પોષવો નથી. માસ્તરને કહી દો કે એ કૂતરી અમને ન ખપે !' મહારાજાએ કહ્યું.

આ હકીકત ગૃહપતિએ જ્યારે જાણી ત્યારે એમના આનંદનો પાર ન રહ્યો.

આ છાત્રાલયનું નામ છે દક્ષિણામૂર્તિ. ગૃહપતિ તે નાનાભાઈ અને મહારાજા તે ભાવસિંહજી !

### આદર્શ પુણ્યપ્રકોપ

કાઠિયાવાડમાં એક કેળવણીની સંસ્થામાંથી એક શિક્ષકને છૂટો કરવામાં આવ્યો. કારણ કે એનું ચારિત્ર્ય શિથિલ હતું. ને સંસ્થાના આચાર્ય માનતા કે કેળવણીક્ષેત્રે એવા શિક્ષકો જરાય ન ચાલે.

સંસ્થામાં અન્ય શિક્ષકો સાથે એ ઘણો વખત રહ્યો હતો. સંસ્થાની એણે સેવા કરી હતી, એ ધ્યાનમાં લઈ શિક્ષકોએ એનો વિદાયસમારંભ યોજવાનું નક્કી કર્યું.

આચાર્યને આ વાતની ખબર પડી. તરત જ આચાર્યે શિક્ષકોને બોલાવ્યા : 'શું તમે પેલા શિક્ષકનું સન્માન કરવા માગો છો ?'

'હા, એમાં શું ? એણે આપણી સંસ્થાની સેવા..'

'સેવા ! હા... સેવા કરી છે, પણ આ સંસ્થા તરફથી એવા બિનલાયક શિક્ષકનો સન્માનસમારંભ યોજાય એ શોભાસ્પદ નથી !' આચાર્યે કહ્યું.

'પણ અમે તો હવે નક્કી કરી નાખ્યું છે.'

'ભલે, તમે નક્કી કરી શકો છો. પણ યાદ રાખજો, બીજે દિવસે આ સંસ્થામાં મારું અસ્તિત્વ નહીં હોય. રાજીનામું આપી દઈશ !'

કહી આચાર્ય ચાલ્યા ગયા. આચાર્યની મક્કમતા ને પુણ્યપ્રકોપ જોઈ શિક્ષકો સમજ્યા. એમણે આચાર્યને નમતું આપ્યું. સમારંભ રદ કર્યો.

આવો આદર્શ પુણ્યપ્રકોપ બતાવનાર હતા નાનાભાઈ ને સંસ્થા તે દક્ષિણામૂર્તિ.



સદ્બુદ્ધિ સૂઝે ત્યારે વિના વિલંબ સત્કર્મ કરી લેજો.

# શ્રીહરિના સાથી



'કાં નાથાભાઈ, આતાને કેમ છે ?'

'સાથળમાં ગાંઠ નીકળી છે અને ઝીણો ઝીણો તાવ આવે છે !'

'ભારે થઈ. મારા મોટાભાઈને એમ જ થયું હતું. ગાંઠ નીકળી, ત્રણ દિવસ તાવ આવ્યો અને ચોથે દિવસે પ્રાણ નીકળી ગયા !' હીરાએ કહ્યું.

'ભારે જીવલેણ આ રોગ સે, હીરાભાઈ. ગાંઠ નીકળ્યા પછી કોઈ બચતું નથી. મારા આતાને તો કાંઈ નઈ થાય ને ? આનો કોઈ ઉપાય નહિ હોય ?'

'ઉપરવાળો કરે એ ખરું, ભાઈ !' હીરાએ આભ સામે આંગળી ધરીને કહ્યું : 'આ ધરતી પર ઈશ્વર રૂઠયો સે. નકર કાંઈ આવું હોય ? એક અઠવાડિયામા છ છ મરતુંક થયાં અને બધાયનાં મોત એકસરખાં ! કાળો કેર કે'વાય, ભાઈ !'

'આવરદા હશે એટલું જીવાશે. પાચમની છઠ થાવાની નથી. રામભરોસે દિ' કાઢવાના સે !' બેય ખેડૂતો એકબીજાને સધિયારો આપી છૂટા પડયા.

સંવત ૧૯૭૪ની ઘટના છે. અમરેલી જિલ્લાના તરવડા ગામની આસપાસ પ્લેગનો રોગચાળો ફાટી નીકળ્યો હતો. એમાય તરવડામા તો હાહાકાર મચાવી દીધો હતો. સવારે શિરામણ કરીને ખેતરે ગયેલો જુવાનજોધ આદમી સાંજે ઘેર આવતાં ખાટલે પડતો. સવારે ઊઠે ત્યાં પગ ઝલાઈ જાય. ઢીંચણથી ઉપરના ભાગમાં ગાંઠ નીકળે. પછી તાવ શરૂ થાય. બે દિવસે એ ચાવાચક થઈ જાય. અને પછી પાણી રાગવાય એ બેઠો ન થાય ! એક એક ગામમાં દસ-પંદર મરણના કિસ્સાઓ નોંધાવા લાગ્યા. ગામને પાદરે દસ દસ મૈયતની ચેહો બળતી હોય.

આવી કવેળાએ એક તરફથી ગારાડાનો ભૂવા-ભારાડી વર્ગ બહેકી ઊઠયો હતો. એ લોકો કહેવા લાગ્યા કે, 'આ તો માતાજીનો કોપ છે. માતાજીને નૈવેદ્ય ધરાવો, ભોગ આપો, એટલે એ શમી જશે.' કોઈ વહેમીએ વળી એનું જુદું જ નિદાન કર્યું : 'કોઈ પાપીએ અડદના લોટનાં પૂતળાં મંત્રીને દાટયાં છે. એટલે આ જાનહાનિ થઈ રહી છે. એવા માણસને શોધીને જાહેરમાં ફટકા મારો અને પૂતળાં બહાર કઢાવી નાખો એટલે આ કોપ મટી જશે.'

દોરા-ધાગાનાં ધતિંગ વધવા લાગ્યાં. પણ જ્યારે બે-ત્રણ ભૂવા પોતે જ આ રોગનો ભોગ બની ગયા ત્યારે લોકો ચેત્યા. મકાનના ખપેડામાંથી ને દીવાલની ફનેરીમાંથી ઉંદર ટપોટપ નીચે પડીને મરવા લાગ્યા, ત્યારથી જ સમજુ લોકોને ખ્યાલ આવી ગયો, કે આ તો મરકીનો રોગ ફાટી નીકળ્યો છે. હવે લોકોને સાચી પરિસ્થિતિનું ભાન થયું.

થોડા દિવસમાં તો તરવડા ગામ ખાલી થવા લાગ્યું. લોકો વાડીઓમાં અને ખેતરોમાં જઈ રહેવા લાગ્યા. બાજુના મેડી ગામમાં પણ કેટલાક

રહેવા જતા રહ્યા. ગામની જે શેરીઓની ધૂળમાં ભૂલકાં ધિંગામસ્તી કરતાં હતાં ત્યાં સ્મશાનની શાંતિ છવાઈ ગઈ. સવારે સંભળાતા છાશના ધમકારા અને દળણાં દળતી વહુવારોનાં પ્રભાતિયાં ઊડી ગયાં. પાણીશેરડે પાનહારીઓની સાથે વાતો કરતી કૂવાની ગરેડીઓ ચૂપ થઈ ગઈ. સવાર–સાંજ ચોરાની આરતીનું નગારું સીમાડો વીંધીને ય સંભળાતું તે હવે બંધ થયું. જે ગોખલાઓ અને મોરવાયામાં તેલ ને એરંડિયાનો મીઠો દીવો બળતો હતો ત્યાં ઘુવડ-ચીબરીઓએ માળા બાંધવા માંડ્યા. પાદર-ગોદરો-ચોરો બધું સૂમસામ બની ગયું. માણસો જોઈતી ઘરવખરી લઈને જતાં રહ્યાં. કમાડ બંધ કરવા જેટલીય કોઈને નિરાંત ન હતી. જીવ બચાવવો છે ત્યાં એને ચોરી થવાની શી ભીતિ હોય ? જ્યાં દરરોજ પંદર પંદર ચેહો બળતી હોય એ ગામમાં કોણ ઊભું રહે ? ડાઘુઓનાં ટોળાં જેવાં મકાનો જ તરવડામાં મૂંગાંમંતર થઈને ઊભાં હતાં.

લોકોએ ગામથી દૂર ઝૂંપડાં ઊભાં કરી દીધાં હતાં. કોઈએ વાડીઓનાં મકાનો સાફસૂફ કરી ત્યાં નિવાસ કર્યો હતો. ભર્યાભાદર્યા ઘરવાળો ગામનો તવંગર ગણાતો ખાતેદાર પણ અત્યારે પર્ણકુટિમાં વસતો હતો ! મૃત્યુની ભીતિએ બધાને એક કક્ષાએ લાવી મૂક્યાં હતાં ! લગ્ન–વિવાહ–ઉત્સવ–વ્રતો, તહેવારો બધુ સુકાઈ ગયું હતું. અહીં ઘેર ઘેર મરશિયાં ગવાતા હતાં. દરેક ઘેરથી એક મરણ થયું હોય ત્યાં કોણ કોને આશ્વાસન આપે ? એક દિવસ શાંતિથી જીવી ગયા એટલે જાણે જીવનમાં એક વરસ વધુ જીવ્યા હોય એટલો આનંદ થતો !

આવા વાતાવરણમાં તરવડા ગામના દામજી મહારાજ શ્રીજીના મંદિરમાં સ્વસ્થ ચિત્તે સવાર-સાંજની આરતી કરતા ગામમાં જ રોકાયા છે ! ઘરનાં બીજાં માણસોએ ગામ છોડયું હતું. પોતાના છોકરા પણ વાડીઓમાં જતા રહ્યા હતા. એમનાં ધર્મપત્ની પૂરી ગોરાણી દામજીભાઈ સાથે જ રોકાયાં હતાં. તેઓ પ્રથમ તો પતિને સાચવીને રાખતા. એમની બધી સગવડો જાળવતા. પણ જ્યારે રોગચાળો ભયંકર બન્યો ત્યારે એમણે પતિને વીનવણી કરવા માંડી : ' ચાલો, આપણે ય હવે સીમમાં રહેવા જતાં રહીએ. મારી તો હવે ધીરજ ખૂટી છે !'

' તું તો ગાંડી થઈ છે ! આ બેઠો હજાર હાથવાળો ! એ સૌ સારાં વાનાં કરશે. મારા ભગવાનની પાસેથી હું તો નહિ ખસું. તારે જાવું હોય તો જા. છોકરાં સાચવ વાડીએ જઈને !' દામજીગોર બોલ્યા.

' આ રોગચાળામાં ભગવાન તમારો સૂઈ ગયો છે. નહીંતર કાંઈ આવો કાળોકાટ હોય ! જો અહીંથી ભાગીશું નહિ, તો કાલ આંખ મીંચાઈ જાશે !'

'અરે, એવું થાય તો તો હું બડભાગિયો. મારા વા'લાની સમીપમાં મારો દેહ છૂટે એવું નસીબ ક્યાંથી ?' મહારાજે સવળો અર્થ લીધો.

' પણ ત્યાં સીમમાં ય તમારી દેવસેવા ચાલુ રાખજો ને ! અહીં શો મોહ છે ?'

'જો હું ત્યાં આવું તો અહીં શ્રીજીને બ્રાહ્મમુહૂર્તમાં કોણ જગાડે ? એમની પ્રાત : આરતી કોણ કરે ? બપોરે મારા ભગવાનને કોણ પોઢાડે ? સાંજના એમને કોણ પરસાદ ધરાવે ? ભગવાન મને ઠપકો જ આપે ને કે, 'એલા, તુંય મને છોડીને જતો રહ્યો ! મારામાં આસ્થા નથી તને ? તું તો મારો સાથી છે !' દામજી મહારાજ બોલતા હતા અને વારે વારે શ્રીજીની છબી પર મીટ માંડતા હતા.

'તમને તમારા ભગવાન પર આટલો બધો ઇતબાર છે, તો એને કહો ને કે આ રોગ મટાડી દે.'

' મેં તો ભગવાનને ક્યારનું કહી દીધું છે. પણ એણે મને સંકેત કર્યો કે, આ રોગચાળો તો નિમિત્તમાત્ર છે. બાકી સૌ મહાભારતના યુદ્ધની જેમ મરવાને પાત્ર છે. પછી તેની ચિંતા શી કરવી ?'

' પછી તમે કાંઈ અમારે માટે ભગવાનને ભલામણ ન કરી ?' ગોરાણીએ મીઠો ઉપહાસ કરતાં કહ્યું

'અરે, મેં તો પ્રભુને વીનવ્યા કે આ બધાંને બચાવી લે, મારા નાથ ! અને મને ઉપાડી લે. પણ એણે કહ્યું કે, બધુ બરાબર થાય છે. સમય આવે ઠીક થશે. પણ જોજે ને, મારો વા'લો મારુ કહ્યું માનશે અને તમને સૌને ઉગારી લેશે !'

'ઠીક, રાખો હવે. એવું શું બોલતા હશો !' પતિના અમંગલની આગાહી પત્ની કેમ સાંખી લે ?

તેઓ ખિન્ન મને ઘેર આવ્યાં. જુએ છે તો





આજનો મિત્ર કાલે શત્રુ નહિ બને એની શી ખાત્રી ?

વાડીએથી એક જુવાન હાંફતો હાંફતો કાથીના ખાટલા ઉપર બેઠો છે. એણે સમાચાર આપ્યા : 'તમારો નાનો દીકરો એકલો રહેતો નથી. કજીઆ કરે છે. આખો દિવસ ' મા... મા....' કર્યા કરે સે. તમારે વાડીએ આવવું પડશે. તમારા વિના એ ખાતોપીતો નથી !'

ગોરાણી મૂંઝાયાં. પતિને એકલા કેમ મુકાય ? બીજી તરફ દીકરો દુઃખી થતો હતો. પતિભક્તિ અને વાત્સલ્ય વચ્ચે ખેંચતાણ થવા લાગી. એ ઘડીમાં વાત્સલ્ય વિજયી થયું. પતિ માટે વાળુની થાળી તૈયાર કરી, ઢાંકીને ગોરાણીએ સીમનો રસ્તો પકડ્યો. પતિની આજ્ઞા માગવાની ય વેળા રહી નહિ. ઉતાવળમાં સાંભર્યું પણ નહિ. તેઓ પાદર પહોંચ્યાં તેવામાં આરતીની ઝાલરનો ધ્વનિ સંભળાયો. દામજી મહારાજ એક હાથે ઝાલર બજાવતા ને બીજે હાથે આરતી કરતા હતા ! ગામમાં એકાદ–બે વૃદ્ધો રોકાયા હતા. તે ભક્તો આવે ત્યારે ઝાલર વગાડવા લાગે. પણ કેટલીક વાર એમને એકલાને જ આરતી સંભાળવી પડતી. મહારાજના મજબૂત હાથે ઝીંકાતા ડંકાપ્રહારે થતો ઝાલરનો ઝણકાર પાદરનાં વૃક્ષોને વીંધીને સીમમાં સંભળાતો. સ્મશાન બનેલા ગામમા ઝાલરનો ધ્વનિ મૃત્યુ સામેના જીવનના જયકાર જેવો લાગતો.

ગોરાણી મા ખેતરે ગયાં ત્યારે ગામલોકો એને ઘેરી વળ્યાં. તેમને સૌએ મહારાજના ખુશીખબર પૂછ્યાં. ગોરાણીએ દીકરો ખોળામાં લઈને સઘળી વાત કરી. ગામલોકો મહારાજની એકનિષ્ઠ ભક્તિથી અને ટેકથી દંગ થઈ ગયા.

કોઈ જુવાન પૂછી પણ બેઠો : ' આવા ભેંકાર ગામમાં આમ એકલા રે'તાં દામજીબાપાને બીક નંઈ લાગતી હોય ?'

' અરે ભાઈ, બાપાને બીક કેવી ? એના જેવી જબરી છાતી કોઈની નંઈ હોય. એની હિંમતના કિસ્સાય સાંભળવા જેવા સે !' એક વૃદ્ધે ટાપશી પૂરી. વાળુપાણી પતી ગયાં હતાં. રાત ધીરે ધીરે અંધારી થતી જતી હતી. જીવન અને મૃત્યુ વચ્ચે ઝોલાં ખાતાં માનવી ખેતરને ખોળે બેઠાં બેઠાં વાતો કરતાં હતાં. જુવાનીઆના આગ્રહથી ડોસાએ દામજીબાપાની હિંમતના પ્રસંગો વર્ણવ્યા :

'એકવાર મહાગામ ને તરવડાથી કુંદલા કંકોતરી આપવા જવાની હતી. કંકોતરી ગામોટી રૂબરૂ જ આપવા જાય એ નો જાણ્યું છો. વેવાઈ ને મળે, ત્યાં એક ટંક જમે અને શીખના પૈસા (દક્ષિણા) લઈ ને પાછા વળે. હવે તે દિવસે દામજી બાપા રાતના દસ વાગે વાળુપાણી કરીને ઊપડ્યા. અંધારી રાત અને દસ–બાર ગાઉનું અંતર. વહેલી સવારના બાપાએ વેવાઈની ડેલી ખખડાવી. કામ પતાવીને પાછા વળ્યા. સવારે મેં પૂછ્યું : 'કાં બાપા, ઓલી કંકોતરી આપવા ક્યારે જશો ?' તો કહે છે : 'આપી આવ્યો ભાઈ. સૌ મઝામાં છે. હવે લગન માટે સાબદા થાવ !' આવી કામ કરવાની ચીવટ હતી તેમની. કેટલીકવાર તો અંધારી રાતે આમેગામનાં સ્મશાન ખૂંદતાં એ ચાલતા હોય. મસાણમાં ટાઢી ઠારવા મૂકેલી માટલી દામજીબાપાના પગ સાથે અથડાઈ ફૂટી જાય, પણ એના પેટનું પાણીય ના હાલે ! પણ એનું કારણ છે. બાપાના હાથમાં હંમેશાં હરિની માળા ફરતી હોય. એના જાપ રસ્તામાંય ચાલુ હોય. એની પાસે ભૂત શાનું આવે ? બાપાને જોઈને ભડકીને ભાગી જાય !'

મરકીથી ડરીને ભાગેલાં માણસોને આવી વાતો સિવાય બીજો કયો ધંધો હતો ? સૌ ધંધાપાણી મૂકીને જાન બચાવવા તો અહીં આવ્યાં હતાં ! એ નવરાં માણસોને આવી વાતો હિંમત પ્રેરતી. ઠંડા પહોરે સાહસ અને વીરતાની વાતો સાંભળવાની એમને લત પડી હતી. એમની નજર સમક્ષ દામજીબાપાની ભવ્ય મૂર્તિ ખડી થતી. મરકીના રોગને દાદ આપ્યા વિના ગામમાં એકલા રહેલા એ મરદને એમનાં મસ્તક નમી પડતાં. એમની સાથે રહેલા ભક્તોનેય તેઓ યાદ કરતાં. પણ એ તો દામજીબાપાની ઓથે રહ્યા હતા. જો બાપા ગામ છોડીને ભાગ્યા હોત તો કોણ ઊભું રહેવાનું હતું ?

સીમનાં ચોખ્ખાં હવાપાણી અને ખુલ્લી જગ્યાના વસવાટથી હવે મરણનું પ્રમાણ ઘટવા લાગ્યું. 'આજ મરશું કે કાલ મરશું' એવો નિર્ધાર કરીને બેઠેલાં માનવીઓમાં આશાનો સંચાર થવા લાગ્યો. લોકો સવાર-સાંજ ગામ ભણી કાન માંડીને બેસતાં. આરતીની ઝાલરનો ઝીણો ઝીણો રણકાર સંભળાય એટલે સૌ કિકિયારી કરી મૂકતાં. વૃદ્ધો અને વૃદ્ધાઓ દામજી મહારાજને હેમખેમ રાખવા ભગવાનને પ્રાર્થ-





ના કરતાં. એકાદ-બે વાર તો ગોરાણી નાના છોકરાંને મૂકીને ગામમાં જવા તૈયાર થયેલાં. પણ ગામલોકો-એ એમને સમજાવ્યાં : 'તમે જશો પછી આ નાના છોકરાને કોણ રાખશે ? ગોરનો વાળ વાંકો નંઈ થાય. વા'લોજી એની રખેવાળી કરશે !' ગોરાણીનો જીવ તો ઘણો ગામમાં વળગ્યો હતો, પણ નાના દીકરાની માયા એને મૂકતી નહોતી. ખરેખરાં બંધા-ઈ ગયાં હતાં ગોરાણી. પણ એના મનમાં તો રવૈયો ફરતો હતો : 'ઈ શું કરતા હશે ? પૂજામાં બેઠાં બેઠાં બપોર થાતા હશે ! રસોઈનું શું કરતા હશે ? ઘરમાં બધી વસ્તુ છે, પણ રાંધતા શાના હોય ? એની ખબર કોણ લાવે ? આટલાં બધાં માણસો હતાં પણ સૌને મોતની બીક. હવે તો રોગનો ત્રાસ ઓછો થયો હતો, પણ 'દૂધનો દાઝેલો છાશ ફૂંકીને પીએ' તેમ ગામ તરફ પગ માંડતાં સૌ થરથર ધ્રૂજતાં હતાં.

એમાં હસણાં વળી આરતીની ઝાલરનો અવાજ સ્પષ્ટ સંભળાતો નહોતો. ગોરાણીને આશ્વાસન મળે એટલે કોઈ કહેતું : 'મેં હસણાં જ ઝાલર સાંભળી. બાપાએ આરતી કરી લીધી !' પણ ગોરા-ણીનો જીવ તવીમાં ચણા ફફડે એમ ફફડતો હતો.

ઘણીવાર તેઓ વહેલાં ઊઠી આરતીની ઝાલર સાંભળવા સરવો કાન કરીને બેસતાં. પણ ઝાલર સંભળાતી નહિ. તો ક્યારેક વળી ભણકારા વાગતા કે ઝાલર સંભળાય છે ! પહાડ ફાટી પડે તેવો નિસાસો નાખીને ગોરાણી ઊભાં થતા : 'ઝાલર બરા-બર નથી સંભળાતી. એને કાંઈ થયું તો નંઈ હોય ને ?'

ગામ છોડીને સૌ આવ્યાં એને વીસ–પચ્ચીસ દિવસ થવા આવ્યા હતા. હવે તો સીમમાં આવે-લાંને નખમાંય રોગ નહોતો. ગોરાણીએ આક્રંદ કરીને ગામમાં જવા પગ ઉપાડ્યા. હવે તે કોઈનાં વાર્યાં રહે તેમ નહોતાં. પોતાના નાના છોકરા સાથે તેમણે ગામનો રસ્તો પકડ્યો. ગામલોકોનું ટોળું પણ હિંમત એકઠી કરી સાથે ઊપડ્યું.

શ્રીહરિનું નામ લેતાં સૌ ગામમા આવ્યાં. પોત-ના જ ગામમાં પ્રવેશતાં હતાં પણ કોઈ અજાણ્યા ગામમાં આવતાં હોય એવું એમની ચાલ ઉપરથી લાગતું હતું ! સૌના હૃદયના ધબકારા વધી રહ્યા હતા. ગોરાણીને તો મનમા થતું કે હમણાં ગોર સામે આવીને કે'શે : 'કાં, સાજાં-નરવાં છોને સૌ ?' પણ મંદિરમાં તો સૂનકાર વ્યાપી રહ્યો છે. પગથિયાં ચડીને સૌ અંદર આવ્યાં. મંદિરમાં કેમ કોઈ દેખા-તું નથી ? એવામાં સૌની નજર એક થાંભલા પાસે ગઈ. દામજીબાપા થાંભલાને અઢેલીને બેઠા છે. સામે ભગવાનનું સિંહાસન છે. બાપાની આંખો બંધ છે. ગોળ મુખ પર સ્મિત ફરકી રહ્યું છે. ખભા પર શિખા પથરાઈને પડી છે. બાપા જાણે સંધ્યામાં બેઠા છે. 'હમણાં બોલશે,' એવું સૌને લાગે છે. 'દામજીબાપા, ઊઠો !' કહી એક ભગતે બાપાને ખભો પકડીને હલા-વ્યા. પણ શરીર ત્રાંસું થઈ ઢળી પડવા લાગ્યું. હાથ-માંથી માળા સરીને નીચે પડી ગઈ. લોકોએ બાપાને ઝાલી લીધા. આ દૃશ્ય જોઈને ગોરાણીના મુખમાંથી ચીસ નીકળી ગઈ. એમના પલાઠીબદ્ધ દેહને લઈ સૌ મેડી ગામ આવ્યા. બાપા એકાદ દિવસ અવાચક રહી, પ્રભુધામમાં સિધાવ્યા.

દામજીબાપા શ્રીહરિમાં લીન થયા હતા. તે વેળા તેમના સમાચાર આપવા તેમની સાથેના ભક્તો સીમમાં ગયા હતા તે પણ પછી મળ્યા. એમણે કહેલુ કે, છેલ્લા કેટલાક દિવસોથી બાપાએ ઉપવાસ આદરેલા. મંદિરના એ થાંભલા પાસે જ તેઓ આસનબદ્ધ થઈને પ્રભુધ્યાનમાં બેસી ગયા હતા. એની અંતિમ ઈચ્છા પોતાના ગામમાં આવેલી આ આપત્તિ પ્રભુ નિવારી લે એવી હતી. કાલાઘેલા શબ્દોથી એ પ્રભુ-ને વિનવણી કરતા. દામજીબાપાના શરીર પર આ રોગની કોઈ ગાંઠ નહોતી. પ્રાણ છોડ્યા પછી પણ શરીર એવું જ તેજસ્વી હતું !

ગામલોકો એમની આ ભક્તિનિષ્ઠા જોઈને વખાણ કરતાં થાકતાં નહોતાં : 'સાચો ભગત તે આનું નામ ! ઠેઠ સુધી શ્રીહરિ પાસેથી ખસ્યા નહિ !' પણ ગોરાણીનું મન તો પતિના શબ્દોને જ વાગો-ળ્યા કરતું હતું : 'મેં તો પ્રભુને વીનવ્યા કે આ બધાને બચાવી લે મારા નાથ ! અને મને ઉપાડી લે !....' ખરેખર, એમ જ થયુ ! ગોરાણી માનતાં કે ભગવાને જ એમને કાયમ માટે પોતાની પાસે બોલા-વી લીધા છે. એના બદલામાં અમને જિવાડ્યાં ! એ તો શ્રીહરિના સાથી રહ્યા ને !

ગોરાણી પૂરી મા સત્તરેક વર્ષ પહેલાં દેવ થયાં. આ દામજી મહારાજ મારા દાદા થાય ! ☆ ☆



ટીકાથી નહિ, સમજાવવાથી સામાને સુધારી શકાય.



# સાચી અંજલિ

સુરતની મોટી દેશાઈ પોળના મારા પ્રકાશ-કુને નિવાસેથી એક સાંજે તાપી નદી પરના પુલ તરફ આંટો મારવા નીકળી પડયો.

આમે મારું મન બેચેન હતું. મારું જ નહિ, સમગ્ર સૂરત જાણે શોકના સાગરમાં ડૂબી ગયું હતું. બધાના મોં ઉપર કૃષ્ણપક્ષની અંતિમ તિથિના જેવું અંધારું જાણે છવાયું હતું. બધા દુ:ખના દરિયામાં ડૂબેલા હોય એવું વાતાવરણ વ્યાપેલું હતું.

મનને કંઈક ચેન મળશે અને સમગ્ર દુ:ખમાં દુ:ખનું એક નવતર બિંદુ ઉમેરી શકીશ એવી શ્રદ્ધાથી હુ ઘરની બહાર નીકળ્યો.

સાંજનો વખત હતો. સૂરત માટે સાંજને જો કોઈ ઉપમા આપવી હોય તો, દિવસનો સુવર્ણકાળ એમ કહી શકાય. સૂરતની સાચેસાચી મૂરત જોવી હોય તો સૂરતની સાંજ જોવી જોઈએ.

પરંતુ આજની સાંજ જાણે સાજ જ નહોતી. માનવીના મનમાં દુ ખ દટાયેલુ હોય છે, ભીતરના ચિત્તતંત્રમાં વિષાદ વેરાયેલો હોય છે ત્યારે વાતાવરણમા પણ એવી જ અસર વર્તાય છે.

સૂરત ઉપર નમણી સાંજને બદલે કોઈ ગોઝારી સાંજ ઊતરી આવી હોય, એમ સઘળે ઘેરી ઝાંખપ ફરી વળી હતી. રડીરડીને સૂઈ ગયેલા સૂર્યની આંખડી જેવું રાતું રાતું આકાશ ઉદાસ હતું.

દુ:ખીને દુ:ખી મળે છે ત્યારે એક જુદું જ સમીકરણ સર્જાઈ જાય છે. આખી વ્યાખ્યા ને દુનિયાદારીની વત્તાઓછાની ગણતરી જ ફેરવાઈ જાય છે. દુ:ખીને દુ:ખી મળે છે ત્યારે દુ:ખ હળવું થાય છે.

હું પણ દુ:ખી હતો આંતરમન અંદર ને અંદર જાણે પોશપોશ આંસુએ રડતું હતું. ભાવિની ચિંતા ભીતરમાં ભભૂકતી હતી. શું થશે ? હવે પછી આવનારા દિવસો કેવા હશે ? આ દેશનું શું થશે ?— હજારો સવાલો સાપોલિયાં બની મનને બેચેન બનાવી જતાં હતાં. દરેકેદરેક માનવીઓ બેચેન હતાં. સમગ્ર વાતાવરણમાં પણ બેચેની છવાઈ ગઈ હતી. એ અપશુકનિયાળ સંધ્યા હતી, ફૂલથીય કોમળ ને વજ્રથી ય કઠોર એવા નિ:સ્વાર્થ વીર નેતા લાલબહાદુર શાસ્ત્રીના અવસાનની.

સમગ્ર સૂરતની દુકાનોના દરવાજાઓ દેવાઈ ચૂકયા હતા. નીવડેલા નેતાની અંતિમ વિદાય ઉપર જનસમુદાય શોકાંજલિઓ અર્પતો હતો. જાણે દરેકને ભાવિની ચિંતા સતાવતી હતી

હું ચોકમાં આવ્યો ત્યારે કશોક ઉશ્કેરાટ અનુભવતુ લોકોનું એક નાનુંસરખું ટોળું ઊભું હતું. હું પણ ત્યાં ગયો. ધીમે ધીમે ટોળામાં અવાજ વધતો જતો હતો. પ્રથમ તો શુ થયું તે જાણી શકાયું નહિ. હું ટોળામા ઘૂસ્યો. આજુબાજુના ઉશ્કેરાયેલા માણસોના અવાજો સંભળાતા હતા : ‘એવા લોકોને તો એવી ખબર પાડી દેવી જોઈએ કે, એ લોકો ખો ભૂલી જાય.’ ‘અરે, આ તે કંઈ માણસાઈ છે!’ ‘એક દિવસ પણ આ લોકોથી રહેવાતું નથી ? ’ ‘ ના.... ના.... ટેવ પડી ગઈ છે, આવા લોકોને.’ ‘ આપણે જે કર્યું છે, તે બરાબર જ છે.’





ટોળામાં અંદર ઘૂસી, બનાવવાળા સ્થાન સુધી જતાં તો અનેક અવાજો કાન સાથે અથડાઈ ગયા. અંદર જઈને જોતાં મને આશ્ચર્ય થયું. આ બધું શું હતું ? શા માટે આ ટોળું ભેગું થયું હતું ? મેલાં-ઘેલાં કપડાંવાળો એક વયોવૃદ્ધ માનવી લાંબા બાલ-વાળા માથા ઉપર હાથ ટેકવી નતમસ્તકે બેઠો હતો. એની આંખો તો હું જોઈ શકતો નહોતો, પરંતુ અનુમાનથી લાગતું હતું કે, જરૂર એ આંસુ ખેરવતો બેઠો છે. એની આજુબાજુ સેવ-ચેવડા જેવું ફરસાણ ધૂળમાં રગદોળાતું પડયું હતું.

મને લાગ્યું કે એ ફરસાણ વેચતો કોઈ ફેરિયો હશે, ને કંઈ અકસ્માતથી એની એલ્યુમિનિયમની તાસક પડી ગઈ હશે, એનો માલ વેરાઈ ગયો હશે, ને એવા કોઈ દુ:ખથી એ આંસુ વહાવતો હશે.

હું હજી કોઈને કંઈ પૂછું તે પહેલાં તો ટોળા-માંથી બેચાર માણસો પેલી તાસકને ઊંધી પાડી એના ઉપર વારાફરતી નાચવા લાગ્યા. એલ્યુમિ-નિયમની જૂની તાસકનો ખુરદો થઈ ગયો.

ને પેલો આક્રંદભેર રડી પડયો.

મારી બાજુમાં ઊભેલા એક ભાઈને મેં પૂછયું: 'આ બધું શું છે ? કંઈ અકસ્માત થયો હોય એમ લાગતું નથી.'

'અરે, શાનો અકસ્માત ને શાની વાત ?'

'તો પછી છે શું ?'

'બીજું વળી હોય શું ? આવા માણસો એક દિવસ પણ શોક પાળી શકતા નથી ! નીકળી પડે છે વેપલો કરવા, તે એવું જ થાય ને ?'

'પણ આ તો ખાલી ફરસાણ વેચતો હતો.'

'ફરસાણ કે ગમે તે હોય, મોટા દેશનેતાના અકાળ અવસાને પણ એને દુઃખ નહીં થતું હોય ? ને બસ નીકળી પડયો મસાલેદાર ચેવડો ને સેવ વેચવા માટે ! આપણા લોકોની હવે તો એક આદત જ થઈ ગઈ છે, કે બસ ગમે તેમ કરીને પૈસા બના-વવા. શું વખત આવી ગયો છે મહેરબાન, કે માણ-સો વખત પણ જોતા નથી. સુખદુઃખનો પણ વિચાર કરતા નથી ને પોતાના લાભની શોધમા ભમ્યા કરે છે. શાસ્ત્રી જેવા શાસ્ત્રી ગુજરી ગયા તોપણ આ બુઢ્ઢાને જંપ નથી. હૈયામાં દુઃખ લાગે તો જંપ વળે ને ? એમને શું ? એમને તો એ લોકો ભલા ને એમનો વેપાર ભલો. પછી ભલે દેશનું જે થવાનું હોય તે થાય. એવાઓને કશી પડી હોય તો ને ? પણ ભાઈ, આ યે સૂરત છે. એમ કોઈને ખાટી ન જવા દે, સમજ્યા ! એનો વેપાર આજે બરાબર કાઢી નાખ્યો ને ! એ તો સારું છે કે, સમજદાર લોકોએ એની આ અવસ્થા જાણીને ટીપ્યો નહીં. નહીં તો બેચાર હાડકાંય ભાંગી નાખત ને જિંદગીભરની એની ખો ભુલાવી દેત. હવે એ જીવનભર એવું નહીં કરે. આવા તો ચમત્કાર વગર નમસ્કાર નહીં...'

'...પણ, આ માણસ તો ઘણો ગરીબ લાગે છે.'

'એમની આ તો ખૂબી છે. ગરીબ દેખાય તે દેખાવા પૂરતા જ. બાકી એવું કશું હોય નહીં...'

'એ ગમે તે હોય, પણ એને આ બધું નુકસાન તો થયું જ ને....એનો આટલો માલ ધૂળમાં ગયો.'

'ના રે, ના. એ તો એવું લાગે. ને એમને તો આવી શિક્ષા થાય ત્યારે જ ખબર પડે કે, દેશમા દુઃખનું મોજું ફરી વળ્યું હોય ત્યારે આમ જાહેરમાં મસાલેદાર ચેવડો ન વેચાય.'

અમારી વાતચીત દરમિયાન આજુબાજુ ઊભેલા સારા દેખાતા આઠદશ માણસો અમારી ફરતાં ટોળું વળી, ઊભા રહી, વાત સાંભળવા મંડી ગયા. થોડા નવા માણસો પણ આજુબાજુથી આવીને ઊભા રહી ગયા. તમાશાને તેડું ન હોય. આ નાના અમથા બનાવમાં તો સો–સવાસો માણસો ભેગા થઈ ગયા.

ઘણાને તો હજી સમજ નહોતી પડતી કે, આ શો બનાવ બની ગયો છે. જોવા આવનારાઓ તો કંઈ મારામારીનો તમાશો હશે માની ટોળામાં ઘૂસી ચારે બાજુ જોતા, ને ચેવડો સેવ વેરાયેલાં જોઈને માનતા કે ફેરિયાઓ વચ્ચે મારામારી થઈ હશે.

નવાગંતુકો તો કહેતાય સંભળાતા : 'અરે રે, બુઢ્ઢાને કોણે માર્યો હશે ! એનામાં મારવા જેવું છે જ શું ? કોઈએ બચાવ્યો પણ નહિ !'

ધીમે ધીમે ટોળામાં ઘૂસેલાઓ પણ જાણતા ને એમનો ક્ષોભ જાણે ઓછો થતો. કોઈ કહેતું: 'બરા-બર છે, જે થયું તે. આજે બધાંય બજારો બંધ છે ત્યારે આ વેપાર કરવા નીકળે તે ચાલે ? એક દિવ-સની તો હડતાળ પાડવી જોઈએ ને.'

'એણે બિચારાએ હડતાળ ન પાડી એટલે તો આવું થયું.' કોઈક વળી સહાનુભૂતિપૂર્વક કહેતું.



પેલો વૃદ્ધ હજીય માથે હાથ દઈને ધૂળમાં બેસી રહ્યો હતો. એની અસહાય આંખો પેલી ભાંગેલી એલ્યુમિનિયમની તાસક ઉપર હતી.

મારા દિલમાં પણ સ્વર્ગસ્થ શાસ્ત્રીના અવસાનનો શોક હતો જ. પરંતુ આ બધું જોતાં દિલને લાગ્યું કે, અહીં જે કંઈ બની ગયું તે ખરેખર અઘટિત છે. પરંતુ ઉશ્કેરાટ અનુભવતાં બધાંય માણસોને કંઈ કહેવું હિતાવહ નહોતું.

એટલે આજુબાજુના માણસો સાંભળે એ રીતે મેં પેલા વૃદ્ધને કહ્યું : 'ચાચા, આપણા દેશનેતાના અવસાનની તો તમને ખબર પડી હશે....'

મારા સવાલના શબ્દો સાંભળી એણે ઉપર જોયું : 'ખબર તો હતી બેટા,.... પ.... ણ.. .' ને એણે છલકતાં આંસુ સાથે અમારા બધા તરફ આંખ ઠેરવી.

'તો પછી આજનો દિવસ રોજગાર બંધ રાખવો જોઈતો હતો.'

'ભાઈ, ધંધો બંધ પણ રાખત ને વેપારે ન કરત. બધે હડતાલ પડી ચૂકી છે તે હું ક્યાં નથી જાણતો. પરંતુ પાપી પેટને ખાતર બધુ કરવું પડે છે. બીજો કોઈ સહારો છે નહિ. આજે ત્રણ માસ ઉપર વિધવા થયેલી દીકરી ત્રીજી સુવાવડમાં કણસતી ઢાલિયે પડી છે. નાનાં નાનાં બે બાલુડાં ભૂખની રાડો પાડતાં શેરી ગજવે છે. બોલો, હવે હું શું કરું ? બોલો, ....કોઈક તો....બોલો... હવે....હું....શું કરુ ?'

ટોળાના બધા માનવી સ્તબ્ધ હતા. કોઈના મોંમાંથી જવાબ નીકળી શકે એમ નહોતું. બધાને પોતાની ભૂલ સમજાઈ હતી.

કોઈકે એક રૂપિયાની નોટ એ તરફ ફેંકી ને પછી તો ધીમે ધીમે બધાએ પોતાનાથી થાય તે મદદ કરી. પૈસાની નાનીસરખી ઢગલી ત્યાં થઈ ગઈ. શાસ્ત્રીજી પ્રત્યે આ સાચી અંજલિ નથી શું ?



# સત્યના રખેવાળ

'મહારાજ સાહેબ, આ પચીસ હજાર રૂપિયા. પાઠશાળાને આપવાના કહ્યા છે તે. આપ કહો તેને અત્યારે જ પહોંચાડી દેવા છે.' શેઠે વંદન કરીને નીચે બેસતાં કહ્યું.

'પણ શેઠ, આટલી જલદી શી છે ? એ રૂપિયા ક્યાં જતા રહેવાના છે ? અત્યારે એની જરૂર નથી. જ્યારે જોઈશે ત્યારે પાઠશાળાના સેક્રેટરી તમારી પેઢીએથી મગાવી લેશે. હમણાં એ ભલે રહ્યા તિમારી પાસે.'

'નહીં', મહારાજ. ધરમના કામમાં લખાવેલા પૈસા તો આપી દીધા જ સારા. ફાળામાં લખાવીએ અને આપવામાં મોડું કરીએ તો દોષના ભાગીદાર થઈએ.' શેઠના હાથમાં હજારહજારની પચીસ નોટોનું બંડલ જાણે રમતું હતું.

મહારાજે ફરી શેઠને આગ્રહ કરતાં કહ્યું : 'અરે શેઠજી, આપ આટલી બધી ચિંતા શું કામ કરો છો ? રૂપિયા લખાવ્યા તો હજી પૂરો મહિનો ય થયો નથી ! પાઠશાળાવાળાએ રૂપિયા માગ્યા હોય તો

દોષ લાગવાની વાત કરો તે બરાબર છે. મને પૂરો વિશ્વાસ છે, કે આપની તિજોરીમાં પાઠશાળાના પૈસા બિલકુલ સલામત છે. જરૂર પડે તો પાઠશાળાના પૈસા પણ આપની પેઢીને સાચવવા સોંપી શકાય એવી આપની પેઢીની શાખ છે. આપની ધર્મભાવના પણ એવી ઉત્તમ છે. માટે અત્યારે આ પૈસા આપની પાસે જ ભલે રહ્યા.'

આચાર્ય મહારાજ વિચક્ષણ પુરુષ હતા. અત્યારે તેઓ શેઠના આ રૂપિયા લેવાનું કોઈ પણ રીતે ટાળવા માગતા હતા.

શેઠનો વેપાર સટ્ટાનો હતો. મોટા સટોડિયા તરીકે એમની મુંબઈમાં નામના હતી. આ ધંધાએ એમને ખૂબ યારી આપી હતી.

શેઠ સટ્ટાની દુનિયાના ભાગ્યશાળી પુરુષ હતા. વળી, તે સમયે ચાંદીના સટ્ટાના રાજા ગણાતા શિવચંદજી નેમાણી શેઠના ખાસ દોસ્ત હતા. 'ચાંદીના આવતી કાલના ભાવ નેમાણીજી જાણે!' એવી એમની નામના હતી. તેઓ જેવા ગણતરીબાજ, હિંમતબાજ હતા એવા જ ભાગ્યવાન હતા. ગણતરી, હિંમત અને ભાગ્યની ત્રિપુટી જામી, પછી લાભનું પૂછવું જ નહીં. આવા કાબેલ મિત્ર મળ્યા અને પોતાનું ભાગ્ય પણ જાગતું હતું. શેઠને રૂ, અને ચાંદીના સટ્ટાએ ઘણી યારી આપી હતી.

એક વાર શેઠ સોનાના વાયદાનો વેપાર કરી બેઠા. ભાગ્યને કરવું તે એમાં એમને ખોટ ગઈ ઘણી ખોટ ગઈ. વાત તો એટલે સુધી વહેતી થઈ કે શેઠને ગજા ઉપરાંતની ખોટ ગઈ છે; આબરૂ રહેવી મુશ્કેલ બની ગઈ છે. એમની પેઢી ગઈ કે જશે!

આવી બધી વાતો, મીઠા-મરચાના મસાલા સાથે, ઘણું મોટું રૂપ ધરીને આચાર્ય મહારાજના કાને પહોંચી ગઈ હતી. આ દિવસોમા આચાર્યશ્રી એ જ ચિંતામાં હતા કે શેઠને આટલી બધી નુકસાની ગઈ છે, એમાંથી એ કેવી રીતે ઉગરી શકશે અને એમની આબરૂ કેવી રીતે બચી શકશે? ક્યાંક આવા ધર્માત્મા પુરુષને માનભંગ થવાનો કે બજારમાં મોઢું ય ન દેખાડી શકાય એવો કારમો વખત ન આવે!

આચાર્યનું મન આ રીતે ચિંતાગ્રસ્ત હતું, એવામાં જ શેઠે આવીને પચીસ હજાર રૂપિયા સામે ધરી દીધા. પણ આચાર્યશ્રી એ રકમ લેવા માટે અત્યારે કોઈ રીતે તૈયાર ન હતા. સાથે સાથે હૈયાની વાતને હોઠે લાવતાં પણ ભારે સંકોચ થતો હતો. અને છતાં વખત એવો હતો કે કંઈક વાત તો કરવી જ પડે એમ હતી.

આચાર્યશ્રીએ પોતાની આસપાસ નજર નાખીને જોઈ લીધું કે એટલામાં ત્યાં બીજું કોઈ ન હતું. પછી એમણે લાગણીભીના સ્વરે શેઠને કહ્યું : 'શેઠજી, અત્યારે બજારોની સ્થિતિ બહુ ડામાડોળ છે તમારે પોતાને પણ અત્યારે પૈસાની ઘણી જરૂર છે એવું પણ સાંભળવામાં આવ્યું છે. તો પછી આ પૈસા તત્કાળ આપવાની શી જરૂર છે? ભલે ને રહ્યા એ તમારી પાસે આગળ ઉપર જોયું જશે.'

શેઠે સ્વસ્થ ચિત્તે તરત જ કહ્યું : 'ગુરુદેવ, અમારે સટ્ટાવાળાને તો એવું ચાલ્યા જ કરે! એમાં આપને ચિંતા કરવાની કશી જરૂર નથી અને સટ્ટાવાળાના પૈસાનો ભરોસો પણ શો? આજે લાખ હોય અને કાલે પાઈ પણ ન હોય! માટે દાનમાં આપેલા પૈસા તો આપી દીધા જ સારા! મારે બજાર માટે જે વ્યવસ્થા કરવાની છે એમા એટલી વધારે કરીશ, એટલી રકમથી કાંઈ મોટો ફેર પડી જવાનો નથી કે મને કોઈ મોટી મુસીબત નડવાની નથી. ધર્મની અને આપની કૃપાથી બધું ઠીક થઈ જશે. કર્મમાં લખેલું તો ભોગવવું જ પડે ને!'

આચાર્યશ્રીનું અંતર ગદ્ગદ બની ગયું. એમનાં નેત્રો ભાવનાના અમૃતથી ભીનાં થઈ ગયાં : કેવી વિરલ ધર્મભાવના અને કેવી દૃઢ ધર્મશ્રદ્ધા!

શેઠજી પચીસ હજાર રૂપિયા જેવી મોટી રકમ સહજભાવે આપીને આચાર્યશ્રી પાસેથી 'ધર્મલાભ'નો અમૂલ્ય આશીર્વાદ લઈને રવાના થયા.

એ સમર્થ આચાર્ય તે કાશીવાળા આચાર્ય તરીકે જાણીતા સુપ્રસિદ્ધ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ. એ શ્રેષ્ઠીવર્ય તે આગરાનિવાસી જાણીતા દાનપ્રેમી લક્ષ્મીચંદજી વેદ. વિ. સં. ૧૯૭૬ની આ ઘટના ☆☆

સંસારમાં રહીને જે જળકમળ જેવું જીવન જીવી જાણે એના ઉપર યોગમાર્ગના અમૃતભર્યા આશીર્વાદ વરસ્યા સમજવા.



જેનું જાણ્યું હોય તેમાથી કરવા જોગું જ કરો.

ચારેકોર સંપત્તિની છોળો ઊછળતી હોય અને સુખસાહ્યબીનાં સાધનોની કોઈ સીમા ન હોય, અને છતાં જે એનાથી અલિપ્ત રહે, પોતાની સાદાઈને સાચવી જાણે અને પોતાના અંતરમાં મસ્ત રહે એ વ્યક્તિ બડભાગી અને પ્રભુની પ્યારી સમજવી.

લક્ષ્મીચંદજી વેદ આવા જ બડભાગી અને પ્રભુને પ્યારા ધર્મપુરુષ હતા કારમી ગરીબાઈનું પાન કરી એ ઊછર્યા હતા; અને તે કાળે કરોડપતિની નજીક ગણાય એવા મોટા લાખોપતિની અઢળક લક્ષ્મી એમને આંગણે વહેતી હતી છતાં એમનું મન તો સદાય સ્વસ્થ અને ધર્મકાર્યમાં સ્થિર હતું.

એમનું મૂળ વતન ફલોધી શહેર. ભણતર સાવ ઓછું. સહી કરવી હોય તોય મોટા મોટા અક્ષરે કરે એવું !

શરૂઆતમાં ભાગ્ય પણ એવું જ નબળું. પણ એમની કાર્યનિષ્ઠા અને ધર્મનિષ્ઠા ખૂબ દૃઢ. એ દૃઢતાને જોરે તેઓ પોતાના નબળા ભાગ્યને ખીલવવા ફલોધીથી આગરા આવીને વસ્યા.

એક શ્રેષ્ઠીને ત્યાં માસિક પાંચ રૂપિયાના પગારથી જીવનની શરૂઆત કરીને એમણે કર્મરાજાના આદેશને માથે ચડાવ્યો, અને પોતાના ભાગ્યને ખીલવવાનો પુરુષાર્થ આદર્યો.

થોડાંક વર્ષ આકરી કસોટીમાં વીત્યાં. પણ પછી એ પુરુષાર્થી નરનું ભાગ્ય ખીલી ઊઠ્યું.

ભાગ્યશાળીઓના ઉદ્યાન સમા સટ્ટાના ક્ષેત્રમાં શેઠજીએ પોતાના ભાગ્યને અજમાવવું શરૂ કર્યું. ધીમે ધીમે ભાગ્ય યારી આપતું ગયું. જોતજોતામાં ગઈ કાલના લક્ષ્મીચંદ સાચા લક્ષ્મીચંદ બન્યા.

ધન વધ્યું તેમ ધર્મભાવના વધી ગઈ, ધર્મકાર્યમાં ધનનો સદ્વ્યય કરવાની ઉદારતા વધતી ગઈ. અને અનાસક્તિ તો ગરીબી અને તવંગરીને સમાનભાવે જીરવી જાણે એવી ને એવી જ સ્થિર રહી.

શેઠનું કુટુંબ મોટું હતું. ત્રણ દીકરા, એક દીકરી, દીકરાને ઘેર દીકરા ! અને પછી તો કાકા-મામા અને મોસાળના દીકરા. દીકરાઓના સાળા-સાઢુ અને એમના ય દીકરા સૌનો જાણે એમના કુટુંબમા સમાવેશ થઈ જતો ! શેઠની સંપત્તિ મોટી એના કરતાંય એમનું દિલ ઘણું મોટું. રસોડું અને રહેઠાણ પણ એવું જ મોટું. કોઈ માણસ અઠવાડિયાંઓ સુધી મહેમાન બનીને લીલાલહેર કરે તો ય શેઠના ઘરમાં કોઈ એને એમ પૂછનાર ન મળે કે, 'ભાઈ, તમે ક્યાંથી આવ્યા છો, ક્યારે આવ્યા છો, શું કામે આવ્યા છો અને કોનાં સગાં થાઓ છો ?' એક જણ જાણે કે આ બીજા કોઈના સગા હશે; બીજો માને કે એ ત્રીજાના સગા હશે, કે કોઈ વેપારી કે ધર્મની ટીપ કરનાર આવ્યા હશે ! મકાનમાં જાણે ઘરવાળા, સગાં અને મહેમાનોનો મેળો જ જામેલો રહેતો.

શેઠ માનતા હતા કે ગઈ કાલે ગરીબી હતી ત્યારે તો કોઈની મહેમાનગતી બહુ નહોતી થઈ શકતી. હવે ભગવાને બે પૈસા આપ્યા છે તો એનો લાભ બને એટલો લઈ લેવો. મહેમાન તો દેવ ગણાય. આપકમાઈના ધનને લેખે લગાડવામાં શેઠને જીવનની કૃતકૃત્યતા લાગતી.

શેઠનું મકાન પણ જંગી હવેલી. મોટું ભોંયરું, ઉપર ચાર માળ, અને માળેમાળે કેટલાય ઓરડા. આંગણું અને ચોક પણ એવાં જ વિશાળ. કોઈ રજવાડાની અસલ મોટી કોઠી જ જોઈ લો ! ગમે તેટલા માનવી આવીને વસે તોય બીજાને માટે જગો ખાલી મળે ! મન મોટું અને મકાન પણ મોટું, પછી મહેમાનો કેમ ન આવે ?

અને આવાં તો એક નહીં પણ ચાર-પાંચ મકાનોની હારની હાર ! એક જુઓ અને એક ભૂલો એવાં મોટાં ! કોઈમાં સગાંવહાલાં રહે, કોઈમાં નોકરચાકર રહે, ભાડાની આવકની તો કોઈ ચિંતા જ નહીં ! મુંબઈમાં પણ એ મોટા માળા.

શેઠની પેઢીનો કારોબાર બહુ મોટો. જેવો આગરામા ચાલે એવો જ મુંબઈમાં ચાલે. મુનીમજી પેઢી સંભાળે, રોકડિયાજી રોકડનો વહીવટ કરે. એ જમાનો હતો ચાંદીના રોકડા રૂપિયાનો અને સોનામહોરોનો. કાગળની નોટોનું ચલણ પણ ઓછું હતું, પણ ચાંદીના રૂપિયા અને સોનામહોરો માગો એટલાં મળે. લક્ષ્મીચંદ શેઠની પેઢીમાં પૈસાની લેવડદેવડ ઘણી મોટી. ચાંદીના રૂપિયાની ગુણોની ગુણો ત્યા રોજ ઠલવાય અને ભરાય. આટલા રૂપિયા ગણવા બેસ તે ક્યારે આરો આવે ! કાટે જોખીને રૂપિયાની ગણતરી થાય ! આ કામ કલાકો સુધી ચાલતું નજરોનજર જોયું છે.

સચાઈ એ તો સટ્ટાના વેપારનો પ્રાણ ને સટો-

ડિયાનું સાચું ધન યા મોટું બળ. ગમે તેમ થાય તોય સટોડિયો સોદામાં જૂઠું ન બોલે. આવી એની આંટ. તેમાંય લક્ષ્મીચંદ શેઠ તો સાચા ધર્માત્મા. અસત્યનો તો એમને વિચાર પણ ન આવે. તેઓ શુકનવંતા પુરુષ ગણાતા. એમની સાથે સૌ હોંશે હોંશે સોદા કરતા. બજારમાં શેઠની આંટ–આવડત અને ન્યાય–નીતિની મોટી નામના ! આમ એક બાજુ ભાગ્ય ખીલતું જતું હતું અને ધન વધતું જતું હતું. બીજી બાજુ ધર્મભાવના વધતી જતી હતી ને દિનપ્રતિદિન ખીલતી જતી હતી.

સંપત્તિયે ઘણી છે, અને સાહ્યબીનોય પાર નથી; છતાં લક્ષ્મીચંદ શેઠના મનને એ જાણે સ્પર્શી શકતી નથી. સાદો વેશ, સાદું જીવન, સાદું ભોજન અને સાદી રહેણીકરણી જ એમના મનને ભાવે છે, અને એમના તનને તંદુરસ્ત અને મનને નિર્મળ રાખે છે.

પાતળી કાઠી જેવી ટટાર કાયા, ઊજળો વાન, આછું સ્મિત ફરકાવતો સરળ, તેજસ્વી ચહેરો. હૃદયમાંથી ઊઠતી હોય એવી ઓછાબોલી વાણી. શેઠ જાણે શાંતિના સરોવર લાગે ! મલમલનું ઝીણું અંગરખું, આછા ગુલાબી રંગની મારવાડી પાઘડી, પગમાં સાદી મારવાડી મોજડી. શેઠ ચાલ્યા જતા હોય તો એમ જ લાગે કે, કોઈ શ્રીમંતાઈ નહીં પણ સાક્ષાત્ સાદાઈ અને સરળતા જ ચાલી જાય છે.

ઘરમાં સૌ મોડે સુધી સુખની નીંદરમાં સૂતા હોય ત્યારે વહેલી સવારે એ જાગી ઊઠે. ઇષ્ટદેવનું સ્મરણ કરી, નિર્મળ વસ્ત્રો પહેરી, એ દેવદર્શને ચાલી નીકળે. અને બે–ત્રણ દેરાંનાં દર્શન કરી આવે. દેવનાં દર્શન કર્યા વગર અન્ન-જળ નહીં લેવાના એમનાં નીમ. શહેરમાં ગુરુમહારાજ હોય તો તેઓ ગુરુવંદના કરવાનુંય ચૂકતા નહિ.

ઘરમાં જણ એટલી જાત-ભાતની મોટરો છે. બે-એક શાનદાર બગ્ગીઓ પણ છે. પણ શેઠ તો પગે ચાલીને જ દેવદર્શને જાય છે આવી છે શેઠની દેવભક્તિ અને સાદાઈ.

ક્યારેક કોઈ પૂછતું કે, 'શેઠજી, સવારના પહોરમાં આમ પગે ચાલતા નીકળો છો, એના બદલે બગ્ગી કે મોટરગાડીમાં નીકળતા હો તો ?'

શેઠ બહુ સહજ રીતે જવાબ આપતા : ' અરે, ભાઈ, આટલું ચાલીએ એમાં કઈ મોટી વાત છે ? પછી તો આખો દિવસ વાહનમાં જ ફરવાનું છે ને ! બાપડા ડ્રાયવરો અને સાઈસો મહેમાનો માટે દોડાદોડ કર્યા કરે, પછી થાકી જ જાય ને ? એય માણસ છે ને ! એને ય આરામ તો જોઈએ ને ! જાગ્યા પછી એમને કોણ નિરાંતે બેસવા દેવાનુ છે ? છો ને અત્યારે નિરાંતે ઊંઘતા. આપણે તો આટલું ફરવામાં કોઈ મુસીબત નથી.'

પૂછનારનું માથું આ દયાભાવના જોઈ નમી જતું.

એક વાર કોઈ કામ માટે હું એમને ત્યાં ગયો હતો. શેઠજી નહાઈને ધોતિયું નિચોવી રહ્યા હતા. જીવનમાં જવલ્લે જ જોવા મળતું એવું પાવનકારી એ દૃશ્ય હતું : સાચી સાદાઈનો વણબોલ્યો જીવંત બોધપાઠ. એ દૃશ્ય આજેય ભૂલ્યું ભુલાતું નથી; મનની માટી ઉપર એ સદાને માટે અંકિત થઈ ગયું છે.

મારાથી ન રહેવાયું. મેં કહ્યું : 'અરે, શેઠ સાહેબ ! આપ આ શું કરો છો ? લાવો, હું એ નિચોવી આપું. આપે કોઈ નોકરને કહ્યું હોત તો ?'

શેઠે હસીને કહ્યું : 'બિચારા નોકરો તો હંમેશા ખડે પગે તૈયાર જ હોય છે. એ ક્યાં કોઈ કામની ના પાડે છે ? પણ બાપડા કેટલું બધું કામ કર્યા કરે છે ! પગ વાળીને બેસવાય પામતા નહીં હોય ! ક્યારેક આપણે આટલું કામ કરી લઈએ તો એમાં આપણે ક્યાં ઘસાઈ જઈએ છીએ ?' ને છેવટે એમણે ઉમેર્યું : 'કામની ટેવ રાખવી એ તો બહુ સારી વાત છે. આરામતલબ થવું સારું નહીં.'

પોતાની જાત પૂરતું તો શેઠનું જીવન બહુ જ કરકસરવાળું. જરૂર પડે તેટલું જ ખર્ચ કરે. ફિઝુલખર્ચી તરફ એમને ભારે અણગમો. પણ ઘરના બીજા ચાહે તેટલું ખર્ચ કરે એમની સામે શેઠને કશી ફરિયાદ નહીં. અને દાનમાં કે ધર્મમાં તો આપવામાં પાછું વળીનેય એ ન જુએ.

શેઠ મુસાફરીએ નીકળે ( આગરા અને મુંબઈ વચ્ચે તો એમને વારંવાર મુસાફરી કરવી પડે) ત્યારે ખાન-પાનમાં બહુ જ સંયમ સાચવે સ્ટેશનની કોઈ વસ્તુ તો ખાય જ નહી . ઘરમાં બનાવેલી અન્નની કોઈ વાની પણ એમને ચાલે નહીં. થોડોક સૂકો મેવો અને એકાદ–બે ફળ-ફળાદિ, તે પણ બને એટલા ઓછાં. એટલેથી કામ ચલાવી લે. શેઠનો જીવનક્રમ જ એવો કે એમાં શ્રીમંતાઈની છાપ નામમાત્રની





સાંભળ્યું હોય તેમાંથી કહેવાના જેટલું જ કહો.

પણ ભાગ્યે જ દેખાય. અને છતાં શેઠને એવું ક્યારેય ન લાગે કે, ન તેઓ બીજાને એવું લાગવા દે, કે પોતે કોઈ બહુ મોટી વાત કરી રહ્યા છે.

શેઠના જીવનના સિક્કાની એક બાજુ સંપત્તિની છાપ અંકિત થઈ હતી, તા એની બીજી બાજુ ઉપર સાદાઈની છાપ ઊપસેલી હતી. અઢળક સંપત્તિ અને આદર્શ સાદાઈના એ સોહામણા કિનારા વચ્ચે એમના ભવ્ય જીવનની ભાગીરથી ધીર–ગંભીરપણે વહેતી રહેતી હતી.

લક્ષ્મીચંદજી શેઠને પોતાના ગુરુદેવ શ્રી વિજયધર્મસૂરિજી મહારાજ ઉપર શ્રદ્ધા. ગુરુની આજ્ઞાનું તેઓ પૂર્ણ આસ્થાપૂર્વક પાલન કરવામાં ધન્યતા માને, અને મનની કે ઘરની ખાનગી વાત વિના સંકોચે કરવામાં રાહત અનુભવે.

ગુરુ પણ ભારે જાજરમાન અને વિદ્વાન સાધુપુરુષ. સમાજનાં સુખદુઃખને તેઓ પોતાનાં સુખદુઃખ માને, અને સમાજને સુખના અને ઉન્નતિના માર્ગે દોરવો એ પોતાનો ધર્મ સમજે. ઊંઘ–આરામ ત્યજીને એ ધર્મનું તેઓ પાલન કરે.

આ માટે જ એમણે જૈન વિદ્વાનો તૈયાર કરવા માટે છેક કાશી જેટલી દૂરની મજલ પગપાળા ખેડીને ત્યાં એક નામાંકિત જૈનપાઠશાળા (શ્રી યશોવિજયજી જૈન પાઠશાળા) છેક બંગભંગના સમયમાં સ્થાપી હતી. એ બંધ પડતાં, એવા જ હેતુ માટે, એવી જ બીજી પાઠશાળા સ્થાપવાની મુંબઈના જૈન સંઘને પ્રેરણા આપી હતી; અને શ્રીવીરતત્ત્વ પ્રકાશક મંડળ નામથી એ સંસ્થા વિ. સં. ૯૭૬માં મુંબઈમાં વિલેપારલેમાં ચાલુ પણ કરવામાં આવી હતી.

એ પાઠશાળા માટે જ શેઠ લક્ષ્મીચંદ વેદે, આચાર્યશ્રીની પ્રેરણાથી પચીસ હજાર રૂપિયા જેવી મોટી રકમની સખાવત કરી હતી. અને એ માટે જ આચાર્યશ્રીની અને શેઠની વચ્ચે ના–હા થતી હતી.

ગુરુની પ્રેરણાથી શેઠે આગરામાં એક સુંદર દેવમંદિર અને જ્ઞાનમંદિર તૈયાર કરાવ્યું. ઉદારદિલ આચાર્ય મહારાજે પોતાના હસ્તલિખિત અને છાપેલાં ૧૮–૨૦ હજાર બહુમૂલાં પુસ્તકોનો સંગ્રહ જ્ઞાનમંદિર માટે ભેટ આપ્યો હતો. શેઠની ભાવના પોતાના ગુરુદેવને હાથે એની પ્રતિષ્ઠા કરાવવાની હતી. સાથે સાથે એમણે એક વિશાળ ધર્મશાળા પણ બનાવી હતી.

આચાર્યશ્રીની ભાવના મુંબઈની સંસ્થાને કાશી લઈ જઈને ફરી ત્યાં જૈન વિદ્યાનું કેન્દ્ર ઊભું કરવાની હતી. એટલે એમણે આગરા થઈ, બનારસ જવા માટે વિહાર કર્યો. પણ વચમાં જ, વિ. સં. ૧૯૭૮માં, મધ્ય પ્રદેશમાં શિવપુરી ગામમાં તેઓનો સ્વર્ગવાસ થયો, અને આદર્યાં અધૂરાં રહ્યાં જેવી સ્થિતિ થઈ. છતાં લક્ષ્મીચંદ વેદે પોતાની ભાવના પૂરી કરી; અને પોતાના ગુરુના વિદ્વાન શિષ્યો પાસે દેવમંદિરની પ્રતિષ્ઠા અને જ્ઞાનમંદિર (શ્રી વિજયધર્મ લક્ષ્મીજ્ઞાનમંદિર)ની સ્થાપના કરાવી. એ ધર્મ-ઉત્સવમાં શેઠે, આઠ દિવસમાં, વિ. સં. ૧૯૭૮ની સાલમાં એક લાખ રૂપિયા જેટલુ ખર્ચ કરીને પોતાની ઉદારતા ઉપર જાણે કળશ ચડાવ્યો. લક્ષ્મીચંદજી વેદની ધર્મભાવના અને ઉદારતાને સૌ અભિનંદી રહ્યા.

એ સમય જાણે શેઠની કીર્તિ અને સંપત્તિનો મધ્યાહ્ન બની રહ્યો. 

ભાગ્યના વારાફેરાને પામવા મુશ્કેલ હોય છે. દિવસ પછી રાત એ તો દુનિયાનો ક્રમ જ છે. એકધારું સુખ જ સુખ કે કેવળ દુઃખ જ દુઃખ એ તો માત્ર કલ્પનાની વસ્તુ છે. પ્રકાશ–અંધકાર, સુખ–દુઃખ, ચડતી-પડતીની ફૂલગૂંથણીનું નામ જ સંસાર છે. અને એ બધામાં સુખને પચાવીને અભિમાનને નાથી જાણે અને દુઃખને બરદાસ્ત કરીને મનને ભાંગી પડતું રોકી જાણે, એ જીવનનો સાર પામી શકે.

લક્ષ્મીચંદ શેઠનો સંપત્તિયોગ કંઈક અંધકાર, પ્રકાશ અને વળી પાછો અંધકાર એવો હતો. જીવનની શરૂઆત ગરીબીથી થઈ; વચમાં અપાર અમીરી આવી ગઈ; પાછલી જિંદગીમાં સંપત્તિએ જાણે મોં ફેરવી લીધું. અને છતાં મન તો સાગરની જેમ એવું ને એવું જ સ્વસ્થ રહ્યું. ન અતિ હરખાવાનું, ન અતિ વિલાવાનું!

સંપત્તિ આવી ત્યારે એવી આવી કે ન પૂછો વાત, અને જ્યારે એણે વિદાય લેવા માંડી ત્યારે ય એટલી જ ઉતાવળી! ભાગ્ય પલટાયું અને સટ્ટાના વેપારે યારી આપવી બંધ કરી.

અધૂરામાં પૂરું પેઢીનો વેપાર કાણી કોઠી જેવો થઈ

ગયો : ઘરનાં બધાંને સટ્ટો કરીને પૈસા કમવાની આકાંક્ષા વળગી. આકડેથી મધ ઉતારી લેવાની ઇચ્છા કોને ન થાય ભલા ? પરિણામ એ આવ્યું કે વેપારમાં નફો થાય તો સૌ પોતે લઈ જાય, અને નુકસાન જાય તો એ પેઢીને માથે ! એને ભરપાઈ કરવાની જવાબદારી શેઠની ! ભાગ્ય ફર્યું અને ઘર ફૂટયું, પછી સંપત્તિ રોકી રોકાય કે સ્થિતિને વણસતી રોકી શકાય એવી સ્થિતિ ન રહી.

ધીમે ધીમે નુકસાની વધતી ગઈ અને સંપત્તિ ઘટતી ગઈ. અને એ નુકસાનીના જડબામાં મુંબઈના માળા અને આગરાની હવેલીઓ હોમાઈ ગયાં.

૧૯૨૮ની સાલની વાત છે. શિવપુરીની પાઠશાળામાં મારો અભ્યાસ પૂરો થયો હતો અને સંસ્થાનો પહેલો પદવીદાન ઉત્સવ યોજાયો હતો. બહારગામથી અનેક મહેમાનો આવ્યા હતા. મુનિવરોનો આગ્રહ હતો એટલે, પૈસાની તંગી અને વૃદ્ધ ઉંમર હોવા છતાં, એક નોકરને લઈને શેઠ ત્યાં આવ્યા હતા.

મહેમાનોને સારાં સારાં મકાનોમાં ઉતારા અપાયા હતા, પણ શેઠે તો આશ્રમની એક ઓરડીમાં જ ઊતરવાનું પસંદ કર્યું. જમણવાર યોજાયા હતા, પણ શેઠ તો નોકર પાસે જ શાક અને રોટલી કરાવીને જમી લેતા.

જે સંસ્થાને દાન આપ્યું એનો દાણો ય કેમ ખવાય ? શેઠની બુદ્ધિ આટલી નિર્મળ, ધર્મમય અને જાગ્રત હતી. સંસ્થાના મકાનમાં રહેવામાં ય એમને ભારે સંકોચ થતો. આવી નાણાંભીડ છતાં એ ઉત્સવ પ્રસંગે સંસ્થાને કંઈક ભેટ આપી ત્યારે જ એમને નિરાંત થઈ. રખેને ધર્માદાની વસ્તુનો ઉપયોગ કર્યાનું કોઈ ઋણ પોતાના ઉપર ચડી જાય !

સત્યનો દેવ પણ સતવાદીની કસોટી કરવા લાગે છે ત્યારે જાણે કશી મણા રાખતો નથી. જેમની પાસે આગરામાં હવેલીઓ હારની હાર હતી અને મુંબઈમાં મોટા માળા હતા એમને રહેવાને એક નાનું સરખું મકાન પણ ન રહ્યું ન આગરામાં, ન મુંબઈમાં ! છેવટે તો શેઠે આગરા રહેવાનું બંધ કર્યું અને મુંબઈમાં ભાડાના મકાનમાં રહેવા લાગ્યા.

સને ૧૯૩૦ના ઓકટોબરમાં મારે મુંબઈ જવાનું થયું. મીઠાના સત્યાગ્રહ ત્યારે આખા દેશમાં પૂરજોશમાં ચાલે. અને મુંબઈ તો એનું મોટું કેન્દ્ર હતું. પ્રજા પર પણ ગાંધીજીની ચરખા અને ખાદીની વાતે કામણ કર્યું હતું. મને થયું, મુંબઈમાં આવ્યો છું તો શેઠજીનાં દર્શન કરતો જાઉં. મકાન શોધીને હું એમને ત્યાં પહોંચ્યો. શેઠ તો તે વખતે ન મળ્યા, પણ શેઠાણીજી સાદાં સફેદ વસ્ત્રો પહેરીને ચરખો કાંતતાં બેઠાં હતાં.

હું તો માની ન શકયો કે આ તે સ્વપ્ન કે સત્ય ! કયાં હીર–ચીરનાં ભારે વસ્ત્રો ને સોના–ઝવેરાતનાં અમૂલ્ય ઘરેણાં પહેરનારાં એ વખતનાં શેઠાણી અને કયાં સાદા વસ્ત્રો પહેરીને રેંટિયો કાતતાં આ શેઠાણીજી ! મારું તો અંતર ગદ્ગદ થઈ ગયું.

છેલ્લે ૧૯૩૧નો, શેઠના સમગ્ર ધર્મજીવનના સારરૂપ એક પ્રસંગ કહીને આ ચરિત્ર પૂરું કરું.

નુકસાની એટલી મોટી હતી કે બધું ય આપી દેવા છતાં એનું તળિયું ઊણું ને ઊણું જ રહેતું.

'ભાંગ્યું ભાંગ્યું તો ય ભરૂચ'ની જેમ હજી પણ કેટલાંક ચાંદીનાં વાસણો અને કિંમતી રાચ–રચીલાં બચી ગયાં હતાં.

લેણદારની ઉપાધિમાં જ એક વાર શેઠ આગરા આવ્યા હતા. એ દિવસોમાં હું શેઠના જ્ઞાનમંદિરમાં કયુરેટર તરીકે નોકરી કરતો હતો.

એક ભાઈએ આવીને શેઠને કહ્યું : 'શેઠજી, આપના અમુક લેણદાર જપ્તી લાવવાના છે એવી વાત સાંભળી છે. તો આ ચાંદીનાં વાસણ અને બીજો કિંમતી સામાન આઘોપાછો કરી નાખીએ તો ?'

શેઠે જરાય ખમચાયા વગર તરત જવાબ આપ્યો : 'અરે ભાયા ! લેણદારનું લેણું તો ઘર અને માલ વેચીને, મહેનત કરીને અને નોકરી કરીને પણ આપી દેવું જોઈએ. છોને આવીને જે જોઈતું હોય એ ખુશીથી લઈ જતા. આપણો એટલો ભાર ઓછો ! આમાં અકળાવાની કે સામાન આઘોપાછો કરવાની કશી જરૂર નથી. કર્મમાં લખ્યું હોય એ થયા કરે, પણ આપણે આપણી બુદ્ધિને બગડવા ન દઈએ.'

જપ્તી લાવવાની તો કોઈની જિગર ન ચાલી, પણ આ પ્રસંગે શેઠની સચ્ચાઈની, ન્યાય–નીતિ અને પ્રામાણિકતાની એક વધુ અગ્નિપરીક્ષા કરી બતાવી.



  રીંગણાના શાકની જેમ, સૌની સાથે ભળતા રહો.

પ્રવીણચંદ્ર એચ. શાહ

# પરદેશીની મરજાદ



શંકરજી શેઠ શરીરે મોટા, પણ વહેવારે નાના. નાની-શી પેઢી. લેણદેણનો નાનો-શો ધંધો. પોતે પ્રજ્ઞાચક્ષુ એટલે પોતે વાત સાંભળે અને પછી જેમ લખાવે તેમ એમનો દશબાર વર્ષનો ભત્રીજો દલ્લુ લખે. પેઢી ઉપર બેઠા હોય તો બે ઘડી જોઈ રહેવાનું મન થાય એવા દેખાવડા. પણ ઈશ્વરે એમના રૂપના ચંદ્રમાં એક કલંક રાખેલું. એ જન્મથી અંધ હતા. એટલે નોકરીચાકરી તો ક્યાંથી થાય? જીવનનિર્વાહ તો ચલાવવો જોઈએ ને! બાપદાદાનાં ઘર હતાં. માનું સ્ત્રીધન હતું. એ વેચીને એટલી મૂડીમાંથી ધીરધારની નાની પેઢી માંડેલી.

નિયમ એમનો એક. રોજ સવારે ભીડભંજન મહાદેવના દર્શન કરવા જવું. દલ્લુ એમને દોરી જાય. મારગમા કોઈ સામે મળે તો દલ્લુ ઓળખાવતો જાય.

'કાકા!' દલ્લુએ કહ્યું. 'બંગલાના ઝાંપા આગળ નારાયણરાવ ઊભા છે.'

'તો દલ્લુ! ચાલ, નમસ્કાર કરતા જઈએ.'

નારાયણરાવ શામરાવ લાડ. આમ તો મુંબઈ સરકારના નોકર. પણ ઉછીની નોકરીને ધોરણે નવાનગર રાજ્યમા સર ન્યાયાધીશ થઈને આવેલા. તેમને પણ રોજ ભીડભંજન જવાની ટેવ. ત્યાં અવારનવાર મળી જાય એટલી ઓળખાણ.

દલ્લુ શંકરજી શેઠને દોરીને લઈ ગયો:

'કેમ સાહેબ, મજામાં ને?' શંકરજી શેઠે પૂછ્યું.

જવાબ આપવાને બદલે નારાયણરાવ રડી પડયા.

'હાં....હાં....સાહેબ....સાહેબ...'

નારાયણરાવે પ્રયાસે રોવું કાબૂમાં રાખ્યું. એમના ઊંડા નિશ્વાસ માત્ર શંકરજીને સંભળાયા.

'શું થયું સાહેબ? કોઈ સાજું-માંદું?'

નારાયણરાવે ભારે ગળગળે સાદે કહ્યું: 'ના રે, આ તો આજ બાર કલાકમાં તમે એકલાએ જ મને બોલાવ્યો એટલે.'

'એટલે! હું ના સમજ્યો, સાહેબ!'

'વાત એમ છે, શંકરજી શેઠ, કે રાજખટપટ તો તમે જાણો છો ને. હું કોઈની શેહમાં આવીને ખોટું તો કરું નહિ. એટલે આ રસ્તો લીધો.'

'કયો રસ્તો?'

'તમને ખબર નથી, શેઠ? આખું નગર કાલ સાંજથી જાણે છે. કોઈક નારાજ થયું હોય તો કોણ જાણે, બધા તો રાજી યે થતા હશે. મને સારું લગાડવા આમ અજાણપણું બતાવતા હશો. પણ શેઠ, મને હવે સારું લગાડવાની જરૂર નથી, હોં.'

'સાહેબ, આપ માનો-ન-માનો, આપની મરજી, પણ સાચું કહું છું, મને કશી જ ખબર નથી.'

'ખરેખર! તો સાંભળો. નવાનગરના જામસાહેબ વિભાજીએ ગઈ કાલે રાત્રે નવ વાગે મને નગરની હદ બહાર ચાલ્યા જવાનો હુકમ કર્યો છે. ઢોલ પીટીને એ વાત જાહેર કરવામાં આવી છે.'

'શું કહો છો?'

'હા, ચોવીસ કલાકની મુદત છે. એટલે આજ રાતના આઠ વાગ્યા પહેલાં મારે નગરની હદ બહાર—નવાનગર રાજ્યની હદ બહાર ચાલ્યા જવાનું છે.'

મહાપ્રયાસે મન ઉપર રાખેલો કાબૂ ગુમાવ્યો: 'અને શેઠ, ઉઘરાણીવાળા કાલ રાતથી જંપવા દેતા નથી. ઘરમાં પૈસા નથી. મારી પત્નીને પૂરા દિવસ જાય છે ને વાહન મોંમાગ્યા દામે પણ મળતું નથી.'

પળવાર શંકરજી શેઠ ચૂપ રહ્યા. પછી કહ્યું: 'સાહેબ, આપના ઉઘરાણીવાળા જેટલા હોય એટલાને કહેજો કે, મારી પેઢી ઉપરથી એમનું લેણું લઈ જાય. વાહન હું આપને મોકલાવું છું, મારી પોતાની ગાડી. એનાં આપને દામ આપવાનાં નથી. રાજકોટ

રાત્રે નિરાતે ઊંઘાય એવો વ્યવહાર દિવસે રાખો



પહોંચી જશો, પછી મુંબઈ જવાની ખરચી પણ હું મારા ગાડીવાન સાથે મોકલીશ. જામસાહેબને આ શું સૂઝ્યું એ તો નથી જાણતો, પણ આમાં તો અમારા ગામનું ખોટું દેખાય ને !'

અને એમ નારાયણરાવ રાજકોટ પહોંચ્યા. પછી ત્યાંથી મુંબઈ પણ પહોંચ્યા.

આ તરફ હજૂરિયાઓ, ખટપટીઓ ને હિતશત્રુઓએ જામસાહેબ વિભાજીના કાન ભંભેરવા માંડ્યા: 'જોયું, બાપુ! આપણા ગામની વસ્તી ને આપને જ ખરાબ દેખાડી ગયો ! વાહન જો ન મળ્યું હોત તો નારાયણરાવ હજી નગરની હદમાં જ હોત ને બાપુના હુકમનો ભંગ કરવા બદલ પૂરી મૂકત જીવા મહેતાને ડેલે. આ તો હવે જ્યાંત્યાં જઈને વાત કરશે, બાપુને વગોવશે. એ બધુંય આ આંધળાએ કર્યું.'

'એ કોણ છે ?' જામ વિભાજીએ પૂછ્યું.

'અરે, બાપુ, આપની પાસે તો મગતરું છે, મગતરું! છે એક નાની હાટડી ને એમાં મામૂલી મજૂરને—બહુ બહુ તો નાનામોટા હાટવાળાને—બસોપાંચસોના ઉછીના–ઉધારા ધીરધારાં કરે છે.'

'સાચી વાત છે.' વિભાજીએ કહ્યું : 'તે એણે અમારા હુકમને સાવ અરથ વગરનો બનાવ્યો ને?'

'હાસ્તો બાપુ, વજીર સાહેબે આપને નહોતું સમજાવ્યું, કે આમ ને આમ એને પકડીએ ને તો તો એ સરકારી નોકર. સરકાર આપણને પૂછે. આપણે વળી આપણી વાતમાં સરકારનું લફરું શું કામ જોઈએ ? એટલે વજીર સાહેબે પેંતરો ગોઠવ્યો કે એને તો હદપારીનો એવો હુકમ આપવો કે, એ પાળી જ ન શકે. પછી એ હુકમ ન પાળ્યા બદલ એને પકડવો. આપની સાથે બધી વાત કરી હતી.'

'મોતી જામની ડેલીએ ને ?'

'હા, બસ. હવે બાપુને બરાબર યાદ આવ્યું. પણ એ બધી રમત બામણાએ બગાડી નાખી ને આપણને લેવાના બદલે દેવાના થાય એ નફામાં. હવે ગામ આખામાં તો શું, ઠેઠ મુંબઈ ને કલકત્તા સુધી વગોણું થશે. અને એ બધાયનું નિમિત્ત આ અંધો ! એને તો હેડમા પૂરીને ચાબખા મારો.'

'તો એમ કરોને, એને બોલાવો આંહીં.'

બાપુનો હુકમ ! પછી વાર શી ? જમૈયા ઉછાળતા ચાર આરબો ઊપડ્યા. શંકરજી શેઠ જમતા હતા ત્યાંથી બાવડું ઝાલીને ઉપાડ્યા.

આખા ગામમાં સોપો પડી ગયો ! રાજનો હુકમ ગમે એવો હોય, પણ રાજની વાત ખોટી શી ? એમ વસતિના માણસ ઊઠીને રાજના હુકમનો ભંગ કરવા બેસે તો પછી રાજ ચાલે કેમ ?

આરબો તો શંકરજી શેઠને અબોટિયા સાથે, એઠા હાથે, હાથ ધોવા દીધા સિવાય જ ઉપાડી ગયા. જામબંગલે ઊભા કરી દીધા—જામસાહેબ પાસે.

'કેમ રે, શેઠ !' જામ વિભાજીએ પૂછ્યું : 'આ હું શું સાંભળું છું ?'

'જી, એમાં દોષ હોય તો દોષ છે આ સેવકનો.'

'દોષ નહિ ? દોષ હોય તો એવું કેમ બોલો છો ?'

'બાપુ, નગરનું પચાસેહજાર માણસ હૈયાં વગરનું છે, પરદેશી તરફ કરડી નજરનું છે, એમ મારે કહેવા નહોતું દેવું બાપુ ! નગર તો જેમ તમારું એમ અમારુંય ખરુંને. અમારા ગામનું ખરાબ દેખાય કે બોલાય, તો કાલ અમે કે અમારા દીકરા પરદેશ કેમ ખેડીએ ? અમે જો પરદેશીની મરજાદ આંહીં ન રાખીએ તો પરદેશમાં આપણી મરજાદ રાખે કોણ ? હવે આપ ધણી છો. આપને ઠીક પડે તેમ કરો.'

જામે કહ્યું : 'આનાં બંધન છોડી નાખો.'

શંકરજી શેઠનો હાથ પકડીને એને પોતાની પાસે બેસાડ્યા : 'શેઠ ! તમારી વાત સાભળીને હું રાજી થયો. તમે જેટલા પૈસા નારાયણરાવના ચૂકવ્યા છે એ બધા તમને રાજની તિજોરીમાંથી મળશે. જેવી તમે ગાડી આપી તેવી એક ગાડી તમે જીવો ત્યાં સુધી રાજખરચે તમને મળશે. શેઠ, તમે તો મને એક શિખામણ આપી. માણુસ ટળીને રાજા થાય એ મોટો નથી, માણુસ રહે એ મોટો છે. સાર-માણસાઈની ખરી આબરૂ તો અમારી તમે રાખી. તમારી તો હું જે ઇજ્જત કરું એ ઓછી છે !' પછી એકઠા થયેલા તમામ લોકોને ઉદ્દેશીને બોલ્યા : 'પૂરો વિચાર કરવાનો વખત મેળવ્યા વગર હુકમો કરવાનું આ પરિણામ છે. આજથી ફરમાવવામાં આવે છે કે : 'કોઈ માણસને ડંખતો હુકમ કરીએ તો એ હુકમ ભરદરબારમાં બીજી વાર જાહેર કરી કાયમ ના કરીએ ત્યાં સુધી કોઈએ પાળવો નહિ.'

આ હુકમ નવાનગરના રાજ્યના સરકારી ગેઝેટમાં પણ આ જ મતલબે છપાયો હતો. ❋





ભલે મોંઘી પડે, સલાહ તો અનુભવીની જ લેજો



# દીવડો ડોલી ઊઠયો !

વળી પાછાં એનાં આંગળાં ખિસ્સા તરફ વળ્યાં, અને એમાંનો પેલો ગુલાબી રંગનો પત્ર ખેંચીને બહાર લાવ્યાં. યંત્રવત્ બીજો હાથ પણ પહેલાની મદદે આવ્યો. ઘડીકમાં તો પત્રની ઘડીઓ ઊકલી ગઈ. બન્ને હાથોની આંગળીઓએ બન્ને બાજુથી દબાવીને પત્રને સીધો બનાવી, એના ચહેરા સન્મુખ ખડો કરી દીધો. અને એની નજરે જાણે પત્ર પર પોતાની દોટ શરૂ કરી દીધી. અક્ષરો પરના એના નર્તને જાણે કારુણ્યતરંગના સ્વરો રેલાઈ રહ્યા.

નજરનું કાર્ય પૂરું થયું. આંગળીઓ વળી પાછી ગતિમાં આવી ગઈ ઘડી વળાઈને પત્ર પાછો ખિસ્સામાં પુરાઈ ગયો.

આંખ પરથી ચશ્મા ઉતારી, એના કાચને ચશ્મા-ઘરના ફલાલીનના ટુકડા વડે એ સાફ કરી રહ્યો.

એના મોં પર ગમગીની સ્પષ્ટ વર્તાતી હતી.

કાઉન્ટર ઉપર કામ કરતા અન્ય સહકર્મચારીઓ અવારનવાર દલાલ તરફ દિલસોજીભરી દૃષ્ટિ કરતા હતા. રોજનો સાથી લેજર સામે પડયો હતો, પણ આંકડા પાડવાની ઇચ્છા જાણે મરી પરવારી હતી.

બેન્કમાં નોકરી સ્વીકાર્યા પછી દલાલે સાત દિવાળી જોઈ નાખી હતી. હસમુખા સ્વભાવથી એ સૌનો પ્રિય સાથી બની ચૂકયો હતો. કામ કરવાની ચીવટ, મહેનત કરવાની તત્પરતા અને નિયમિતતાથી એના ઉપરી અધિકારીઓના એના ઉપર ચાર હાથ હતા. ટૂંકી નોકરીમાં પણ દલાલે એકાઉન્ટન્ટ તરીકે સારી એવી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી.

આજે બરોબર સાડાદશને ટકોરે બેન્ક શરૂ થતાં ખુશમિજાજી દલાલ પોતાના ટેબલ પાસે આવ્યો ને હજી તો એ પોતાની ખુરશી પર જગ્યા લે એ પહેલાં એની નજર ગુલાબી રંગના બેન્કના પત્ર પર પડી. એણે એ હાથમાં લઈ ઉતાવળથી વાંચી નાખ્યો અને એના મુખ ઉપર એક ઘેરું વાદળ છવાઈ ગયું.

એ પત્ર બેન્કની કરાંચી શાખામાં એની બદલી થયાના સમાચાર લઈને આવ્યો હતો.

મુંબઈમાં એને કેવું સરસ ફાવી ગયું હતું! બેન્કમાં પણ કોની સાથે એને અણબનાવ હતો? તો પછી આ બદલી કેમ? બધા સહકર્મચારીઓને દલાલની ગમગીની સ્પર્શી ગઈ હતી.

એને ઘડીક તો થયું, 'નોકરીને તિલાંજલિ આપી દઉં?' તાજા ઘાની વેદના બેત્રણ દિવસમાં જરા ઘટી. મિત્રો અને સલાહકારોએ પણ એને કરાંચી જવા સલાહ આપી. બેન્કના એજન્ટે પણ કરાંચીમાં એના ઊજળા ભાવિની આગાહી કરી. એ દિવસોમાં મુંબઈ ઈલાકામાં સિંધનો પણ સમાવેશ થતો હતો અને

મુંબઈ–કરાંચીમાં ઘણી પેઢીઓની શાખા–ઉપશાખાઓ કાર્ય કરતી હતી.

આખરે દલાલ કરાંચી જવા ઊપડ્યો. ઘરથી દૂર દૂર જતાં દલાલના હૃદયમાં કોઈ અકથ્ય લાગણીની ભીંસ ઊભી થઈ.

એના પિતાના સ્નેહીએ કરાંચીમાં રહેતા પોતાના સગા ઉપર પત્ર આપ્યો હતો. એટલે તાત્કાલિક ઊતરવાનું ઠામ તો મળી ચૂક્યું. દલાલ વળતી સવારે સાડા દશને ટકોરે પોતાની બેંકની નવી શાખામાં હાજર થઈ ગયો. પટાવાળો એને એજન્ટ પાસે લઈ ગયો. દલાલને ખબર હતી કે અહીંનો એજન્ટ એક અંગ્રેજ છે. એટલે એ તાજી દાઢી કરાવીને, સુઘડ વસ્ત્રોમા સજ્જ થઈને ગયો હતો. મુખ્ય ઑફિસનું બારણું ઊઘડ્યું અને દલાલને અંદર લઈને પાછું વસાઈ ગયું. દલાલ સલામ કરીને એજન્ટ આગળ ઊભો રહ્યો.

'એમ ! ત્યારે તમે જ દલાલ કે ?' મોંને ખૂણે સળગતી ચીરૂટને ખસેડતો ગોરો અધિકારી દલાલની સામે જોઈ રહ્યો.

દલાલે જોયું કે ગોરો અધિકારી સામાન્ય અંગ્રેજો કરતાં નીચો હતો. કદાચ એની ઉંમર પણ ઓછી હોય !

થોડીક આડીઅવળી વાતો થઈ અને દલાલને પોતાનું દફતર સંભાળવાનું સૂચન કરી એજન્ટ એના બીજા કામે વળગ્યો.

ઘણાની પ્રકૃતિ સહજપ્રસન્ન હોય છે. એ જ્યા જાય છે ત્યાં પ્રસન્નતા એને વિંટળાઈ વળે છે. પ્રસન્ન પ્રકૃતિનો દલાલ એના હસમુખા સ્વભાવથી સાંજ પડતાં સુધીમાં તો જાણે અહીંના કર્મચારીઓમાં પણ પ્રિય બની રહ્યો. એકાઉન્ટ બંધ થયો ત્યાં તો દલાલને પોતાના ચોપડા લઈ હાજર થવાનું એજન્ટ સાહેબનું ફરમાન છૂટયું. દલાલે સાહેબના ટેબલ ઉપર ચોપડા રજૂ કર્યા. એક-પછી-એક પાનાં સાહેબે જોવા માંડ્યાં અને દલાલ ઉપર પ્રશ્નોની ઝડી ઉપર ઝડી વરસી : 'આ એન્ટ્રી આમ કેમ નાખી ? આ રકમ ત્યાં કેમ બતાવી ?' એવા જાતજાતના પ્રશ્નો પૂછી સાહેબે દલાલને થકવી નાખ્યો

અધિકારી હોવાને કારણે હો કે ગમે તે હો, સાહેબની પ્રશ્ન પૂછવાની તોછડી ઢબ ને એનો તુમાખીખોર ચહેરો જોઈ દલાલને કંટાળા સાથે ઘૃણા ઉત્પન્ન થઈ. તે સહેજ નિરાશ પણ થયો. સાહેબની ઑફિસની બહાર આવતાં દલાલ જાણે લાંબી માંદગીમાંથી ઊઠતા દર્દી જેવો ફિક્કો પડી ગયો હતો.

વળતે દિવસે પણ પાછી એ જ વર્તણૂક. સહેજે ફેર નહીં. સાહેબની પાસે હાજર થવાનું એ જ ફરમાન. વળી પાછી પ્રશ્નોની દેમાર ઝડી અને પાછી એ જ નિરાશા. એકાદ માસમાં તો સાહેબથી દલાલ વાજ આવી ગયો. દલાલે જોયું કે સાહેબ બીજા કોઈની નહીં, પણ પોતાની પાછળ જ આદુ ખાઈને પડ્યા છે. કોઈને નહીં ને સાહેબ દલાલને જ કેમ તડકાવતા હતા ? શું એનું કાર્ય સંતોષકારક નહોતું ? કોઈ દિવસ ચોપડામાં ભૂલ તો નીકળી જ નહોતી. સાહેબ જે પ્રશ્નો પૂછતા એનો એ સંતોષ થાય તેવો ઉત્તર આપતો, છતાં એ પ્રશ્નમાળા અટકી નહીં. ગોરાની તુમાખીમાં દલાલનુ પ્રસન્ન સુખ તવાઈ રહ્યુ.

કોઈ વેળાએ દલાલ પોતાના રોજમેળનો હિસાબ સરખો કરવામાં મગ્ન બન્યો હોય એ જ વેળા બૂટનો ભારે અવાજ ફરસબંધી ઉપર ગાજતો અને એની નજીક આવી થંભી જતો. ગોરો સાહેબ ચીરૂટના ધુમાડા કાઢતો, ત્યાં ઊભો ઊભો જાતજાતના પ્રશ્નો પૂછતો. પોતાના સહકર્મચારીઓની સમક્ષ પોતાની સાથેનું ગોરાનું આવું કડક વર્તન દલાલથી સહ્યું જતું નહોતું.

આમ ને આમ લાંબું ચાલી શકે તેમ નહોતુ. દલાલ અતિશય કંટાળી ગયો ને એણે નોકરી છોડવાનો નિશ્ચય કરી લીધો. દિવાળી નજીક આવતી હતી અને એણે દિવાળી બાદ રાજીનામું આપી પોતે પાછો મુંબઈ આવી રહેશે એવો પત્ર પણ ઘરે લખ્યો.

ક્ષય રોગના દર્દીની જેમ કેલેન્ડરના પાનાંની થોકડી દિનપ્રતિદિન સુકાતી જતી હતી ને હવે તો બસ કેવળ ત્રણ જ પાનાં એના પર લટકી રહ્યા હતા. ધનતેરસ, કાળીચૌદસ અને દિવાળી. ચોથા પ્રભાતે પૃથ્વી પર નવલુ વર્ષ ડગ માંડવાનુ હતું. વર્ષ પોતાના જૂનાં વસ્ત્ર છાંડી નવાં વસ્ત્ર ધારણ કરવાનુ હતું. દલાલે પણ આ જૂની નોકરી છોડી નવા વર્ષમાં નવી નોકરી સ્વીકારવાનો સંકલ્પ કર્યો બેન્કમાં ત્રણ દિવસની રજા પડી. બેન્કમાંથી નીકળતાં રાજીનામાનો મુસદ્દો ઘડી નાખ્યો. એ પત્ર ગજવામાં સેરવી દઈ,




એ બૅન્કનાં પગથિયાં ઊતરી ગયો.

પોતાના મકાન ઉપર આવ્યો ત્યારે દલાલ ખૂબ પ્રસન્ન હતો. જાણે મણ મણની શિલાનો ભાર ઉતારીને, હલકોફૂલ બનીને એ આજે આવ્યો હતો. તે રાત્રે એને ખૂબ શાન્તિપૂર્વકની ગાઢ નિદ્રા આવી ગઈ.

ચૌદસ અને અમાસના બન્ને દિવસો કરાંચીમાં વિવિધ સ્થળોએ ફરીને ગાળ્યા. આ શહેર છોડવું છે તો હવે જેટલું જોઈ લેવાય તેટલું જોઈ લેવું એવો નિશ્ચય કરીને એ નીકળ્યો હતો. સ્નેહીઓ, સંબંધીઓને મળી લીધું. દિવાળીની રાત્રે એણે મહોલ્લાનાં બાળકોને સાથે રાખી દારૂખાનું ફોડ્યું ને આનંદ કર્યો. મોડી રાત્રે પ્રફુલ્લ ચિત્તે એ સૂતો. બહારના પ્રકાશના કોડિયાં અંધારને ધકેલીને અજવાળું વેરી રહ્યા હતા. દલાલના હૈયામાંય હવે અંધકાર નહોતો. હતો કેવળ આનંદઘન પ્રકાશ!

નૂતન વર્ષના સુરમ્ય પ્રભાતે વહેલો ઊઠીને પોતાના દૈનિક કાર્યથી હજી એ પરવારે છે ત્યા તો એના આંગણામાં નવીનકોર મોટરકાર આવીને થંભી. શૅાફરે નીચે ઊતરી પાછલી બેઠકનું બારણું ઉઘાડ્યું અને દલાલે જોયું કે બૅન્કનો ગોરો એજન્ટ મોટરમાંથી બહાર આવી રહ્યો હતો. એણે પોતાના બે હાથમા ઘણી બધી વસ્તુઓ સમાવી હતી. ધીમી ચાલે એ ઓટલો ચઢ્યો. દલાલનુ ચિત્તતંત્ર ચિંતા અને વિસ્મયની દ્વિધામા સરકી પડ્યું! બૅન્કમા હાજર થયા પછી પોતાને સતત પજવવામાં બાકી ન રાખનાર ગોરો એજન્ટ સાક્ષાત્—સદેહે અહીં આવતો હતો. શું નવા વર્ષનું મંગલ પ્રભાત પણ બગાડવા માટે એ આવતો હતો? શૅાફર પણ હાથમાં કરંડિયા લઈને એની પાછળ પાછળ આવતો હતો.

દલાલ દોડીને એમનુ સ્વાગત કરવા આગળ આવે ત્યા તો ગોરો ઉંબર ઓળંગી ઘરમાં પ્રવેશ્યો અને પોતાના હાથમાંની ચીજવસ્તુઓ પાસેના હીંચકા ઉપર મૂકી દલાલને ખૂબ પ્રેમથી ભેટી પડ્યો.

વિસ્મયકારક હતું આ વર્તન! દલાલ ઘડીભર તો અવાક્ બની ગયો. એ કળી શક્યો નહીં કે આ શું થઈ રહ્યું છે! કેવળ સમર્પણભાવે એ ગોરાની પ્રેમ-બાથમા ઘડીભર સમાઈ રહ્યો.

'મિ. દલાલ,' દલાલનો ખભો પકડીને ગોરો ઊભો. દલાલે ગોરાના ચહેરામા દૃષ્ટિ માંડી. ખરેખર, એ ચહેરો કેવો પ્રફુલ્લ–મધુર હતો! એની તુમાખી જાણે દેશવટો પામી હતી. એની નિર્મળ આંખમાં પ્રેમ જાણે ભીનો બની અંજાઈ ગયો હતો. એણે પોતાની વાણી વહેતી મૂકી: 'તમને થતું હશે કે મેં તમને ખૂબ પજવ્યા છે. પણ માફ કરજો, મિ. દલાલ! એ બધું સકારણ હતું.'

મુખમાંથી સરકતા શબ્દોમાં બનાવટ ગેરહાજર હતી: 'હિસાબકિતાબની આંટીઘૂંટીથી હું તદ્દન અણજાણ હતો. અહીંના માનવીઓમાંથી કોઈનો ઉપર મારી નજર બેસતી નહોતી. મેં મુંબઈ હેડ ઑફિસમા મારે માટે એક સારા એકાઉન્ટન્ટને મોકલી આપવા વિનંતી કરી હતી અને તેના જવાબમાં મિ. દલાલ, તમે મને મળ્યા હતા. આટલા દિવસોના તમારા સહવાસમાં એકાઉન્ટની સઘળી આંટીઘૂંટી મેં તમારી પાસેથી જાણી લીધી છે. જો હું આ બધું જાણતો નથી એમ તમને લાગે તો બૅન્કના એજન્ટ તરીકે મારા મોભાને લાંછન લાગે. એટલે ઉપરી અધિકારીને દાવે તમને અનેક પ્રશ્નો કરી, મારે જાણવા જેગ સઘળી ચાવી મેં જાણી લીધી છે. ખરેખર, તમે મારા ગુરુ છો. હું તમારી પાસે ખૂબ શીખ્યો છું. આ નવા વર્ષે મારા તરફથી આટલી ગુરુદક્ષિણા છે તે પ્રેમથી સ્વીકારજો.'

પ્રેમવિવશ ગોરાએ દલાલના હાથમા એક ચૅક મૂકી દીધો.

હજી જાણે પરિસ્થિતિનો તાગ પૂરેપૂરો પામી ન શક્યો હોય એમ દલાલની આંખ હાથમા મુકાયેલા ચૅકના આંકડાને માનવા જાણે તૈયાર નહોતી.

આટલુ જ કેમ, ગોરાએ ખિસ્સામાથી કાઢીને બીજો પત્ર દલાલના હાથમા આપ્યો. ગુલાબી રંગના એ પત્રમા બૅન્કના ચીફ એકાઉન્ટન્ટની રૂ. ૩૦૦ના માસિક પગારવાળી ઊંચી જગાએ દલાલની બઢતી કર્યાનો હુકમ હતો બીજી કેટલીય ચીજવસ્તુની, ફળફળાદિના કરંડિયાઓની ભેટ તો વધારાની

દલાલના અતિ આગ્રહને માન આપી ગોરો સાકરનો એક ગાંગડો મોંમાં મૂકી પ્રેમનીતરતા નેત્રે દલાલના ઘરનાં પગથિયાં ઊતરી ગયો.

ઘરની બહાર ઓટલા પરના ગોખમાં હજીય જલતો દીવડો જાણે આ પ્રસંગનો રંગ માણીને પોતાની જ્યોત ડોલાવતો નાચી ઊઠ્યો.

દુઃખ વેળા રડવાથી બેવડાશે, હસવાથી અડધું થશે.



મોહન દાંડીકર

# પોપટબાપા



**આ**ક્રુતિક સૌન્દર્ય અને પવિત્રતાની દૃષ્ટિએ બરડો એ સૌરાષ્ટ્રનો અત્યંત રમણીય પ્રદેશ છે ગિરનાર–શેત્રુંજય પછીનો આ પહાડી પ્રદેશ એના શાર્ય માટે, એના બલિદાન માટે તેમજ એના સાધુસંતો માટે આજે ય ગૌરવ અનુભવે છે.

આ બરડાની તળેટીમાં ભાણુવડ નામનું એક ગામ છે. એ ગામમાં સતત શિક્ષણનો કાર્યક્રમ અમે યોજેલો. ધૂળિયું ગામ. માંડ ગાડું ચાલે એવા સાંકડા રસ્તા. ગંદકી ખૂબ. જ્યાંત્યાં કચરાના ઢગલેઢગલા. પણ એ ગામમાંથી એક દિવસે અચાનક અમને એક મોતી મળી આવ્યું.

એક દિવસ અચાનક અમે ગામને છેડે આવેલ વાઘરીવાસમા જઈ ચડયા. ત્યાં અમને એક વૃદ્ધ મળ્યા. એમનું નામ પોપટભાઈ. પણ આખું ગામ એમને પોપટ કહીને બોલાવે. પોતાના કૂબામાં બેઠાં બેઠાં એ દોરડું ગૂંથતા હતા. ઉંમર હશે ૬૦–૬૫ની. પણ જીવનના ઝંઝાવાતોની સામે ઝીંક ઝીલતાં ઝીલતાં એમનો કંતાઈ ગયેલો દેહ ક્યારેક પાણાનો ય ભૂકો કરી નાખે તેવો હશે તેની ખાતરી આપતો હતો. સુક્કા ભૂખરા વાળ, છટિયા જેવી દાઢી ને ભરાવદાર મૂછોની ઉપર બે લાલઘૂમ આંખો. આભૂષણોમાં કમરે વિંટાળેલું એક ફાટેલ પંચિયું ને ગળે કાળો દોરો. જતાં જ મેં એમને ‘ રામ રામ ’ કર્યા. પછી પૂછ્યું : ‘ કેમ છો બાપા ?’

‘ ઠીક ઠીક.’ કહીને, હસીને એમણે અમને આવકાર આપ્યો. ને બાજુમાં ઊભેલ પોતાની દીકરીને કહ્યું : ‘ જા બચા, બકરી દોઈને ચા મૂક.’

ખૂબ ના પાડી અમે. પણ છેવટે વિજય એમનો જ થયો.

‘આની મજૂરી શું મળે, બાપા ?’ દોરડું ગૂંથવાના કામને એ આટોપતા હતા ત્યાં મેં પૂછ્યું.

‘ હું મળે બાપ !’ કહીને એમણે દોરડું છાપરા પર મૂક્યું. પછી પાછા આવીને કહે : ‘ અટાણના લોકની વાત હું કેવી, ભાઈ ! અટાણે તો રાંઢવાં હવે શે’રમાંથી લાવે. આંઈ અમારી પાહે બવ ઓછા આવે.’

‘ એમ કેમ ?’ મેં પૂછ્યું.

એટલે એ સાવ ભોળે ભાવે કહે : ‘ ઈ રાંઢવાં સસ્તાં પડે ને, એટલે. ને મશીનમાં બનાવ્યાં હોય એટલે દીસે ય હારાં.’

‘ સસ્તાં કેમ પડે ?’

એ કહે : ‘ ઈ રાંઢવામાં માલીકોર ચીંથરાં વીંટયાં હોય ને એટલે. પણ એ રાંઢવાં બવ ચાલે નંઈ. ’

એટલે મેં કહ્યું : ‘તમે ય એમ કરતા હો તો ?’

એ હસતાં હસતાં કહે : ‘ ઈ જીવ નો હાલે. આત્માને છેતરવો પડે ને !’

મને થયું કે બુદ્ધ, ઈશુ કે ગાંધીનું નામ આણે સાંભળ્યું યે હશે કે પછી સસલાં મારતાં મારતાં કે માછલાં પકડતાં પકડતાં જાતને ન પકડવા દેવાની આ કોઈ તરકીબ હશે ! હું એમને એ પૂછતો જ હતો ત્યાં બે ખેડૂતો એમને આંગણે આવ્યા.

‘ અલ્યા, પોપટ !’





'આ એક વરત–વરતાણી બનાવી આલને. દહ વામ બનાવજે.'

'દહ વામ નો ભેવે બાપ. નવ વામ ઠાવકું.'

પણ એમની વાતમાં પેલા ખેડૂતોને વિશ્વાસ નહીં બેઠો. એટલે કહે : 'અલ્યા, નવ વામ નો હાલે પોપટ. દહ વામ જોહે.'

'નો કેમ હાલે ? તમતમારે કે'જોને નો હાલે તો.'

મેં કહ્યુ : 'બાપા, દશ વામ બનાવ્યું હોત તો તમને એટલા પૈસા વધારે મળત ને.'

એટલે એ કહે : 'બચારા જીવે કેટકેટલી કહટી કરીને આટલો વેંત કર્યો હશે, ત્યાં એમની પાંહે વધારે લઈને પસે દખી હું કરવા ! ન્યાં ઉપરવાળાને પસે હિસાબ શો આપવો ?'

એમની આ પરોપકારવૃત્તિ જોઈને હું દિંગ થઈ ગયો. સાજે માડ ભડકું મળતું હશે આ ડોસાને. છાપરુ જોઈને એમ નહોતું લાગતું કે સોડ તાણવાની આને પૂરી જગા પણ હશે. પણ બીજાની પાસેથી પઈએ હરામની ન લેવાય એવી ફિલસૂફી આને કોણે શીખવી હશે !

એમની આ ઉદારતા જોઈને સ્વાભાવિક રીતે જ મારાથી પુછાઈ ગયું : 'હેં બાપા, તમે તો રાજાશાહીના દિવસોમા અમારા જેવા જુવાન હશો. એટલે એ દિવસોમાં ને આજના દિવસોમાં, એ માણસોમાં ને આજના માણસોમાં, તમને ફેર શું લાગે છે ?'

સાંભળીને એમના ચહેરાની રેખાઓ એકદમ તંગ થઈ ગઈ. આખો એકદમ ઝીણી કરીને દૂર દૂર કંઈક શોધવા મથતી હોય એવે ભાવે એમણે કહ્યું : 'ઈ અસલુકિયો જમાનો ભા. ઈ જમાનાની વાત હું કેવી ! ઈ ટાણે તો બે કાવડિયાંની માંડવી (ફોલ્યા વિનાની સીંગ)માં ય પૂરુ પેટ ભરાઈ જતું. પઈએ હોનાની હાંજ પડે ન્યાં હડી કાઢીને દાતણ કાપી આવતા તો ય બે કાવડિયાં મળતાં. ઈ ટાણે લોક ભૂખે નો મરતું.'

બોલતાં બોલતાં એમની આંખમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં. એમનું અંતર અંદરથી ખૂબ વલોવાતું હોય એવું મને લાગ્યું. મનમાં ને મનમાં જ હું વિચારવા લાગ્યો કે, મોટી મોટી યોજનાઓ ઘડી ઘડીને માનવીની આ ભૂખને આપણે ભાંગી શકશું ખરા કે ? ત્યાં જ એમણે વાત આગળ ચલાવી : 'ઈ જમાનાના લોકની વાત હું કેવી ભાઈ. ઈ ટાણે તો માણહ હામહામું મળે ત્યારે બથ ભરી લેતું, બથ. ભેટે હવહવને.' અને વળી પાછો એમને ગળે ડૂમો ભરાઈ આવ્યો.

'હારુ જાનવર મરે ન્યાં યે લોક ખરખરે જતું. માણહ મર્યુ હોય ઈમ લોક દખી થતું. બે દન ચૂલો નો હળગાવે હવ. ને અટાણે ? અટાણે તો હવ હામહામા મળે તો ય ઓળખતા નથી. કૂતરાં–બલાડાંની જેમ હવ ઘૂરકે સે. અટાણના મનેખની વાત હું કેવી બાપ ! મનેખ તો આપણે હવ કે'વાઈએ, પણ મનેખ મનેખમાં ફેર. આપણો અવતાર ઈ મનેખનો અવતાર ન હોય, માલીકોર કો'ક જાનવરનો જીવ ગરી ગયો લાગેસ. નંઈતર આમ તે કાંઈ હોય ! !' કહી ગળગળા થઈ એ રડવા લાગ્યા. રડતા જાય અને કહેતા જાય : 'આ ખેડુય જુઓને, જમીંમાં દાણો વાવવાને બદલે માંડવી-તમાકુ વાવવા બેઠા તંઈ આ ઉપાધિ આવીને ! નંઈતર ખેડૂને ન્યાં તે કાંઈ પરમીટના ઘઉં હોતા હશે ? નશતર કળજગ બેઠો સે કળજગ....જમીંયે ઓહતી હોય ઓહતી બાપ આ તો જમીંને ય આપણાં પાપથી ભેંકાર લાગે સે ભેંકાર....'

હું યે એમને કાંઈ આશ્વાસન આપી શકયો નહિ. મારા શરીરનું કોઈ અંગ જાણે ખોટકાઈ ગયું હોય તેવી મારી દશા થઈ જાય છે. ભારે હૈયે હું એમની વિદાય લઉં છું. પણ એમનો કંતાઈ ગયેલો દેહ, સુક્કા-ભૂખરા વાળ, છટિયા જેવી દાઢી, ભરાવદાર મૂછો ને એની ઉપર દૂર દૂર કંઈક શોધતી હોય તેવી એમની લાલઘૂમ આંખો આજે ય મારી આંખ સામે તરવર્યા કરે છે. એમના આ શબ્દો આજે ય મારા કાનમાં ગુંજ્યા કરે છે : 'જમીંયે ઓહતી હોય, ઓહતી બાપ ! આ તો એ યે આપણાં પાપથી ભેંકાર લાગે સે ભેંકાર ...'

---

* કોડી મળે ન ભાગ્ય વિણ, હુનર કરો હજાર,
નર પાસે શિદ સાહબી, લખ્યા વના કિરતાર.
* કોળીભાઈનાં કચ્ચાંબચ્ચાં, જાર–બંટી ખાય,
હવાડાનું પાણી પીએ ને સહેજે મોટા થાય.

વિષ્ણુકુમાર [illegible]

# મોટું દાન



રસોઈ કરતાં મારાં કાકી સખ્ત રીતે દાઝી ગયાં. એમને હોલવવા જતાં મારા કાકા પણ હાથ-મોંએ થોડું થોડું દાઝયા. એ બંનેને તરત હોસ્પિટલમાં દાખલ કરવામાં આવ્યાં.

આ સમાચાર મારો નાનો ભાઈ મારતી સાયકલે આવીને મને આપી ગયો. એટલે હું પણ ઊંચા શ્વાસે હોસ્પિટલ પહોંચ્યો.

લગભગ આખું શરીર દાઝી ગયું હોઈને ત્રણ-ચાર કલાક પછી એમણે દેહ છોડયો.

પોલીસની વિધિ પતી ગયા પછી શબ ડૉકટરને સોંપવામાં આવ્યું.

ડૉકટરે શબને પોસ્ટમોર્ટમરૂમમાં મોકલી આપી અમને કહ્યું: 'અમારી જરૂરી તપાસ પતાવીને લગભગ અરધી કલાકમાં શબ તમને સોંપી દઈશું. તો એ લઈ જવા માટે વાહનની વ્યવસ્થા કરી રાખો.'

બહારથી કયાંય વ્યવસ્થા કરવાને બદલે અમે એમ્બ્યુલન્સની માગણી કરી, તો ડૉકટરે લાચારી સાથે જણાવ્યું કે 'મૃતદેહ માટે એમ્બ્યુલન્સ કાર આપવાનો અમારો કાયદો નથી.'

આ જવાબથી નિરાશ થઈ અમે ગામમાં ટેક્ષી કરવા ગયા. પચીસેક હજારની વસ્તીમાં ત્રણ ટેક્ષીઓ હતી, પણ તપાસ કરતાં જણાયું કે એમાંની એક આનો એજન્ટ ગામડામાં લઈ ગયો છે. બીજી બહારગામ વરધીમાં ગઈ છે. ત્રીજી ટેક્ષીવાળા પાસે ગયા તો એણે લાશને પોતાની ટેક્ષીમાં લઈ જવાની ના પાડી. અમે એને ઘણો ઘણો સમજાવ્યો, વીનવ્યો, માગે એટલા પૈસા આપવા જણાવ્યું. પણ એ એકનો બે ન થયો.

ત્યાંથી નિરાશ થઈ અમે એકબે પબ્લિક-કેરિયરવાળા પાસે ગયા. પણ એ બધાને પોતાની ગાડીમાં મરદું લઈ જવાનો વાંધો હતો. ફક્ત અરધી કલાકનું જ કામ હતું, અને મોંમાગ્યા પૈસા આપવા અમે તૈયાર થયા, પણ કોઈએ હા ન પાડી.

લોકોની આવી મનોવૃત્તિ પર મને ઘૃણા ઊપજી. હવે ન છૂટકે હું જે નહોતો ઇચ્છતો (બળેલી લાશને બજાર વચ્ચેથી સ્ટ્રેચરમાં કે હાથલારીમાં લઈ જવી) તે કરવું જ પડશે. આ વાતે મને બેચેન બનાવી દીધો. હું મનોમન મૂંઝવણ અનુભવતો હોસ્પિટલ પહોંચ્યો. ને બધી વાત મારા વડીલોને કહી. એ લોકો પણ મૂંઝાયા.

એવામાં ત્યાં ઊભેલા એક પટાવાળાએ પૂછ્યું: 'તમે વલીભાઈની પાસે જઈ આવ્યા?'

'ના....' મેં નકારમાં માથું હલાવ્યું.

'તો ત્યાં જઈ આવો. એમની 'રામખટારી' એ આપશે.' પટાવાળાએ કહ્યું.

પણ મારી નિરાશાએ મને બોલાવ્યો: 'બીજા કામ માટે વાહન જોઈતું હોય તો બધા આપવા તૈયાર છે, પણ લાશ લઈ જવા માટે બધા ય ના પાડે છે. એમાં આ તો મીયાંભાઈ, એ શાના હા પાડે?'

'ત્યારે તમે ભૂલો છો. આજ સુધીમાં એ નહીં





નહીં તો પાંચ–છ વાર અહીંથી લાશોને પોતાની રામખટારીમાં લઈ ગયો છે. તમે જઈ તો આવો.'

'હા, હા, તું જઈ તો આવ.' મારા વડીલો પણ બોલી ઊઠયા.

હું અને મારો નાનો ભાઈ વળી સાયકલ લઈને ઊપડયા.

આ વલી અમારા ગામની વિચિત્ર અને વિશિષ્ટ વ્યક્તિ હતી. ને એટલે ગામ આખું એને ઓળખતું હતું. જુવાનીમાં એ ભારાડી ને તોફાની હતો. ગામના બેચાર દાદાઓમાં એનું નામ આગળપડતું હતું. હાલતાં ઝઘડો કરી બેસે એવી એની જડ પ્રકૃતિ. અનેક ધંધા કરતા કરતા હવે એ મોટર રીપેરીંગના ધંધામાં સ્થિર થયો હતો. અને એક ગેરેજ રાખી પોતાનો ધંધો ચલાવતો હતો.

આવા વલી સાથે કામ પાડવાનું હતું, 'કદાચ હા પાડશે તો ચાર્જ તોડી નાખે એટલો લેશે' આવા કંઈ કંઈ વિચારો કરતો હું એના ગેરેજ પર પહોંચ્યો. પણ ગેરેજની અંદરનું દૃશ્ય જોઈને હું છક્ક જ થઈ ગયો.

વલી અને એનો ભાઈ રામખટારીને ફૂલહારથી શણગારી રહ્યા હતા. કોઈ શુભ પ્રસંગ માટે એ રામખટારી તૈયાર કરી રહ્યા હોય એમ મને લાગ્યું.

આમાં મારે હવે કંઈ કહેવાપણું જ કયાં રહ્યું? એટલે વગર બોલ્યે હું અને મારો ભાઈ પાછા ફરવા સાયકલે ચડયા.

અમને ગેરેજના બારણે આવેલા ને વગર બોલ્યે પાછા ચાલ્યા જતા જોઈને વલીએ અમને રોકયા :

'કાં, સાહેબ! શું કામ આવ્યા હતા ?'

મેં કહ્યું, 'ના...ના....અમસ્થા જ.'

'અમસ્થા કોઈ દિવસ તમે ન આવો. કંઈક કામ હોવું જોઈએ.' વલીએ પૂછયું.

'કામ તો હતું, પણ હવે કહેવા જેવું નથી રહ્યું.'

'કાં.. ? એવું તે શું કામ હતું કે અહીં આવ્યા પછી હવે કહેવા જેવું નથી રહ્યું.'

'આવ્યા હતા તો તારી રામખટારી લેવા....'

'કયાં લઈ જવી છે ?'

'અહીં ગામમાં ને ગામમાં જ....'

'કયારે જોઈએ છે ?'

'અત્યારે ને અબઘડી જ. પણ એ એવા કામ માટે જોઈએ છે, કે હવે કહી શકાય તેમ નથી અને અમે કહીએ તો તમે આપો પણ નહીં.'

વલી મારી વાત સાંભળી વિચારમાં પડી ગયો ને પછી બોલ્યો : 'મૈયત (મરદું) લઈ જવી છે ?'

મેં હા કહીને અમારી બધી મુશ્કેલી સમજાવી.

આ સાંભળી એણે જવાબ આપ્યો : 'કલાક–દોઢ-કલાક રાહ જોઈ શકો તેમ હો, તો અત્યારે મારે એક જાનની વરધી છે તે પતાવીને હું આવું. અહીં બાજુના બે ગાઉ ઉપરના ગામમાં જવાનું છે એટલે વાર નહિ લાગે.'

પણ જાનનું કામ. કલાક–દોઢ–કલાકના બદલે બે-ત્રણ કલાક પણ થઈ જાય. એટલે મેં એને ના પાડતાં કહ્યું : 'એટલી રાહ જોઈ શકાય તેમ નથી. અમે કાંક બીજી વ્યવસ્થા કરી લઈશું.'

અહીંથી પણ નિરાશ થઈ, સાયકલ પર ચડી, માંડ વીસેક કદમ દૂર ગયા હોઈશું ત્યાં વલીએ અમને બૂમ મારી પાછા બોલાવ્યા. અમે પાછા ગયા.

એણે પૂછયું : 'મૈયત તૈયાર છે ?'

'હા...' મેં કહ્યું.

'તો ચાલો, હું પહેલાં તમારું કામ પતાવી દઉં. પછી નિરાંતે જાન લઈ જઈશ.' અને એના ભાઈ તરફ ફરીને બોલ્યો : 'મામદ, ગાડી પરથી ફૂલ-તોરા ઉતારી લે.'

હું તો ચિત્રવત્ જોઈ જ રહ્યો, સાંભળી રહ્યો મામદ ફૂલતોરા ઉતારવા મંડયો એટલે મેં કહ્યું : 'ના....ના....વલીભાઈ, તમે શુભ કામ માટે જાવ છો, તો રહેવા....'

'મૈયતની અદબ જાળવી એને અવલમંજલ પહોંચાડવા જેવું એકેય શુભ કામ નથી આપણે વખત નથી. તમે ઊપડો. હું તમારી પાછળ જ હોસ્પિટાલ આવું છું.'

અને થોડી જ વારમાં એણે ગાડી પોસ્ટમોર્ટમ રૂમની પાસે લાવીને ઊભી રાખી. પોસ્ટમોર્ટમ થઈ ગયું હતું. ફક્ત વાહનની જ રાહ જોવાતી હતી.

અમે લાશને ગાડીમાં ચડાવી. વલીના ભાઈ મામદે અમને એમાં મદદ કરી. અને એમ એ લાશને ઘરે પહોંચાડી ગયો.

એના સદ્કૃત્યથી મારું હૈયું ભરાઈ આવ્યું. હું આભાર પણ ન માની શકયો.

પ્રભુની પ્રત્યેક ઇચ્છામાં આપણું હિત જ સમાયું છે.



ત્રણ ચાર દિવસ પછી હું એની પાસે એનું ભાડું આપવા ગયો.

એણે પૈસા લેવાની ધસીને ના પાડી દીધી, મેં બહુ આગ્રહ કર્યો ત્યારે એણે જણાવ્યું :

'બહારગામ ગાડી લઈ ગયો હોત તો વળી પેટ્રોલ પૂરતું ખર્ચ લેત; પણ ગામમાં ને ગામમાં લઈ ગયો છું. એમાં કંઈ લેવાનું ન હોય.'

'પણ એમાં ય થોડુંઘણું પેટ્રોલ તો ખર્ચું હશે ને ?'

'ઠીક, તમારો બહુ આગ્રહ છે તો એક રૂપિયો આ ધર્માદાપેટીમાં નાખી દો.' એણે ભીંત પર ચોડેલી એક નાનકડી ધર્માદાપેટી મને દેખાડતાં કહ્યું.

મેં રૂપિયો એમાં નાખ્યો ને એની સામે બેઠો. ને પછી પૂછ્યું : 'વલીભાઈ, એક વાત પૂછવી છે.'

'ખુશીથી પૂછો.'

'બીજા વાહનોવાળા પોતાના વાહનમાં ગમે તેટલો ચાર્જ આપવા છતાં મડદું લઈ જવાની ના પાડે છે ત્યારે તમે તો પૈસાનું નામ પાડ્યા વગર જાન માટે શણગારેલી ગાડીનો શણગાર ઉતારી મડદું લઈ ગયા એનુ કારણ શું ?'

બે ઘડી મારા સામે જોઈ રહ્યા બાદ એમણે જવાબ આપ્યો : 'તે દિવસે ટૂંકમાં મેં તમને કહી તો દીધુ હતું કે, મૈયતની બેખ સાચવવી જોઈએ. ને બીજું કારણ તો એ છે, કે મારી મા મરતા સુધી અમને બધા ભાઈઓને કહેતી ગઈ છે, કે દાન–ધર્માદામાં બે પૈસા નાખી શકવાની શક્તિ ન હોય તો ન નાખશો, પણ કોઈ અનાથ ગરીબની લાશને કાંધ દેવાનું ન ચૂકતો. એના આ કહેવા પાછળનું પણ એક કારણ હતું. મારા બાપુ પણ હોસ્પિટાલમાં મરી ગયા હતા. એમને ગામમાં લઈ જવા માટે કોઈએ કંઈ વાહન આપ્યું નહોતું. છેવટે ખાટલીમાં નાખીને એમની લાશને ઘેર લાવવી પડી હતી. આ વાત પણ અમને એ વારંવાર યાદ કરીને કહેતી કે, તમારી આગળ વાહન છે તો એ માટે કોઈ લેવા આવે તો લાખ કામ પડતાં મૂકીને ય પહેલાં એ કામ કરજો. . બસ, તે દિવસથી અમે આ કામ ઉપાડી લીધુ છે....તે દિવસે મેં તમને ના પાડતાં તો પાડી દીધી, પણ પછી તરત મને આ વાત યાદ આવી ને મેં તમને બૂમ મારી પાછા બોલાવ્યા.

વલીની વાત સાંભળી મારાથી કહ્યા વગર ન રહેવાયું : 'ખરેખર, વલીભાઈ ! તમારી માએ તમને શુભ કામની પ્રેરણા આપી છે. લાખો રૂપિયાના દાન કરતાં આ દાન ઘણું મોટું છે.'

જવાબમાં વલીએ ફક્ત સ્મિત જ કર્યું. એનાથી છૂટા પડ્યા બાદ મારા મનમાં એક વાત ઘોળાયા કરતી હતી કે, સમાજમાં ઓગણીસમી કોમ જેવી ગણાતી 'ડ્રાઈવર' કોમમાં પણ વલી જેવી માનવતાથી ભરી ભરી વ્યક્તિઓ પડી છે ખરી. ◘

---

* કોળાભાઈની જાનમાં, ખાવું–પીવું કાનમાં,
ઢોલ બાજે તાનમાં, સૂઈ રહેવું મેદાનમાં.
* ખડ, પાણી ખડકાં એ ત્રણ વાતનું સુખ,
અન્ન, વસ્ત્ર ને આબરૂ, એ ત્રણ વાતનું દુઃખ.
* ખાતાં ભલી બાજરી, જમતાં ભલી જવાર,
હૈયે ધરનાર ભલી, રણે ભલી તલવાર.
* ખાતાં ભોજન ભાવતાં, રાતાંમાતાં રૂપ,
જાતાં જોયા યમપુરે, ભાતાં વિના કંઈ ભૂપ.
* ખાધું કે ખવરાવ્યું નહિ, કર્યા ન દાઢા હાથ,
આવ્યા તેવા ઊઠવું, શું લેશો સંગાથ.
* ખાવું તો તોળી તોળી, પીવું તો ઘોળી ઘોળી,
સૂવું તો રોળી રોળી, એ ઓસડ ને એ ગોળી.
* ખુશામતિયા ખુશી રહે, ભલા ફરે બેહાલ,
પતિવ્રતા ભૂખે મરે, એવા કળિયુગ હાલ.
* ગજ-ગાદી પણ સાથરો, અજવાળી તોય રાત,
ભાથી ભૂપ સરીખડો, આખર ભીલની જાત.
* ગપ્પી કહે, ગપ ન મારું, ગપ મારતાં બીઉં,
સવા ગજનું કારેલું ને દોઢ ગજનું બીયું.
* ગમ વિનાનો ગામેતી, અજડ હોય દીવાન,
રંજાડે રૈયતને જે, ચાર દી'ના મે'માન.
* ગરથ વિના ગુણ નહિ, ગુણ વિના જ્ઞાન નહિ,
જ્ઞાન વિના પુણ્ય નહિ, પુણ્ય વિના માન નહિ.
* ગંદું પણ ગંગાજળ, દિવસ ભલે રાજયુક્ત,
સાંકળિયો પણ સિંહ છે, નિર્ધન પણ રજપૂત.
* ગૃહિણી ઘરનો થંભલો, ગૃહિણી ઘર આધાર,
ગૃહિણી ગુણિયલ નીવડે તો થાયે જયજયકાર.
* ગોલા, ઢોલા ને ગાદલાં, કાગદ ને કપાસ,
એટલા કૂટ્યા ગુણ કરે, વણ કૂટ્યા કરે વિનાશ.
* ગોલી ન થાય ગરાસણી, બોજો થાય ન પીર,
દાસી સતી થાય નહિ, વાળ ન થાય હીર.





તીર્થયાત્રા કરવા કરતાં દેહને જ તીર્થ બનાવજો.

પરાજિત પટેલ



# મોટું મામેરું

ખોડા ભગતનાં મન ચક્ષુ આગળથી હજીય એ પ્રસંગ જરાય આઘો ખસતો નથી. ભૂતકાળની પગદંડીની રેતી પર પડેલા પગલાં સમયનાં જળ હજી ય ભૂંસી શક્યાં નથી. એ તો એમની હાડકાંની બખોલમા ખૂબ ઊંડે ખૂંચી ગયેલી અને ભક્તિના ભારથી કાયમ નમેલી રહેતી પાંપણો વચ્ચે ગોઠવાયેલી, આછી ભૂરી વિચારવંત આંખો જ કહી આપે. વતનમા આવું ત્યારે ખોડા ભગતને મળ્યા વગર ન રહું એ મારી આગળ અનુભવના મોંઘેરા ખજાનાનુ કબાટ ખોલી દે. એમાથી હાથ આવે ભક્તિભાવની લખલૂટ ભાવના. પરાર્થે જાતને ખોઈ નાખવાના ઉમળકા, સમષ્ટિ અર્થે સ્વને ઓગાળી નાખવાનો ઉન્માદ.

'ભગત, છો કે ?' ગાયના છાણથી લીંપેલા ને તુલસીક્યારાથી મહેકતા આગણામા પગ મૂકતાંની સાથે મારા મોઢામાંથી નીકળતો કાયમનો આ ટહુકો.

ને આગળ પગ મૂકું-ન-મૂકું ત્યાં તો, 'ઓહો! આવી ગયા, ભાઈ.... !' મીઠો ન મ માં ઝબોળ્યો હોય તેવો આવકાર આપતો એ ચહેરો જ કહી આપે કે, જગત જેને 'સ્વાર્થ' 'દંભ' 'હુશિયારી' જેવું કહે છે તેનો જરાય રંગ આને લાગ્યો નથી.

ઊંડી આંખો, ગળે માળા, બેય હાથનાં કાંડાં પર બાંધેલા મણકા, જાડું હાથવણાટનું ધોતિયું ને અંગરખું સાવ સાદાઈની મૂર્તિ! ૨૦-૨૫ વીઘાં ભોંનો એ માલિક હશે એવું કોઈ કલ્પે ય નહિ! તમાકુની ખળીમાં એમને કામ કરતા જોવા એ પણ એક લ્હાવો છે! બપોરે ખળીની બાજુમાં ખાટલીમાં આડા પડ્યા પડ્યા રામનામનું રટણ કરતા હોય. એ કહે છે,'કે રામનું નામ જ સાચું છે. બીજું બધું ય મિથ્યા અને પાણીના પરપોટા જેવું.'

ભરજુવાનીમાં જેઠીબા ટાઈફોઈડમાં સપડાયાં ત્યારે ખોડાભગત સાચા અરથમાં 'ભગત' બની ગયા! આગળીઓના ટચાકા ફોડીએ તેમ એમણે દિલને સંસાર ભણી રાખનારાં પ્રલોભનોને ફોડી નાખ્યાં! જીવનમા હવે કંઈ રસ રહ્યો હોય તો મણિને લીધે! જેઠીબાની એકમાત્ર યાદ! એય એ વખતે તો આઠ-નવ વરસની હતી.

ને એ મણિને ય અત્યારે તો બે છાણેજડાં હતાં. એક ભાણી ને એક ભાણિયો.

ભાણીય ખાસ્સી તેરચૌદ વરસની થઈ હતી. આણુ સાલ એના પીળા હાથ કરી નાખવાના છે એમ એ કહેતા! ને ભાણીના લગ્નનુ નક્કી થયું ત્યારેય એમણે ગાંઠ વાળી કે મામેરું બરાબર કરવુ! મણિને એની માના ઓરતા ન આવે ને ભાણીને ય ન થાય કે એને મામો નથી! એનાં સાસરિયા છક થઈ જાય મામેરુ દેખીને! ફાગણ સુદમા લગન લીધલા.

હું ગયો ત્યારે એ ધમાલમાં હતા. નાથુ સોનીને ત્યાં જઈને મનમાન્યા દાગીના ઘડાવી લાવેલા! વેઢ, હાંસડી, પગનાં ઝાંઝર, હાથનું લોકીટ, ગળાનો દોરો, નાકની ચૂની! પીત્તળનાં વાસણોની આખી હેલ્ય! પચાસ પચાસની મોંઘી કિંમતની સાડીઓ! ઉપરાંત જમાઈ માટે કપડાં અલગ! એમણે મારી આગળ આખી ય વાત કરી.

'ત્યારે તો ભગત ભા, તમે મામેરા માટે ઠીક ઠીક ખર્ચ કર્યું છે, ખરું ને?'

'હા, ભઈલા! પૂરા ચાર હજારનું. ને મારે હવે ભેગું કરીને કરવું ય શું છે? ખાનાર તો છે નહિ! ગરીબગુરબાંને આલુ છું તોય મારા વ્હાલીડાનું ઉકરડાની જેમ વધ્યા કરે છે! ને મારે ય કયા ચારપાંચ દીકરીઓ છે!.... આટલુ ય ઓછું છે!'

'ક્યારે જવું છે?'

'કાલે સાજની ગાડીમાં.'

આ પછી પૂરા બે કલાક સુધી અમે ભક્તિની વાતો કરી! શામળિયા ધણીની, રાવણને સંહારનારા ઓલ્યા રામની, મીરાંના ગિરધર ગોપાળની—એવી બધી! ને પછી હું છૂટો પડયો!

બપોરનો બાડિયાભેર ફરતો હતો. થયું કે લાવને ભગતને મળી આવું સાજે તો એ પલ્લાચર જતા રહેશે, એમની દીકરીને ત્યાં

હુ ભગતના ઘર ભણી વળ્યો.

ત્યારે ભગત બહાર ખાટલો ઢાળી કશાક વિચારમાં ડૂબી ગયા હતા. મોઢા ઉપર કરચલીઓ અને આંખોમા કાયમ ઊભરાતા ઓલ્યાં સ્નેહજળ! અને દેખીને બોલી ઊઠયા: 'ઓ... હો! આવો, આવો.'

પછી કહે: 'કાલ મેં કહ્યું હતું. પણ ભાણીના લગનમા મારાથી નહિ જઈ શકાય.'

'કેમ ભગત, એકાએક?'

'મારી એક વિધવા ભાભીને માથે ઘરસંકટ આવી પડયું છે.'

'શુ! તમારે તો કોઈ ભાઈ જ નથીને?'

જવાબમા એમણે મારા હાથમાં એક કાગળ મૂકી દીધો. મેં આશ્ચર્ય સાથે એ કાગળમાંના વાંકાચૂંકા અક્ષરો ગોઠવીને ઉકેલવા માંડયા..

'મોટાભાઈ ને માલૂમ થાય કે મારા માથે દુઃખનું આભલુ તૂટી પડયું છે! મોટા ભરમાંડનો ભાર ઠલવાઈ ગયો છે! તમારા ભાઈ મને સોંપતા ગયા છે તે સુમનાનો વર જુગારમાં પકડાઈ ગયો છે! મૂઓ, બહુ લતે ચઢ્યો'તો! પણ શું થાય? સુમના તો અહીં આવીને બોર બોર આંસુડે રડે છે. શું કરું, ભાઈ? પાંચસો રૂપિયા દંડ અને બે મહિનાની સજા! સજા ન ભોગવવી હોય તો બીજા હજાર! હાય, બાપ! શું કરું? કાંઈ સૂઝતું નથી! સુમનાનુ દુઃખ મારાથી જોયું જતું નથી! એના ભાણિયા રઝળી પડશે! ભાઈ, તમે આવીને કાં'ક મારગ દેખાડશો એવી આશા રાખું છું.'

'આ કોણ છે ભગત?' મેં કાગળ વાચીને પાછો આપતાં કહ્યું.

'મારી ભાભી. સગી ભાભી કરતાં ય અદકી.' ને પછી આખીય વાત એમણે માંડીને કહી.

પંદર–સત્તર વર્ષ પહેલાની વાત. ત્યારે ભગત અમદાવાદની મિલમાં નોકરી કરે. એક ખોલી ભાડે રાખેલી. એમાં રહે. એ વખતે જેઠીબા જીવતાં! પડોસમાં રહે એક પંજાબી મુસલમાન કાપડિયો. નામ એનું નથ્થુ બેય વસ્તારી એની ઘરવાળી સલમા ને એની એક દીકરી.

જાતનો મુસલમાન પણ સ્વભાવ બામણ જેવો! બેય કુટુંબ એકબીજા સાથે ભળી ગયેલા. રોજ ભગતને ત્યા નથ્થુ સાંજ થયે આવે, બેસે ને બે ઘડી આનંદની વાતો કરે! જેઠીબા અને સલમાનો જીવ મળી ગયેલો. કાંઈ રાધ્યુ હોય તો જેઠીબા સલમાને પહોંચાડ્યા વગર ખાય નહિ! બેય કુટુંબીઓનાં માનવીઓના દિલના દોર સંધાઈ ગયેલા. ગાઠ ખૂબ મજબૂત બનેલી! પાકો વણાટ!

પણ એક બપોર ખૂબ ગોઝારી બનેલી! શહેરમાં કોમી હુલ્લડ ફાટી નીકળેલુ. મુસલમાનો વીફર્યા હતા ને હિંદુ બોય ઝનૂને ચઢ્યા હતા. 'મારો','કાપો' 'હિન્દુકો જલા ડાલો' 'યા અલ્લાહ!' આવા પોકારો-કરતું મુસ્લિમોનું એક ઝનૂની ટોળુ હાથમાં લોહિયાળ હથિયારો સાથે ભગતવાળા મકાન તરફ આવી પહોંચ્યું.

'કૌન હૈ ઘરમેં? બહાર નીકલો.. માર ડાલો..'

અવાજો ઉપર અવાજો આવવા લાગ્યા. અંદર જેઠીબા ને મણિ. બાપડાં ગભરાઈ ગયા! એ તો અંદરથી બારણું વાસી, પાછલી બારીએથી કૂદી,





* અણગમતું અપવિત્ર ગણી, ગમતું ગણ્યું પવિત્ર,
  ચૂડો ન ગણ્યું હાડકું, જગત વિચાર વિચિત્ર.
* અતિ ભલાઈ ના ભલો, કુછ ટેડો વ્યવહાર,
  દ્વિતીયાકે ચન્દ્રકો, સબહી કરત જુહાર.
* અથાણું બગડ્યું એનું વરસ બગડ્યું,
  બાયડી બગડી એનો ભવ બગડ્યો;
  જુવાની બગડી એનું જીવતર બગડ્યું,
  દીકરો બગડ્યો એનું કુળ બગડ્યું.
* અવની રોગ અનેક, તેનાં બહુ કીધાં જતન,
  ઇણ પ્રકૃતિનું એક, રચ્યું ન ઓસડ રાજિયા.

નથ્થુના ઘરમા જતા રહ્યા ! બાજને દેખી પારેવડું ધ્રૂજે એમ એ બાપડા ધ્રૂજતાં હતાં ! નથ્થુને જરા પેટમા ગરબડ થઈ હતી એટલે તે ઘેર જ હતો.

'કૌન હૈ ? ખોલો .. હિન્દુ હૈ. માર ડાલો... કાટ ડાલો.'

અવાજો ઉપર અવાજો સાંભળી અંદર બધા ફફ-ડતા હતા હોલાની માફક !

ને થોડી વારમાં તો બારણું તૂટયું એક જાડો આદમી બારી વાટે આ બાજુ આવ્યો જેઠીબાને જોઈ એ બોલ્યો : 'ઇધર હૈ ! બહોત પરીસૂરત ! આઓ...'

ને એ જ વખતે કોણ જાણે કેમ, પણ ખાટલામાં પડેલા નથ્થુમા ક્યાંથી એકાએક બળ આવી ગયું કે એ.ચિંતો કૂદી પડયો :

'ખબરદાર, જો આગળ વધ્યા છો તો... !'

'ક્યા કરેગા તૂ ?' પેલા હટ્ટાકટ્ટા મુસલમાને કહ્યું 'અલ્લહકે દરબારમેં પહોચના પડેગા !' ને પેલો કૂદી પડયો નથ્થુ ઉપર ધારદાર છરા સાથે. પણ નથ્થુ એમ ગાંઠ્યો જાય એમ ન હતો ! એક જોર-ભરી લાત લગાવીને એણે પેલાને ગબડાવી નાખ્યો ! પણ એ પહેલા તો બીજા બે જણા પણ અંદર ઘૂસી આવ્યા ! નથ્થુએ ખૂબ જોર કરીને ત્રણેનેય પાછા પાડયા ! એ પહેલાં તો બહારથી બૂમો પડી. 'ભાગો, હિન્દુકે આયે, પુલીસ આઈ... ! છોડ કે ભાગો...'

નથ્થુ મુક્કો મારવા જતો હતો ત્યા જ પેલા જાડા મુસલમાનના હાથમાનો ધારદાર છરો એના પેટમા ઘૂસી ગયો. ને 'ઓહ' કહીને લથડિયું ખાઈ તે જમીન પર ગબડી પડયો. એ સાથે જ પેલા નાપાકો પૂંછડી દબાવીને ભાગી ગયા.

પોતાના ખાવિંદનો લોહીટપકતો દેહ જોઈ સલમા બેહોશ થઈ જમીન પર ઢળી પડી.

પોલીસે નથ્થુને તરત જ હોસ્પિટલે ખસેડ્યો.

સાંજે ભગતે આ વાત જાણી ત્યારે એમનું દિલ દ્રવી ઊઠ્યું. તરત જ એ હોસ્પિટલે ઊપડ્યા. પણ એ પહોંચે એ પહેલાં તો નથ્થુનું પ્રાણપંખેરું ઊડી ગયું હતું.

ઘેર આવીને રડતી સલમાને એમણે કહ્યું : 'રડશો નહિ, ભાભી ! નથ્થુભાઈએ મારા કુટુંબ ખાતર જીવ ગુમાવ્યો છે, તો એમના કુટુંબ ખાતર હું જીવન સમર્પીશ ! આજથી તમે ને મુન્નાના મારા માથે '

આ પછી તો મા-બાપના મૃત્યુ પછી ભગત વતનમાં પાછા ફર્યા. ને બાપદાદાની ખેતીવાડી સંભાળી લીધી ! પણ નથ્થુને અને નથ્થુના કુટુંબને એ ન ભૂલ્યા ! દર વર્ષે અમુક રકમ અચૂક સલમા ભાભીને એ મોકલી આપતા.

આજ એ જ સલમા ભાભીનો કાસ્કદીનનો પત્ર આવ્યો હતો.

થોડી વાર પછી મેં પૂછ્યું : 'તમે ત્યારે જવાના એમને ?'

'હા, મારે ગયા વગર ન ચાલે. એ પહેલાં, પછી પંચની મારી મણિ.' થોડી વાર પછી એમણે કહ્યું : 'હું સાંજની ગાડીમાં પલ્લાચર જવાને બદલે અમદા-વાદની ગાડીમાં બેસીશ. તમે ભાઈ, મારું એક કામ નહિ કરો ?'

'શું ?' મેં કહ્યું.

'ભાણીના લગનની આ બધી ચીજો પહોંચતી કરજો ને મણિને કહેજો કે, તારા બાપા, તારા ને તારી બાના કાજે સાથાનું ન રિયેળ વધેરનાર ની દીકરીનું 'મોટું મામેરું' ભરવા ગયા છે.' ને એમની આંખો લગભગ છલબલી ગઈ.

એ સાંજે અંગરખાના ખીસામાં ત્રણ હજાર રૂપિયાની થોકડી ગોઠવીને કેડિયાને કસો મારતાં મારતા, મોટી છલાગો ભરતા ને સ્ટેશન ભણી ઉતા-વળે પગલે જતાં—અરે, દોડતાં એ 'જીવડા'ની પૂંઠને તાકી રહ્યો જાણે માનવતા દોડતી હતી— જીવતી, જાગતી ને ઝળાંહળા થતી માનવતા.



ન કરવા જેવું કરશો તો ન જોવા જેવું જોવું પડશે.



# ન્યોચ્છાવરી




મનપસંદ સાથ-સંગાથ નહીં મળવાથી માણેકલાલને હોસ્પિટલમાં સૂનુ સૂનુ લાગતું હતું. કેન્સરના ભયંકર વ્યાધિથી પીડાતા માણેકલાલને છેલ્લા એક માસથી તાતા હોસ્પિટલમાં દાખલ કરવામાં આવ્યા હતા. દર્દ ક્યારેક ઘટી જતું, તો ક્યારેક વધી જતું માલૂમ પડતું હતું.

તેમના બે પુત્રોને સારી એવી આમદાની હતી અને બન્ને પુત્રીઓને સારે ઠેકાણે પરણાવી દીધી હતી આથી તેમને ઘરની કોઈ ઉપાધિ નહોતી. તેમનાં પત્ની શોભનાબેન ઘરરખ્ખુ, પતિપરાયણ, સેવાભાવી અને સુદૃઢ શરીર ધરાવતાં હતાં.

ગળાનું કેન્સર હતું. છેલ્લા એક સપ્તાહથી દિન-પ્રતિદિન તકલીફ વધતી જતી હતી. તેથી તેમને બોલવાની મનાઈ હતી. તેનું તેઓ ચુસ્તપણે પાલન કરતા હતા. પરંતુ તેમના વિચારોને અનુકૂળ આવે અને પાટીમાં યા ચોપડીમાં લખીને પણ વિચારોની આપલે કરી શકે તેવો કોઈ સાથસંગાથ હજી સુધી તેમને મળ્યો નહોતો. માણેકલાલ બહુ જ વાતોડિયા હતા એટલે કોઈ મનગમતા સાથની ઝંખના કરી રહ્યા હતા.

ગળાની આસપાસ ઊપસી આવેલી ગાંઠોને એ ગાળવા માટે તેમને ઇલેકટ્રિકના આંચકા—શૉક આપવામાં આવતા હતા. આ શૉકથી તેમના ગળાની બહારની ચામડી કાળી પડી ગઈ હતી. એક ગાંઠ ગળી જાય ત્યાં તો બીજી ગાંઠ ઊપસી જ આવી હોય. પ્રવાહી ખોરાક અપાતો હતો. ખાવાની મનાઈ હતી. ચા, કૉફી, મોસંબીનો રસ આદિ સત્ત્વપૂર્ણ પ્રવાહી ઠીક પ્રમાણમાં પેટમાં જતું હતું, તેથી તેઓ ટકી રહેલા હતા.

તેમની પત્ની, બન્ને પુત્રો, પુત્રીઓ અને પુત્ર-વધૂઓ ખડે પગે તેમની સેવા કરતાં હતાં. છેલ્લામા છેલ્લી ઢબનો ઇલાજ કરવામાં આવતો હતો. પરંતુ જેમ જેમ ઉપાયો થતા હતા, તેમ તેમ દર્દ હઠ પકડતું જતું હતું. એક ડૉકટર 'કેન્સર'ના આ રોગને ખાનગીમાં 'કેન્સલ' કહેતા. અર્થાત્ જેને કેન્સરનો રોગ થયો હોય તે કેન્સલ—રદબાતલ થઈ જાય. એટલે કે જને દહાડે મૃત્યુને જ ભેટે. કેન્સરનો દર્દી અસહ્ય પીડા પામતો હોય છે અને તેની સારવાર પાછળ થતા વધુપડતા ખર્ચને કારણે ઘર ખાલી કરતો જાય છે.

તાતા હોસ્પિટલમાં કેન્સરના આવા તો ઘણા દર્દી હતા. તેમની સૌની કરુણ દશા જોઈને માણેકલાલને સૌની દયા આવી જતી. તેમને એમ થતું હતું કે આ હઠીલા દર્દનો કોઈ અકસીર ઇલાજ જ નહીં હોય? આટઆટલુ વિકાસ પામેલુ વિજ્ઞાન કેન્સરના દર્દ માટે, ટી. બી. માટે શોધાયો છે તેવો, કોઈ અસરકારક ઇલાજ શોધી શક્યું નથી એ નવાઈની વાત છે. એટલુ જ નહિ, પણ વિજ્ઞાનની એ કરુણતા કહેવાય.





ક્રોધી માનવ, સૂક્ષ્મ દૃષ્ટિએ, પશુતાનું પતન ન કરે છે.

આ રોગના ભોગ કેટલાયે માનવીઓ બનતાં હશે. મારા જેવા પાકટ વયનો અને પૈસેટકે સુખી માણસ તો ઠીક, પરંતુ યુવાનવયમાં કેન્સરના દર્દથી પીડાતા માનવીની શી દશા થતી હશે ? આ અસહ્ય મોંઘવારીમાં એવા અસાધારણ સ્થિતિના માણસો આવી ખર્ચાળ દવાઓ અને આ રાજરોગ પાછળ થતા અન્ય ખર્ચા કઈ રીતે પૂરા કરતા હશે ?

આવા વિચારોના વમળમાં ગોથાં ખાતા માણેકલાલને ક્રમક્રમમાં જાવી જતાં. પરંતુ તેઓ નિરુપાય હતા. નાઇલાજ હતા.

તેમને એમ પણ થયું કે પોતાના બન્ને પુત્રોને વેપારી બનાવ્યા તેને બદલે એકાદ પુત્રને ડૉકટર બનાવીને તેની પાસે કેન્સરના અકસીર ઇલાજનું સંશોધન કરાવરાવ્યું હોત તો તે આવા કેટલાય દર્દીઓને આશીર્વાદરૂપ બની જાત ! હવે તે અશક્ય હતું તેનો વસવસો તેમના મનમાં રહી ગયો.

એ વખતે તેમની બાજુના ખાલી પલંગમાં એક દર્દીને સુવાડવામાં આવ્યા. તેની ઉંમર ત્રીસની આસપાસ હશે. બીડીના વધુપડતા વ્યસન અને દારૂની લતને કારણે તેને કેન્સરનો રોગ થયો હતો. આવી ઝીણી ઝીણી વાતો માણેકલાલે સરવા કાને સાંભળી. આ દર્દીની યુવાન પત્ની ખૂબ સ્વરૂપવાન હતી. તેને બે પુત્રો હતા. આ કુમળાં-અબોધ બાળકોને ઘેર મૂકીને બાઈ હોસ્પિટલમાં આવી હતી. ઘરમાં કમાનાર આ પુરુષ એક જ. દર્દીનો નાનો ભાઈ કમાતો હતો. પરંતુ તે અલગ રહેતો હતો અને પરણ્યા પછી તેણે મોટા ભાઈ સાથેના સંબંધો તોડી નાખ્યા હતા.

આવા સંજોગોમાં આર્થિક ભીંસ તો ભોગવવી જ પડે. આ રાજરોગનું આગમન થયું તેથી વધારાના ખર્ચની ચિંતા પણ વધી. સ્રી પોતે હૉસ્પિટલમાં રહે તો ઘર અને બાળકોને કોણ સાચવે ? વળી રોગ એટલો ભયંકર ગણાતો હતો કે ક્યારે શું બને તે કહી શકાય નહીં. આથી દર્દીને-પતિને છોડીને જવાનું તેને દિલ થતું નહોતું. તેને ગયા વિના છૂટકો પણ નહોતો. એકલાં-અટૂલાં પડેલાં અને ટળવળતાં બાળકો માતાને સાદ કરતાં હતાં.

આ યુવાન દર્દીનું નામ સુશોભન એ તંદુરસ્ત હશે ત્યારે દેખાવમાં કોઈ રાજકુમાર સમો હશે એવું તેના અત્યારના કૃશ થઈ ગયેલા છતાં તેજસ્વી ચહેરા ઉપરથી જણાઈ આવતું હતું. એની પાસે ચોવીસે કલાક રહેવા માટે તેનો એક પરમ મિત્ર સુશીલ હમણાં જ આવી પહોંચ્યો હતો. તેણે નોકરી છોડી દીધી હતી અને બીજી નોકરીની શોધમાં હતો. સુશોભનની માંદગીની જાણ થતાં તે તેની પાસે આવી પહોંચ્યો અને સારવારમાં રોકાઈ ગયો. સુશોભનને સારું ન થાય ત્યાં સુધી નવી નોકરીની શોધમાં પડવું નહીં તેવો તેણે મનોમન નિશ્ચય કર્યો.

સુશીલે જ મિત્રપત્નીને ઘેર જવા માટે રજા આપી. પોતે આઠે પ્રહર સારવારમાં રોકાશે એટલે તેમણે ચિંતા કરવાની જરૂર નથી. આથી સુશોભનની પત્ની, પતિની રજા લઈને ઘેર ગઈ.

સુશીલ ખૂબ વાચાળ, ટીખળી અને આનંદી યુવાન હતો. તે સુશોભનને સદાય ખુશી રાખતો. દર્દીને દર્દની સ્મૃતિ ન રહે એવું સુંદર ને આનંદમય વાતાવરણ સુશીલ રચી દેતો.

માણેકલાલને સુશીલનો આ સ્વભાવ ગમી ગયો. તેમણે સુશીલને એકવાર પોતાની પાસે બોલાવ્યો. બોલવાની મનાઈ હતી, તેથી માણેકલાલે પાટીમાં લખીને સુશીલની સાથે સવાલ-જવાબ કર્યા. તેમાં તેમને બન્નેને મજા પડવા લાગી. સુશીલને લાગ્યું કે માણેકલાલ ખૂબ અનુભવી, ઉદાર અને ખાનદાન ગર્ભશ્રીમંત છે.

'પૈસા કમાવા માટે સૌકોઈ ફાંવાદાવા અને કાળાંધોળાં કરે છે. આજે લક્ષ્મીની જ બોલબાલા છે ને ?' સુશીલના વિચારો જાણવા માટે માણેકલાલે પાટીમાં લખીને આ પ્રશ્ન કર્યો.

'પૈસો એ જ સર્વસ્વ નથી. જગતમાં રહીએ છીએ ત્યાં સુધી પૈસાની જરૂર ખરી. કારણ કે પૈસો ખરીદી માટેનું અત્યારનું એકમાત્ર માધ્યમ છે. પરંતુ તેની પાછળ ગાંડા થઈ જવાની કે તેને મેળવવા માટે કાળાંધોળાં કરવાની કે અનીતિ આચરવાની જરૂર નથી. સુશીલે પોતાના વિચારો વ્યક્ત કર્યા.

'તમારી પાસે પૈસા ન હોય તો તમને આ જમાનામાં કોઈ બોલાવશે ખરું ?'

માણેકલાલે બીજો પ્રશ્ન કર્યો.

'અદ્યતન યુગમાં ઘણાખરા માણસોએ પૈસાને પરમેશ્વર માન્યો છે, એટલે એમ બને છે ખરું કે

પૈસાદારની બોલબાલા છે. જેમની પાસે એક પૈસો પણ નથી હોતો તેવા નિઃસ્પૃહી અને પવિત્ર મહાત્માઓ શ્રીમંતો કરતાં વધારે સારી રીતે પૂજાતા નથી ?' સુશીલે સામી દલીલ કરી.

આવો વાર્તાલાપ તેમની વચ્ચે ચાલ્યા કરતો અને સમય નિર્ગમન થઈ જતો. આવી ચર્ચા-વિચારણા દ્વારા સુશીલ જાણી શક્યો કે માણેકલાલ પોતે ઉદારવૃત્તિના હતા અને તેમના હાથમાં જ્યારે સુકાન હતું ત્યારે તેમણે ગુપ્ત દાનની ગંગા વહાવેલી હતી. તેઓ માનતા હતા કે, કુદરતની કૃપાથી લક્ષ્મી પ્રાપ્ત થઈ હોય તેણે તેના ટ્રસ્ટી બનીને રહેવું જોઈએ, નહીં કે માલિક. એટલે જ તેઓ લક્ષ્મીનો સદ્‌વ્યય કરી શક્યા હતા.

પરંતુ સુકાન જ્યારથી પુત્રોના હાથમાં ગયું હતું ત્યારથી માણેકલાલનો ગુપ્ત દાનનો પ્રવાહ અટકી ગયો હતો. માણેકલાલના દર્દના ઉપચારો માટે છોકરાઓ ખર્ચ કરવામાં પાછી પાની કરે તેવા નહોતા. પરંતુ અન્ય કોઈને મદદ કરવામાં તેઓ ભાગ્યે જ સંમત થતા.

એક માસથી તેઓ આ હોસ્પિટલમાં આવ્યા હતા. છતાં એક પણ ગરીબ દર્દીને, જરૂરિયાતવાળા આદમીને કોઈ પણ પ્રકારની મદદ કરી શક્યા નહોતા તેનું તેમને દુઃખ હતું. અત્યાર સુધી ઉદારચરિત લેખાતા માણેકલાલના આ મૂંજીપણાએ થોડી ચર્ચા પણ જગાવી હતી.

સુશીલના અત્યંત આગ્રહને વશ થઈને અને સઘળું ગુપ્ત રાખવાની શરતે, પોતે કેટકેટલી દાન-ગંગા વહાવી હતી તેનો સવિસ્તર અહેવાલ માણેકલાલે સુશીલને પાટીમાં લખીને આપ્યો હતો. પરિણામે માણેકલાલ પ્રત્યેનો સુશીલનો આદરભાવ ખૂબ વધી ગયો હતો.

એક વાર સુશીલ બીજા દર્દીઓ સાથે વાતો કરતાં કરતાં માણેકલાલની પ્રશંસા કરવા લાગ્યો. ત્યારે તે દર્દીઓએ મોં મચકોડીને કહ્યું :

'શ્રીમંત હશે પરંતુ મૂંજી છે, મૂંજી. તમારી સાથે પાટીમાં લખીને સારા સારા વિચારો વ્યક્ત કરે, એટલે તમને ખૂબ સારા દેખાય. બાકી તો બધા 'પોથી માંહ્યલાં રિંગણાં.' આ હોસ્પિટલમાં આવ્યા પછી નથી તેમણે કોઈની સાથે કદી ખાસ વાત કરી, કે નથી કોઈને કશી મદદ કરી. પછી તેના પુત્રો ગમે તેટલા રૂપિયા કમાતા હોય તોપણ શા કામના ?'

આવી આવી વાતો સાંભળીને સુશીલ વિચારમાં પડી જતો : 'આમાં માણેકલાલનું સાચું સ્વરૂપ કયું ?'

ધંધામાં કાવાદાવા કરીને પૈસા કમાવા તે સાચું કે પાત્રને ગુપ્ત દાન આપવું તે સાચું ? આ સઘળા કહેતા હતા તેવું માણેકલાલનું મૂંજીપણું સાચું કે સુશોભનને જુદી જુદી વસ્તુઓ આપીને માણેકલાલે દાનનો પ્રવાહ ચાલુ રાખેલો તે દાનેશ્વરીપણું સાચું ? સુશોભનને અનેક પ્રકારે કરેલી સહાયનો સુશીલ મૂક સાક્ષી હતો.

માનવીનાં આ બે સ્વરૂપમાંથી કયું સ્વરૂપ સાચું તેનો તાગ મેળવવા સુશીલ મનોમંથન કરવા લાગ્યો.

આ વિષેની કોઈ ચર્ચા કરીને સુશીલ માણેકલાલનું મનદુઃખ ઊભું કરવા માગતો નહોતો. પરંતુ હંમેશાં તેના મનમાં માનવીનાં આ વિરોધાભાસી બે સ્વરૂપોના વિચારો ઘૂમરી લીધા કરતા હતા.

એક દિવસ માણેકલાલને દર્દનો જબ્બર હુમલો થઈ આવ્યો. ડૉક્ટરો એકદમ દોડી આવ્યા. ચાંપતા ઉપાયો કરવામાં આવ્યા, તેથી તેઓ બચી તો ગયા, પરંતુ તે ખૂબ અશક્ત બની ગયા. તેમની શ્વાસનળી બંધ થઈ ગઈ હતી, તેથી તેને કાપી નાખવી પડી હતી. તેમ ન કરવામાં આવે તો દર્દી મોતને ભેટી પડે. શ્વાસનળી કાપીને ગળાના બહારના ભાગમાં સાર પાડવામાં આવ્યું હતું. ત્યાં પ્લાસ્ટિકનાં સાધનો ગોઠવી દેવામાં આવ્યાં હતાં. પરિણામે અતિ વાચાળ માણેકલાલની વાચા તદ્દન બંધ થઈ ગઈ. બળખા, લીંટ ઇત્યાદિ નાક વાટે કાઢવાને બદલે ગળાના ભાગમાં પડેલા આ સાર દ્વારા કાઢવામાં આવતા હતા. આવી અકુદરતી ક્રિયાને કારણે તકલીફ ખૂબ વધી ગઈ હતી. દિન-પ્રતિ-દિન તબિયત લથડતી ચાલી, તેથી સૌને એમ લાગ્યું કે, માણેકલાલ હવે થોડા દિવસનાં મહેમાન છે.

બે દિવસ પછી માણેકલાલે સુશીલને પોતાની પાસે બોલાવીને ખાનગીમાં પાટીમાં લખીને જણાવ્યું કે, 'અમેરિકામાં કેન્સરના દર્દ માટેનો અકસીર ઇલાજ હમણાં જ શોધાયો છે. તેને માટે દસ ઇન્જેક્શનનો કોર્સ છે. તે ઇન્જેક્શનો પણ આજે મારી





* અશ્વ ઉપર બેઠા હતાં, માથે ગાંઠ્યો ભાર,
મૂક્યાં ખોળે ખાસડાં, એ પણ એક ગમાર.
* અંતર અંગુલી ચારકો, સાચ–જૂઠ મેં હોય,
સબ માને દેખી–કહી, સુની ન માને કોય.
* અંધા ઢૂંઢે આંખકો, બહેરા ઢૂંઢે કાન,
જો જાકો મિલા નહિ, તાકે લિયે હેરાન.
* આવો મિયાં, લાઓ મિયાં, ઘરબાર હૈ તુમ્હારા,
ગાંઠકી ખાઓ ખિચડિયા, બર્તન સબ હમારા.
* આણંદ કહે પરમાનંદા, મળે શેરને સવાશેર,
રાવણ લાવ્યો સીતાને, રામે માર્યો ઠેર.

પાસે આવી ગયાં છે. મારા એક જૂના ડૉકટર–મિત્ર અમેરિકામાં છે. તેમને મારા આ દર્દની ખબર પડતાં તેમણે સ્વયં આ ઇન્જેકશનો મોકલી આપ્યાં છે. મને લાગે છે કે હિંદમાં આ ઇંજેકશનોનો સૌપ્રથમ પ્રયોગ મારી ઉપર થશે અને કદાચ હું બચી જઈશ.'

આવું જાણીને સુશીલ ખૂબ રાજી થયો. મનની ખુશાલી તે વ્યક્ત કરે તે પહેલાં માણેકલાલે પાટીમાં લખી દીધું : 'આ ઇન્જેકશનો ભારે કિંમતનાં છે. ગરીબ કે સાધારણ માણસો તેની કિંમત ચૂકવી શકે નહિ. ' તેથી વળી સુશીલને દુ:ખ થયું કે, ' આવી અતિમૂલ્યવાન દવાઓ—ઇન્જેકશનો જો ગરીબ દર્દીઓ માટે ન વપરાય તો પછી એ સંશોધનનો અર્થ શો ?'

બીજે દિવસે સુશોભનના ગળાનું દર્દ એકાએક વધી ગયું. બધા ઇલાજો નાકામિયાબ નીવડયા. હવે તો સુશોભન થોડા સમયનો મહેમાન છે એમ સૌ માનવા લાગ્યા. તેની પત્ની અને બાળકોની આંખમાંથી શ્રાવણ–ભાદરવો ચાલ્યા જતા હતા. તેની પત્નીનું આક્રંદ પથ્થરહૃદયને પણ પીગળાવી નાખે તેવું હતું.

એ સમયે સુશીલના ચિત્તતંત્રમાં એક વિચાર ચમકયો કે, ચાલને માણેકલાલભાઈને પૂછી જોઉં કે, તેઓ પાસે છે તે ઇન્જેકશનોનો સુશોભનને ઉપયોગ કરવા દે અને પોતે બીજાં ઇન્જેકશનો મંગાવી લે.

પરંતુ આટલાં બધા કિંમતી ઇન્જેકશનોની કિંમત ચૂકવવી કઈ રીતે ? વળી માણેકલાલને પણ મૃત્યુના મુખમાંથી બચવાની ઇચ્છા હતી ને. જિજીવિષા કોને ન હોય ?

તેવામાં માણેકલાલે જ સુશીલને ઇશારો કરીને પોતાની પાસે બોલાવ્યો. સુશીલના મનોભાવ જાણે વાંચી ગયા હોય તેમ એક બંડલ ગાદલા નીચેથી કાઢીને માણેકલાલે પાટીમાં લખ્યું :

'લો આ બંડલ. આ દસેદસ ઇન્જેકશનોનો ઉપયોગ સુશોભન માટે કરાવો. તેની જુવાન પત્ની અને અબોધ બાળકોની મને ખૂબ ખૂબ દયા આવે છે. હું વૃદ્ધ આદમી, કદાચ મરી જઈશ તો કશો વાંધો નથી. મારા આ દેહની શી કિંમત છે? આ દેહ, ગમે તેટલા ઉપાયો કરવા છતાં એક દિવસ તો પડવાનો જ છે ને.'

સુશીલ આ વાંચીને મનોમન ખૂબ રાજી થયો, તેમ ભોળો પણ બની ગયો. સુશીલે તરત જ માણેકલાલને સવાલ કર્યો : 'પરંતુ આની કિંમત ભરપાઈ કરી શકવાની સુશોભનની કે મારી તાકાત નથી.'

'માણસની જિંદગી કરતા પૈસાની કિંમત વધારે હોઈ શકે ખરી ?' માણેકલાલે સ્પષ્ટતા કરી.

આટલી ચોખવટ થતાં અને માણેકલાલના ઔદાર્યની પ્રતીતિ થતાં સુશીલે બંડલ માણેકલાલ પાસેથી લઈ લીધું ત્યારે જ સુશીલને માણેકલાલના સાચા સ્વરૂપનો ખ્યાલ આવ્યો.

ડૉકટરોએ સુશોભનને ઇન્જેકશનો આપવા માંડયાં. પરિણામે મૃત્યુના મુખમાં જઈ પહોંચેલો સુશોભન બચી ગયો. પાંચ દિવસમાં દસ ઇન્જેકશનો અપાઈ ગયાં. આ ઇન્જેકશનોની મોટામાં મોટી તકલીફ એ હતી કે, તે અપાયા પછી બે કલાક સુધી દર્દી ખૂબ જ બેચેન–અસ્વસ્થ રહેતો. પાછળથી દર્દીને ખૂબ રાહત મળતી.

દસ ઇન્જેકશનો અપાઈ ગયાં પછી યોગ્ય સારવાર ને સાત્ત્વિક ખોરાકના સેવનથી સુશોભન સાજો–સારો થઈ ગયો.

જે દિવસે સુશોભનને હૉસ્પિટલમાંથી ઘેર જવાની રજા મળી તે જ દિવસે અને તે જ સમયે માણેકલાલ સ્વર્ગવાસી બન્યા. સુશોભન માણેકલાલનો આભાર માનવા ગયો, પણ ગયો તેવો જ પાછો આવ્યો. તેના કુટુંબીજનોને તેણે આશ્વાસન આપ્યું. અન્યને ખાતર પોતાની જિંદગી ન્યોચ્છાવર કરી દેનાર માણેકલાલને સૌ આત્મવંદના કરી રહ્યા અને તેમના બલિદાનની મુક્ત કંઠે યશોગાથા ગાવા લાગ્યા. 





સવિતા રાણપુરા

# સામાન્ય માણસ



 શાક મારકીટમાં જાઉં ત્યારે રોજ સવારે એક ખાદીધારી પ્રૌઢ સામા મળે. એ પણ શાક લેવા આવે એમની આ નિયમિતતાએ મને એમના પ્રત્યે અહોભાવ જગાડ્યો હતો. એ શાકમારકીટમા આવે કે તરત જ બધા કાછિયા એમને માનથી બોલાવે. એમનો આદર કરે. મને રોજ થાય કે, આ કોણ હશે ? ઘડીક મનમાં સમાધાન મેળવ્યું કે હશે કોઈ સામાજિક કાર્યકર ! લોકોનાં કામ કરે એટલે સૌ માનથી બોલાવતા હોય.

હું નવી નવી આવેલી એટલે કોઈ ને ઓળખું નહિ. નામ તો જાણું જ નહિ. અને એક અજાણ્યા પુરુષને, ભલે એ પ્રૌઢ હોય, પણ કશી ઓળખાણ કે કશા કામકાજ વગર કશુ પુછાય પણ કેમ !

મેં ઘેર જઈ ને એક–બે વખત મારા પતિને વાત કરેલી. પણ એય મારી જેમ નવાસવા ને વળી એય જરા અતડા, એટલે કોઈ ને ઓળખે નહિ.

ત્યાં એક દિવસ મારા પતિ સમાચાર લાવ્યા :

'આપણે આ રવિવારે એક જણને ત્યા બેસવા જવાનું છે.'

'કોને ત્યાં ?' મેં કુતૂહલતાથી પૂછ્યું.

'રતિભાઈ ગાંધી નામના એક સજ્જનને ત્યાં.'

'એ આપણને ક્યાંથી ઓળખે ?'

'એની તો મનેય, આમંત્રણ આપ્યું ત્યારે નવાઈ લાગેલી. પણ પછી વાતમાથી વાત નીકળતાં આમંત્રણ આપવાનું મૂળ કારણ મળી આવ્યું.'

'શું ?' મેં અધીરાઈથી પૂછ્યું.

'એ જાણે નિશાળે આવ્યા. પટાવાળો મારા વર્ગમા લાવ્યો. મેં બેસવા ખુરસીની ઓફર કરી, પણ એમણે તો કહી દીધું કે, એ ખુરશી ઉપર બેસવાનો તમારો અધિકાર છે, મારો નહિ '

'મને થયું, આ માણસ આમ કહીને ઊંચી છાપ પાડવા માગતો લાગે છે. દરેક કાર્યકર આમ જ કરતો હોય છે '

'પછી એમણે કહ્યું : 'મારી એક પુત્રી અમદાવાદ પરણાવેલી છે. એના સસરા અને તમારા સસરા મિત્રો છે. મારાં પુત્રી અને જમાઈ આવ્યાં છે ને તમને રવિવારે મળવા બોલાવ્યાં છે.'

'તો એમ કહોને મારા બાપુજીના સંબંધના દાવે આપણને બોલાવ્યા છે.'

અને અમે રવિવારે બપોરના ગયાં. ઘરમાં પગ મૂકતાં જ હું ચોંકી ગઈ. જે પ્રૌઢ સજ્જનને હું રોજ મારકીટમાં જોતી હતી એ જ આ રતિભાઈ ગાંધી ! મને જોઈ ને એમને પણ નવાઈ લાગી. તેઓ બોલ્યા : 'તમે રોજ મારકીટમાં આવો છો, કેમ ?'

'હા.' મેં હકારમા ડોકું ધુણાવ્યું.

'પણ પરિચય વગર તો એવું જ ને બહેન !'

અમારુ સ્વાગત થયું. અમે પણ વળતું આમંત્રણ આપ્યું એ રીતે સંબંધ બંધાયો. અમે ફરી





તનમનની તંદુરસ્તીની તાદૃશ તસવીર છે પ્રસન્નતા.

વખત એમને ત્યાં ગયા ત્યારે ઘરનું વાતાવરણ જોઈને હું તો સ્તબ્ધ થઈ ગઈ.

માથાના છૂટા વાળ, મોટી મોટી આંખો, લઘરવઘર વેશ અને મોંમાંથી બેફાટ અપમાનજનક શબ્દો બોલતી એક સ્ત્રીને મેં જોઈ. રતિભાઈ તેને સમજાવે ત્યારે સ્ત્રી તેમના સામે વડચકાં કરે, ધક્કા મારે. પણ રતિભાઈ મીઠી ભાષામાં સમજાવ્યે રાખે.

અમને જોઈને રતિભાઈએ કહ્યું: 'હંસા, આમને ઉપર લઈ જા. હું આવું છું.'

અમે ઉપર ગયાં. જોયેલા દૃશ્યથી અમે ચકિત થઈ ગયાં હતાં. સમજમાં કશું ઊતરતું નથી.

થોડી વારે રતિભાઈ ઉપર આવ્યા. ખબરઅંતર પૂછી કહ્યું: 'જોયું ને?' અને પછી કપાળ ઉપર આંગળી અડાડી બોલ્યા: 'કરમની ગતિ ન્યારી છે.... એ હંસાની બા છે.'

આટલુ સાંભળતાં જ અમે ચમકી ગયાં. અમારી ચમક એમના ધ્યાનમાં આવી ગઈ હોય એમ એ બોલ્યા: 'એમાં ચમકવાનું કારણ નથી. એ ગાંડી થઈ ગઈ છે, છેલ્લાં પંદર વર્ષથી. ઘણી દવા કરી, મગજનું ઑપરેશન કરાવ્યું, પણ સારું થયું નહિ. એ ડાહી હતી ત્યારે કેટલી ધાર્મિક હતી! રોજ સામાયિક પ્રતિક્રમણ કરતી. એનો કંઠ એટલો મધુર કે સ્તવન ગાય ત્યારે બે ઘડી આસપાસનું બધું ભૂલી જવાય. પણ હશે, સેં પૂરવભવમાં કાંઈક એવાં પાપ કર્યાં હશે જેથી આ ભવે એનો ઉદય થયો.'

અમને સહાનુભૂતિ થઈ આવી. પણ અમે નાના હતા. કઈ રીતે સાન્ત્વન આપી શકીએ. જ્યાં તેઓ પોતે જ બધું આપમેળે સમજતા હતા ત્યાં સહાનુભૂતિના શબ્દો કોઈ કઈ રીતે એમને કહી શકે?

અમે ઘેર ગયા. એક ઘેરી વેદના અમારા અંતરમાં છવાઈ ગઈ હતી. પંદર પંદર વર્ષથી આ માણસ કેટલી યાતના વેઠતો આવ્યો છે! છતાં દુઃખનો એક હરફ સરખો બહાર નથી કાઢતો. કઈ શક્તિ એને આ બધું સહન કરવાનુ બળ આપે છે! આટલાં વર્ષો મુંબઈના ધંધાધાપા બંધ કરી, એક પાગલ પત્નીની સારવારમાં, એને સાચવવામાં ગાળી નાખવાં એ ઓછી ધીરજની વાત છે!

પછી તો અમને જાણવા મળ્યું કે, જ્યારે એનાં પત્ની પાગલ બની ગયાં ને લખલૂટ પૈસો ખર્ચવા છતાં, પાંચ પાંચ વર્ષની છેલ્લામાં છેલ્લી સારવાર મળવા છતાં, સ્થિરતા ન આવી ત્યારે કુટુંબીઓએ બીજા લગ્ન કરવા કહેલુ.

પણ રતિલાલે તો ચોખ્ખેચોખ્ખું કહી દીધું: 'પત્નીનું સુખ નસીબમાં લખ્યું હોત તો આ ગાંડી જ શું કામ થઈ જાત?'

તો કોઈ, 'વંશનો વેલો આગળ વધે, એક પુત્ર પ્રાપ્ત થાય' એ માટે પણ લગ્ન કરવા આગ્રહ કરતા. ત્યારે રતિભાઈ જવાબ આપતા: 'વીતરાગની ઇચ્છા.... મારા કિસ્મતમાં પુત્રસુખ લખ્યું હોત તો આમ ન થાત. અને બીજાં લગ્ન કરવાથી પુત્ર પ્રાપ્ત થશે જ એમ કેમ કહી શકાય? વળી, આ સાજી જ નહિ થાય એવી શ્રદ્ધા હું કેમ છોડી દઉં? અને સાજી ન થાય તો ય શું? મારી પાસે એ લેણું માગતી હશે.'

આ રતિભાઈનું એક બીજું પાસું પણ વર્ષો જતાં જાણવા મળ્યું. એમના દ્વારે ગયેલો પાછો ફર્યો નથી.

શાળાસમિતિમાં એમને પ્રમુખસ્થાન મળે તોય એ કહેશે, 'મારું એ કામ નહિ. એનો અધિકારી માણસ જ એ સ્થાને શોભે.'

અને છતાંય સેવાનું કોઈ કામ, કોઈના હિતનું કોઈ કામ એમણે વિના વિલંબે કર્યું છે.

ઉનાળાનો બળબળતો બપોર છે. તેઓ એક સંબંધીને ત્યાંથી પાછા ફરે છે. રસ્તામાં એક ઉઘાડપગો માણસ એમને મળે છે ને પગરખાં અપાવવાનું કહે છે. રતિભાઈ તરત જ પોતાના ચંપલ એને આપી દે છે. પોતે બળતા પગે ઘેર જાય છે. લૂ લાગે છે ને તાવ આવે છે. પણ તાવનું કારણ કોઈને કહેતા નથી. પેલો માણસ એમની ખબર કાઢવા આવે છે. ગળગળા સાદે કહે છે: 'રતિભાઈ, તમને...'

અને રતિભાઈ ઇશારાથી તેને બોલવાનું બંધ કરવા સૂચવે છે.

એ બહાર નીકળે છે. હું તેને પૂછું છું ને ઉપરની વાત જાહેર થાય છે. એ વાત મારા પતિ રતિભાઈને કહે છે ને એમની આંખમાંથી આંસુ સરે છે. તેઓ કહે છે, મારી આ વાત બહાર કેમ પડી? મને દુઃખ થાય છે, કે મેં ઊતરેલા ચંપલ આપ્યાં તેને આટલું બધું મહત્ત્વ કેમ અપાય છે! હું તો એક સામાન્ય માણસ છું....'



માસ્તરની શાંતિમાં વિક્ષેપની કાંકરી સુદ્ધાં નાખી શકતો નહીં. લક્ષ્યમા બાણ ચોંટી જાય એમ માસ્તરનુ ચિત્ત અવિનાશીમા એકતાર બની જતું.

સ્નાન અને જપ પૂર્ણ કરી માસ્તર શિવાલયમાં પુષ્પ, બિલીપત્ર અને જલાભિષેકથી ભગવાનની પૂજામા તન્મય થાય. પીપળાના બીલેશ્વર મહાદેવને પણ ભક્તિનો અર્ઘ્ય અર્પે. પછી ધ્યાનમાં બેસે એમનો આ ક્રમ કદી તૂટે નહિ. મંદિરેથી એમના પગ સીધા શાળાએ જવા ઊપડે.

સવાર ને સાજ બંને સમય ચાલતી શાળામાં શિક્ષકોને બપોરે અરધા પ્રહરની રજા મળતી. માસ્તર ત્યારે મધ્યાહ્ન સંધ્યા કરી ભોજન લેતા. સાજે બાળકોને રજા આપ્યા પછી શિક્ષકો શિવાલયે દર્શન કરવા જાય. 'વહેલી સવારે કદાચ સમયસર ન પણ નીકળાય. એટલે હું તો અહીં જ રહીશ.' ઘરની પથારાની મીઠી નીંદરની યાદ સુદ્ધાં માસ્તરને આવતી નહિ. એક વખત જ ભોજન લેતા માસ્તરને વાળુની ચિંતા હતી જ નહિ.

માસ્તરના ઉપયુક્ત કથન પર આશ્ચર્ય અનુભવતા શિક્ષક મિત્રો ઘર ભણી ઊપડતા અને અહીં શિવના ધામમા માસ્તરના રાત્રિજાપ શરૂ થતા. બાણ મધ્યે વિરાજતા ભગવાન નીલકંઠ સામે આસન લગાવી માસ્તર બેસી જતા. જળાધારી ભગવાનને અભિષિક્ત કર્યા કરતી. ઘીનો ઝાંખો દીવો મંદિરને અજવાળતો અજવાળતો, માસ્તરના નામસ્મરણલીન લલાટ પર પ્રકાશપટ રેલાવતો ધન્યતા અનુભવી રહેતો. મહાદેવન મસ્તકે ચઢાવેલાં પુષ્પો અને ચંદનના ઓરસિયાને માસ્તર સાથેનુ પોતાનુ સામ્ય જાણી આનંદ ઊપજતો. એ જ અવસ્થામાં રાત્રિ વ્યતીત થઈ જતી. માસ્તર ભાગ્યે જ સૂતા.

ચારિત્ર્યવાન પુરુષનું આચરણ જ મહાન બોધ સમાન હોય છે. નિસ્પૃહી માસ્તરની જીવનપ્રણાલીએ ગામને પણ ભક્તિનો રંગ લગાડવા માંડચો. તેમના બંને શિક્ષક મિત્રોએ વ્યવહારને ભક્તિમય બનાવવા માડચો. આજીવન બ્રહ્મચારી રહેવાની પ્રતિજ્ઞા લેવાનો વિચાર એ બંને જુવાનોના અંતરમા આકાર લેવા માડચો. ગામલોકોની ઇચ્છા જાણતા જ માસ્તરે અવકાશે એમને ઘેર જઈ, મધુર કંઠે તુલસી-રામાયણ અને અન્ય સાત્ત્વિક ગ્રંથોનું પારાયણ શરૂ કર્યું. આ નિરામય પ્રવૃત્તિમાં કથીર સમા લોકજીવનને જાણે કાંચનનો સ્પર્શ સાંપડચો.

આવા પ્રભુપરાયણ માસ્તરે એક દિવસ પોતાના બંને સાથીદારો આગળ વાત મૂકી: 'તમારી સાથે એક જ મકાનમાં રહી હું ઘણુ પામ્યો છું. તમે જે પ્રેમ આપ્યો છે અને આપો છો એને હું ઈશ્વરની કૃપા જ સમજું છું. પરંતુ મારો વિચાર નિશાળની પેલી ખાલી ઓરડીમાં રહેવા જવાનો છે. ઈશ્વરસ્મરણ માટે મારું અંતઃકરણ વધુ એકાન્ત માગી રહ્યુ છે.'

'શુ કહો છો, મૂળશંકરભાઈ? તમને અમે જુદા રહેવા કેમ જવા દઈએ? તમારા સહવાસથી તો અમારાં હૈયાં પણ પ્રભુપ્રેમથી ભીંજાવા લાગ્યાં છે. આ આખું મકાન તપોવન સમું બની ગયું છે.'

શિક્ષકો ગળગળા થઈ બોલ્યા.

'પણ હું થોડો જ ગામ છોડી જાઉં છું? આમેય ઘણો સમય શિવાલયમાં ગાળું છું. અને શાળામાં તો આપણે સાથે છીએ જ.'

'તમારી આ દલીલ અમને માન્ય છે. કારણ કે એ ઓરડી ખૂણામા છે, પણ છે તો શાળામાં જ. એટલે શાળાના અન્ય કામે આવીશું તોપણ તમને મળાશે જ. પરંતુ તમે બીજો કાંઈ વિચાર કર્યો? એ ઓરડી કેમ ખાલી રહે છે અને શાળા શા માટે એનો ઉપયોગ કરતી નથી એમા ઊંડા ઊતરવાનું તમને કેમ ન સૂઝ્યું?' એક મિત્રે પૂછ્યું.

'કેમ, એ ઓરડીમા શું વાંધો છે?' માસ્તરની પ્રશ્ન પૂછવાની ઢબમાં રહેલી શાંતિ ભગવતી વાગીશ્વરીને પણ રીઝવે એવી હતી.

'તમને ખબર નથી? એ ઓરડીમાં ભૂત-પ્રેતનો વાસ છે એમ આખું ગામ જાણે છે. ચુડેલો વારંવાર ત્યાં રાત્રે ભેંકાર નૃત્ય કરે છે એવી લેકવાયકા છે. એ ઓરડીની મેડી પર ધબ ધબ અવાજ થાય છે. નળિયા ખખડી ઊઠે છે. પવન ન હોય તોપણ જાણે હમણાં તૂટી જશે એમ એની બારીના બારણાં અફળાય છે. ભાતભાતના અવાજો ઊઠે છે એ ખોલીમાં ને ખોલીની મેડી ઉપર!'

શિક્ષક મિત્રે ઓરડીની ભયાનકતા વર્ણવવા માંડી.

'હશે. મારે તો જ્યાં રહેવું છે ત્યાં ગોવિંદના ગુણ ગાવા છે. પ્રભુભજન કરવું છે. બીજો વિચાર





મારે શા સારુ કરવો જોઈએ ? બાકી ત્યાં રહેવા જઈ હું તમારું દિલ તો દૂભવતો નથીને એ ચોખ્ખું કહેજો. નહીંતર હરિસ્મરણમાં ચિત્ત નહીં ચોંટે.'

'એવું તે હોય, મૂળશંકરભાઈ ! તમે રાજી તો અમે પણ રાજી. પરંતુ એ ઓરડીમાં અત્યાર સુધી કોઈ રહ્યું નથી. આપણી પહેલાનો કોઈપણ કુટુંબવાળો કે એકલદોકલ માસ્તર ત્યા રહ્યાનું જાણ્યું-સાંભળ્યું નથી.'

'હરિ-ઇચ્છા એવી છે કે હું ત્યા રહું. એટલે ચિંતા કરશો નહિ.' કહી માસ્તર આજ સુધીમા કદી નહિ ખોલવામાં આવેલી ઓરડીના તાળાની ચાવી લઈ શાળા ભણી ઊપડયા.

'મૂળશંકરભાઈની ભક્તિ ભૂતપ્રેતને કેવાંક હંફાવે છે એ જોવાનું હવે રહેશે.'

એક શિક્ષકે પોતાના સાથીદારને કહ્યું.

દિવસો પસાર થવા લાગ્યા. 'કેમ મૂળશંકર ભાઈ, ઓરડી ફાવી ગઈ? રાતે કંઈ અનુભવ થાય છે ?' લગભગ દરરોજ આ પ્રશ્ન શિક્ષકો તરફથી પુછાતો અને, 'ના ભાઈ, મારી શાંતિમા કશી દખલ થતી નથી,' એવો પ્રત્યુત્તર આપી માસ્તર સ્મિત કરતા. આ દિવસો દરમ્યાન જ્યારે જ્યારે ગામલોકોને સત્સંગનો લાભ આપી માસ્તર ઓરડીએ આવવા નીકળતા ત્યારે લોકો કહેતા, 'માસ્તર સાહેબ ! તમે તો અમારે માટે દેવ જેવા છો. પણ એ ઓરડીમા રહેવા ગયા એ અમને ઠીક નથી લાગતુ.'

માસ્તર ત્યારે સ્વસ્થતાથી જવાબ વાળતા :

'માથે પ્રભુ જેવડો ધણી છે. પછી ભય શાનો ?'

રાત્રિનો પ્રથમ પ્રહર વીતી ચૂકયો હતો. છાછર ગામનું સમગ્ર ચૈતન્ય નિદ્રાના શ્વાસોચ્છવાસમાં પોતાનું અસ્તિત્વ વ્યક્ત કરી રહ્યું હતું. માત્ર ગામની ભાગોળે આવેલી શાળાની નાનકડી ઓરડીમાં મૂળશંકરભાઈ માસ્તર ધરણીધરના ધ્યાનમાં એકચિત્ત થઈ બેઠા હતા. ઓરડીની મધ્યમાં મૂકેલા ફાનસનો પ્રકાશ અંધકારને મેડીના ધાબામા અને ખૂણાઓમાં ધકેલી મૂકતો હતો.

થોડી વારે માસ્તર ધીમેથી ઊભા થયા પાણીઆરે જઈ પાણી પીધું. માટલા પાછળ લોટો મૂકવા ગયા તે ત્યાંના અંધારાને કારણે સહેજ દૂર મુકાતાં નીચે પડયો. પાણીઆરાની ફરસબંધી પર લોટાના પછડાવાનો અવાજ ઊઠયો. લોટો યથાસ્થાને મૂકી માસ્તર ફરી ધ્યાનમા બેઠા.

અરધો કલાક પસાર થઈ ગયો. માસ્તરે ઊભા થઈ શેતરંજી પાથરી અને ઓશીકુ ગોઠવ્યું. માળા લઈ તેઓ શેતરંજી ઉપર બેઠા. એકાએક મેડી ઉપર 'ધબ' અવાજ સંભળાયો. માસ્તરનુ ધ્યાન ખેંચાયું. એને સાભળ્યું-ન-સાભળ્યું કરી, માસ્તર સ્મરણલીન થયા. થોડી વારે મેડીનો લોય એકસામટી પછડાતી હોય એવા ધ્વનિ આવવા લાગ્યા માસ્તરનું મન પુન : વિક્ષેપ પામ્યુ . કેટલીક ક્ષણો વીતી અને મેડીની બારીના બારણા જોરથી અફળાવા લાગ્યા. લાકડી વતી કોઈ નળિયા ખખડાવતુ હોય એવો અવાજ પણ એમા ભળ્યો.

માસ્તર વિચારે ચડયા. તેઓ પ્રભુનામનું અનુસંધાન સંપૂર્ણ ટકાવી શકયા નાહે. જરૂર પડી ન હોવાથી તેઓ ઓરડીની મેડી પર એકે વખત ગયા ન હતા. 'શિક્ષક મિત્રો અને લોકો કહે છે એ સાચું હશે ? તેમણે વર્ણવ્યા એવા જ અવાજ ઊઠી રહ્યા છે. લાવ, ઉપર જાઉં.' ઊભા થઈ એમણે ફાનસ ઉપાડયું અને જૂનાપુરાણા દાદર પાસે ગયા. એક પળ માટે તેઓ ત્યા ઊભા રહ્યા. રહી રહીને ઉપરથી અવાજો આવતા હતા. પોતાની ક્ષણિક નિર્બળતા પર એમને ગુસ્સો આવ્યો. 'હરિ ૐ' એમણે મોટેથી પ્રભુનામનુ ઉચ્ચારણ કર્યું અને ઝડપથી પગથિયા પર કદમ મૂકવા માડયા. વેગપૂર્વક મુકાતા પગલાથી દાદર ખખડી ઊઠયો. અને હાથમાંનુ ફાનસ ડોલવા માડયું. ઓરડીની દીવાલો પર ડોલતા ફાનસના હલમલતા ઓળા ચિતરાયા. મેડી પરથી અવાજો આવતા બંધ થયા હતા.

ફાનસ પગથિયા પર એક બાજુએ મૂકી માસ્તરે દાદર પરનું ઢાકણું હડસેલીને એક તરફ ગોઠવ્યું. હાથમાં પકડેલા ફાનસના તજમાર્ગે થઈ માસ્તરની આંખોએ શું જોયું ?

આ ઓરડી ઘણા સમયથી અવાવરુ પડી હતી. શાળાની ફાઈલો અને અન્ય કાગળો રાખવાની પેટી અને ઊંચી પણ જૂની અને તૂટેલી પેટી એક ભીંત પાસે પડેલી હતી. એ પેટી પાછળ સાડીના પાલવના છેડા જેવું કંઈક ધીમે ધીમે સરી જઈ અદશ્ય થતું એમણે જોયું ! એક પળ તે પગથિયા





પર થંભી ગયા.

બીજી ક્ષણે ફાનસ સતેજ કરી પેટી ભણી ધસ્યા. ત્યાં જ એકાએક બારીનાં બારણાં જોરથી અફળાયાં અને અહીં માસ્તરના હાથમાં રહેલું ફાનસ બુઝાઈ ગયું. બારી પાસેની ભીંતના મૂળમાંથી 'ધબ' એવો અવાજ આવ્યો માસ્તર જરાપણ ગભરાયા નહીં. એમની હૃદયસિતાર હરિનામના સૂર અવિરતપણે વહાવી રહી હતી. માસ્તરે હતા ત્યાં જ ઊભા રહી અંધકારમાં ચોમેર દૃષ્ટિ દોડાવી જોઈ. પરંતુ કશું દેખાયું નહિ. બારી ભણી એમણે નજર ફેંકી. અફળાઈને ખુલ્લા રહેલા બારણામાંથી તારાસભર્યું આકાશ દેખાતું હતું.

એક હાથમાં સંભાળપૂર્વક ફાનસને પકડી અને બીજે હાથે દાદરના પાસેની દીવાલ પર હાથ અડકાડતાં અડકાડતાં ધીમે ધીમે માસ્તર નીચે આવ્યા. ઓશીકા નીચે મૂકેલી દિવાસળીની પેટી શોધી કાઢી, ફાનસ પેટાવ્યું. અને ફરી પગથિયાં ચડવા લાગ્યા.

ઉપર આવીને સીધા જ તેઓ પેટી પાસે ગયા. કંઈક ખરબચડી વસ્તુ પગ સાથે અથડાતી હતી એવું લાગ્યું. પગોને પરંતુ પેટી પાસે જવાની ઉતાવળમાં માસ્તરે ધ્યાન આપ્યું નહિ. પેટી પાછળ કશો અવાજ થયો અને બીજી ક્ષણે એક મોટો ઊંદર મોંમાં જૂના કપડાનો લીરો લઈ, દોડીને ખૂણાના એક દરમાં ઘૂસી ગયો! માસ્તરથી હસી પડાયું.

ફાનસ લઈ આખીયે ઓરડીમાં માસ્તર ઘૂમી વળ્યા. બધું એમણે ઝીણવટથી તપાસ્યું ઓરડીની દીવાલોની. ધૂળ ઊખડી ગઈ હતી અને છાપરામાં અને ભીંતો પર મુક્તપણે વિહરતા ઊંદરોએ મેડીની ભોંય પર માટીનાં મોટાં મોટાં પોડાં પાડેલાં હતાં!

ત્યાં આગળ જઈ માસ્તરે બારી પાસે ફાનસ ધર્યું. જ્યાં દીવાલોની આ સ્થિતિ હતી ત્યાં બારી અને તેનાં બારણાંને ધડપણ આવે એમાં શી નવાઈ? એનાં સાંધા-નકૂચા એટલા તો ઢીલા થયા હતા અને બારણાનું લાકડું એટલું જીર્ણ થઈ ગયું હતું કે હવાની સહેજ અવરજવર એમને અફળાવવાને પૂરતી હતી.

માસ્તરે બારીમાંથી બહાર જોયું. તારાના ઝાંખા પ્રકાશમાં એમને લાગ્યું કે, મેડી પાછળ આવેલ ત્રણ મકાનની હારનાં બારીબારણાં પણ બંધ હતાં. ઓરડીના ભૂતવાસની માન્યતાએ એ મકાનોને જાણે વસ્તીવહોણાં બનાવ્યાં હતાં. હૃદયસ્થ થયેલા પ્રભુનામનો અજપાજાપ કરતા માસ્તર નીચે આવ્યા. શેતરંજી પર બેઠા. સચ્ચિદાનંદના ચિંતનમાં એવા તો લીન થયા કે રાત્રિના બાકીના પ્રહરો એ જ સ્થિતિમાં વીતી ગયા. 

બીજે દિવસે સાંજે દર્શન કરીને શિવાલયથી માસ્તર અને એમના સાથીદારો ઘેર આવતા હતા. માસ્તરની ભક્તિથી પ્રભાવિત થયેલ વણિક યુવક પણ સાથે હતો. સોમમાંથી પાછા ફરતાં ત્રણચાર ખેડૂતો પણ મહાદેવનાં દર્શન કરી, માસ્તર સાહેબની જ્ઞાનવાર્તાનો લાભ લેવા એ સૌની સાથે જોડાયા હતા. વાતવાતમાં શિક્ષકોએ એમનો હંમેશનો પ્રશ્ન પૂછ્યો અને માસ્તરે વિગતથી પોતાની મેડીની મુલાકાત વર્ણવી બતાવી. સાંભળીને સૌની આંખોમાંથી અચંબો પડું પડું થઈ રહ્યો.

'માસ્તર સાહેબ, જો કોળ-ઊંદર જ ધૂળનાં પોડાં પાડી 'ધબ ધબ' અવાજ કરતા હતા, છાપરાં ખખડાવતાં હતાં અને જૂનાં, ઢીલાં બારણાં હવાની ફૂણકીથી પણ અફળાતાં. જો આમ જ હતું તો કોઈ દિવસ નહીં અને કાલે જ કેમ તમને એ સંભળાયું? ઊંદર તો દરરોજ ફરતા હોય. બારી પણ હંમેશ અવાજ કરતી હોય.' વણિક યુવકે પૂછ્યું.

'ઘણું સરસ. હું વધુમાં જે કહેવા માગતો હતો એ વિષે જ તમે પૂછ્યું છે. જુઓ, હું ઘણી રાત્રિઓ તો શિવાલયમાં જ ગાળું છું. બાકીના રાત્રિકાળમાં હું સ્મરણમાં એવો તો તન્મય થતો કે મને કશું જ સંભળાતું નહીં ચિંતનમાં બેઠા પછી મને કદી ભૂખ-તરસ લાગતાં નથી. કાલે હું પાણી પીવા ઊઠેલો. અંધારામાં દૂર મૂકાયેલો લોટો પાણીઆરા પરથી પડયો અને અવાજ થયો. ત્યારથી ગમે તેમ પણ ચંચળતાનું બીજ મારા મનમાં રોપાયું. આસનિયું મૂકીને ધ્યાનમાં બેસનારા મેં શેતરંજી-ઓશીકાથી પથારી પણ કરી. મારું મન સહેજ ચલિત થયું હતું એ નક્કી. પરિણામે મેં અવાજો સાંભળ્યા. એ અવાજ કેમ હતા એ આપણે જોયું. પણ પ્રથમ તો મેં પણ તેમને શંકાના આવરણમાં જ તપાસ્યા. નામસ્મરણની તન્મયતાનું મને અભિ-





માન ન આવે એટલા માટે પરમ કૃપાળુએ આ પ્રસંગ ઉપસ્થિત કર્યો એમ હું માનું છું. આ અનુભવ પાછળ પ્રભુનો એવો શુભ સંદેશ હતો એવી મને પૂરી શ્રદ્ધા છે. સારી ભક્તિ આથી વધુ દૃઢ થઈ છે.' આછરેલા નીર જેવું તેજ માસ્તરના મુખ પર ચમકવા લાગ્યું.

ઘડીક ચુપકીદી છવાઈ. 'તમારી તન્મયતા જાણીએ છીએ એટલે આ ખુલાસો માનીશું જ. પરંતુ જેમણે નૃત્ય, ધબકારા અને ભયંકર અથડાટના રૂપે એ અવાજો સાંભળ્યા છે, એ ગામલોકોના અનુભવનું શું?' શિક્ષક સાથીદારે સ્પષ્ટતા માગી.

'માન્યતામાં જકડાયેલા એમના અંતઃકરણે એ સર્વ સાંભળ્યું હશે. પરંતુ એ બધી એમના મનની જ રચનાઓ. કેવળ ભ્રમણા. અંધારામાં ઝાડના ઠૂંઠાને પણ પ્રેત અને દોરડાને સાપ માનવામા આવે છે એ જાણીતી વાત છે. 'મંછા ભૂત અને શંકા ડાકણ' એ કહેવત અમસ્તી પ્રચલિત નથી. અસ્થિરતા, નિર્બળતા અને ભયના અંધકારમાં મન આ બધું ઊભું કરે છે. અમુક સ્થળે ભૂત-પ્રેત વસે છે એમ માનવાને બદલે એ સ્થળે અને સર્વત્ર પ્રભુનો નિવાસ છે એવો વિચાર દૃઢ કરીએ તો ભયનું નામનિશાન રહેતું નથી. એટલે તો અભયપદ સમી ભક્તિનો મહિમા ગાતા ભક્ત-શિરોમણિ તુલસીદાસજીએ કહ્યું છે કે:

'તુલસીદાસ રઘુબીર શરનસે લગતિ અભયપદ પાગો.'

માસ્તરની પ્રભાવિત વાણી સૌ સાંભળી રહ્યા. અને ગામ આવતા, 'વાત તો સાવ સાચી કીધી, માસ્તર સાહેબ. બાકી હવાથી ફાનસ ઠર્યું અને બારીનાં બારણા અફળાયા. ઊંદરે ભીંત પાસે પોદું પાડી 'ધબ' અવાજ ક્યોં ત્યારે રુંવાડુંય ન ફરકે એવી હિંમત તો તમારા જેવા ભક્ત પુરુષમાં જ હોય. કાચાપોચાની તો છાતી બેસી જાય.' ગામ આવતા છૂટા પડતી વખત વણિક યુવકે કહ્યું. સૌએ એમા સૂર પુરાવ્યો.

આખાય ગામે માસ્તરનો ઉપર્યુક્ત પ્રસંગ જાણ્યો. સૌ એમાં રહેલું સત્ય સમજ્યા અને બીજા દિવસથી જ એ ઓરડી પાછળ આવેલા મકાન વસવાટ માટે સાફસૂફ થવા માડ્યા વહેમનાં વિષ ઊતરી જતાં, સત્ય જ્ઞાન અને સાચી સમજનું સુધાપાન કરી લોકો સ્વસ્થ બન્યા.

એ માસ્તર આજેય પહેલા કરતાં અનેકગણી પ્રબળતાથી નામસ્મરણનો આનંદ લૂટે છે. યૌવનઆમ્રકુંજે મહોરેલી ભક્તિમ જરી ફળસ્વરૂપે વિકસી પોતાના અમૃત એમને પીવડાવે છે. અભયપદના આરાધક એ માસ્તર તે જ મારા પૂજ્ય પિતાશ્રી મૂળશંકર દામજીભાઈ પંડ્યા.

* આનંદ કહે પરમાનંદા, સારું રહેવું સારું,
ખરચખુટણ જોઈને કરવું, બચી જવાનું બારું.
* આબરૂ રાખવી જોઈને, વાત ન કરીએ કોઈને,
પેટ દેવું જોઈને, નહિ તો કહેવું ન કોઈને.
* આવત ગાલી એક હૈ, ઊલટત હોત અનેક,
કબીર જો ઊલટે નહિ, (તો) રહે એકકી એક.
* આશા ઊંડી ખાઈ, પહાડથી થાય ન પૂરી,
હેમ મેરુ સમ હોય, તોય રહે અધૂરી.
* આશાને અમૃત ગણો, પણ છે કડવી ઝેર,
છોડો ચેતી ચતુર નર, નહિ તો થાશે કેર.
* આંબા-ડાળે કોયલ રાજી, મચ્છી રાજી જલમાં,
ઘરબારી તે ઘરમાં રાજી, જોગી રાજી જંગલમાં.
* ઇચ્છે જેવું અવરનું, તેવું આપણું થાય,
કર્યું ન હોય તો કરી જુઓ, જેથી તુરત જણાય.
* ઉદર પૂરતું અન્ન લે, શરીર પૂરતું ચીર,
અધિક સંગ્રહ ના કરે, તેનું નામ ફકીર.
* ઊંચા-જોયો આખલો, નીચા-જોઈ નાર,
એકલહટો વાણિયો, એ ત્રણે ગરદન માર.
* ઊંચું પદ આશ્રય વિના, કોઈ નથી પામેલ,
કદીયે ઊંચી નવ ચડે, વણઆધારે વેલ.
* એક નૂર આદમી, સો નૂર નખરાં,
હજાર નૂર કપડાં ને લાખ નૂર લટકાં.
* એક રામ ચડે ગયું રાવણ કેરું રાજ.
સોળ રામ ભેગા ચડે, માણસનાં શા કાજ?
* એક હી ભલે સપૂતસે, સબ કુલ ભલો કહાય.
સરસ સુવાસિત વૃક્ષસે, જ્યું બન સકલ સુહાય.
* એલા દગાખોર દાંત, તને કંઈક ચીજું ચખાડિયું,
પણ ન-ગણુ-શું તેહ, હાંકુ પહેલાં હાલિયા.
* કણક, કણબી ને કાંસાળી, કસુબો ને મજીઠ,
એટલાં ગૂંદ્યાં ગુણ કરે, વણગૂંદ્યાં અદીઠ.
* કણબી પાછળ કરોડ, કણબી કોઈ પાછળ નહિ,
મૂળે મોટી ખોડ ઊંહુંનું ઓસડ નહિ.





આપણે પ્રભુને ભૂલીએ છીએ કે પ્રભુ આપણને ભૂલે છે?

અલેસિંહ હ. પરમાર

# ખંડિત પગલાં



રાતે આઠેક વાગે એ બંને બહેનો ફળિયામાં ફેર આપવા નીકળતી. હું ઘેર જતો હોઉં ત્યારે એ બંને મને રસ્તામાં મળે. મને જોતાં વાતો અટકી જાય. મારા તરફ જોઈને મંદ મંદ હસે અને હસતી હસતી ચાલી જાય ત્રણચાર દિવસની મુસાફરીના થાકમાંથી થોડો થાક આ બહેનો લઈને ચાલી જાય 'બાપુ આયા,' કહેતો નાનો બાબો મારા તરફ દોડી આવે અને હાથ પહોળા કરતોક તે નજીક આવીને ઊભો રહે, એટલે મારો થાક હળવો થઈ જાય. અને એ તેની બા વિરુદ્ધ, ભાઈ—બહેન વિરુદ્ધ, તેના સોબતીઓ વિરુદ્ધ, કાલીકાલી ભાષામાં ફરિયાદ કરવા મંડી જાય કે, અમે બધાં અનહદ આનંદમા ડૂબી જઈએ.

આજે હું મંદિર પાસે ગયો, કે પેલી બંને બહેનો સામેથી આવી પડી. આજે બંને સાવ મૂગી થઈ ગઈ હતી. મને થયું કે એમના ઘરમાથી કો'ક એમની સાથે ઝઘડયું હશે. એ બંનેને હસાવવા ખાતર હું હસ્યો, પણ તેમના ચહેરા ઉપરની ગંભીરતા લગીરે હળવી ન થઈ 'એમને થયું છે શું ?' હું અકળાયો. એક ક્ષણમાં કેટકેટલા વિચારો આવી ગયા. નાનાંને પણ સ્વમાન હોય છે. એમને દૂભવવાં ન જોઈએ ઠંડીમાં કદાચ બહાર નીકળવાની આનાકાની કરી હશે અને એમની બા કદાચ ઝઘડો કરી બેઠી હશે. આવા આવા તર્કવિતર્કો હું કરતો હતો. ત્યાં તો એ જ ગંભીરતા સાથે કંઈક ઝડપથી બંને મારી સામે ચાલી આવી અને 'ઘેર વહેલા જાવ, તમારા બાબાને. છે ને તે બઉ રડે છે... કંઈ થયું....બઉ રડે.. ' મોટી બહેન એકશ્વાસે બોલી ગઈ.

'બાબાને તાવ છે ?' મેં પૂછ્યું.

'ના, પણ બઉ રડે છે. વહેલા જાવ '

હું ઘેર પહોંચ્યો ત્યારે આડોશીપાડોશીઓથી ઘર ભરાઈ ગયું હતું. ન્યાતજાત બધું ભુલાઈ ગયું હતુ. હું જોઈ શકતો હતો કે મારી જ નસનું લોહી જાણે બધાંની નસમાં વહી રહ્યું છે. મારી વ્યથા હું એકેએકના ચહેરા ઉપર જોતો હતો. ઘરમા પ્રવેશ્યો ત્યારે મેં જોયું કે પાડોશમાંની એક વૃદ્ધાની ડોકે બાબો વળગેલો છે. વૃદ્ધા બાબાની પીઠ ઉપર હાથ ફેરવે છે. એક ભીલ બાઈએ બાબાના પગ ખેંચી રાખ્યા છે. દર્દભરી ચીસ મારા કાળજાને હચમચાવી મૂકે છે હું નજીક જાઉં છું 'જો તો બેટા ' હું તેની નાજુક લટ ઉપર હાથ પસવારતાં કહું છું. મને આશા હતી કે, હાથ પહોળા કરીને તે મારા ઉપર કૂદી પડશે. પણ તેણે તેમ કર્યું નહીં

'કોઈ કોઈ વાર ભાન ગુમાવી બેસે છે વૃદ્ધાએ

કહ્યું. અને બાબાના માથા ઉપર હાથ ફેરવતાં ઉમેર્યું · 'ક્યારનો તમને એ ઝંખતો હતો. જો બેટા, બાપુ આવ્યા. જો તો બેટા ' બાબાએ મારા તરફ આંખ માંડી. મેં આંખને ફરતી જોઈ અને હું વિવશ બની ગયો. બાબાએ વૃદ્ધાના ખભા ઉપર માથું ઢાળી દીધું.

'ક્યાં ગઈ એની બા ? આટલું થયું ત્યાં સુધી....' હું અકળાઈ રહ્યો.

'અરે, છ વાગ્યા સુધી તો રમતો'તો.'

'જો તો બેટા !' કહેતાં મેં તેના ચહેરા ઉપર પાણી છાંટયું તેણે મારી સામે જોયું અને હાથ પહોળા કરીને 'બાપુ' કહેતો એ મારા ઉપર કૂદી પડ્યો. મારી ડોકને તે વળગી ગયો. તેનું અંગે-અંગ આંચકા ખાતું હતું. તેનો એકેએક આંચકો મારા હૃદય ઉપર ઘણની માફક ઝીંકાતો હતો. આંચકા ખાતા બંને પગને પકડતાં એક વૃદ્ધાએ કહ્યું : 'માન કે ન માન, પણ અગાસી છે' ઘણાંએ એમાં ટાપશી પૂરી અને 'બાબાને અગાસી જ છે,' એવો મત જાહેર થયો. કો'કે કોડિયું શોધી કાઢયું કો'ક ઘી લઈ આવ્યું. કો'કે વાટ મૂકી. કો'ક મારા હાથ-પગ ધોવા માટે પાણી લઈ આવ્યું. કો'ક હિંમત-વાળી બાઈએ મારા હાથમાથી બાબાને ઝૂટવી લીધો અને મને બાધા લેવા માટે ખેંચી ગયાં. મેં દીવો સળગાવ્યો એક વૃદ્ધાએ તૂટક તૂટક શબ્દો કહ્યા અને હું પોપટની માફક બોલી ગયો. 'શબ્દે-શબ્દમાં મને બાબાની ચીસ સંભળાતી હતી અને બાબો મારી છાતી ઉપર નહોતો છતાં તેના શરી-રના આંચકાઓનો હું અનુભવ કરતો હતો.ઝટ ઝટ વિધિ પતાવીને હું બહાર આવ્યો. ·કો'ક ભલો માણસ ડૉકટરને બોલાવી લાવ્યો હતો. હું બહાર આવું તે પહેલાં તેણે ઇન્જેક્શન આપી દીધું હતું.

'ડૉકટર સાહેબ, શું લાગે છે તમને ?' મેં પૂછયું.

'કંઈ નક્કી થઈ શકતું નથી સાત વાગે તો હું ઇન્જેક્શન આપી ગયો હતો.'

'જો આપના હાથમાં કેસ ન હોય તો...'

'દશ-પંદર મિનિટ થોભી જાવ.' કહેતાં તેમણે ટૉર્ચ હાથમાં લીધી. બાબાની આંખ ઉપર ટૉર્ચ-નો પ્રકાશ ફેંકયો ક્ષણ, બે ક્ષણ, પાચ ક્ષણ

'આજે એ કયાં કયાં રમ્યો હતો તે કોઈ કહી શકશે ?' ડૉકટરે પૂછયું.

'છોકરાંની જાત. બધે રખડતાં ફરે.' કો'કે કહ્યું.

'આટલામાં આજુબાજુ કયાંક ધંતૂરાના છોડ છે ?' ડૉકટરે પૂછયું

'પેલા કૂવા પાસે છે એક છોડ' અમથાલાલે કહ્યું.

ડૉકટર ટૉર્ચ લઈને કૂવા પાસે ગયા. આજુ-બાજુ જોઈને આવ્યા અને કહી દીધું · 'તમારે એને હૉસ્પિટલમાં દાખલ કરી દેવો જોઈએ. એક કલાક-ની અંદર.. વિલંબ થયો તો . .એની આંખ ફાટી ગઈ છે, જુઓ.' કહેતાં એણે બાબાની આંખમાં ટૉર્ચ ફેંકી. બસ, જાણે પથ્થરની આંખ. ટૉર્ચના પ્રકાશ-ની કશી જ અસર થઈ નહિ બાબો હવે બાચકાં ભરતો હતો અને કપડાં પીંખતો હતો · 'ભાઈને તમે વહેલો લઈ જાવ.' પેલી છોકરીએ લાગણીભર્યા અવાજે કહ્યું. મેં જોયું ત્યારે બંનેની આખમાં આંસુ હતાં.

હૉસ્પિટલ અહીંથી દશ માઈલ દૂર હતી. બાબા-ની પરિસ્થિતિ ક્ષણે ક્ષણે બગડતી જતી હતી. જેમ જેમ ક્ષણ વીતતી હતી તેમ તેમ મોત નજીક આવતું હતું. હુ ભાડાની ટેક્ષી શોધી લાવવા માટે કહુ છું ત્યા મથુરે કહ્યુ કે,'પાંચ મિનિટમાં ટેક્ષી આવી સમજો. તમે તૈયાર થઈ જાવ.'

નાનાં બાળકોની ભાળ રાખવાનું પાડોશીઓને સોંપીને અમે બાબાને લઈને નીકળી પડયાં. સાથે બે ભલા પાડોશીઓ પણ આવ્યા. હૉસ્પિટલ પહોંચતા સુધીમાં બાબાની પરિસ્થિતિ બગડી ગઈ.

બાબાના સદ્ભાગ્યે સર્જન હૉસ્પિટલમા હાજર હતા. તેઓ દર્દીઓની મુલાકાત લઈને મેટ્રન સાથે વૉર્ડ બહાર હસતા હસતા નીકળતા હતા ત્યાં એમ-ણે બાબાની દર્દભરી ચીસ સાંભળી. ઉતાવળાં ઉતાવળાં એ અમારી પાસે આવ્યા.

'ડૉકટર સાહેબ, ગંભીર પરિસ્થિતિ છે.' મારી સાથેના પાડોશી ભાઈએ કહ્યું. મારામાં તો વાતચીત કરવાના હોશ હવે રહ્યા નહોતા.

'મારી પાછળ આવો.' કહેતા ડૉકટર ચાલ્યા અને અમે એક ખંડમાં પ્રવેશ્યા મેટ્રને મારા હાથમાંથી બાબાને લઈ લીધો અને ટેબલ ઉપર સુવાડયો. દાત ભિડાઈ ગયા હતા અને અંગે-અંગ આંચકા ખાતું હતું.



વ્યક્તિગત-ચારિત્ર્ય સમાજોત્કર્ષની ગુરુચાવી છે.

બાબાને તપાસી ડૉકટરે કૉલબેલ દબાવ્યો અને બે નર્સો ઉતાવળી ઉતાવળી દોડી આવી. તેને ત્યાંથી તરત જ ઊંચકી ગયાં અને વૉર્ડ નંબર બેના ઓરડા નંબર આઠમાં એને લઈ જઈને ઓક્સિજન આપવાની શરૂઆત કરી.

ડૉકટરની સાવધાનપૂર્વકની સારવારથી એક કલાક પછી એને સહેજ આરામ થયો. 'મને આશા નહોતી, હવે તે બચી ગયો. નસીબદાર છે. એક કલાક વિલંબ થયો હોત તો....ચાલો, હવે ચિંતા ન કરતા,' કહેતા ડૉકટરે મારી પીઠ થાબડી : 'હવે તમે બહાર બેસીને આરામ કરો. એને ઉલટી થાય તો ગભરાશો નહિ. પાએક કલાક પછી ઊંઘી જશે.' ડૉકટરે કહ્યુ અને હાથ ધોતા, નર્સને સૂચના આપી.

તે ઊંઘી ગયો અને અમે બહાર નીકળ્યા.સામેથી ટેક્ષી ડ્રાઈવરને ચાલી આવતો જોઈને મને થયું કે, એ ભાડું લેવા જ કદાચ આવતો હશે. 'હજી તમે અહીં છો ? તમારું ભાડું હું ત્યા ચૂકવી દઈશ.'

'અરરર ! કયા બોલે માસ્ટરજી ! ' તેણે ચહેરો બગાડયો અને ઉમેર્યું' · કિરાયેકી બાત છોડો. અબ યહ બતાવોકી લડકેકી હાલત કૈસી હૈ ?'

'આરામથી ઊંઘે છે. આભાર તમારો.'

'ઇનસાન કયા કર સકતા હૈ ? રાબ કુછ ખુદાકી રહમ સે હોતા હૈ યાની ભગવાન સબ કુછ કરતા હૈ. તુમ નહીં માનોગે લેકિન મૈં બહાર જાનેવાલા થા. પાચ મિનિટ કે બાદ બુલાને કે લિયે આતે તો મૈં બહાર ચલા ગયા હોતા. મૈં સાત બજે જાનેવાલા થા લેકિન છોટી લડકી રોને લગી. ઈતની નટખટ હૈ ન પૂછો બાત. ઉસકો સમજાનેમેં આધા ઘંટા ગયા ખુદા સબ કુછ કરતા હૈ. ખુદાકી રહમ હોની ચાહીયે. ચલો, અચ્છા હુવા લડકા બચ ગયા' કહેતા તેણે દાઢી પર હાથ ફેરવ્યો અને તેને જોવા તે અંદર ગયો. થોડીક ક્ષણ તેના ચહેરા સામે જોતા તે મૌન ઊભો રહ્યો અને બહાર નીકળતાં કહ્યું : 'આપ ઘરકી ફિક મત કીજિયે. મૈં વહાં જાકર કહૂંગા કિ છોટાભાઈ આરામસે સો ગયા હૈ. તુમ ભી સો જાઓ.' કહેતા તે ચાલ્યો ગયો.

પેલી ટૅક્ષી ધીમે ધીમે મારા દૃષ્ટિપથ ઉપરથી અદૃશ્ય થાય છે અને મારી આખ સામે દાઢી ભરેલા ચહેરામા ચમકતી બે આખો રજૂ થાય છે. એ ચમકતી આંખોમાં એને છુપાઈને બેઠેલો હું જોઉં છું. એક-પછી-એક બીજી આંખો રજૂ થાય છે. પેલી નાની બે બહેનોની આંખ, તેને ડોકમાં વળગાવી પીઠ ઉપર હાથ પસવારતી ઊભેલી વૃદ્ધાની આંખ, તેને માટે પાણીનો પ્યાલો લઈને ઊભેલી પાડોશણ બાઈની આંખ, વગેરે બધી આંખોમાં મને એનાં જ દર્શન થાય છે.

બીજે દિવસે સાંજે ડૉકટર અમને રજા આપે છે. ઓરડી નંબર આઠમા બાબો મોત લઈને આવ્યો હતો. અત્યારે તે એમાંથી જીવન લઈને જઈ રહ્યો છે. એ ઓરડીની દીવાલોએ બાબાની દર્દભરી ચીસો સાંભળી હતી. આંચકા ખાતાં અંગોથી વિંઝાતી હવાનો સ્પર્શ કર્યો હતો. તેની બાનાં ડૂસકા એણે સાંભળ્યા હતાં. ત્યારે એ દીવાલોને મેં ગમગીન બનીને ઊભેલી જોઈ હતી. અત્યારે એ ચળકતી દીવાલો પ્રફુલ્લિત લાગતી હતી.

અમે ઘેર પહોચીએ છીએ અને બધાં તેને વીંટળાઈ વળે છે. બધાંની આખમાં હું આનંદ ધૂઘવતો જોઉં છું. તે હસતાં હસતા બધાંને પ્રણામ કરે છે. જાણે કહેતો ન હોય કે, નવા જીવન સાથેની આ મારી પહેલી મુલાકાત છે, પહેલો પરિચય છે.

ધીમે ધીમે બધાં વીખરાઈ ગયા. અમથાલાલ હજી મારી પાસે જ હતો. તેણે ધીમેથી વાત ઉપાડી : 'સો-દોઢસોની ઘાણી થઈ ગઈ, નહીં ?'

'ખાસ એટલો બધો ખર્ચ નથી થયો. હૉસ્પિટલનું આડ ચાલીસ રૂપિયા બીલ થયું તેય પેટન્ટ દવા સાથે.'

'હજી ગામના ડૉકટરનું અને ટેક્ષીવાળાનું બીલ બાકી ખરું ને ?'

'પણ એમા કેટલા થવાના ?'

'ત્યારે તમે હજી એને ઓળખતા નથી. બિલકુલ શરમ વિનાનો માણસ. અમારે ઘરવટ જેવો સંબંધ; છતા મારી પાસેથી રોકડા પચાસ પડાવેલા. એવો મીઠો છે કે ન પૂછો વાત. વાત કરે ત્યારે ભોલોભોળો. પણ....'

'હશે. એના તકદીરનુ એ લઈ જશે. દીકરાના કરતાં પૈસા વધારે નથી.'

'ના, આ તો એના સ્વભાવની વાત કરું છું. એ પાછો એવો અધીરો છે કે તમે આવી ગયા છો એની

જાશ થઈ હશે તો કાલે ગમે ત્યારે ટપકી પડવાનો '

'આપણે તો એક વખત ગમે ત્યારે દેવાના એ દેવાના.' મેં કહ્યું

'એ તો ઠીક, પણ બેશરમ બનીને ગમે એવી લૂંટાલૂટ કરે એ ચાલે ?'

'ચાલો, હશે. પડશે ત્યારે દેવાશે ' મેં વાત કાપી નાખતાં કહ્યું. ત ધીમેથી ઊઠીને ચાલતો થયો.

' પચાસ રૂપિયા વધારે તો કહેવાય જ.' મેં પત્નીને કહ્યું.

'ભગવાનનો ઉપકાર માનો કે અહીંને સમયે ટેક્ષી મળી ગઈ ટેક્ષી ન મળી હોત તો.. ' ખોળામાં બેઠેલા બાબાના માથા ઉપર હડપચી ટેકવતા તેની આંખમાં પાણી ભરાઈ આવ્યું

'ક્યોં', માસ્ટરજી!' કહેતાં એ સવારે આઠેક વાગે ટપકી પડયો : 'કહા ગયા લડકા ?' કહેતો એ બારણામાં ડોકિયું કરવા લાગ્યો.

'તમારી મહેરબાનીથી ત્યાં સામે ઓટલા પર રમે છે.' મેં કહ્યું.

' મેરી ક્યા ? ખુદાકી મહેરબાની.' કહેતાં એ ઓટલે બેઠો. હું ભાડાના પૈસા તૈયાર રાખીને જ બેઠો હતો.

'બોલો, કેટલું ભાડું આપું ? '

'મૈં નો લડકેકો દેખને કે લિયે આયા થા. ભાડા લેનેકે લિયે નહીં.'

' પણ અમારે ભાડું આપવાનુ તો ખરું ને.'

'અચ્છી બાત તો દે દો અપની ઈચ્છા કે મુતાબિક.'

મેં તેના હાથમા ચાલીસ રૂપિયા મૂકયા. 'યહ ક્યા કિયા આપને ?' કહેતા એ મારી સામે જોઈ રહ્યો . ' બસ ઈતના હી દેના ચાહેતે હો ? ' એણે પૂછ્યું. મેં દશની નોટ કાઢી અને એ હસી પડયો : 'ક્યા આદમી હો તુમ ભી ? મુઝે ઈતના બેશરમ સમઝા તુમને ? મેરી ઈતની જિંદગીમેં સિર્ફ એક બેશરમ આદમી દેખા હૈ. વો ભી જિંદગીથી મેરી. છોટી બચ્ચી કી દવાઈ કે લીયે પૈસા લેનેકે લિયે દો ઘંટે તક બૈઠા થા, લેકિન ઉસને વીસ રૂપિયે નહી દિયે થે આજ તો વહ બડી હો ગઈ હૈ દામાદ ભી સૂરતમેં ડોક્ટર હૈ ઔર દો બચ્ચે કી મા બન ગઈ હૈ. લેકિન વો દિન યાદ કરતા હૂં કિ મેરા દિલ થમ જાતા હૈ ' કહેતાં એણે આંખ બંધ કરી દીધી. અને થોડીક ક્ષણ મૌન થઈ ગયો.

'પપ્પા, પિલ્લુ ઘોડો નઈ આપે ' કહેતો બાબો આવ્યો અને મારા ખોળામાં બેસી ગયો: 'અપાવો ને પપ્પા.' કહેતા એણે મારી ડોકમા હાથ ભેરવ્યા.

'ફૂલ જૈસે લડકે કો કિતના કષ્ટ ઉઠાના પડા !' કહેતાં એણે તેના માથા ઉપર હાથ ફેરવ્યો : ' કલ ચિલ્લા રહા થા. આજ ખેલ રહા હૈ.' કહેતા એણે ગાલ પર પ્રેમથી ચૂંટી ખણી અને 'ઘી ખાના' કહેતાં વીસ રૂપિયા તેના હાથમા મૂકીને તે ચાલ્યો ગયો. મારા આગણાની ધૂળમા પડેલા એના પગલાંમાંય હું જોઈ શકું છું કે, તેમાથી એક ભવ્ય આકૃતિ ઊભી થાય છે ચોતરફ ચૂપકીદીથી જોઈ લે છે અને પછી એ આકૃતિ પગલામાં સમાઈ જાય છે. પાછળ એક જાતની સુગંધ રહી જાય છે.

ધૂળમા પડેલા પગલાંઓને ખંડિત કરતો અમથાલાલ મારી સામે આવીને ઊભો રહે છે. 'કેટલામા પત્યુ પછી ? ' તે ઝીણી આખ કરીને મારી સામે જોઈ રહે છે.

'સજ્જન આદમી લાગે છે ' મેં કહ્યું અને જીવનમાંથી ખોવાઈ ગયેલી સુગંધને પેલા ધૂળમા પડેલા પગલામાથી શોધવનો હોય તેમ નીચું જોતાં અમથાલાલ ધીમેથી ત્યાથી ખસી જાય છે. ★

* કહી છુપાયો નવ છૂપે, અંતર્ગતકો હેત,
મુખસે ગારી દેત હૈ, નયન બલૈયાં લેત.

* કનક-કામની-પાશમાં, ફસાયા સિદ્ધ મહાન,
મોહ્યા મહિમા મોહમાં, મત્સ્યેન્દ્રનાથ સમાન.

* કબહુક બાગ હાથ, બાજતે નગારે સાથ,
કબહુક પાઉં-પ્યાદા, શિરબોજ સહીએ
કબહુક મેવા-મિસરીકી અછીરન હોત,
કબહુક મૂઠીભર ચુનગે (ચવાણુ) ના લહીએ
કબહુક આપ દ્વાર ભીર ભઈ ભિખારનકી,
કબહુક આપ જાઈ પર-દ્વાર રહીએ.
હારીએ ન હિંમત. બિસારિયે ન હરિનામ.
જાહી બિધિ રાખે રામ, તાહી બિધિ રહીએ.

* કભુ બડાઈ ન કીજીયે, ગન રખિયે દરિયાવ,
કબહુક ગાડી નાવ પર, કબહુ ગાડી પર નાવ.

* કમલનકા રવિ એક હૈ, રવિકો કમલ અનેક,
હમસે તુમકો બહુત હૈ, તુમસે હમ કોઈ એક.




સહ્ય ગાન સંકેતે મળો છો ? એનુ નામ છે હમગ.

# સ્વાશ્રયી સંત



મદ્રાસના રેલ્વે સ્ટેશન પાસે આમલીનું એક ઝાડ હતું. આ ઝાડ નીચે એક ઝાડુ વેચવાવાળો બેસી રહેતો. રોજ બે આના મળે એટલે ધંધો બંધ કરીને પ્રભુભજનમાં તે લીન રહેતો.

મદ્રાસમાં રહેતા એક સજ્જન રિષભદાસજી તેને જોતા. તેમને ખાતરી થઈ કે આ માણસ માત્ર ઝાડુ વેચનાર નથી, પણ તપોમયી પુણ્યધારાનું તીર્થ છે. આવા સંતપુરુષોની જીવનસાધના વડે જ પૃથ્વીની કલંકકથા ધોવાય છે.

એક દિવસ બે હાથ જોડી રિષભદાસે એને કહ્યું કે, 'બાબાજી ! રોજ બે આના કમાવા માટે આ ઝાડુ વેચવાની શી જરૂર છે ? મારું લોખંડનું કારખાનું છે. ત્યાં આપ ખરાજો. બે આના તો હું આપીશ. પછી આખો દિવસ ભજનકીર્તનની રમઝટ જમાવજો !'

બાબાએ માથું ધુણાવ્યું અને કહ્યુ : 'નીતિનો પૈસો તે આધ્યાત્મિક રાહની પહેલી શરત છે. અપ્રામાણિક શ્રમ વિનાનું ધન સંસારસાગરનું જીવલેણ વમળ છે.'

'ભલે, બાપજી ! જેવી આપની ઈચ્છા. પણ આ ઝાડુને બદલે કાચના પ્યાલા વેચો તો ? આ પુણ્યશાળીના હાથમાં ઝાડુ નથી શોભતું.' તેમણે વાત કબૂલ રાખી બીજે દિવસથી ઝાડુને બદલે કાચના પ્યાલા વેચવા માંડયા.

રોજ બે આના મળી રહે એટલે ઈશ્વરભજનમાં તે લીન બની જતા. ભજનકીર્તનમાં તેઓ એટલા બધા રસનિમગ્ન રહેતા કે તેમના ખોળામાં તોપનો ગોળો આવીને પડે તોય એમનું નામસ્મરણ ન છૂટે.

આમ દિવસ વીતવા લાગ્યા. કારખાનામાં જ્યારે મજૂરો માટે મિષ્ટાન્ન થતું ત્યારે રિષભદાસજી આ મહાભાગને પણ તે જાતે આપતા.

એકવાર કારખાનામાં લાડવા કરેલા રિષભદાસજીએ તે ઝાડુવાળા સંતને છ લાડવા આપ્યા. લાડવા લઈને અવધૂત તો ક્યાંક ચાલ્યા ગયા. થોડી વારે પાછા આવ્યા અને બીજા છ લાડવા લઈ ગયા. ફરી પાછા આવીને બીજા લાડવા માગવા લાગ્યા.

રિષભદાસજીને આશ્ચર્ય થયું. નમ્રતાથી પૂછ્યું : 'બાપજી ! આ લાડવા આપ ક્યાં લઈ જાવ છો ?'

'મારા ભગવાનને આ લાડવા અર્પણ કરું છું.'

ક્ષણભર સાધુપ્રેમી રિષભદાસને ક્ષોભ થયો. અહિંસાનું દિવ્યામૃત તેમના પ્રત્યેક દેહાણુમાંથી ટપકતું હતું. તેમને વિચાર થતો હતો કે, આ લાડવા ક્યાંય સુકાય અને કીડી–મંકોડા થાય અને કૂતરો આવીને ખાય તો ?

તેમણે કહ્યું : 'તમારા ભગવાન મને બતાવશો ?'

'જરૂર, ચાલો મારી સાથે'

રિષભદાસજીને તેમના એ મહાત્મા ભગવાન પાસે લઈ ગયા. એ ભગવાન હતા રક્તપિત્તિયા

લોકો ! ત્રીજી વાર લીધેલા એ છ લાડુ એ સંતપુરુષે તેમના હાથે જ રક્તપિત્તિયાઓને ખવડાવ્યા. રિષભદાસની આંખમાં એક છૂપું આંસુ આવી ગયું. સંતજનની અકળ જીવનલીલા માપવાની ફૂટપટ્ટી આપણી પાસે ક્યાં છે ? આખરે થોડીક વાર પછી સંતને બાજુમાં લઈ જઈને રિષભદાસજીએ કહ્યું કે,'તમારા હાથે જ આ લોકોને લાડુ ખવરાવવાનો આગ્રહ છોડી દો. આ રોગ ખૂબ જ ચેપી છે.'

સંતે જવાબ આપ્યો : 'આ ભગવાન છે તે શું ભૂલી જાવ છો ?'

જ્યાં પ્રેમની સર્વોચ્ચ અંતરવાણી પ્રગટી છે ત્યાં દાખલા–દલીલોની માથાકૂટનો શો અર્થ ?

એ પછી એકાદ વર્ષે મદ્રાસ છોડીને એ ઝાડુવાળા સંત ક્યાંક જતા રહ્યા.

એકવાર રિષભદાસજી દક્ષિણ ભારતના જ કોઈક સ્થળે અગત્યના કામે જતા હતા. પણ સ્ટેશને પહોંચતાં જ ટ્રેન ચૂકી ગયા. નિર્ણીત સમયે પહોંચ્યા વિના છૂટકો નહોતો. આથી સ્ટેશન માસ્તરને પૂછ્યું કે, 'ત્યાં પહોંચવાનો બીજો કોઈ રસ્તો છે કે નહિ ?'

સ્ટેશન માસ્તરે કહ્યું : 'બીજો રસ્તો છે. ચિદંબરમ્ બે કલાક ખોટી થઈ ત્યાથી ગાડી બદલવી પડે છે.'

રિષભદાસજીએ ચિદંબરમ્‌ની ટ્રેન પકડી.

ચિદંબરમ્ પહોંચ્યા. ત્યાં બે કલાકનો સમય વ્યતીત કરવાનો હોવાથી સ્ટેશન બહાર એ ટહેલવા નીકળ્યા. ત્યા વૃક્ષ નીચે પેલા ઝાડુવાળા સંતને બેઠેલા એમણે જોયા. એ તરત જ ત્યા દોડી ગયા. એમનું શરીર રક્તપિત્તથી ખવાઈ ગયું હતું.

વંદન કરીને રિષભદાસજીએ કહ્યું : 'બાપજી ! મારું કહ્યુ માન્યું હોત તો આવું ન થાત.'

સંતે હસીને કહ્યુ : 'બેટા ! આમા ખરાબ શું થયું છે ? જે પ્રભુની હું સેવા કરતો હતો એ જ આરા ઉપર તુષ્ટ થયા છે. વસ્તુનું યથાર્થ સ્વરૂપ આપણી આખ સામે ખુલ્લું થાય તો માનવું કે પ્રભુ તુષ્ટ થાય છે. 'શરીર રોગસ્વરૂપ છે' એ જ્ઞાન, જો મને આ ન થયું હોત તો હું શી રીતે જાણત ?'

રિષભદાસજી નીચું જોઈ રહ્યા. જ્યાં દેહ-ઇંદ્રિય ને

* કરત કુસંગ, ચાહત કુશલ, યહી બડા અફસોસ,
  મહિમા ઘટિયો સમુદ્રકો, રાવન બરયો પડોસ.
* કરીએ જઈ નિવાસ, જ્યાં રાસાની પેદાશ,
  જંગલમાં મંગલ કરે, પૂંછી જેની પાસ.
* કલ્પ્યે વિગત ન સંચરે, કલ્પ્યે વિપત ન જાય,
  જીવને ખૂરી ટેવ પડી, કલ્પ્યા વણ ન રે'વાય.

વિષયોની સરહદ જ નથી એ પરમજ્યોતિના પુણ્યપ્રદેશમાં બુદ્ધિવાદનું ગૌરવ નિંદનીય લાગ્યું.

થોડીક ક્ષણો આમ વીતી ગઈ. ખરુ આશ્ચર્ય તો હજી હવે આવે છે. ધીરેથી અવધૂત બોલ્યા : 'રિષભદાસ ! તમે ટ્રેન કેમ ચૂકી ગયા તે જાણો છો ?'

રિષભદાસ ચમકી ગયા. ટ્રેન ચૂકવાની વાત વળી આમણે ક્યાંથી જાણી ?

'રિષભદાસ, તમે ટ્રેન ચૂકી ગયા હતા, કારણ કે મેં સંકલ્પ કર્યો હતો કે, તમારે મને અહીં મળવા આવવું. આથી જ તમારે ચિદંબરમ્‌નો બીજો રસ્તો લઈને અહીં આવવું પડયું.'

રિષભદાસજી ઊંચું જોઈ શકયા નહિ. આત્મસ્થ અનંતાનંત આશ્ચર્યોનું તેમને ભાન હતું. આથી આમાં કોઈ અશકયતા તેમને લાગી નહિ.

'મને મળવાનો સંકલ્પ આપે શાથી કર્યો ?'

'તને મળવાની મને ઇચ્છા હતી, કારણ કે ત્રણ દિવસ પછી હું ચોખા ફેંકવાનો છું. આ દેહનું વિસર્જન કરવાનો છું. તે પહેલા થયું કે લાવ, તને મળી લઉં. તારુ ઋણ મારી ઉપર છે ને !'

રિષભદાસને શું બોલવું તેની સમજ ન પડી. તેઓ વિચારતા હતા કે, સંતપુરુષના સંકલ્પમાં કેટલું બધું બળ છે ! તેઓ ધારે તો વિશ્વરચનાના પ્રત્યેક પ્રવાહને ધાર્યો વળાંક આપી શકે છે.

રિષભદાસને નિર્ણીત સ્થળે પહોંચવાનું જ હતું, એટલે નાછૂટકે ત્યાંથી વિદાય લીધી. ઝટપટ કામ આટોપીને પાછા ચિદંબરમ્ આવ્યા ત્યાં સમાચાર મળ્યા કે, તે સંતે દેહ ત્યજી દીધો હતો.

આજનું વિજ્ઞાન આકાશનું માપ ભલે કાઢે અને મહાસાગરના તળિયા સુધી ભલે પહોંચે. પણ દશ મિનિટ પછી શું થવાનું છે,એ તે જાણી શકતું નથી. માત્ર ખૂણેખાચરે લપાયેલા આવા સંતપુરુષો જ સ્થળકાળની પેલી પાર જોઈ શકે છે.





ચિત્તની એકાગ્રતા એ યોગનો અંત નહિ, આરંભ છે.

ડૉ. ઉમાકાન્ત પ્રેમાનંદ શાહ

# અનુભવનું જ્ઞાન



જુદા જુદા ક્ષેત્રમાં મહાન થએલા અથવા ગણાતા સજ્જનો અને સન્નારીઓનાં જીવનચરિત્રોનું વાચન અને મનન મનુષ્યના ઘડતરમાં બહુ કિંમતી ફાળો આપે છે. નાનપણમાં આજથી ચાલીસેક વર્ષ ઉપર ચાલતાં પાઠ્યપુસ્તકોમાં સાચું બોલવા અંગે વૉશિંગ્ટનના જીવનનો પ્રસંગ ઘણા ભણ્યા હશે અને ઘણાને એમના જીવનઘડતરમાં મદદરૂપ થઈ પડયો હશે. આવી જ રીતે નાનપણમાં 'કુમાર' માસિકના છેલ્લા પાને વાંચેલો તિલક મહારાજના જીવનનો એક પ્રસંગ મને યાદ રહી ગયો છે.

હાલ તો એ પ્રથા લુપ્તપ્રાય થઈ ગઈ છે, પણ છેલ્લા વિશ્વવિગ્રહ સુધી તો ભારતમાં ઠીક ઠીક પ્રચારમાં હતી. ભણતા બ્રાહ્મણ વિદ્યાર્થીઓ, અકિંચન બ્રાહ્મણો, સાધુઓ વગેરે સવારમાં ભિક્ષા માગવા નીકળે ત્યારે ઘણાં કુટુંબોમાં મુઠ્ઠી-બે-મુઠ્ઠી દાણા આપવાનો રિવાજ હતો. તિલક મહારાજના બાલપણમાં એમને ત્યાંથી આવી રીતે ભિક્ષામાં મુઠ્ઠી ભરી દાણા આપતાં એમાં એક સોનાનો દાગીનો પણ ભૂલમાં પડી ગયો. એ જમાનામાં ઘરેણાં અનાજની કોઠીમાં સંતાડાતા. ભિક્ષાર્થીના વસ્ત્રમાં અનાજ સાથે દાગીનો પડતા નજરે પડયો તે પાછો લેવાની તિલક મહારાજનાં માતામહીએ ના પાડેલી અને દાગીનો પણ દાનમાં જવા દીધો. આ પ્રસંગમાં અગત્યની વાત એ છે, કે પ્રજામાં સત્યનિષ્ઠા એટલી ઊંડી પ્રસરેલી હતી કે એક વખત અપાઈ ચૂકેલી વસ્તુ (ભલે તે ભૂલમાં હોય) પાછી લેવામાં અધર્મ ગણાતો. વળી પ્રજા એટલી ઉદાર મનની, ધર્મપરાયણ અને સ્વાર્થત્યાગી, યજ્ઞભાવનાવાળી હતી કે, આમ કરવામાં તિલકમહારાજના વડીલોને શોક ના થતાં, ધર્મનું બરાબર પાલન કર્યાનો સંતોષ થયો હતો.

આવી જ રીતે મહાત્મા ગાંધીજીની બાલ્યાવસ્થાના અનેક પ્રસંગોએ એમના ચારિત્ર્યઘડતરમાં બહુ મોટો ભાગ ભજવ્યો હતો.

સ્વાનુભવથી પ્રાપ્ત થએલા જ્ઞાનમાં દઢ શ્રદ્ધા જામી જાય છે. જ્યારે અનુભવ વિનાનું, આચરણ વિનાનું, કેવળ તર્કશક્તિથી–બુદ્ધિશક્તિથી પ્રાપ્ત કરેલું જ્ઞાન અપૂર્ણ રહે છે અને એમાંથી શ્રદ્ધા ચળી જવાનો સંભવ હોય છે. લેબોરેટરીમાં પ્રયોગ કરાવી રસાયનશાસ્ત્ર કે ભૌતિકશાસ્ત્ર આદિ શાસ્ત્રો શિખવાડવામાં આવે છે. તેવી જ રીતે જીવનઘડતરમાં અનુભવની અગત્ય બાબત બેમત હોઈ શકે નહિ.

બાળક દીવાની જ્યોતને હાથ લગાડવા જાય છે, આપણે એને રોકીએ છીએ, છતાં કોઈક વખત એ નજર ચુકાવી જ્યોતને કે ફાનસના ગોળાને હાથ લગાડી બેસે છે અને સહેજ દાઝે છે. પણ ફરી કદી તેમ કરતું નથી, કેમકે ગરમ વસ્તુને હાથ લગાડવાથી દાઝવાનો અનુભવ મેળવી, દાઝવાના દુઃખ બાબત એને જે જ્ઞાન થાય છે તે બાબત એને અશ્રદ્ધા રહેતી

નથી. અને ભવિષ્યમાં વડીલો જ્યારે કહે કે આમ કરવાથી આમ દુ:ખ થાય છે ત્યારે વડીલોની વાતમાં શ્રદ્ધા રાખવા પ્રેરાય છે.

પણ એ બાળક જ્યારે મોટું થાય છે, પોતાની બુદ્ધિનું એને જ્યારે અભિમાન થાય છે ત્યારે જુવાનીનો મદ એને પૂરો અંધ બનાવે છે. ત્યારે કે ધનનો મદ કે વિષયસુખોની વાસનાઓ જ્યારે એને ઘેરી લે છે ત્યારે વડીલોના અનુભવજન્ય જ્ઞાનને એ તુચ્છકારે છે, અને અંતે દુઃખમા પડે છે, પછી પસ્તાય છે પોતાનાં સંતાનોને એ જ રીતે પોતાના અનુભવજન્ય જ્ઞાનનો લાભ આપવા પ્રયત્ન કરે છે. એના સન્તાનો જો એની સલાહને અવગણે તો દુઃખી પણ થાય છે. આમ આ વિષચક્ર ચાલ્યા કરે છે.

આ વિષચક્રને જો રોકવામાં આવે તો પ્રજા સુખી થાય છે, ઉન્નત થાય છે. જુવાની આવતા પહેલાં—વિદ્યા, બુદ્ધિ, ધન, સત્તા કે શારીરિક બળ આદિનું અભિમાન જાગતા પહેલાં—બચપણથી જ બાળકને તેના વડીલો પોતાના તેમજ મહાપુરુષોના જો અનુભવોનું જ્ઞાન આપવા માંડે તો બાળકના નિર્મળ મન ઉપર પેલા સારા સંસ્કારો દૃઢ થાય છે અને ઉન્નતિ પામે છે.

બાળકો ખાસ કરીને પોતાના વડીલોના આચરણને જુએ છે, તેમને અનુસરવા પ્રેરાય છે. એટલે સંતાનોનાં માબાપોએ પોતાના આચરણ ઉપર ખાસ ધ્યાન આપવું ઘટે કુમળા છોડને વાળીએ તેમ વળે, પણ મોટા વૃક્ષને વાળી શકાતું નથી. એ જ રીતે બાળક શાળામા દાખલ થાય ત્યારે શિક્ષકો જે સંસ્કાર પાડે છે તે ઘણા સ્થાયી રહે છે. માટે બાળક કિન્ડરગાર્ટન શાળામા—બાલવાડીમાં દાખલ થાય ત્યારથી લગભગ મેટ્રિક થતા સુધીના શિક્ષણ અને સંસ્કાર પ્રત્યે પ્રજાએ અને સરકારે ખાસ ધ્યાન આપવું જોઈએ એ સમયમાં ઘરમાં બાળકને પુરાણોના કથાપ્રસંગો, સંત-મહાત્માઓના જીવનચરિત્રો, મહાપુરુષોના જીવનના પ્રેરક પ્રસંગો ખૂબ સંભળાવવા અને વંચાવવા જોઈએ.

યુવકવર્ગે એ વાત યાદ રાખવી જોઈએ કે, મનુષ્યજાતે સૈકાઓથી દુઃખસુખના અનુભવનો જે વારસો આપણે માટે મૂક્યો છે તે ખૂબ ઉપયોગી છે. જો તેનો ઉપયોગ ના કરીએ તો આપણે તેવા અનુભવોમાંથી પસાર થઈ તે બાબતો શીખવી પડે. ટૂંકી જિંદગીમાં જેટલો બને તેટલો વધુ લાભ મેળવવો હોય, બને તેટલો વધુ વિકાસ સાધવો હોય તો પૂર્વજોના—વડીલોના અનુભવો, તેમના જીવનના પ્રસંગોનો પૂરતો લાભ લઈ લેવો જોઈએ.

કોઈ કહેશે કે पुराणमित्येव न साधु सर्वम् । ઠીક છે, વાત સાચી છે. પણ સાથે આ જ શ્લોકના લેખક બીજી લીટીમાં લખે છે કે न चापि काव्यं नवमित्यवद्यम् । એટલે કે નવીન કાવ્ય કે રચના છે માટે જ તે દોષરહિત છે એવું પણ નથી. એટલે કે આવી બધી બાબતોમા વિવેકબુદ્ધિ તો જરૂર વાપરવાની જ છે.

પણ, જે પ્રજા પોતાના ભૂતકાળનો વારસો છોડી દે છે, ભૂલી જાય છે, જાણતી નથી સમજતી નથી, તે પ્રજા દુઃખી થાય છે. જે પ્રજા ઇતિહાસના અનુભવોનો લાભ ઉઠાવતી નથી તે પ્રજાને ભૂતકાળમાં સહન કરેલી યાતનાઓ ફરી ભોગવવી પડે છે.

અનેક નાનાં નાના, અંદરોઅંદર ઝઘડતાં, પોતપોતાનું રાજ્ય વિસ્તારવામા જ રચ્યાંપચ્યા રાજ્યોથી ભરેલા ભારત પર ભૂતકાળમાં જ્યારે જ્યારે આક્રમણો થયા ત્યારે તે સમયના હિંદુ રાજાઓ પરદેશી મુસ્લિમ કે અન્ય આક્રમકો સામે ભેગા મળી લડ્યા નહિ. કુસંપે, સ્વાર્થપરાયણતાએ, અસત્ય ને અનીતિએ ભારતને સૈકાઓ સુધી ગુલામીની યાતનાઓમાં ધકેલી મૂક્યું. ઇતિહાસનો પાઠ ભૂલીને આપણે ભાષાકીય રાજ્યો સ્થાપ્યાં ને 'હું ગુજરાતી, મારુ ગુજરાત' 'હું મહારાષ્ટ્રી, મારું મહારાષ્ટ્ર,' 'હું પંજાબી, મારુ પંજાબ,' 'હું આંધ્રવાસી, મારું આંધ્ર, વગેરે ખ્યાલોની જડ એવી પેસતી જાય છે, કે બધાનું જ આ ભાગ્ત છે, ભારતમાં સર્વને સરખો લાભ મળવો જોઈએ અને ભારત એક અખંડ રાષ્ટ્ર છે એ ભાવના છિન્નભિન્ન થઈ, નાશ પામવા માડી છે. પરિણામે જો આપણે ચેતીને આ રસ્તેથી પાછા નહિ વળીએ તો, ફરી ભારતમા કુસંપ—વેરઝેર વધી જશે ને ફરી કદાચ પરદેશી આક્રમણના ભોગ પણ બની બેસીએ.

આક્રમણ કરનારનો પક્ષ ખોટો છે, અમારા પક્ષે ન્યાય છે, એટલે અમારા પક્ષે સત્ય કહેવાય. આથી અમે જીતીશું જ એવું ચીનના આક્રમણ વખતે કહેવામ । આવતું. એ પોતાની જાતે પોતાને છેતરવા





આકરી આપત્તિ પણ આકરી ન લાગે તે જોશો.

ખરાખર છે. આપણા જીવનમાં-ને વ્યવહારમાં આપણે ખરેખર સાચા અને ન્યાયપરાયણ હોઈએ તો જ આપણા પક્ષે સત્ય કહેવાય, તો જ આપણને સત્યની ઈશ્વરી મદદ મળે. બેઉ પક્ષ અસત્ય-પરાયણ હોય ત્યાં આ વિચાર-સરણીનો આશ્રય લેવાથી મુશ્કેલી-માં મુકાઈ જવાનું થાય.

૧૨. જૂઠ અને ફૂટથી પ્રજાનું અધઃ-પતન થાય છે. ભારતનું અધઃપતન આથી જ થયું હતું. બ્રિટિશ રાજકર્તાઓ તેથી જ 'ભાગલા પાડો અને રાજ્ય કરો'ની રાજનીતિમાં સફળ થયા. આજના ભારતની આપણી સ્થિતિ વિચારી લઈએ.પણ જૂના અનુભ-વોને ભૂલી, પાછા વિનાશને રસ્તે ઘસડાઈ રહ્યા છીએ. અનુભવનુ જ્ઞાન કેમ અપનાવતા નથી?

નરી પૈસા પાછળની દોડ, ફક્ત પોતાના એશ-આરામ-સુખ માટેની સ્વાર્થી પ્રવૃત્તિ અને એ બધાને બુદ્ધિવાદની મદદથી પુરુષાર્થમાં ખપાવવાની વૃત્તિ આજે જોર પકડી રહી છે. ત્યારે આપણે વ્યક્તિઓ ને સમાજના જીવનમાં, આ બધાનો જે અંજામ આવેલો ઇતિહાસમાં જોયો છે તે પૂર્વજોના અનુભવને કેમ ભૂલી જઈએ છીએ?

ગાંધીજીના પોતાના જીવનના અનુભવો એમણે પોતાની આત્મકથા 'સત્યના પ્રયોગો'માં ઉતાર્યા છે. નાનપણમાં જેમને અંધારામાં જતાં ઘણી બીક લાગતી એ ગાંધીજી સત્યાચરણના પ્રતાપે એટલી નિર્ભયતા કેળવી શકયા,કે બ્રિટિશ સલ્તનતની સામે થઈ શક્યા અને પ્રજાને ઊભી કરી શક્યા. મુઠ્ઠીભર હાડકાંના એ માનવીની સર્વ શક્તિ, પ્રેરણા વગેરે સત્યાચરણમાંથી ઉદ્ભવેલાં હતાં. છતાં આ તાજો અનુભવ પણ ભારતની પ્રજા અને તેના શાસકો ભૂલી ગયા છે. આથી દેશની પરિસ્થિતિ ગંભીર થઈ ઉઠી છે. અન્યાય, અનીતિ, જૂઠ, કુસંપ વધતાં જાય છે. આટલુ જલદીથી આપણે ભૂલી ગયા છીએ. ▣



# કંટકછાયો કર્તવ્યપંથ

આજથી લગભગ પાંત્રીસ વર્ષ પહેલાં-નો કથાપ્રસંગ છે. ત્યારે પૂજ્ય મહાત્મા ગાંધીજી-ની એક જ હાકલે રાષ્ટ્ર–ભક્તિની વેદી પર ઓળ-ઘોળ થઈ જવા માટે નવયુવાનો થનગની રહ્યા હતા. ત્યારે મીઠાના સત્યાગ્રહમા ગરવી ગુજરાતે અનો-ખી છાપ પાડી હતી. જેલને મહેલ માનીને અસંખ્ય દેશસેવકોએ કારાવાસ સ્વીકાર્યો હતો. આવા સોનેરી સમયની આ એક નાનકડી છતાં ચિરસ્મ-રણીય પ્રસંગકથા છે

ધોલેરા સત્યાગ્રહ પૂરજોશમાં ચાલતો હતો. દૂરદૂરથી અદમ્ય ઉત્સાહ ભરેલા સત્યાગ્રહી યુવાનો-ની સંખ્યાબંધ ટુકડીઓ તીર્થધામ સમા બની ગયેલા ધોલેરા તરફ અવિરામ કૂચ કરી રહી હતી. એક તરફ મા ભારતીના લાડીલા લાલ લીલાં માથાં વધેરવા માટે ગર્જના કરી રહ્યા હતા. ત્યારે બીજી તરફ બ્રિટિશ સત્તાએ દમનનો કાતિલ કોરડો બેફામપણે ચોમેર વીંઝવા માંડયો હતો.

અમદાવાદ જિલ્લાની પોલીસ, દેશી રાજ્યોની પોલીસ તથા પશ્ચિમહિંદ એજન્સીની પોલીસ

ત્રિપક્ષી મોરચો રચીને સત્યાગ્રહીઓની કૂચને થંભાવી દેવા મરણિયો પ્રયત્ન કરી રહી હતી. ધોલેરા અને લીંબડી વચ્ચે એક એજન્સીનું થાણું આવેલું હતું. આજુબાજુના પ્રદેશમાં એ થાણાના થાણદાર અને પોલીસ ઇન્સ્પેક્ટરની હાક વાગતી હતી. એમની હદમાથી પસાર થવું એ સત્યાગ્રહી ટુકડીઓ માટે લોઢાના ચણા ચાવવા જેવું હતું.

સત્યાગ્રહી વીરો જો દમનથી ડરી જાય તો સત્યાગ્રહી કહેવાય જ શેના ? જેમણે જિંદગીને હોડમાં મૂકી છે એમને વળી સિતમનો કે મોતનો ડર વળી શાનો ? માતૃભૂમિને મુકમ્મીલ આઝાદી અપાવવા ખાતર જેમણે જીવસટોસટના જંગમાં ઝુકાવ્યું હતું એ આવા સત્તાપૂજક અધિકારીઓને નમતું પણ શેના આપે ? અમારી ટુકડીએ એ જ થાણાની હદમાથી પસાર થવાનો નિર્ણય કર્યો ને એ અમલમાં પણ મૂક્યો.

પ્રથમ દિવસ તો નિર્વિઘ્ને પસાર થયો, પરંતુ બીજા દિવસના પ્રભાતે જ થાણાની ઘોડેસવાર ટુકડી અમારો માર્ગ અવરોધીને જીવતીજાગતી અડીખમ દીવાલ જેવી ખડી થઈ ગઈ. એ ઉપરાંત લાઠીધારી પગપાળા પોલીસ પણ અમને છટકવા ન દેવા માટે ચારે બાજુએ ઓડા બાંધીને સજ્જ થઈ ગઈ. ઘોડેસવારોના નાયકે કૂચ થંભાવવા માટે અમને આખરી સૂચના આપી અને એને ઉવેખવામા આવશે તો લાઇલાજે અમને વિખેરી નાખવા માટે ઘોડા દોડાવવામાં આવશે એવી ધમકી પણ આપી દીધી.

અમે મક્કમતાથી આગે કદમ ઉઠાવવા પ્રયાસ કર્યો અને તરત જ ઘોડેસવારો ધસી આવ્યા. પગપાળા સિપાઈઓએ લાઠીમાર કરી, કેટલાકને જખ્મી બનાવી, અમારી ધરપકડ કરી, અમને થાણા તરફ બળજબરીથી લઈ જવા માડ્યા.

શક્ય તેટલા બધા પ્રયત્નો છટકવા માટેના કરવા છતાં અમે પોલીસોની નાગચૂડમાથી ચસકી શક્યા નહિ. અમને થાણામાં લાવી રાતે એક મોટા ઓરડામાં પૂરી દેવામા આવ્યા. ઘાયલ થયેલાઓને સરકારી દવાખાનામા તાકીદે સારવાર આપવામાં આવી. ખાવાપીવાની અને સૂવાની સારી સગવડ કરી આપવામા આવી.

બીજા દિવસે બરાબર અગિયાર વાગે અમને અદાલતમાં ખડા કરી દેવામાં આવ્યા. થાણદાર સાહેબે દરેકની વ્યક્તિગત જુબાની લઈ ને શિખામણ–પ્રલોભનો આપીને અને છેવટે ધાક–ધમકીઓ આપીને અમારી પાસે માફીપત્ર લખાવી લેવાની કુનેહભરી કોશિશ કરી. અમારામાંના એક પણ સત્યાગ્રહીએ મચક આપી નહિ એટલે થાણદારશ્રીએ અમને બધાને કાચી જેલભેગા કરી દીધા.

બરાબર રાતના સાડા આઠ વાગે સાદા પોશાકમાં ચાર પોલીસ અને એક જમાદારે આવી સંદેશો આપ્યો કે, 'થાણદાર સાહેબ તમને બધાને પોતાને ઘેર બોલાવે છે, માટે ચાલો.'

અમે અંદરોઅંદર વાટાઘાટ કરીને બે જ મિનિટમાં નિર્ણય કરી લીધો અને પોલીસો સાથે સાહેબને ઘેર ગયા.

અદાલતમાં જોયેલા સાહેબ સાવ બદલાઈ ગયા હતા. અદાલતમાં જે આંખો તણખા ઝરતી લાગતી હતી એ જ આંખો અત્યારે જાણે કે વાત્સલ્યનું અમૃત વરસાવતી હતી. જે હોઠ અદાલતમાં તુમાખી અને ખુમારીથી સજ્જડ બિડાયેલા હતા એ જ અત્યારે મીઠું સ્મિત વરસાવતા હતા. સાહેબે સામે આવીને આવકાર આપી,અમારી દરેકની પીઠ થાબડી અને પોતાની નજીક હેતથી બેસાડચા. હોંશે હોંશે અલ્પાહાર કરાવ્યો ને તે દરમિયાનમા અમારા સૌનો ટૂંકો પરિચય પણ મેળવી લીધો.

થોડી વારમા ફોજદાર સાહેબ આવ્યા અને સાથે ભજનમંડળી પણ લાવ્યા. આજે અમારે શું આશ્ચર્યમા ગરકાવ થવાનું જ નિર્માયું હતું ?

મંડળીએ થોડાં ભજનો ગાયા. ત્યારબાદ સાહેબે પોતે એકતારો લીધો અને ફોજદાર સાહેબે મંજિરાથી તાલ આપવા માડ્યા. સૂરિલા કંઠથી ગાધીજીને અતિપ્રિય એવું 'વૈષ્ણવ જન તો તેને કહીએ' ભજન શરૂ થયું. એ ભજનથી સાહેબે શરૂઆત કરી અને 'મારો હંસલો નાનો ને દેવળ જૂનું રે થયું' એ ભજનથી સમાપ્તિ કરી.

ભજન ગાતી વેળાનું એમનું તાદાત્મ્ય અદ્ભુત હતું. મને થયું. સાહેબ પેલી અદાલતના સાચા કે આ સાચા ? એક જ વ્યક્તિનું જાહેર અને આતરિક જીવન જોઈ હું તો દ્વિધામા જ પડી ગયો !



ઠગારી આશા કરતા ખુલ્લી નિરાશા ચડિયાતી છે

* કવિ, ચિતારો, પારધી, વળી વિશેષે ભાટ,
ગાંધી નર્ક સિધાવિયા, વૈદ દેખાડે વાટ.
* કવિ, પંડિત ને ચતુર નર, વેશ્યા, ભટ, નટખટ,
ઈનસે કપટ ન કીજિયે ઈનકે રચે કપટ.
* કશું ન નીપજે એકથી, ફોગટ ગાન ફુલાય,
કમાડ ને તાળું મળી, ઘરનું રક્ષણ થાય.
* કસબે મિયા ન છેડીએ, બજારે બકાલ,
વગડે ભીલ ન છેડીએ, ઉનાળે અંગાર.
* કહીએ નાથીએ નાગણી, હાથી હેડમાં હોય,
પણ કીડી પિંજર પડી, રૂણી નથી શામળા.
* કળથી થાયે કામ, બળથી તે થાતું નથી,
જર–બળ ના'વે કામ, સાચું સોરઠિયો ભણે.
* કાગા વ્હાલું કુંભજળ, સ્રીને વ્હાલી વાત,
બ્રાહ્મણને ભોજન ભલું, ગદ્ધા વહાલી લાત.
* કાચા ઘરમાં કાંકરો, જો કદી પેસી જાય,
નીકળે નહિ કાઢતા, કરીએ કોટિ ઉપાય.
* કાણિયા નર કો'ક સાધુ, કો'ક દાતા માંજરા,
ખોખડદંતા કો'ક મૂર્ખો, કો'ક નિર્ધન ટાલિયા.
* કાતી કાપડ, જેઠે ઘી, ભાદરવે કપાસ,
દીકરી ઘેર, વહુ માવતરે, એ પાંચ કરે વિનાશ.
* કામી તરે, ક્રોધી તરે, લોભીકી ગતિ હોય,
ઢોંગી ભગત સંસારમેં, તર્યા ન દીઠા કોઈ.
* કારજ સહાયતા વિના કરી શકે નહિ કોય,
કહો, હથોડો શું કરે, જો નહિ હાથો હોય ?
* કૂવા કાંઠે કેવડો, વાયે વાંકો થાય,
જેનો પરણ્યો નહિ હાથમાં, જનમ એળે જાય.
* કેસરકચારી બાંધ કર અંદર બેઈ પ્યાજ,
પાની દિયા ગુલાબકા, આખર પ્યાજકી પ્યાજ.
* કોઈ સૂંઘે, કોઈ ખાય, કોઈ પીએ હુક્કો,
તમાકુનું વ્યસન કરી, ઠેર ઠેર થૂંકો.

આવું પુનિત જીવન જીવનાર માણસ અને આવો રાષ્ટ્રપ્રેમી આત્મા, બ્રિટિશ સત્તાની આવી ગુલામીમાં શા માટે ગૂંચવઈ ગયો છે? પરંતુ થોડી જ વારમા મારો ભ્રમ ભાંગી ગયો અને મને સાહેબના જીવનનું સાચું દર્શન થયું

ભજનમંડળી અને ફોજદાર સાહેબને વિદાય આપી થાણદાર સાહેબ અમારી પાસે આવી નિરાંતથી બેઠા અને એમણે પોતાનું દિલ ખોલીને અથથી ઈતિ સુધીની આપવીતી વર્ણવી. એમના શબ્દોમાં અહીં એ રજૂ કરું છું.

'હું માત્ર નવ વર્ષનો હતો અને પિતા ગુજરી ગયા. મારાથી નાનો એક ભાઈ અને બે બહેનો પણ પિતાવિહોણાં થયાં. મારાં માતૃશ્રીએ જીવનનું સર્વસ્વ અર્પણ કરી, અમને ચારેયને સરસ શિક્ષણ આપ્યું. મને બી.એ. એલએલ. બી સુધી ભણાવવામાં બાના તમામ ઘરેણાં વેચાઈ ગયાં ને ઘર પણ ગીરો મુકાઈ ગયું. મારાં અને બે બહેનોનાં લગ્નમાં તેમજ નાના ભાઈને ભણાવવામાં ખૂબ ખર્ચ થવાથી દેવામાં ઉમેરો જ થતો ગયો.

'મારી બચત તો તે રકમનું વ્યાજ ભરવામાં હોમાઈ જવા લાગી હજી ભાઈ ભણે છે. પગભર ન થાય ત્યાં સુધી સરકારી ગુલામી કર્યા વિના મારો છૂટકો જ નથી

'હું પણ મેઘાણીભાઈનો પુરોગામી સહાધ્યાયી મિત્ર છું. જન્મભૂમિની મુક્તિ માટે મારા પ્રાણ પણ પાંખો ફફડાવી રહ્યા છે છતાં હું લાચાર છું, લાઈલાજ છું. સત્યાગ્રહી યુવાનની ખુમારી જોઈ દિલ ગજગજ ઊછળે છે પરંતુ કડવી ફરજ બજાવવા માટે કઠણ કાળજું કરીને પણ મારે કર્તવ્યપાલન કરવું જ પડે છે. જ્યાં સુધી હું રાજીનામું ન આપું ત્યાં સુધી વફાદારીપૂર્વક મારે ફરજ બજાવવી જ રહી ! તમને નથી લાગતું કે લોટ ફાકવો ને હસવું બ ને ક્રિયા સાથે કરવી શક્ય નથી ? મારી ખાનદાનીને પણ એ ન છાજે ! એક સરકારી અધિકારી તરીકે નહિ, પરંતુ એક ઇનસાન તરીકે, એક ભારતીય તરીકે, અરે ! એક વડીલ તરીકે મારા અંતરના આશીર્વાદ છે કે, તમે સૌ વીર યુવાનો જનેતાનાં હૃદયને દિપાવો અને મુક્તિના મંગલ પ્રભાતનુ દર્શન કરો !

આટલું બોલતાં બોલતા થાણદાર સાહેબ ગળગળા થઈ ગયા એમની આંખમાં અશ્રુ–મુક્તકો ચમકી રહ્યા.

અમે બધા જ સૈનિકોએ એમને પ્રેમપૂર્વક પ્રણામ કર્યા અને કાચી જેલમાં ફરી બંદીવાન બનવા રવાના થયા.

આ પ્રસંગ બન્યા પછી માત્ર ત્રણ જ વર્ષે મને ચોક્કસ સાદિતી મળી હતી કે, એ મહાનુભાવે સરકારી નોકરીને તિલાંજલિ આપી છે અને રાષ્ટ્રીય સંસ્થામાં તે જોડાઈ ગયા છે. ◙




રમેશચંદ્ર ચૌહાણ

# પ્રકાશદાત્રી



આઠેક વર્ષનો યોગેશ ધૂળિયા ફળિયામાં બે પગ વચ્ચે તેનાથી બમણી લાંબી લાકડી નાખી 'ઘોડો ઘોડો' રમતો હતો. બાળક પોતાની રમતમાં તલ્લીન હતો.

'યોગેશ !....એ છોકરા !'

ડેલીમાં પ્રવેશતાં પાત્રીસેકની આસપાસના એક આદમીએ ધીમે સ્વરે યોગેશને બોલાવ્યો.

બાળક હજી તેના ઘોડાને દોડાવવામાં મગ્ન હતો.

'એ બે'રા ! સાંભળે છે કે નહીં ? જો, હું તારા માટે શું શું લાવ્યો છું ?' આ વખતે પોતાની કાળી ટોપી જરા ત્રાંસી કરી આગંતુક બોલ્યો.

હવે બાળકનું ધ્યાન આગંતુક પર પડ્યું. દૃષ્ટિ પડતાં જ બાળક આનંદના અતિરેકથી ઝૂમી ઊઠ્યું. તેનાથી સ્વાભાવિક રીતે જ બોલાઈ ગયું 'મામા આઈવા...મનસુખ મામા આઈવા. બા, બા, જો તો ....આ થેલીમાં રમકડાં કેટલાં બધાં છે !' બાળકનો હર્ષ હૃદયમાં સમાતો નહોતો. પોતાના મામાના બન્ને પગે ઊભા ઊભા વળગી પડીને તે એક હાથે થેલી ફંફોળવા લાગ્યો.

'બસ, હવે ભાઈ ! બસ. હવે જરા દૂર ખસ તો હું તને તારાં રમકડાંની આખી થેલી આપી દઉં.' મનસુખે કહ્યું. બાળક જરા દૂર થયો એટલે તેના હાથમાં રમકડાંની થેલી આપી તેણે પૂછ્યું 'બા ઘરમાં છે કે ક્યાંય ગયાં છે ?'

'એ લહી ઘલમાં કપલાં સીવે છે.'

'કપડાં ! કોનાં કપડાં ?'

'કોના તે વલી કોનાં ? બીજાનાં જ તો !'

મનસુખ વિચારમાં પડ્યો : બહેનના પતિને ગુજરી ગયે આજ લગભગ આઠેક માસ તો થવા આવ્યા. કેશવલાલ કાંઈ મૂડી પાછળ છોડી ગયા નથી એક કારકુન પાસે તે વળી શી મૂડી હોય ? છતાં બહેને કારજ કર્યું, દાન-પુણ્ય કર્યાં, ગાયોને ઘાસ અને કબૂતરોને ચણ નાખ્યાં. સદ્‌ગતના આત્માને હરેક ધાર્મિક વિધિથી, શક્ય હોય એ રીતે, શાંતિ આપવા અથાગ જહેમત ઉઠાવી પૈસા પાણીની જેમ ખર્ચ્યા. તે સમયે પોતે મદદરૂપ થવા તૈયારી બતાવી હતી; છતાં એ ટેકીલી બહેને એ પૈસો પણ ન સ્વીકાર્યો. ભાઈ પાસેથી પૈસા લેવા કરતાં વેઠ કરવું એને વધુ ગમ્યું. શ્રદ્ધા અને દયાની અડગ પ્રતિમાશી આ બહેન સાંસારિક યાતનાઓ સામે કઈ રીતે ઝઝૂમતી હશે ? કયું મનોબળ, કઈ શક્તિ, કયો પ્રકાશ તેને જીવનપથ પર માર્ગદર્શન દેતો હશે ?

બાળક ક્યારે ફળિયામાંથી ઓરડામાં ચાલ્યો ગયો તેની મનસુખને ખબર ન રહી. તે ધીરે ધીરે ઓસરીનાં પગથિયાં ચડ્યો. હજી તો સાંજના છએક વાગ્યા હશે. પરંતુ ઓરડો એટલો અંધારિયો હતો કે આ સમયે પણ દીવા વિના કોઈ વસ્તુ સ્પષ્ટ રીતે જોઈ શકાતી નહોતી. દીવાના ઝાંખા પ્રકાશમાં મનસુખે જોયું કે યોગેશ પોતાની માને મામાના આગમનની ખબર કહેતો હતો.

સુશીલાએ સફેદ સાડીનો પાલવ ઠીક કરી, ઊંચી નજર કરી. સામે જ પોતાનો માજણ્યો એકનો એક ભાઈ ઊભો હતો. હૃદયમાં ઉમળકો આવ્યો. હેત ઊભરાયું. ભાઈને વળગી પડી, આ જગતની ઉપા





બુદ્ધિયુક્ત હિંસા અન્ય હિંસા કરતાં વધુ હિંસક છે.

ધિઓ કહી દેવાની અદમ્ય ઇચ્છા થઈ આવી. મોં પર હાસ્યની રેખા ચમકી ગઈ....પણ....વળતી જ ક્ષણે તેણે પોતાના મન પરનો ગુમાવેલો સંયમ પુનઃ મેળવ્યો.

'આવો ભાઈ ક્યારે આવ્યા ?' એક ઊંડા નિસાસા સહ તે બોલી. શબ્દોમાં ઉષ્મા નહોતી, આવકારનો માત્ર આડંબર હતો. સશીન પરનાં કપડાંને ગડી કરી, ખુરશીની ગાદી નીચે તેણે મૂક્યાં.

બહેનના આ સ્વભાવથી મનસુખ પરિચિત હતો. પોતાની બહેન જીવનના દરેક ક્ષેત્રે—ખાસ કરીને આધ્યાત્મિક વિકાસની બાબતમાં—ચઢિયાતી છે એનો તે ગર્વ લેતો. એટલે જ તો બહેનને પોતાનું આગમન ન ગમતું છતાં પોતે આવકારની પરવા કર્યા વિના આવતો.

'આજ રાજકોટ સુધી ગયો હતો. ન જાણે કેમ પણ આજે અહીં આવવાનું મન થઈ આવ્યું. યોગેશને પણ છેલ્લા ત્રણ મહિનાથી જોયો નહોતો. થયું કે ચાલ, બહેનને ત્યાં એક આંટો મારી આવું.'

ગાર-માટીવાળા સીંચતળિયા પર સુશીલાએ ભાઈને માટે આસન બિછાવ્યું. નીચે બેસતાં બેસતાં મનસુખે પૂછ્યું: 'બહેન, આ સશીન ... લૂગડાં....ને આ બધું છે શું ? તારે આ બધું શા માટે કરવું પડે ? તારે દેવું ભરવું હોય તો તું કહે એટલા રૂપિયા હું તારાં ચરણોમાં રાખી દઉં. કેશવજી તો આજ હયાત નથી, પણ અમે શું જીવતા નથી ? શું હું તારો સાજણ્યો ભાઈ નથી ?'

'બા, બા, જો તો ખરી ! મામા કેટલાં બધાં રમકડાં લઈ આઈવા છે ! આ જો બા,હાતી....ઘોલો એ બા, આ મોટલસાયકલ મને બહુ ગમે છે હોં.... ચાવીવાલી છે. એ હેઈ. આ વાદલુ ! બા....બા, બા, જો તો ખરી ! બાળક અત્યંત આનંદથી પોતાનો હર્ષ પોતાની બા સમક્ષ રજૂ કરતો હતો. પણ આ કાલી કાલી બોલીમા રહેલ નિર્દોષ હર્ષનો પડઘો સુશીલાના હૃદય પર પડ્યો નહીં. સાગરના મોજાં કિનારા પરના ખડકને ભીંજવવાની નિરંતર કોશિશ કરતાં રહે, છતા ખડક તો કોરો ને કોરો જ રહે છે. તેનુ હૃદય ભી જાતું નથી. બસ એવા જ કાળમીંઢ ખડક જેવી આજે યોગેશને પોતાની બા લાગી.

માતાને શૂન્યમનસ્ક જોઈ બાળક બિચારો દયામણો થઈ ગયો. પોતાની બા પાસે જઈ, તેનો હાથ પકડી, ઊંચું માથું કરી, બાના ચહેરાના ભાવો અવલોકતો તે બોલ્યો : 'બા, સલસ રમકલા છે.'

હાથને ઝટકો મારી, બાળકના હાથમાંથી પોતાનો હાથ છોડાવી, તે ગુસ્સાભર્યા શબ્દો બોલી ગઈ: 'એવાં સરસ રમકડાં નથી જો'તાં આપણે. આપી દે મામાને પાછાં ! ખબરદાર, જો હવે પછી મામા પાસેથી કોઈ રમકડાં લીધાં છે તો ! જા બહાર, ફળિયામાં જઈને 'ઘોડાઘોડો' રમ !'

બાળક રડી પડ્યો. હીબકાં ભરતાં ભરતાં, બાની સામે જોતાં જોતાં, રમકડાં તરફ એક લાલચુ દૃષ્ટિ ફેંકી, લાકડી લઈને તે બહાર ચાલ્યો ગયો. સુશીલા પણ ધ્રુસકે ધ્રુસકે રડી પડી.

મનસુખથી આ તમાશો સહન ન થયો. તે બરાડી ઊઠ્યો : 'સુશીલા, તું આ રીતે મારુ અપમાન કરે છે. હું માનું છું કે તારા અને મારા જીવનરાહ અલગ અલગ છે. એમાં આ બાળકે શો ગુનો કર્યો છે કે તેને તું આમ તરછોડે છે ?'

બોર બોર જેવડાં આંસુ સારતી સુશીલાએ જવાબ વાળ્યો : 'ભાઈ, જ્યારથી આ છોકરાના પિતાનો સ્વર્ગવાસ થયો છે ત્યારથી હું દુઃખના દહાડા વિતાવી રહી છું. હું ધારત તો તમારા પૈસાથી સુખી થઈ શકી હોત. પરંતુ છોકરાના બાપનો સિદ્ધાંત હતો કે હરામનો પૈસો પારા જેવો છે. ખાનારને ફૂટી નીકળે છે. એટલે જ તેઓએ કદી લાંચ લીધી નહોતી. એમના આ સિદ્ધાંતનુ અક્ષરશઃ પાલન કરવું એમાં જ એમનું ખરું તર્પણ રહેલુ છે એમ હું સમજું છું. વળી, તમે જે પૈસાથી આ રમકડાં ખરીદ્યા હશે એ પૈસાના માલિકને તે ગુમાવવાથી ક્યાં ક્યાં કષ્ટો નહીં સહેવાં પડ્યા હોય ! એનુ પરિણામ વિચારું છું ને મને કમકમાં આવી જાય છે. શક્ય છે કે તમે ખૂની પણ હો ...'

'ખૂની ?....કોણ ખૂની ? હું ? નહીં, બહેન ! હું કબૂલ કરુ છું કે હું અઠંગ ખિસ્સાકાતરું છું. દરેક પોલીસ સ્ટેશનમા હિસ્ટ્ર -સીટર તરીકે મારું નામ બોલાય છે. પણ તારા સોગંદ, બહેન ! હું ખૂની નથી. તું મને એટલો હલકટ ન સમજ !'

'ભાઈ, ખૂન માત્ર છરીથી જ થાય છે એમ તમે માનો છો ?'

ઉપર રહેતા પાડોશીની સ્ત્રીનું એક મોટું ડૂસકું સંભળાયું. ડૂસકાં વધ્યાં અને કોઈ મોટેથી રડતું હોય એવો સ્પષ્ટ અવાજ બન્ને ભાઈબહેને સાંભળ્યો. હૃદયમાં કંઈ કેટલીય વ્યથા દબાવી સુશીલા આ સાંભળી રહી. મનસુખ દિગ્મૂઢ જેવો આ કલ્પાંત જીરવી રહ્યો હતો.

'ઓ મારા લાલ, તું અમને અડધે રસ્તે છોડી ક્યાં ચાલ્યો ગયો ? ભાઈ, એવું તને શું દુઃખ આવ્યું કે અમારાથી આમ રિસાઈ ગયો ? તારા બદલે ભગવાને મને કાં ન લઈ લીધી ?' મરનાર બાળકની મા કરુણ વિલાપ કરી રહી હતી. પથ્થરને ય પિગળાવી શકવાની એ આક્રંદમાં શક્તિ હતી. મનસુખ પણ આખરે તો માનવી હતો ને એનું હૃદય પણ પીગળી ગયું.

'કોણ ગુજરી ગયું ?' તેનાથી પુછાઈ ગયું.

'ઉપરવાળા પાડોશીનો નવેક વર્ષનો છોકરો.'

'કેમ, કંઈ બિમાર હતો ?'

'કંઈ ખબર ન પડી અહીંના ડૉકટરોને તો. એટલે ખૂબ દવાદારૂ કર્યા પછી પણ જ્યારે કંઈ ફાયદો ન જણાયો અને છોકરાની તબિયત ખૂબ લથડી પડી ત્યારે અહીંના ડૉકટરોએ સલાહ આપી કે, રાજકોટ જઈને કોઈ 'ચાઈલ્ડ સ્પેશ્યાલિસ્ટ' ડૉકટરને બતાવો તો સારું.'

'હં....પછી ?'

'પછી શું ? છોકરાનો બાપ સુથારી કામ કરી માંડ પેટિયું રળે છે. કોઈ કોઈ દિવસ ખાવાનાં પણ સાંસાં પડે. એમાં વળી દવાદારૂનો ખર્ચ ! મોંઘવારી કમ્મરતોડ ! પાસે પૈસા હોય તો છોકરાને બતાવવા રાજકોટ જાય ને ?'

'ડૉકટરને બતાવવા લઈ ગયા હતા કે નહીં ?'

'ગમે તેમ તોયે દીકરા જેવો અવતાર. એની બાએ એની પાસે રહેલુ એકનું એક ઘરેણું વેચી નાખ્યું. એના ત્રણસો રૂપિયા ઊપજ્યા હતા.'

'ત્યારે તો ડૉકટર પાસે જઈ આવ્યા હશે ?'

'સાંભળો તો ખરા ! 'આભ તૂટ્યું હોય ત્યાં થીગડું ક્યાં મારવું ?' છોકરાનો બાપ છોકરાને લઈને ટ્રેઈનરસ્તે રાજકોટ ગયો. ગોંડલ સ્ટેશને છોકરા માટે મોસંબી લેવા ઊતરવા જતાં, કોઈ ખિસ્સાકાતરુએ એ ગરીબ માણસનું ખિસ્સું કાપી લીધુ.

'હેં ! ?' મનસુખ ફાટી આંખે સાંભળી રહ્યો.

'પછી તો ભાઈ, વળતી ટ્રેઈનમાં જ ચોધાર આંસુએ રડતો છોકરાનો બાપ છોકરાને ઇલાજ કરાવ્યા વિના પાછો લાવ્યો. પત્નીને કહે, 'અક્કરમીનો ડયો કાણો. ઈશ્વરે ધાર્યું હશે તે થશે, બીજું શું ?' બિચારો બહુ રડ્યો. પત્નીની આંખોના કૂવા પણ રડી રડીને સુકાઈ ગયા. વિચાર કરો ભાઈ, એ બન્નેએ પેલા ખિસ્સાકાતરુને કેટકેટલી કદૂવા આપી હશે ! અને .... પરિણામ તો તમે તમારી આંખે જ જોયું ને ? આને તમે ખૂન કહેશો કે નહીં ?'

મનસુખ કોઈ નવી દુનિયા જોઈ રહ્યો હતો જાણે ! પાષાણ પ્રતિમા–શો તે જડવત્ બેસી રહ્યો.

સુશીલાએ આગળ ચલાવ્યુ : 'ભાઈ, સાચું કહું તો મને તમારા પ્રત્યે નહીં, પરંતુ તમે જે ધંધો કરો છો એના પ્રત્યે તિરસ્કાર છે. હરામનો પૈસો પેટમાં જતાં બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. બુદ્ધિ ભ્રષ્ટ થતાં માનવીનો શતમુખ વિનિપાત નિશ્ચિત જ છે. એવો માનવી પછી માનવી ન રહેતાં પશુ બની જાય છે, હત્યારો બની જાય છે, ખૂની બની જાય છે'

બહેનના તેજસ્વી મુખ સામે મનસુખ જોઈ રહ્યો. અંધારું ગાઢ થતું જતું હતું. દૂર પૂર્વાકાશમાં શીળી ચાંદની રેલાવતો ચંદ્ર ઉદિત થતો હતો.

સુશીલાએ વરાળ ઠાલવી : 'તમે તમારા ધંધાને સમાજવાદ લાવવાનો સરળ ઉપાય કહો છો. ભાઈ, તમે કેટલા મોટા ભ્રમમાં હતા, તેનો અનુભવ આજે તમને થયો ?

'ગરીબી–અમીરી તો ઈશ્વરાધીન છે. તમારી સુખસગવડની લાલસાએ જ તમને એ માર્ગ ચીંધ્યો. કરુણતા તો એ છે ભાઈ, કે ઈશ્વરમાં તમને શ્રદ્ધા નથી રહી. શું તમે એમ માનો છો, કે કામ કરતા બે હાથ દ્વારા ઈશ્વર આપણું પોષણ ન કરે ? એક ખોબા જેવડા પેટને સંતોષવા માટે આ કેવો વિનાશક માર્ગ ! એ માર્ગનો પ્રવાસી મારો સગો ભાઈ મારે ઘેર આવે તોપણ હું કહી દઉં કે, ભાઈ ! ત્યાં જ રહેજો. તમારા પાપનો પડછાયો હું મારા બાળક પર પડવા દેવા ઇચ્છતી નથી. હરામના પૈસાથી ઐશ્વર્યમય જીવન જીવવુ તેના કરતાં પરસેવો પાડીને ગરીબી અપનાવવી મને વધારે ગમે છે. આથી જ





શાઈ, હું તમને વિનંતિ કરું છું કે, તમારાં રમકડાં તમે પાછા લઈ જાવ. મારે એ ન ખપે. છોકરાના બાપના આત્માને મારે દુખી નથી કરવો.'

સુશીલાએ જમીને જવા માટે મનસુખને ખૂબ ઝુમ આગ્રહ કર્યો. પણ તે ન રોકાયો.

રોજમાં સૂતાં સૂતાં મનસુખના મગજનાં ચક્રો રાક્ષસી ગતિએ ઘૂમવા લાગ્યા. ઉપર પંખો ફરતો હતો, છતા તેનુ માથું ગરમ ગરમ થઈ ઊઠયું. મન વિચારઝોલે ચડયું હતુ. હૃદયમાં પશ્ચાત્તાપ અને સંવેદન નું મિશ્રણ ઊકળી રહ્યુ હતું.

'શકય છે કે તમે ખૂની હો...' બહેનના એ શબ્દો તેના હૃદયને વારંવાર વેદનાના કાંટા ભોંકતા હતા: 'હા. બહેને યોગ્ય જ કલ્પના કરી છે. હું ખૂની જ છું. એ બાળકના પિતાનું ગોંઠલ સ્ટેશને મેં જ ખિસ્સું કાપ્યું હતું. પણ....પણ....મને શી ખબર કે એનું આવુ પણ પરિણામ આવી શકે છે! ઓ ભગવાન! મારા હાથે આ કેવું ઘોર પાપ થઈ ગયુ! હુ હવે કયે ભવે છૂટીશ? એક માસૂમ બાળકનો સ્નેહ મેં એનાં માતાપિતા પાસેથી છીનવી લીધો. ઓહ!'

એણે પડખું ફેરવ્યું. ખિસ્સામાં કંઈક ખૂંચતું લાગ્યું. બહાર કાઢી જોતાં ઝાંઝરી નીકળી. સાતઆઠ વર્ષની બેબીને બંધબેસતી થાય તેવી ઝાંઝરીના પ્રકાશે તેની સમક્ષ એક નવો માર્ગ સ્પષ્ટ થયો: કેટલી તમન્નાથી આ બાળકીનો પિતા તેને માટે આ ઝાંઝરી લઈ જતો હશે! તે વિચારતો હશે, 'ઘેર જઈશ. બેબી નિશાળેથી આવી ગઈ હશે. મારાં પગલાંનો અવાજ સાંભળી મારી સામે આવશે. કહેશે: 'બાપુ, મારા માટે મેં મંગાવેલી ઝાંઝરી તમે લાવ્યા ને?' ત્યારે મીઠું મલકીને પોતે કહેશે, 'અં હં.... નથી લાવ્યો.' બેબી રિસાશે એટલે કહેશે, 'અરે ગાંડી! જો તો ખરી, હુ તારા માટે કેવી સરસ ઝાંઝરી લાવ્યો છું! કેટલા દિવસથી તું ઝાંઝરી ઝાંઝરી કરતી હતી! પણ વેંત આવતો નહોતો. જો, કેવી સરસ ઝાંઝરી છે!' એમ કહી બેબીને ઝાંઝરી આપશે. બેબીના મુખ પર એ ઝાંઝરી જોઈ કેવો અવર્ણનીય આનંદ છવાઈ જશે!'

આહ, એ અવર્ણનીય આનંદ એ બાળકીનો પિતા જોવા માટે ભાગ્યશાળી નહીં બન્યો હોય! ખિસ્સામા હાથ નાખતાં જ જ્યારે એને ખબર પડી હશે કે કોઈ ખિસ્સાકાતરુ એની બેબીની ઝાંઝરી લઈ ગયો છે ત્યારે તે પોતાની બેબીને શું કહેશે? શું મો બતાવશે? એના હૃદયને કેવો આઘાત લાગશે! પિતૃહૃદય કેવું આક્રંદ કરી ઊઠશે! બિચારાએ કયા સંજોગોમા ઝાંઝરી ખરીદવા જોગ પૈસા ભેગા કર્યા હશે? અરે, આ હવે નથી સહેવાતું.

એને યાદ આવ્યો, આજનો પોસ્ટ-ઓફિસ પરનો પ્રસંગ. ધક્કામુક્કીનો લાભ લઈ, પોતે પેલા યુવાનના ખિસ્સામાંથી રૂા. ૫૦ની નોટો સેરવી લીધી હતી. લાગતો હતો તો સામાન્ય કારકુન જેવો. કોને પૈસા મોકલવા ઇચ્છતો હશે? પોતાની પત્નીને ભરણ-પોષણ માટે? કેન્સરથી પીડાતી પોતાની માતાને કે આંધળા પિતાની આંખો સાજી થાય માટે પિતાને? અને જ્યારે તે યુવાનને ખબર પડી હશે કે પોતે પૌષ્ટિક ખોરાક ન ખાતાં, સારાં કપડાં ન પહેરતાં, મોજશોખ ન કરતાં જે પૈસા બચાવ્યા તે આ રીતે કોઈ લઈ ગયું છે, ત્યારે બિચારા ઉપર શી શી વીતી હશે! એનું હૃદય એ આઘાત કેમ સહી શકયું હશે? મનીઓર્ડર મેળવવાની ઇચ્છા રાખતાં તેમનાં સંબંધીઓને પૈસા ન મળતાં, તેઓની સ્થિતિ પણ કેવી કફોડી થઈ હશે! હે ભગવાન, મારા હાથે આ શું શું થઈ ગયું!

ક્રમશઃ એક-પછી-એક પ્રસંગો તેના સ્મરણપટ પર અંકિત થતા ગયા. મનસુખનું હૃદય વિદીર્ણ થઈ ગયું. એના લોહીના સંસ્કાર જાગી ઊઠયા. માનવતા આળસ મરડી બેઠી થઈ. પશુમાંથી માનવ બનવાના મહાપ્રયત્નમાં તેણે નિશ્ચય કરી નાખ્યો: 'હવેથી ઐશ્વર્યનો હું ત્યાગ કરું છું. ભૂખે મરવુ પડે છતા હરામનો પૈસો લઈશ નહી. અન્યના દુઃખમાં હંમેશાં સહાયભૂત થવા કોશિશ કરીશ. કરેલ પાપના પ્રાયશ્ચિત્તરૂપે બહેનના ફળિયામાં રહેતા પેલા સુતાર પાસે જઈશ. સાચી હકીકતનો એની પાસે એકરાર કરીશ પૈસા પરત કરી માફી માગીશ. ગુના માટે પોલીસને સ્વાધીન કરી દેવાની એને વિનતિ કરીશ. આ ધંધાનો હંમેશને માટે ત્યાગ કરીશ. ઈશ્વરમાં શ્રદ્ધા રાખી કોઈપણ પ્રામાણિક ધંધો કરીશ અને એમાથી જ ગુજરાન ચલાવીશ'

માનવ સ્ત્રીનરની સત્કાર્યનું પરિબળ ઘરે છે



વ્યનિલાલ લવજીભાઈ પુજારા

* ઘરરૌ તોય બળદિયો, તાફાની તોય ગાય,
  વઢરેલો પણ વાણિયો, રૂઠેલી પણ આય.
* ઘરતાં ઊઠયાં વન ગયાં, વનમાં લાગી લ્હાય,
  ઊલેથી ચૂલે પડ્યાં, કર્મ પ્રમાણે થાય.
* ઘરમાં ધન અપાર, ગરીબાઈ ગાતો ફરે,
  ધૂળ પડી ધનરાય, સાચું સોરઠિયો ભણે.
* ઘોડું, ઘૂંટણ ને મીનજળ, ઉજ્જળ કુળ અસ્ત્રીયાં,
  એટલાં મા ન શીખવે, કૂદતાં કોરંગા.
* ચમાર ઘેર ચંદન ઊગે, તો ગાથે સૂકવે ચામ,
  ચંદન બિચારું શું કરે, પડ્યું નીચ-શું કામ.
* ચંદનની ચટકી ભલી, ઔર કાષ્ટકા ભારા,
  સજ્જનકી એક ઘડી ભલી, મૂરખકા જન્મારા.
* ચંદ્ર બિના જયોં ચાંદની, મોતી બિન જયોં હાર,
  કાજળ બિન જયોં કામિની, પિયુ બિન ત્યોં સિંગાર.
* ચંદા કલંક વાદળી, હાથી કલંક દંત-હાણ,
  સ્ત્રી કલંક હસી બોલવું ગુણી કલંક સમાન.
* ચાડિયાને શરમ નહિ, અઘોરીને ધરમ નહિ,
  મૂરખને મરમ નહિ, દિગંબરને શરમ નહિ.
* ચાર પહોર ધંધે ચલ્યો, ચાર પહોર રહ્યો સોઈ,
  જપ્યા નહિ જગદીશને, કુશળ કયાંથી હોઈ?
* ચિંતા જ્વાલ શરીરમેં, દવા લગે ન બુઝાય,
  બાહેર ધુવા ન નીકલે, અંદરહી ધુંધવાય.

બીજે દિવસે મનસુખ બહેનને ઘેર ગયો. અથથી ઈતિ વાત કરી. પોતાનો ગુનો કબૂલ્યો. પોતાના ભાઈમાં આવેલ ઈચ્છિત વર્તન-પરિવર્તનથી બહેનને ખૂબ ખૂબ આનંદ થયો. પેલા સુતાર ભાઈએ તો કહ્યું પણ ખરું : ‘ભાઈ, ઈશ્વરને જેમ ગમે તેમ તે કરે છે તમે તો માત્ર નિમિત્ત બન્યા. નિમિત્તને દોષિત ગણવામાં આવતું નથી. અમારા ભાગ્યમાં દીકરાનું લેણું નહીં હોય એટલે એ અમને છોડીને ચાલ્યો ગયો. લેણ-દણના સંબંધ છે ભાઈ. એમાં હરખ-શોક કરવા શા કામના ?” અને જ્યારે પોલીસને સ્વાધીન કરાવી દેવાની વાતને પણ તેમણે હસી કાઢી ત્યારે તે ઈશ્વરપરાયણ માનવીને મનસુખ મનોમન વંદી રહ્યો. અને વંદી રહ્યો પ્રકાશદાત્રી પોતાની બહેન સુશીલાને ! ★



# પ્રસંગપરિમલ

## માનવતાની મહેક

એ દિવસ ૩૦મી એપ્રિલનો હતો. આજે પરિણામ અપાઈ ચૂક્યું હતું. માથા પરથી હિમાલય જેવડો બોજો ઉતારી અમે હળવા ફૂલ થઈ ગયા હતા. છેલ્લા પંદર દિવસથી ધરાઈને ધાન પણ ખાવા મળ્યું નહોતું.

અમારી હાઈસ્કૂલમાં છ શિક્ષકો હતા. આખા વર્ષની કામગીરી પૂરી કરી હતી. છતાં ફરજ બજાવ્યાનો જે આનંદ હોવો જોઈએ તે કોઈ ને નહોતો ! બધાના મુખ પર કાંઈક અનિષ્ટ બનવાની આશંકા હતી. અમારી હાઈસ્કૂલમાં ગયે વર્ષે એક શિક્ષક બી. એડ્. થવા ગયેલ. એમનો અભ્યાસ પૂરો થવાથી અમારામાથી એક શિક્ષકને છૂટો કરવાના હતા. કોને છૂટો કરવો એ નક્કી નહોતું. પણ એકને





હમણાં જ નોટિસ મળવાની હતી. અમારી હાઈસ્કૂલનું સંચાલન પંચાયત કરતી હતી, એટલે ઑફિસમાં સરપંચ ને મંત્રી ઑર્ડર કાઢી રહ્યા હતા.

બધા શિક્ષકોમાં વધારે ભય વિજ્ઞાનશિક્ષક હરીશ દેસાઈને હતો. હેડમાસ્તર તો જૂના બી. એડ્. હતા. એટલે એમનુ સ્થાન સ્થિર હતું. મિ. જાની સરપંચના સાઢુના બનેવી હતા, એટલે એમનું નામ કોઈ લઈ શકે તેમ નહોતું. મે. દવેની નિમણૂક એક ધારાસભ્યની ભલામણથી થયેલ ને અમારા ગામના સરપંચ ધારાસભાના ભાવિ ઉમેદવાર હતા. એટલે મિ દવે ય સહીસલામત હતા. બધા શિક્ષકો ગ્રેજ્યુએટ હતા. ફક્ત એક અજિત જ મૅટ્રિક હતો ને ચાર વર્ષથી નોકરી કરતો હતો. તે અમારા ગામનો જ હતો. ઓછા ભણતરને લીધે એને છૂટો કરી શકાય, પણ એનું નામ કોઈ લે તેમ નહોતું. આ શાળા શરૂ થઈ ત્યારે ફક્ત આઠ ને નવ બે જ ધોરણ હતાં ને કોઈ ગ્રેજ્યુએટ આવવા તૈયાર નહોતા ત્યારે અજિત દાખલ થયેલ. અજિતને તો દુકાન છે ને તે અચ્છો વેપારી પણ છે. નોકરીમા દોઢસો મળે છે, પણ વેપારમા પાચસો કમાય છે, એટલે તેને નોકરીની પડી નથી. શાળામાં દાખલ થઈ તેણે શાળાની પ્રગતિમા ખૂબ સાથ આપ્યો. એને પરિણામે જ નાનકડી શાળા હાઈસ્કૂલ તરીકે વિકાસ પામી. વળી ગામમાં ય એનું માન, એટલે તેને છૂટો કરી ગ્રામજનો વચ્ચે ચર્ચાનું પાત્ર બનવા સરપંચ તૈયાર નહોતા. હેડમાસ્તર સહિત બધા શિક્ષકો શુ થાય છે એની રાહ જોતા ઑફિસમાં બેઠા હતા.

બધા શિક્ષકો જાતજાતની વાતો કરતા હતા, પણ એમના હૃદય ધડકતાં હતા. બેકારીની તલવાર કોના પર વીંઝાઈ જીવનદોર કાપી નાખશે તે કહેવાય એમ નહોતું. કેટલીક વારે પંચાયતનો પટાવાળો આવ્યો. તેણે હેડમાસ્તરના હાથમાં એક કાગળ મૂક્યો. કોની જીવનદોરી કપાઈ છે એ જાણવા સૌ ઉત્સુક બન્યા.

અંતે સૌ ધારતા હતા એમ જ બન્યું. હેડમાસ્તરે કહ્યું 'મિ. દેસાઈ, તમને છૂટા કરવામા આવે છે. લ્યો આ નોટિસ'

નોટિસ હાથમા લેતાં હરીશભાઈના હાથ ધ્રૂજી ઊઠયા. તેમની આખમાંથી બોર બોર જેવડાં આસુ સરી પડયાં. મને થયું : 'અરે રે ! માનવી જેવો માનવી નોકરી જેવી સામાન્ય બાબતમાં આટલો બધો દુઃખી કેમ થતો હશે ! શું નોકરી જ એના જીવનનું અંતિમ ધ્યેય હશે !'

અજિતે કહ્યું : 'હરીશભાઈ, આમાં રડો છો શું ? નોકરીરૂપી ગુલામી કરવી હશે એને બીજે ગમે ત્યાં મળી રહેશે.'

હરીશભાઈએ કહ્યું : 'અજિતભાઈ, તમારે ધંધો સારો છે, પૈસેટકે સુખી છો, એટલે તમને બધું બોલવું સૂઝે. અમારા જેવાને તો નોકરી જ જીવનનો આધાર છે. મારી સ્થિતિ કેવી છે એની તમને ક્યાંથી ખબર હોય ? આ નોકરી આખા કુટુંબનો આધાર છે. નોકરી વિના આખું કુટુંબ બેહાલ સ્થિતિમાં મુકાઈ જશે.

'મારાં માબાપ પથારીવશ છે. એમની દવા ચાલુ છે. મોટાભાઈ ગુજરી ગયેલ છે. વિધવા ભાભી ને એનો પુત્ર છે. નાનો ભાઈ ભણે છે. મેં બી. એસસી. ગઈ સાલ જ પાસ કરી છે. ભણવાનું કરજ તો હજુ માથે ઊભું છે. આ નોકરી જ કુટુંબનો આધાર છે. નોકરી વિના માબાપની દવા નહીં થઈ શકે, ભાઈ ભણી નહી શકે. રોટલા ખાવાનાં ય સાસાં પડશે. નોકરી જતાં અમારી કેવી કરુણ સ્થિતિ થશે ! જીવનમાં ક્યાંય આશાનું કિરણ દેખાતું નથી. મારે લાગવગ નથી કે બીજે તાત્કાલિક નોકરી મળે.'

અજિતને થયું કે હરીશભાઈને નોકરી જ જીવનનો આધાર છે, એટલે તેઓ દુ:ખી થાય તે સ્વાભાવિક છે.

અજિતે કહ્યું : 'તમે બધા અહીં બેસજો. હરીશભાઈ માટે બને તો પ્રયત્ન કરીને હું આવું છું.' કહી તે હરીશભાઈના હાથમાંથી નોટિસ લઈ એકદમ પંચાયત ઑફિસે ગયો. સરપંચ મનુભાઈ હજુ ત્યા જ બેઠા હતા.

અજિતે કહ્યું : 'મનુભાઈ, આજ હરીશભાઈને છૂટા કરવાની નોટિસ આપી તે યોગ્ય નથી થયું. એને બદલે મને છૂટો કરો.'

મનુભાઈએ કહ્યું : 'એક શિક્ષકને છૂટો કર્યા વિના છૂટકો નહોતો, એટલે તેમને છૂટા કરેલ છે. તમને તો છૂટા કેમ કરી શકાય ?'

'મનુભાઈ, એમની આર્થિક સ્થિતિ અત્યંત ખરાબ છે. એમને તો આપણે મદદરૂપ થવું જોઈએ.

એને બદલે છૂટા કરવા એ કોઈ રીતે વ્યાજબી નથી.'

'આપણે એમને ક્યાં કાયમી નિમણૂક આપી હતી? જેને છૂટા કરીએ તેને સ્વાભાવિક રીતે દુઃખ તો થાય જ.'

'બીજા શિક્ષકોને તો કાંઈક આધાર હશે. હરીશભાઈને કોઈનો આધાર નથી. એટલે જ એમને બદલે મને છૂટો કરવાનું કહું છું.'

'અજિતભાઈ, તમને છૂટા કરું તો મારે ગામમાં મોઢું દેખાડવું મુશ્કેલ બને. લોકો ચૂંટી ખાય કે, સ્કૂલ વિકસાવવામાં સાથ આપનાર અજિત જેવા સજ્જન છોકરાને કારણ વિના મેં છૂટો કર્યો. મારે લોકોને જવાબ શું દેવો?'

અજિતે કહ્યું : 'તમને લોકોનો ડર હોય તો હું પોતે જ રાજીનામું લખી આપું, પછી છૂટો કરો. આથી તમે સૌને કહી શકો કે એમણે જ રાજીનામું આપેલ છે, પંચાયતે છૂટા કરેલ નથી.'

'અજિતભાઈ, તમે બીજા માટે આટલો બધો શા માટે ભોગ આપો છો એ જ સમજાતું નથી.'

'મારી પાસે ધંધો છે, એટલે કદાચ નોકરી ન હોય તોય મને વાંધો નથી આવવાનો. જ્યારે હરીશભાઈ નોકરી ગુમાવશે તો એમનાં માબાપ દવા વિના અકાળે મરી જશે ને નાના ભાઈનો અભ્યાસ અટકશે. માનવી તરીકે આપણી ફરજ છે કે, દુઃખમાં બીજાને બનતી મદદ કરવી.'

તરત જ અજિતે રાજીનામું લખી સરપંચને આપ્યું. એ જ સમયે હરીશભાઈને છૂટા કરવાની નોટિસ રદ કરાવી, પોતાનુ રાજીનામું પાસ કરાવ્યું. હરીશભાઈની નોકરી ચાલુ રાખવાનો ઓર્ડર લઈ તેણે પંચાયત ઑફિસ છોડી. મનુભાઈ સરપંચે આ વિરલ આત્માને મનોમન વંદન કર્યાં.

હાઈસ્કૂલમા બધા શિક્ષકો સાથે ચિંતાતુર વદને હરીશભાઈ બેઠા હતા. અજિતે તેમના હાથમાં ઑર્ડર મૂકતા કહ્યું . 'તમારી નોકરી ચાલુ રાખવામાં આવેલ છે તનારે બદલે હું પ્રેમથી છૂટો થાઉં છું.'

'હેં....! તમે છૂટા થાવ છો?' બધા શિક્ષકો આશ્ચર્યથી બોલી ઊઠ્યા.

'ગમે તે એક શિક્ષકને છૂટો કર્યા વિના છૂટકો નહોતો, તેથી હું જ છૂટો થયો.' આમ કહી તેમણે બધી વાત વિસ્તારથી કહી સંભળાવી.

હરીશભાઈની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં. એ બોલી ઊઠ્યા : 'અજિતભાઈ, તમારો ત્યાગ મહાન છે. તમે મારા કુટુંબને દુઃખમાંથી ઉગારી લીધું છે. તમારો ઉપકાર જીવનભર નહિ વાળી શકું. નહીંતર લાગવગ વિનાના મારા જેવાનો હાથ કોણ ઝાલે?'

અજિતે કહ્યું : 'આમાં મેં કોઈ મોટો ઉપકાર કરેલ નથી. આપણી પાસે કાંઈ વધારે હોય તો બીજાને આપવું એ દરેક માનવીની ફરજ છે. મારી પાસે નોકરી એ વધારાના વ્યવસાય તરીકે હતી. મને તો આનંદ છે, કે મેં નોકરીનો ભોગ તમારા જેવા સુપાત્ર માટે આપેલ છે. ★

### સહકારનો ચમત્કાર

દેશના ખૂણામાં આવેલ નાનકડું ગામ હતું. શહેર જેવા પ્રકાશનાં કિરણો ત્યાં પહોંચ્યાં નહોતા. માનવ–માનવ વચ્ચેના ભેદ તીવ્ર બન્યા નહોતા. ગામલોકો એકબીજાને સમાન માની, સહયોગ કરતા હતા. દરરોજ સાંજે ભેગા મળી, એકબીજાનાં સુખદુઃખની ચર્ચા કરતા ને જરૂર પડચે એકબીજાને મદદ પણ કરતા.

જેવું ગામ એવી નાનકડી નિશાળ હતી. દેશી નળિયાં ને ગાર–માટીવાળા એક ઓરડાની શાળામાં શિક્ષક નાના નાનાં બાળકોને શિક્ષણ આપતા હતા શહેરની જેમ વિદ્યાર્થી–શિક્ષકનો નહીં, પણ ગુરુ-શિષ્યનો એમનો સંબંધ હતો. ગામલોકો શિક્ષક તરફ ઉચ્ચ લાગણી ધરાવતા હતા. શહેરોમા સભા–સમારંભોમાં છેલ્લે રાખવામાં આવતું શિક્ષકોનુ સ્થાન ગામડામા પહેલુ રાખવામાં આવતું. ગામડાના લોકો ભેગા થઈને બેઠા હોય કે ક્યાંય કામ પ્રસંગ હોય, પણ શિક્ષક આવે એટલે લોકો એમને ઉચ્ચ આસને માનભર્યું સ્થાન આપતા. કેટલાય વિદ્યાર્થીઓ શિક્ષકને ઘરકામમાં પણ મદદ કરતા. પોતાનો પુત્ર શિક્ષકનુ ઘરકામ કરે તે કોઈ માબાપને અયોગ્ય લાગતું નહોતું. પોતાનો પુત્ર શિક્ષકનો માનીતો છે એમ માની તેઓ ગૌરવ અનુભવતા. આખા ગામમાં એક જ કુટુંબ વસતું હોય એવું સંપ ને સહકારભર્યું વાતાવરણ હતું.





એક દિવસ શિક્ષકને સાપ કરડ્યો. એક તો નાનકડું ગામ ને આજુબાજુમાં આવેલ દશ દશ ગાઉ સુધી કોઈ પણ જાતની સગવડ નહીં. એટલે તાત્કાલિક સારવારને અભાવે શિક્ષક બચી શક્યા નહીં. શિક્ષક જવાથી એમના પત્ની ને બે બાળકો નિરાધાર બની ગયા સદ્‌ભાગ્યે એમને કેટલીક જમીન હતી.

ગામલોકો શિક્ષકની વિધવા પત્નીને મળ્યા અને કહ્યુ : 'તમે જરાય મૂઝાશો નહીં. તમારે જે કાંઈ મદદ જોઈતી હશે તે અમે આપીશું.'

એ વિધવાના સંસ્કાર ઉચ્ચ હતા તેણે કહ્યું : 'ગામલોકોએ મારા પર આટલી બધી લાગણી બતાવી એ માટે સૌના આભાર માનું છું. અત્યારે મારે મદદની જરૂર નથી જરૂર પડશે તો માગીશ. મારે જમીન છે. કે ઈ સારો ખેડૂત અડધા ભાગે ખેડી આપે તો એવી વ્યવસ્થા કરી આપો તો ય ઘણું છે.'

ગામલોકોએ કહ્યુ : 'મહેતાજી હતા ત્યા સુધી જમીન ખેડનાર ખેડૂત અડધો ભાગ લેતો હતો. હવે એમના જવાથી અમારે દેખભાળ રાખવી જોઈએ. અમે તમારી જમીન મફત ખેડી આપીશું. હવે તમારી પાસેથી ભાગ ન લેવાય. એટલીયે મદદ ન કરી શકે તો ગામ શા કામનુ ? ખેતીનું કોઈ પણ કામ પહેલાં તમારા ખેતરમાં કરીશું. એ પૂરૂ કર્યા પછી જ અમારા ખેતરમા કામ શરૂ કરીશું. તમ-તમારે નિશ્ચિંત રહેજો. ખેતરની નીપજ તમારે ઘેર પહોંચતી કરીશું.'

વિધવાએ કહ્યુ : 'તમારા બધાની આટલી બધી લાગણી બદલ તમારી ઋણી છું. તમારા જેવા લોકો બીજે ક્યાં મળે ?'

લોકોએ કહ્યું : 'અમે પારકા નથી. તમારુ કોઈ પણ કામ અમે અડધી રાતે કરવા તૈયાર છીએ'

આવી રીતે એ વિધવાનું ખેતીકામ ગામલોકોએ ઉપાડી લીધું. જમીન ખેડવાથી તે ખળામાં ઊપજ આવે ત્યાં સુધીનુ એકેએક કામ એકેએક ખેડૂત નિષ્ઠાથી કરી જતો. પોતાના ખેતરમાં નુકસાન થાય તો ભલે, પણ એ વિધવાના ખેતરમા નુકસાન ન થાય એની સંભાળ રાખતા. આમ છતા પોતે કોઈ મોટું કામ કરી રહ્યા છે એવુ અભિમાન કોઈ ના મનમાં નહોતું. ✱

જીવતો ભડકાઈ ગયો !

દુશ્મનોએ માતૃભૂમિ પર કરેલ આક્રમણથી એનુ રૂવેરૂંવું સળગી ઊઠ્યું હતું. દેશને માટે શહીદ થવા એ થનગનતો હતો. લશ્કરમા ભરતી થવાના એને કોડ જાગ્યા હતા. પણ આ કટોકટીમા ચાલુ નોકરી કેમ છોડાય ? એ હતો રેલ્વેનો ફાયરમેન ચમનલાલ. એન્જિનમાં કોલસા પૂરતાં પૂરતા તેને માતૃભૂમિ માટે કાંઈક કરી છૂટવાના અનેક વિચારો આવતા હતા. પણ હાલ ફરજ છોડવી યોગ્ય લાગતી નહોતી.

અમૃતસર ઉપર દુશ્મનો વારંવાર હવાઈ હુમલા કરતા હતા. છતાં જાણે કાંઈ ન બન્યુ હોય એમ એ પ્રદેશમા વાહનવ્યવહાર ચાલુ હતો.

૧૩મી સપ્ટેમ્બર ૧૯૬૫નો એ દિવસ અમૃતસર–પઠાણકોટ વચ્ચે રેલ્વે-વાહનવ્યવહાર નિયમિત ચાલતો. એકાએક બાજ જેવા પાકિસ્તાની વિમાનો દેખાયા. વિમાનવિરોધી તોપો ન હોવાથી એને પાછાં હાંકી કાઢી શકાય એમ નહોતુ દુશ્મનોએ ગુરદાસપુર સ્ટેશન પાસે એક ટ્રેન પર બોંબ ફેંક્યા ડીઝલ ભરેલાં ત્રણ ટેન્કરો આગમાં સપડાયા. એક ટેન્કર તો ભારે ધડાકા સાથે ફાટ્યું.

ચમનલાલ ત્યા ફરજ પર હતો. તેણે અગ્નિથી સળગતાં ટેન્કરો જોયાં. આગ વધતી જતી હતી. ઓલવવા માટેનાં પૂરતા સાધનો નહોતાં. કાંઈ પણ કરવામા ન આવે તો પરિણામ સ્પષ્ટ હતું આખી ટ્રેન સળગી જાય ને ભયંકર આગને કારણે નીચેના પાટા નકામા બની જાય. બધો જ ટ્રેનવ્યવહાર અટકી પડે. દુશ્મનો સામે લડી રહેલા વીર સૈનિકોને મળ તો પુરવઠો અટકી જાય.

ચમનલાલના મગજમાં એક ક્ષણમાં અનેક વિચારો ઘૂમી વળ્યા. તેણે સાંધાવાળાને કહ્યુ . 'જલદી સાંધો ફેરવી નાખ ! સળગતાં ટેન્કરોને હુ હમણા જ ધક્કો મારું છું. એ વધારાના પાટે ચઢી જશે.'

કોઈકે કહ્યુ : 'ટેન્કરો પાસે જવામાં જીવનું જોખમ છે. ત્યાં જઈશ નહીં'

'મેં કહ્યુ એમ કરો. અત્યારે જીવના જોખમની કાયરતાભરી વાત ન કરાય' આમ કહી તે ચાલી નીકળ્યો.

ટેન્કરોમાં ડીઝલ ભરેલ હોવાથી આગ ભયંકર



# સમાજના પાયામાં

આજ સમાજનું અધઃપતન થઈ રહ્યું છે, સમાજ વિનાશને માર્ગે જઈ રહ્યો છે એમ કહે વાય છે. અને તેવું કહેનારા પોતાને થયેલ અનુભવ જનતા સમક્ષ મૂકે છે.

હુ હોસ્પિટલમાં હતો. મારી પથારીની પાસે જ એક ભાઈની પથારી હતી. તે હતા બ્લડપ્રેસરના દર્દી.

એ ભાઈ રંગરાગમાં ભૂલ્યા હતા. તેમણે પોતાની કમાણી–મિલકત એક શિયળ વેચનારીના ચરણમાં અર્પણ કરી હતી. તેમણે પોતાની પત્નીને પહેરેલે કપડે ઘરમાંથી બહાર કાઢી મૂકી હતી. ને બહેન પોતાના ભાઈ એને ત્યાં રહેતી હતી.

હોસ્પિટલમાં વિષયની પૂતળી તે ભાઈની બાજુમાં બેસતી. જ્યારે તે ભાઈની પત્ની બંનેનો ક્રોધ સહેન કરતી પથારીથી જરા દૂર ઊભી રહી આંસુ સારતી.

બપોરના ત્રણ વાગ્યા. સંબંધીઓથી વિંટળાયેલો તે દર્દી ગભરાય છે ડોકટરો–નર્સોની દોડધામ શરૂ થાય છે. ઓક્ષીજનનો પ્રયોગ થાય છે. ત્યારે તે દર્દીની પત્ની આંખમાં આંસુ સાથે ડોકટરને વિનંતી કરે છે: 'ડોકટર સાહેબ! જોઈએ તેટલા પૈસા લ્યો, પણ એમને બચાવો.'

આ શબ્દો સાંભળનારને પિગળાવતા હતા. ડોક્ટર તેના શબ્દો સાંભળી આશ્વાસન આપતાં કહેતા: 'બહેન! દર્દીને બચાવવા બધા જ પ્રયત્નો કરવામાં આવશે.'

સમય આગળ વધ્યો. દર્દીને કાંઈક આરામ જણાય છે, ત્યારે પેલી શિયળ વેચનારી, દર્દીની પત્નીને આંખો કાઢી કહે છે: 'હજી તો એ જીવે છે. મોંકાણ શાની માંડી છે! અહીંથી ચાલતી થા.'

પેલીના શબ્દોને અનુસરવા પેલો દર્દી પોતાની પત્નીને ઈશારાથી જણાવે છે.

જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતા પતિને મૂકી પત્ની કઈ રીતે જાય? તેના મોઢા પરના ભાવો, આંખમાંનાં આંસુ તેની હૃદયવ્યથા વ્યક્ત કરી રહ્યાં હતાં.

વૉર્ડના દર્દીઓ એ પરણેતર બાઈની દયા ખાઈ રહ્યા હતા. રાત આગળ વધી.

દર્દીએ ફરીથી ઊથલો ખાધો. ત્યારે પેલીનો ઘણોય વિરોધ હોવા છતાં પરણેતર પત્ની ત્યાથી ડગલુ પણ હઠી નહીં, પણ પતિની બાજુમાં બેસી છાના આંસુ વહાવવા લાગી.

સવાર થઈ દર્દી એ કાળના કરાળ મુખમાં ધસવા માંડયું. ડૉકટરોના પ્રયત્નો નિષ્ફળ થઈ રહ્યા હતા, ત્યારે વિષયની પૂતળીએ બેભાન થવાનો ઢોંગ કર્યો એટલે સિસ્ટરે કહ્યું: 'આ પુરુષોનો વૉર્ડ છે. આવું અહીં ન ચાલે,' કહી હાથ ઝાલી એને ઉઠાડી.

સમયના આગળ વધવા સાથે દર્દી મરણને શરણ થયો. કાંઈ જ બન્યું ન હોય તેમ શાંતિથી પતિતા ચાલી ગઈ. ત્યારે પેલી પરણેતર નિરાધાર પત્ની ધ્રુસકે ને ધ્રુસકે રડી રહી.

તે જોતાં હૃદયમાં એક જ પ્રશ્ન ઊભો થતો, 'આ વિધવાને તેનાં ભાઈ–ભાભી ન સંઘરે તો?'

સમાજમા આવી કેટલીય બહેનો વિષયના પૂતળા સાથે પરણી, ઘરના ખૂણામાં આંસુ સારતી હશે! છતે પતિએ વિધવાનું જીવન ગાળતી હશે! તેમને આશ્વાસન કોણ આપશે?

દેવેન્દ્રપ્રસાદ ભટ્ટ

---

રીતે વધી રહી હતી. અગ્નિની જ્વાળાઓથી આકાશ લાલ લાલ બની ગયું હતું. આજુબાજુની હવા ગરમીથી ધમધમી રહી હતી. ચમનલાલ પેટે ચાલતો ચાલતો સળગતા વેગનો તરફ આગળ વધ્યો. પોતે મૃત્યુના મુખમાં જાય છે એનું એને ભાન હતું. તો-પણ હૃદયમાં લેશમાત્ર દુઃખ નહોતું. એ નિયત સ્થળે પહોંચી જાય તે પહેલાં સખત ગરમીને કારણે તે શેકાઈ ગયો હતો. એની શક્તિ હરાઈ ગઈ.પણ જે કામ માટે એ નીકળ્યો હતો એને પૂરું કરવું જ જોઈએ. બધી શક્તિ એકઠી કરી તે ઊભો થયો. સળગતાં વેગનોને બીજાં વેગનોથી છૂટાં પાડી દઈને ધક્કો માર્યો ને સળગતા વેગનો દૂર ધકેલાઈ ગયાં. પણ તે ત્યાં ને ત્યાં જીવતો બફાઈ ગયો! દેશને માટે ભોગ આપી તેના આત્માએ સ્વર્ગનો રાહ લીધો. ચમનલાલની વીરતાને લીધે હજારો નાગરિકોના જીવ બચી ગયા! ટ્રેન અને પાટાને નુકશાન થતું રહી ગયું. દેશના ચમન (બગીચા)ને આબાદ રાખવા ચમનલાલ શહીદ થઈ ગયો! ☆





સામાનુ દૃષ્ટિબિંદુ સમજવાથી સંઘર્ષ નિવારી શકાય.

કુરંગી દેસાઈ



# સંહારમાંથી સર્જન

સંહાર અને સર્જન—પરસ્પર વિરોધી શબ્દ-જોડકું. સંહારમાંથી જ સર્જન શી રીતે થાય? બાળકની કલ્પનાને તો એ વસ્તુ જ અશક્ય લાગે. મારા બાળપણમાં મને જ્યારે કહેવામાં આવ્યું કે, મહાસંહારક મહાદેવ નટરાજ બનીને સંહારાત્મક નૃત્ય નવસર્જન માટે જ કરે છે ત્યારે મને પણ એ અશક્ય જ લાગતું. અને છતાં મને નટરાજની મૂર્તિ પાછળની સંહાર દ્વારા સર્જનની ભાવના—અશક્યને શક્ય કરી બતાવતી ભાવના ખૂબ ગમતી. સંહારમૂર્તિ મહાદેવ પૃથ્વીનાં પાપોથી કોપાયમાન બની તાંડવ નૃત્ય કરે, એ નૃત્યને પરિણામે ચારે તરફ અગ્નિજ્વાળાઓ ફેલાય ને પૃથ્વીનો સંપૂર્ણ વિનાશ થાય. ના, પૃથ્વીનો નહિ, પૃથ્વી પરનાં અનિષ્ટોનો વિનાશ થાય. પણ આ સંહાર દાનવીય રોષથી સર્જાયેલો ઉચ્છેદકારક સંહાર નહિ. આ તો લોકકલ્યાણની ભાવનાપૂર્વક કરાયેલો અનિવાર્ય સંહાર. જેમ જ્વાળામુખીનો લાવા ઠંડો પડતાં ધરતીનો રસકસ વધારનાર ખાતરનું સ્વરૂપ ધારણ કરે, તેમ ભયંકર તાંડવ દરમ્યાન શિવના ત્રીજા નેત્રમાથી નીકળતો અગ્નિ પૃથ્વી પર નવસર્જનનું નિમિત્ત બને! વિશ્વનું સંચાલન કરનાર પરમશક્તિની ભવ્યતાનો ખ્યાલ, સાવ અસંગત લાગતી બે ક્રિયાઓને સુસંગત બનાવનાર નટરાજ ખૂબ સરસ રીતે મને આપતા.

પછી, સંસ્કૃત આવડ્યા પછી સ્તોત્રો શીખી ત્યારે પણ શિવતાંડવસ્તોત્ર મારું માનીતું બન્યું. ઉચ્છેદકારી નૃત્યમાં મૃદંગનો મંગલ ધ્વનિ, વિનાશાત્મક અંગભંગમાં રૌદ્ર મરોડોની વચમાં પ્રફુલ્લ—નીલ—પંકજનું સૌંદર્ય ધરાવતો મહાદેવનો કંઠ, ત્રીજા નેત્રમાંથી નીકળતી ધગધગતી અગ્નિની જ્વાળાઓની અડોઅડ રહેલો શીતળતા પ્રસારતો બાલચંદ્ર. આ બધું વર્ણન—પરમ શક્તિની વિરોધાભાસી પ્રવૃત્તિઓને એકી વખતે સ્ફુટ કરતું વર્ણન—મને રુચિકર લાગતું. શિવમહિમ્નઃસ્તોત્રમાં પણ जगद्रक्षायै त्व नटसि ननु वामैव विभुता (જગત્ રક્ષો નૃત્યે; પ્રતિકૂળ ખરે આવી વિભુતા) એ તાંડવ—વર્ણનની લીટી મારી ખાસ પ્રિય હતી.

પણ... વિચારની, કલ્પનાની અને ભાવનાની એ ભવ્યતાનું પ્રત્યક્ષ સ્વરૂપ ક્યાં દેખાય? જગતમાં મંગલ ઘટનાઓ બને છે અને દારુણ ઘટનાઓ પણ બને છે. પણ ભીષણતામાંથી માંગલ્ય સર્જાતું નજરે પડે એવું ભાગ્યે જ બને છે. એવા પ્રસંગો બન્યા કરતા હશે; પણ આપણને તો નજરે પડતા નથી. કાં તો આપણા નાનકડા વર્તુળમાં એવું બનતું જ ન હોય, અથવા એવું બનતું હોય તે જોવા—સમજવા માટે આપણું મન કેળવાયેલું ન હોય. પણ મને હંમેશ એમ લાગતું કે ભગવાનના કાળસ્વરૂપમાંથી માગલ્ય પ્રગટ થતું વાસ્તવિક રીતે નજરે પડવું અશક્ય છે. જેને એ અનુભવ થયો હોય તેની વાત તે જાણે, આપણા જેવા માટે તો ઈશ્વરી કોપ અને ઈશ્વરી કરુણા એ બે સ્વતંત્ર વસ્તુઓ જ છે.

અને એક વખત અચાનક એક એવા સ્થળની મુલાકાત લેવાનું બન્યું કે સંહાર અને સર્જનાત્મકતાની પ્રતીતિ થયા વિના રહે જ નહિ. ને તે પણ સ્વપ્નેય કલ્પનામા ન આવે એવી જગ્યાએ, અમેરિકાની ભૂમિ પર!

પાંચેક વર્ષ પર, છ અઠવાડિયાંના બહુ જ ટૂંકા ગાળા માટે અમેરિકા જવાની તક મને મળી. એક





નાના ગામમાં ભાવનાશીલ કુટુંબોનું આતિથ્ય અમે પાંચેક સહયાત્રીઓ માણતાં હતાં. મારા એક સાથીનાં યજમાન બહેન એક દિવસ મને એક સુંદર સ્થળે લઈ ગયાં.

એ જગ્યાનું નામ 'કૅથીડ્રલ ઑફ ધી પાઈન્સ' એટલે કે 'પાઈન વૃક્ષોનું મંદિર.' આ અવનવા નામને લીધે શરૂઆતથી જ કુતૂહલ જાગ્રત થવા લાગ્યું હતું. 'દેવળ કેવું છે?' 'નાનું કે મોટું?' 'તેનું શિલ્પ-સ્થાપત્ય કૈંક નવી જાતનું છે કે કેમ?' આવા સાધારણ નામવાળા મંદિરનો ઇતિહાસ શો છે?' આવા આવા અમારા પ્રશ્નોનો અમને એક જ ઉત્તર મળતો રહ્યો : 'તમે જુઓ તો ખરાં! પહેલેથી તમને બધું જણાવી દઈ ને તમારો મૌલિક આનંદ મારે બગાડવો નથી.'

અમારું લક્ષ્યસ્થળ એક ટેકરી પર હતું. ટેકરી અમને બતાવવામાં આવી ત્યારે પણ તેના ઉપર કંઈ મકાન જેવું દેખાયું નહિ. ઉપર ચઢ્યા અને મોટરમાંથી ઊતર્યાં ત્યા ખૂબ મીઠા સ્વરો ઑર્ગનમાંથી વાગતા સંભળાયા. એ સ્વરોમાં તેમજ આખાયે વાતાવરણમાં કંઈક અજબ જેવી શાંતિ ભરી હતી. થોડું ચાલ્યા ત્યાં એક મોટા પથરા પર એક તકતી જોઈ. તેના ઉપર કંઈક આવું લખેલું હતું : 'યુદ્ધ-શહીદ સ્લોનના સ્મારક તરીકે આ પાઈન વૃક્ષનું ખુલ્લું દેવળ, સર્વધર્મના મનુષ્યોને માટે ઈશ્વરાર્પણ છે.' ત્યારે ખબર પડી કે કોઈ જાતનું મકાન અહીં છે જ નહિ! પાઈન વૃક્ષોના થાંભલા, 'ઉપર ગગન વિશાળ' તે જ ઘુમ્મટ અને ધરતી માતાનો આધાર. ટેકરીના એ સપાટ શિખરને એક છેડે, એક નાનકડું પથ્થરનું ક્રોસ-ચિહ્ન હતું. આ સ્થળ દેવળ હોવાનું એ જ એક માત્ર પણ સ્થૂલ ચિહ્ન હતું.

પણ સ્થૂળ ચિહ્ન ન હોવા છતાં અહીં કૈંક એવું અનુભવાતું હતું કે, આપોઆપ જ દિલમાં પવિત્રતાની, શાંતિની, જગતના આઘાતોથી અલિપ્તતાની, એક અવનવી જ લાગણી ઉદ્‌ભવતી હતી. તે અરસામાં, એક નિકટના સ્વજનના, અસાધારણ સંજોગોમાં નીપજેલા અકાળ, અકસ્માત મૃત્યુનો ભારે આઘાત મને લાગેલો જ હતો. પણ એ આઘાત પણ જાણે આ સ્થાને હળવો બની જતો હતો. ઇશ્વરે મૃત્યુ દ્વારા પ્રગટ કરેલું રૌદ્ર રૂપ પણ જાણે સ્થળના પ્રભાવે સૌમ્ય ન બનતું હોય! અથવા ઇશ્વરને આપણને પ્રતીતિ કરવાવી હોય કે રૌદ્ર ને સૌમ્ય બને મારાંજ સ્વરૂપો છે.'

અને અમે આ અમૂલ્ય અનુભવ ઘૂંટતાં ત્યાં બેઠાં હતાં ત્યાં આ સ્થળના સર્જક અથવા કહો કે આ સ્થળના સર્જનના નિમિત્તરૂપ મિ. સ્લોન ત્યાં આવ્યા. તેમણે અમને આ સ્થળનો ઇતિહાસ કહ્યો. ત્યારે મને પ્રતીતિ થઈ કે સંહારમાંથી નવસર્જન એ માત્ર કલ્પના નથી, માત્ર ભાવના નથી, એ વાસ્તવિકતા બની શકે છે.

સ્લોન કુટુંબની વિશાળ જમીન. થોડીમાં ખેતી, થોડીમાં ફળઝાડના બગીચા, થોડીમાં જંગલ એવું બધું હતું. કુટુંબના મુખ્ય માણસના બે દીકરા મોટા થતાં દરેકે પોતપોતાનું સ્વતંત્ર નાનકડું ઘર બાંધવા માટે જગ્યા પસંદ કરી. આ ટેકરીથી થોડે દૂર મિ. સ્લોનના મોટા દીકરાએ ને તેની પત્નીએ પોતાને માટે ઘર બાંધવાનું નક્કી કર્યું હતું. તેટલામાં બીજા વિશ્વયુદ્ધનો દાવાનળ સળગ્યો ને એ ભાઈ તેમાં હોમાઈ ગયા.

આ મહાસંહારે મિ. સ્લોનના હૃદયમાં મંથન જગાડયું. શહીદ પુત્રનું સ્મારક કેવું કરવું એના વિચારો કરતાં તેમના મનમાં, યુદ્ધનાં અનેક કારણો, યુદ્ધ વિનાનું જગત, વિશ્વશાંતિના ઉપાયો, એવા ઉપાયોમાં એકેએક વ્યક્તિનો ફાળો વગેરે અસંખ્ય વિચારો આવવા લાગ્યા. પુત્રના સ્મરણાર્થે જનતાના ભૌતિક ઉપયોગનું મકાન, નિશાળ કે દવાખાના જેવું બાંધવું, કે દેવળ જેવું ધર્મસ્થાન ઊભું કરવું એ પહેલો પ્રશ્ન થયો.

અંતે ધર્મને મહત્ત્વ આપવું એવું તો નક્કી થયું. પરંતુ એ નિર્ણયમાંથી નવી વિચારધારા વહેવા લાગી : 'ધર્મ અટલે શું? ખ્રિસ્તી ધર્મમાંનો પોતાનો સંપ્રદાય? કે સમગ્ર ખ્રિસ્તી ધર્મ?'

આ પ્રશ્નમાંથી ધર્મભાવનાની સંકુચિતતા, ધર્મને નામે થયેલાં યુદ્ધો એ બધું મિ. સ્લોનના ખ્યાલમાં આવતું ગયું ધર્મને નામે આચરણમાં પેસી જતી સંકુચિતતા એ તો જાતે જ યુદ્ધનું એક કારણ છે. તો પછી એવી સાપ્રદાયિકતાના પ્રતીક જેવું દેવળ શહીદનું તર્પણ શી રીતે ગણાય? જગતમાથી યુદ્ધ અદૃશ્ય થાય અને વિશ્વશાંતિ સ્થાપવામાં મદદરૂપ





થાય તેવી કોઈ વિશાળ, ઉદાત્ત ભાવનાનું પ્રતીક અને એવું સ્મારક બનાવવું જોઈએ. આપણે માત્ર આપણા સંપ્રદાયના નહિ ને બધા જ સંપ્રદાયના ખ્રિસ્તીઓ માટે દેવળ બાંધી શકીએ. પણ, તો પણ, બિનખ્રિસ્તીઓનું શું ? વિશ્વશાંતિનું પ્રતીક તો, જગતના કોઈ પણ ખૂણેથી આવનાર માણસને પોતાનું લાગવું જોઈએ. જો ધર્મસ્થાન બનાવવુ જ હોય તો સર્વધર્મનાં માનવીઓ માટેનુ ધર્મસ્થાન રચવું, એ જ યુદ્ધશહીદનું સાચું તર્પણ હોઈ શકે.'

પણ હવે, એવું, આખીયે દુનિયાને જે પોતાનું લાગે એવું મકાન કેવું હોય ? સ્થાપત્ય અને શિલ્પ તો દેશે દેશે ને કાળે કાળે જુદા હોય. નિરવધિ કાળ સુધી વિપુલ પૃથ્વીમાં સહુને પરિચિત એવું સ્થાપત્ય ક્યાંથી કાઢવું ?

મિ. સ્લોનની ભાવનામાં સચ્ચાઈ હતી, એટલે આવા અસાધારણ સર્જન માટે ઈશ્વરે મદદ કરી અને તે પણ સંહારને જ માર્ગે.

તેમની વિશાળ જમીનના એક ભાગમાં એક ટેકરી પર પાઈન વૃક્ષોની એટલી ગાઢ ઝાડી હતી કે તેને કપાવવી બીલકુલ અશક્ય હતી. એ વિસ્તાર નકામા તરીકે જ પડચો રહેવા દેવામાં આવ્યો હતો. ત્યા અચાનક એક દિવસ એક ભારે વાવાઝોડું થયું. આસપાસના વિસ્તારોમાં ઘણું નુકસાન થયુ. પેલી ગીચ ઝાડીવાળા શિખર પરથી એટલાં બધાં ઝાડ પડી ગયા કે એ શિખર વસવાટને લાયક બની ગયું !

મિ. સ્લોને જ્યારે કુદરતની આ લીલા જોઈ ત્યારે તેમણે નિશ્ચય કરી લીધો કે, દેવે દીધેલી આ જગ્યાને જેમની તેમ, મંદિર તરીકે ગણીને દેવને અર્પણ કરવી.

એ મંદિરને એક છેડે તેમણે ક્રોસ મૂકવાનું ઠરાવ્યું—માત્ર ખ્રિસ્તી ધર્મના પ્રતીક તરીકે નહિ, પણ જગતભરમા ધર્મને ખાતર, માનવતાને ખાતર કરવામાં આવેલી કુરબાનીઓના પ્રતીક રૂપે. તે માટે પણ તેમણે ખાસ માગણી કરીને દેશદેશથી પથ્થરો મંગાવ્યા અને પોતાના સ્વધર્મના પ્રતીકને વિશ્વબંધુત્વનું પ્રતીક પણ બનાવ્યું.



# નિષ્કામ ભક્ત

દક્ષિણ ભારતમાં મેંગલોર પાસે કન્હેનગઢ રેલ્વે સ્ટેશનથી નજીક આવેલ આનંદાશ્રમના સ્થાપક સ્વામી શ્રી રામદાસ સૌરાષ્ટ્રની મુલાકાતે ઈ. સ. ૧૯૪૯ થી ૧૯૫૭ સુધીમાં પાંચ-છ વખત આવી ગય ત્યારે ખાસ કરી ભાવનગરમાં એ વધુ નિવાસ કરતા. ઈ. સ. ૧૯૫૬માં તે ભાવનગર આવ્યા હતા તે સમયે વૃદ્ધાવસ્થાની નબળાઈને કારણે ડૉક્ટરની સલાહ મુજબ પ્રવાસે નીકળેલા નહીં. પણ ગુજરાત-સૌરાષ્ટ્રમાં વસતા ભક્તો સ્વામીજીના દર્શને આવી શકે અને બે દિવસ રહી સત્સંગનો લાભ લઈ શકે તે માટે ખાવાપીવા તથા રહેવા વગેરેની સઘળી સગવડ રામદાસ આશ્રમ તરફથી કરેલી. ભક્તોને વર્તમાનપત્રોમાં જાહેરાત દ્વારા આમંત્રણ પાઠવેલુ

મહુવા, પોરબંદર, જામનગર, જૂનાગઢ, સુરત,

નવા વાદને બદલે, સારાનો સમન્વય કરો



વીંછડી, અમદાવાદ વગેરે અનેક નાનાંમોટાં સ્થળેથી ભક્તો આવ્યા. ભક્તો આશ્રમમાં રહેતા, જમતા, સત્સંગ કરતા ને બેત્રણ દિવસ રહીને વિદાય થતા.

આ વેળા આશ્રમનાં જુદાં જુદાં કાર્યોની વ્યવસ્થા માટે જે માણસો નિમાયા હતા તેમાં મારી પણ નિમણૂક થઈ હતી. આથી આ પ્રસંગ નજરે જોયેલો અને અનુભવેલો છે.

ઈ. સ. ૧૯૫૬ના ફેબ્રુઆરીની એ પહેલી તારીખ હતી. ઠંડી સાથે પવનનું જોર હતું. નિત્યક્રમ મુજબ તે દિ' સવારે સાડા છ વાગે હું આશ્રમે પહોંચ્યો ત્યારે ત્યાં રસ્તાના ફૂટપાથ પર એક વયોવૃદ્ધ દુર્બળ માણસ બેઠેલો જોયો. તેણે ફાટેલુ મેલું ધોતિયું પહેર્યું હતું. ફાટેલ ભાગે ગાંઠ સારી હતી. ખમીસ મેલુ, બટન વગરનું હતું. એમાંથી છાતીના સફેદ વાળ ડોકાતા હતા. માથા પર મેલી અવ્યવસ્થિત ખાદીની ટોપી હતી. ગળામાં તુલસીની માળા હતી.

આટલી વહેલી સવારે સખતઠંડીમાં, ઠંડો પવન ફૂંકાતો હતો ત્યારે આશ્રમના ફાટક પાસે ફૂટપાથ પર આ કોણ બેઠું છે તે જાણવાની ઇચ્છાથી હું તેની નજીક ગયો. ત્યાં તે મારીસામે બે હાથ જોડતા ઊભા થયા ને બોલ્યા : ' જે શ્રીકૃષ્ણ, ભાઈ!'

મેં પૂછ્યું : ' તમે આવી ઠંડીમાં અહીં કેમ બેઠા છો ? કોની રાહ જુઓ છો ?'

' સ્વામીજીનાં દર્શન માટે આવ્યો છું. '

મેં કહ્યું : ' દર્શનને હજી વાર છે. એ તો આઠ વાગે ભજન વખતે થશે. આપ ક્યાંથી આવો છો?'

વૃદ્ધે કહ્યું : ' મારું નામ લવજી દામોદર. હું કાનપરથી આવું છું.'

' કાનપર ક્યાં આવ્યું ?'

' તેણે કહ્યું : ' જસદણ પાસે.'

જસદણ ભાવનગરથી આશરે એંશી માઈલ દૂર થાય. મેં પૂછ્યું : ' અહીં ક્યારે આવ્યા ?'

' રાતના સાડા અગિયાર-બારે.' તેણે કહ્યું.

' ક્યાં ઊતર્યા છો ?'

તેણે કહ્યું : ' છાપામાં જાહેરાત વાંચીને કાનપરથી દર્શને આવ્યો છું. '

મેં પૂછ્યું : 'ક્યાં સૂતા હતા ?'

આશ્રમના ફાટક પર ચોવીસ કલાક ચોકીદારની ગોઠવણ કરેલી. રાતનો ચોકીદાર હજી ફરજ પરથી ઊતર્યો ન હતો. તે અમારી વાત સાંભળતો પાછળ ઊભો હતો. તેણે કહ્યું : ' એ ભાઈ ગઈ કાલે રાતના બાર વાગે આવ્યા છે ને અહીં જ ફૂટપાથ પર સૂઈ રહ્યા છે.'

'કશું ઓઢ્યા-પાથર્યા વગર ?'

' ભગવાનની બહુ કૃપા છે. સ્વામીજીની સેવામાં છો એટલે મારી વાત તમે સાચી રીતે સમજશો. તમે જુઓ છો તેવો છું. કોઈ અગવડ નથી. પણ સ્વામીજીનાં દર્શનની જીવને એટલી બધી ઇચ્છા થઈ કે કાનપરથી આ પગ પર ચાલતો આવ્યો છું. તેમાં રસ્તામાં સિહોર પછી ઈંટ ભરીને આવતા ખટારાવાળાએ મને બેસારી દીધો, એટલે રાતે એટલો વહેલો આવ્યો.'

'એટલે છેલ્લા દશ માઈલ ખટારામાં, બાકી તો એટલે દૂરથી ચાલતા આવ્યા !'

'એમાં શું ભાઈ? આવા સંત-મહાત્માનાં દર્શનનો લાભ લેવા આવવું એ કંઈ દૂર ન કહેવાય. જીવડો માનતો ન હતો. કહે કે, ગઢપણમાં કાં ઠેબાં ખાવા જાય છે?' વળી થયું : 'જીવ, આવા સંત આપણા જીવનકાળમાં હોય એ જ ભાગ્ય. એક કાળમાં, એક દેશમાં, તારી નજીક દર્શન દેવા કેટલે દૂરથી આવ્યા છે ને તું દર્શને નહીં જા તો ક્યારે જઈશ? તારા બાપદાદાએ તો ચાલીને જ હિન્દુસ્તાનમાં ચારધામની યાત્રા કરી'તી ને !' ને હું આવ્યો.'

મેં કહ્યું : 'ચાલો, તમે આશ્રમમાં. નાવ-ધૂવો અને ચાપાણી પીઓ.'

' અહીં આનંદ છે. અહીં બધું છે.' તેણે કહ્યું : 'દર્શન વખતે બોલાવશો તો બસ. ચાપાણીની કોઈ ટેવ નથી.'

આશ્રમમાં કોને રહેવા દેવા ને કોને નહિ તેનો નિર્ણય કરવાનું મારા પર ન હતું. પણ મને શ્રદ્ધા હતી કે જેની પાસે તે અધિકાર હતો તેને કહેવાથી વ્યવસ્થા થઈ શકશે. તેથી મેં ફરી કહ્યું : 'અંદર અવાય છે. અને ભક્તો માટે સગવડ છે જ.'

તેણે કહ્યું : 'પણ મારે ય સમજવું જોઈએને ! સારા સારા માણસોની વચ્ચે આ વેષે મારાથી એમ અવાય નહીં ને બેસાય પણ નહીં.'

તેવામાં આશ્રમમાંથી મને કોઈએ બોલાવ્યો ને હું અધૂરી વાતે અંદર ગયો. આશ્રમમાં એ વખતે




જે કાર્ય કરવાનું હતું તે પતાવી હું સ્વામીજી પાસે ગયો ત્યારે ત્યાં સાથે માતાજી કૃષ્ણાબાઈ પણ બેઠાં હતાં. મેં પેલા આવેલ ભક્તની વાત કરી. એ સાંભળીને તે બન્ને પ્રસન્ન થયાં.

સ્વામીજીએ કહ્યું : 'તેને રામદાસનાં દર્શન કરવા ઉપરાંત કંઈક વાત કરવી હશે. એટલે હમણાં જ અંદર બોલાવો. તેવા ભકતોને મળીને રામદાસ રાજી થાય છે.'

હું બહાર જઈ ભક્તને સ્વામીજી પાસે લઈ આવ્યો. બહારના ભજનના ખંડમાં હજી કોઈ આવ્યું ન હતું. અને સ્વામીજીના રૂમમાં પણ ખાસ મુલાકાતીઓ કે અંતરંગ ભકતો ન હતા. માથા પરથી ટોપી ઉતારી, તે વૃદ્ધ ભક્ત દંડવત્ પ્રણામ કરવા નમ્યા ત્યાં જ એમની આંખ આંસુથી છલકાઈ ગઈ. સ્વામીજીના પગ પકડી તે આંસુ સારવા લાગ્યા. પછી તેમનાં ડૂસકાં શરૂ થયાં.

સ્વામીજીએ કહ્યું : 'બેઠા થાઓ. સ્વસ્થ થાઓ.'

પણ તેણે રડ્યા કર્યું, એટલે માતાજીએ પૂછ્યું : 'એની શું ઇચ્છા છે ?'

મેં કહ્યું : 'મને ખબર નથી.'

વૃદ્ધે ડૂસકું દબાવી સ્વામીજી તરફ જોઈને પોતાની છાતી તરફ આંગળી કરી પ્રયત્નથી કહ્યું : 'ભગવન્ ! આ ગાંઠ કાપી નાખો. આ 'હું–કાર' સહન નથી થતો. કોઈના તરફ દ્વેષ નથી રહ્યો, પણ હજુ બધું ભગવાનરૂપ નથી લાગતું. ગુરુકૃપા વગર એ હવે નહીં બને.'

સ્વામીજીએ કહ્યું : 'ધીરજ ધરો. ભગવાનની કૃપા બધું કરશે.'

વૃદ્ધે કહ્યું : 'એ કૃપા તો છે જ. અનુભવું છું. નહિ તો ક્યાં આપ ને ક્યાં હું ? મારાં તે એવાં ક્યાં પુન્ય કે હું આ ભવે આપનાં દર્શન પામું !'

સ્વામીજીએ કહ્યું : 'રામનામ સતત જપ્યા કરો. એ જ ઉપાય છે. ભગવાન જેટલો પ્રેમભર્યા સ્મરણથી રાજી થાય છે તેટલો મોટા હવન–હોમથી કે યાત્રા વગેરેથી નથી થતો. પ્રેમથી રામનું અહોરાત્ર સ્મરણ કરો. તમને એ ઝટ ફળશે.' આમ કહી તેમણે ભક્તનો વાંસો થાબડી માથે હાથ ફેરવ્યો.

કૃતાર્થતા અનુભવતાં સ્વસ્થ થઈ તે ઊભા થયા. એટલે સ્વામીજીએ તેમને કૌટુંબિક બાબતો પૂછી. તેમાંથી જાણવા મળ્યું કે, યુવાવસ્થાથી જ આર્થિક સ્થિતિ ખરાબ રહી છે. કાનપરમાં બજે કોથળો નાખી,ફેરિયાનો ધંધો કરી,ગુજરાન ચલાવતા હતા. અઢારેક વર્ષની વયનો દીકરો હમણાં ટાઈફોઈડ રોગમાં બીમાર રહેતો હતો, તેથી વ્યવહારમાં મન ચોંટતું નહીં. ભણ્યા ન હતા પણ ગીતા, ઉપનિષદ, રામાયણ, ભાગવત, વિચારસાગર વગેરે ગ્રંથોનું સારું શ્રવણ કરેલું અને સાધુસંતો પાસે જઈ ને તેમની સેવા કરી, ઉપદેશ ઝીલી, આચારમાં ઉતારવા મથ્યા હતા. સત્તાવન–અઠ્ઠાવનની તેની ઉંમર હતી. ગઈ કાલે કશું ખાધું ન હતું.

સ્વામીજીએ મને સૂચના આપી કે, તેમને આશ્રમમાં રહેવા-જમવાની સગવડ કરી દેવી. આથી હું એ વૃદ્ધ ભક્તને લઈ બહાર નીકળ્યો ને આશ્રમમાં સ્થળો બતાવવા તેડી ગયો. નિત્યકર્મનાં સ્થળો બતાવી હું મારે કામે પરોવાઈ ગયો.

મધ્યાહ્નના ભોજન વખતે સર્વ ભકતો સાથે તેમને જમવા બેસાડ્યા.

તેમને સરખી રીતે જમાડવામાં ધ્યાન આપવા ઉપરાંત આગ્રહ કરી જમાડ્યા. છતાં એ વૃદ્ધે બીજા ભક્તો પેઠે માખણ, ઘી કે અથાણું ન લીધું. મેં પાસે બેસી આગ્રહ કર્યો : 'ચંપાબહેન આટલો આગ્રહ કરે છે ત્યારે થોડુંક લો ને !'

તેણે કહ્યું : 'તમારા બધાની આટલી કૃપા છે, તેથી તો આ રોટલી, દાળભાત, બધું રાજદરબાર જેવું, કદી નથી પામ્યો તેવું ખાવા મળ્યું છે. પણ મારાથી તો મારા જોગું જ ખવાય.'

જમી રહ્યા પછી મેં જોયું કે આશ્રમના મકાનમાં એ બેઠા નહિ. કમ્પાઉન્ડમાં સળંગ મોટો મંડપ નાખેલ તેમાં એક કોર જઈને એ બેઠા હતા. બપોરે બે વાગે હું ઘેરથી ફરી આશ્રમે આવ્યો ત્યારે પણ તે ત્યાં જ હતા. સ્વામીજી સાથેના અઢીથી સાડા ત્રણ સુધીના એક કલાકના વાર્તાલાપના કાર્યક્રમમાં તેણે ભાગ લીધેલો. ભજન તથા વાર્તાલાપ વખતે એકાગ્રતાથી તન્મય થઈ તે સાંભળતા. સાંજે કમ્પાઉન્ડમાં એ એકલા હતા ત્યારે હું તેની પાસે ગયો. એમણે ગદ્ગદ કંઠે સ્વામીજીના વખાણ કર્યાં. મેં તેમની ભક્તિની પ્રશંસા કરી એટલે તેણે કહ્યું :

પુસ્તક કરતાં અનુભવની શાળામાં વધુ જ્ઞાન મળે છે.



'આત્મનિંદા એ પાપ છે, પણ આત્મનિરીક્ષણથી જે સાચું લાગે તે માણસે સ્વીકારવું જોઈએ. હું કેવો છું એ મને ખબર છે. ભાઈ! સંસારી જીવમાં ખરી ભક્તિ થતા બહુ વાર લાગે છે. તાળીના તડાકા અને સંતો પાસે જવા–આવવાનું ઘણી વાર બની શકે, પણ ભક્તિનો રંગ ચડવો એ કઠિન બાબત છે.'

પછી વાતમાંથી વાત નીકળતાં મેં કહ્યું : 'મારી વિનંતિને પાન આપો તો મારે નિવેદન કરવું છે.'

તેણે કહ્યું, કે 'મારી પાસે વિનંતિ કે નિવેદન તમારે કરવાનાં ન હોય. મને તો આજ્ઞા કરવાની હોય ને.'

મેં કહ્યું : 'મને થાય છે કે તમારા જેવા સાત્ત્વિક માણસ કંઈક સ્વીકારે તો મને પુણ્ય મળે.' એમ કહી મેં દશ રૂપિયાની નોટ એમની સમક્ષ ધરી.

'બોલો છો શું ?' તેણે કહ્યું : 'હું સદ્‌ગુરુ સ્વામીજીના દર્શને આવ્યો છું. આ માયામાં મારે પડવું જ નથી. મને એક રાત સુખે રે'વા દો.'

મેં વધુ આગ્રહ કરી જોયો, પણ તે માન્યા જ નહીં. તે સાંજે સ્વામીજીએ વૃદ્ધ લવજીભાઈની વાત કાઢી મને કહ્યું : 'ખરા ભક્ત છે. નિષ્કામ છે. તેને રામદાસે કંઈક આપવું જોઈએ.'

એ વખતે મેં કરેલા પ્રયત્નની વાત કરી. તે સાંભળીને સ્વામીજી મુક્તકંઠે હસ્યા. મને કહ્યું : 'ભક્તોની રીત અનોખી હોય છે. એને કે'જો કે રામદાસને મળ્યા વગર ચાલ્યા ન જાય.'

બીજે દિવસે સવારે હું તેને મળ્યો. તેણે કહ્યું : 'સ્વામીજીને વહેલી સવારે નિરાંતે મળ્યો છું. કૃપા કરી ઉપદેશ દીધો. આજે બપોરે મારે ગામ જવાની રજા લઈ લીધી છે. પોતે ઘણી કૃપા દર્શાવી છે. આ સ્વામીની સેવામાં એકબે માસ રહેવાય તો ભવફેરો ટળી જાય.'

'લાભ લેનાર ભક્તમાં તમારા જેવી ભાવના જોઈએ.' મેં કહ્યું.

તે પછી હું સ્વામીજીને મળ્યો ત્યારે તેમણે કહ્યું : 'પ્રેમી ભક્ત છે, પણ વ્યવહારમાં બહુ દુઃખી લાગે છે. ભગવાન આવા ભક્તને બહુ તાવે છે. સુવર્ણને અગ્નિમા તપાવ્યા વગર તે શુદ્ધ થતું નથી અને સુવર્ણ કદી તાપથી ડરતું નથી. લવજીભાઈ દુઃખોથી પરેશાન થતા નથી કેવા નિર્ભય છે!'

આ પછી સ્વામીજીએ મને દોઢ વાગે હાજર રહેવા કહ્યું. હું હાજર રહ્યો. તે સમયે લવજીભાઈ રજા લેવા આવ્યા. દંડવત્ પ્રણામ કરી,સ્વામીજીના પગ પકડી તે ખૂબ રડ્યા. મેં કહ્યું : 'ઊઠો ભાઈ!'

'જીવનભરની આરત નીકળવા દોને ભાઈ!'

સ્વામીજીએ કહ્યું : 'ભલે હૈયું ખાલી કરે.'

તે સારી પેઠે રડ્યા. સ્વામીજીએ વાંસે હાથ ફેરવી એમને બેઠા કર્યા. ત્યાં માતાજી આવ્યાં. એમની પાસે કપડાંનું એક બંડલ હતું. એમાં ધોતી-જોટો, સફેદ બેત્રણ તાકા વગેરે હતું. તે લઈ સ્વામીજીએ લવજીભાઈને આપવા માંડ્યું.

પણ એ ભક્ત ફરી રડી પડ્યા, પગે પડી તે બોલ્યા : 'કૃપાનાથ! માયામાં ન નાખો. તમારાં દર્શને આવી મારે ભવફેરો ટાળવો છે. આ ગાંઠ કાપવી છે. મારા પર કૃપા કરો.'

'કૃપા છે જ. પણ તેને આ વાત સાથે ન સાંકળો. વ્યવહારમાં આ ઉપયોગી થશે.'

માતાજીએ કહ્યું : 'પ્રભુનો પ્રસાદ છે. લઈ લો.'

વૃદ્ધે કહ્યું : 'દયા કરો. મારો જીવ ના કહે છે. મારે તો આપને ચરણે ઘણું ધરવું જોઈએ. પણ ગરીબ હૃદય સિવાય મારી પાસે કંઈ નથી.'

સ્વામીજીએ કહ્યું : 'જુઓ, વ્યવહાર જાળવવો જોઈએ. ધન તરફ દ્વેષથી ન જુઓ. તમારી દૃષ્ટિમાં એટલો ફેર કરો.'

'જેવી આપની આજ્ઞા, કૃપાનાથ! પણ આ વખતે તો સંકલ્પ છે એટલે કંઈ નહિ લઈ શકું.'

'તો જશો કઈ રીતે? ચાલીને?'

'હા જી. એમા શું? આ દેહને ટેવ છે.'

સ્વામીજીએ કહ્યું : 'દર્શન કરી પાછા ચાલતા જાઓ એ ન બને. આ લો.' કહી પચીસ રૂપિયા આપવા માંડ્યા.

એણે કહ્યું : 'આપની આજ્ઞાનું ઉલ્લંઘન ન થાય ને મારું 'પણ' રહે તેમ કરો. જસદણની ટિકિટના રૂપિયા ત્રણથી વધુ નહિ થાય. એટલું જ દો.'

રૂપિયા ત્રણ સ્વીકારી, સ્વામીજીને ફરી પગે પડી, આશીર્વાદ લઈ, એ વૃદ્ધ ભક્તે કૃતાર્થતાનાં આંસુથી છલકાતી આંખે આશ્રમેથી વિદાય લીધી.





'છે' અને 'નથી' બની વચ્ચે જ સત્યનો વાસો છે

પુષ્પાબેન ન. પંડ્યા



# પથદીપ

દિનેશ આરામખુરસીમાં બેસીને રમણલાલ દેસાઈની 'દિવ્યચક્ષુ' વાંચી રહ્યો હતો. ત્યાં નીચેથી તેની માતાનો ગભરાટભર્યો સ્વર સંભળાયો : 'દિનેશ, ઓ દિનેશ, સાંભળે છે કે, વિદ્યા પ્રાયમસ સળગાવતાં સખત દાઝી ગઈ છે.'

'શું !!!' કહેતો દિનેશ ચોપડી હાથમાં જ લઈને બબ્બે-ત્રણત્રણ પગથિયાં કૂદતો નીચે જઈ પહોંચ્યો અને પૂછ્યું : 'શું કહો છો બા ! તમને કોણે કહ્યું ?'

દિનેશના બાએ કહ્યું : 'હમણાં જ 'તાર' આવ્યો છે.'

દિનેશે ઝડપથી 'તાર' લઈને વાંચ્યો. 'તાર' કહેતો હતો કે, 'વિદ્યા સખત દાઝી ગઈ છે. તેને હૉસ્પિટલમાં દાખલ કરી છે.'

દિનેશના દિલને ખૂબ આઘાત લાગ્યો. તેનું મુખ ઉદાસ બની ગયું. તેણે બા-બાપુજી તરફ જોયું. કાંતિલાલ અને રમાબેનના મુખ પર ઉદાસિનતા કે દુઃખની છાયા સરખી તેને જોવા ન મળી. સંસારથી નિર્લેપ બનેલા વિરક્ત સાધુની જેમ તેઓ શાંતિથી બેઠાં હતાં. માતા-પિતાની આ શાંત મુખમુદ્રા જોઈ દિનેશને ખૂબ જ આશ્ચર્ય થયું. પણ ત્યાં જ તેના આશ્ચર્યને બેવડાવતો કાંતિલાલનો પ્રશ્ન સંભળાયો :

'દિનેશ, બેટા ! હવે તારો શું વિચાર છે ?'

દિનેશને પિતાજીનો પ્રશ્ન સમજાયો નહીં. કંઈક ગૂંચવાતાં તેણે સામો પ્રશ્ન કર્યો : 'શેનો, પિતાજી ?'

કાંતિલાલ તો જવાબ ન આપી શક્યા, પણ તેમણે સૂચક દૃષ્ટિએ પોતાની પત્ની રમાબેન તરફ જોયું. રમાબેને વાતનો દોર પકડી લેતાં કહ્યું, 'એ જ કે વિદ્યા દાઝી ગઈ છે, એટલે એને કંઈ ને કંઈ ખોડ તો આવવાની જ. એવી ખોડખાંપણવાળી છોકરી સાથે તારું લગ્ન કરવા અમારું મન ના પાડે છે. વિવાહ ફોક કર્યાનું જણાવતો પત્ર આપણે આજે જ શાંતિલાલને લખી દઈએ.' પછી પતિના પ્રશ્નને દોહરાવતાં પૂછ્યું, 'તારો શું વિચાર છે ?'

રમાબેનના વાત સાંભળી દિનેશ હબકી ગયો. આવું સાંભળવાની તો તેણે કલ્પનાય નો'તી કરી. એને તો એમ હતું કે, વિદ્યાની ખબર કાઢવા જવાની કંઈક વાત હશે તેને બદલે વિવાહ ફોક કરવાની વાત સાંભળી એ ચમકી ઊઠ્યો.

પળ-બે-પળમાં તો એના મનમાં અનેક વિચારો આવી ગયા. વિદ્યા દિનેશની વાગ્દત્તા હતી. હજી બે મહિના પહેલાં જ તેના વિવાહ થયા હતા. વિદ્યા દાઝી ગઈ એ જાણી પોતાનાં માતા-પિતા તેની ખબર કાઢવા જવાને બદલે વિવાહ ફોક કરવાની વાત કરી રહ્યાં છે, એ જાણી દિનેશના મુખ પર ઘૃણા છવાઈ ગઈ. તેમણે તો ઊલટું વિદ્યાની સ્થિતિ કેવી છે, તે જોઈને તેને બચાવવાના ઉપાયો કરવા જોઈએ. વિદ્યાનાં માતા-પિતા ને કુટુંબીજનોને આશ્વાસન આપવું જોઈએ. તેને બદલે વિવાહ ફોક કર્યાનો પત્ર કે 'તાર' કરી વિદ્યાના દુઃખી પરિવારને વધુ દુઃખી કરવાને વિચાર જ થઈ કેમ શકે; અને હૉસ્પિટલમાં અર્ધબેભાન હાલતમાં સૂતેલી વિદ્યાના મન પર આ વાતની શી અસર થશે એનો ય વિચાર બા-

જૂનાં દુઃખો યાદ કરી રડવાની ટેવ માનસિક બીમારી છે



બાપુજીને નહિ આવતો હોય !

તેને બા–બાપુજીની માનવતા-વિહોણી વાત પર ગુસ્સો આવ્યો. પણ તેણે વડીલની આમન્યા રાખીને સ્વાભાવિક સ્વરે કહ્યું : 'એ બધી વાતનું હમણાં શું કામ છે ? તમે કોઈ ત્યાં ખબર કાઢવા જ છો કે પછી મને મોકલો છો ?'

રમાબેને કહ્યું : ' એકવાર વિવાહ કર્યા એટલે લોકલાજે ખબર કાઢવા તો જવું જ પડશે ને ! બાકી આપણે ખબર કાઢીને કામે ય શું છે ? છોકરી એની મેળે પતી જતી હોય તો આપણે વિવાહ તોડવાનું અણગમતું કામ કરવાનો વખત જ નહીં આવે. પણ દુર્ભાગ્યે બચી ગઈ તો આપણે નાઇલાજે એમ કરવું પડશે. '

દિનેશ હવે અકળાઈ ઊઠયો. આટલી બધી નિર્દયતા તેનાં માતા–પિતા બતાવી શકે એવો તો તેને સ્વપ્ને ય ખ્યાલ ન હતો. તેનું માનવતાપ્રિય કોમળ હૃદય વિદ્યા અને વિદ્યાના પરિવારના દુઃખની કલ્પના કરતાં કંપી ઊઠયું.

તેણે ગુસ્સાથી કંપતા અવાજે છેવટે કહી જ નાખ્યું, ' આ તમે શું બોલો છો, બા ! વિદ્યા જીવે એને તમે દુર્ભાગ્ય કહો છો ! વિદ્યા પરાઈ છોકરી છે, એટલે જ તમારા દિલને દુઃખ નથી થતું, ખરું ને ! ધારો કે વિદ્યાની જગ્યાએ આપણી કુંદન દાઝી ગયાનો 'તાર' આવ્યો હોત તો ?'

રમાબેન ચીસ પાડી ઊઠયાં : ' અરે રે, આ તું શું બોલે છે ? તારી બહેનનું આવું અશુભ ઇચ્છતાં તને શરમ નથી આવતી ?' રમાબેનની આંખો ભીની બની ગઈ.

'હું બહેનનું તો શું, કોઈનું ય અશુભ નથી ઇચ્છતો. પણ તમે જ વિચાર કરો. કુંદનની, ફક્ત દાઝી ગયાની કાલ્પનિક વાતથી જ તમારા દિલને કેટલું દુઃખ થાય છે ! તો પછી વિદ્યાની બાને હમણાં કેવું દુઃખ થતું હશે ! એમાં પાછો....'

પણ દિનેશની વાત અધવચ્ચેથી જ કાપી નાખતાં કાંતિલાલે કહ્યું, ' સો વાતની એક વાત કે અમે આ વિવાહ રદ કરવાનો નિર્ણય કરી લીધો છે. તારા અભિપ્રાયની હવે જરૂર નથી. તું જઈ શકે છે.'

પિતાજીનો નિર્ણય સાંભળી દિનેશ ધ્રૂજી ઊઠયો. તે સાથે જ તેના હાથમાં રહેલી ચોપડી 'દિવ્યચક્ષુ' નીચે પડી ગઈ. ચોપડીના મુખપૃષ્ઠ પર લખેલા 'દિવ્ય ચક્ષુ' શબ્દો દીનેશના અંતરને હલબલાવી ગયા. તેનાં ચર્મચક્ષુ માતા–પિતાના સામે તાકી રહ્યાં હતાં, પણ દિવ્ય ચક્ષુ વડે જાણે દાઝી ગયેલી વિદ્યાના અંતરમાં વહેતા પુનિત પ્રેમપ્રવાહનાં દર્શન તે કરી રહ્યો હતો ! બીજી જ ક્ષણે, 'વિવાહ ફોક થયા પછી વિદ્યાનું સમાજમાં શું સ્થાન રહેશે ? ' એવો પ્રશ્ન તેના મનમાં ઝબકી ઊઠયો.

તેણે દઢતાભર્યા સ્વરે કહ્યું : 'તો બાપુજી, બા, મારી વાત પણ સાંભળી લો, કે હું આ વિવાહ રદ નહીં થવા દઉં. વિદ્યાને ગમે એવી ખોડ આવશે, અરે ! એ આંધળી કે અપંગ બનશે તોય હું એની સાથે જ લગ્ન કરીશ. જીવનમાં આજે પહેલી જ વાર હું તમારી આગળ આટલું બધું બોલી રહ્યો છું, જેની મને ઘણી જ શરમ આવે છે. પણ મારા આત્માનો અવાજ મને આ બોલવા પ્રેરી રહ્યો છે. આથી નાઇલાજે બોલવું પડયું છે, તો માફ કરશો.' અને એમ કહી દિનેશ ત્યાંથી ચાલ્યો ગયો. ❁ ❁ ❁

પછી તો દિનેશ જાતે વિદ્યાની ખબર કાઢવા ગયો. પ્રાયમસમાં થયેલા અચાનક ભડકાએ લૂગડાનો આગળનો પાલવ ઝડપી લીધો હતો. આથી તે દાઝી ગઈ હતી. મુખ બચી ગયું હતું, પણ ગળાનો ભાગ સખ્ત દાઝી ગયો હતો. દિનેશ હોસ્પિટલમાં ગયો ત્યારે ય વિદ્યા બેભાન હાલતમાં જ પડી હતી. વિદ્યાનાં માતા–પિતા અને ભાઈ–બહેન ચોધાર આંસુએ રડી રહ્યાં હતાં. દીનેશે એ બધાને આશ્વાસન આપ્યું, એટલું જ નહીં પણ બેંકમાં મૂકેલી પોતાના પગારની બચતમાંથી ૫૦૦ રૂપિયા ઉપાડી, કુટુંબનું ગાડું જેમ તેમ ગબડાવતા વિદ્યાના પિતાને આપતાં કહ્યું : 'લો, આ સારવારના ખર્ચ માટે.'

વિદ્યાના પિતાને હૃદયમાં ધ્રાસકો પડ્યો કે ૫૦૦ રૂપિયા આપીને આ લોકો હવે વિવાહબંધનમાંથી છૂટી જવા માગે છે. અને આ વિચારે તેમનું દિલ ભરાઈ આવ્યું. આંખો ભીની બની. પૈસા આપવા લંબાયેલા દિનેશના હાથને તેમણે પોતાના કંપતા બે હાથ વડે પકડી લીધો અને કંઈક બોલવા હોઠ ફફડાવ્યા, પણ બોલી ન શકયા.

સસરાના મનમાં ઘોળાતી શંકા દિનેશ સમજી



કુમતિવાળા પંડિત કરતાં સુમતિવાળો અભણ વધુ સારો

* ચોસઠ દીવા હે સખી, બારા રવિ તપંત,
ઘોર અંધારું તે ઘરે, જયાં સુત ન રસંત.
* છાંડો તોયે થોરનો, થોડી તોયે ગૂઝ,
તણખો તોયે આગનો, ભાંગ્યુ તોય ભરૂચ.
* જગમાં દીઠું જોઈ, એ જ પ્રગટ વ્હેવારમાં,
કુળ નહિ મોટું કોઈ, રોટી મોટી રાજિયા.
* જટા વધારે વડવૃક્ષ, કીટ બાળે છે કાયા,
જળચર જળમાં ન્હાય, બગ બહુ ધ્યાને ધાયા;
ગર્ધવ લોટે છાર (રાખ). શુક રામનામ જ ભાખે,
ગાડર મુંડાવે શીશ, અજા મુખ દાની રાખે;
ઢાઉ તજે છે માનિની, શ્વાસ સકળનું ખાય છે,
શામળ કહે સાચા વિના કોણ સ્વર્ગમાં જાય છે.
* જટિયા જુવાની ગઈ, ગઈ મટકતી આમ,
જયાં અંબોડા વાળતાં, ત્યાં પડી ગઈ ટાલ.

ગયો. તેણે હસીને કહ્યું : 'કોઈ જાતની ચિંતા ન કરશો. હું તમારો જમાઈ છું અને રહીશ. ખુદ મારાં માતા–પિતા તરફથી વિવાહ તોડવાની વાત આવે તોય ગભરાશો નહીં. હું સંપૂર્ણપણે મક્કમ છું, કે મારે આ જીવનમા તમારી દીકરી સિવાય બીજી કોઈ પણ સ્ત્રી સાથે લગ્ન નથી કરવાં.'

દિનેશનાં વચનોથી વિદ્યાના આખાય કુટુંબે રાહતની લાગણી અનુભવી. સૌએ મન મૂકીને વિદ્યાની સારવારમાં ધ્યાન પરોવ્યું. ઉત્તમ પ્રકારની સારવારને પરિણામે વિદ્યાનું જીવન ઊગરી ગયું; પણ ગળાના આગળના ભાગ પર ને ગળાની બંને બાજુ પરના ભાગ પર દાઝયાનાં નિશાન રહી જવાને લીધે ચામડી જાડી ગાંઠોવાળી રહી ગઈ.

વિદ્યા બચી ગઈ છે અને ઘરમાં હરતી-ફરતી થઈ ગઈ છે, એ જાણી દિનેશનાં માતા–પિતા વિચારમા પડયા કે, 'હવે શું કરવું ?' તેમણે વિવાહ તોડવા માટે પુત્રને ખૂબ ખૂબ સમજાવ્યો. પણ તેણે એક જ નનૈયો ભણ્યો. સગા–વહાલાંઓએ પણ દિનેશને ખૂબ સમજાવ્યો. તેના ફોઈબા અને માસીબાએ તો જ્ઞાતની બેચાર છોકરીઓના ફોટા પણ તેને બતાવ્યા. પણ એ એકનો બે ન થયો તે ન જ થયો.

એણે તો એક દલીલ કરી : 'આ તો વિદ્યા એનાં ઘરે દાઝી ગઈ, પણ ધારો કે લગ્ન પછી આપણા ઘરે દાઝી ગઈ હોત તો શું આપણે એને કાઢી મૂકત ? ધારો કે વિદ્યાને બદલે હું જ દાઝયો હોત ને અપંગ બન્યો હોત અને તે વખતે વિદ્યાનાં માતા–પિતાએ વિવાહ તોડી નાખ્યા હોત તો મને અને તમને બધાને કેટલુ દુઃખ થાત ! એવું દુઃખ વિદ્યાના કુટુંબીજનોને થાય એવું હું નથી ઇચ્છતો.'

આ દલીલનો કોઈ જવાબ માતાપિતા કે સગાંવહાલાં આપી શકતાં નહીં. આખરે માતા–પિતાએ છેલ્લુ શસ્ત્ર ઉગામ્યું : 'તું જો અમારી મરજી વિરુદ્ધ વિદ્યા સાથે લગ્ન કરવા માંગતો હોય તો અમારા ઘરમાં કે મિલકતમાં તારો કોઈ હક્ક રહેશે નહીં. ખોડખાંપણવાળી વહુ લાવીને અમારે કુટુંબને બટ્ટો નથી લગાડવો, સમજ્યો !'

મિલકતનો મોહ દિનેશ નહીં છોડી શકે એવી માતા–પિતાની ધારણા હતી. પણ એણે તો ક્ષણના ય વિલંબ વિના જવાબ આપ્યો : 'ઓહો, મિલકત ! મિલકત મારે નથી જોઈતી. મને ભણાવી-ગણાવીને ડોકટર બનાવ્યો અને આજે મહિને ૩૦૦ રૂપિયા કમાઉં છું, એ મિલકત તમે જ મને આપી છે ને ! કહો તો, કાલથી જ આ ઘર છોડી બીજે રહેવાની વ્યવસ્થા કરું.'

અને ખરેખર, બીજે દિવસે એણે ઘર છોડીને જવાની તૈયારી કરી ત્યારે માતા-પિતા ચમકી ઊઠયાં. આખરે માતાપિતાએ નમતું મૂકયું.

પછી તો ટૂંક સમયમાં જ દિનેશનાં લગ્ન ધામધૂમથી વિદ્યા સાથે થઈ ગયાં. ગુણિયલ વહુનાં પનોતાં પગલાંથી માતા–પિતાનો વિરોધ પણ વખત જતાં શમી ગયો.

દાઝી ગયેલી હોવા છતાં પોતાનો સ્વીકાર કરવાના ઉદારતાભરી સજ્જનતા દાખવનાર દિનેશ સામે વિદ્યાનું મુખ સદા કૃતજ્ઞતાથી નમેલું રહેતું. પણ દાઝી ગયેલી વિદ્યાને સ્વીકારીને પોતે તેના પર કોઈ બહુ મોટો ઉપકાર કર્યો છે એવો ભાવ દિનેશ કદીય વ્યક્ત કરતો નહીં, કે વિદ્યાના દિલને દુઃખ કે આઘાત પહોંચે એવો વર્તાવ પણ કદીય કરતો નહીં. ઊલટું ભવિષ્યમાં પોતાના પગ પર ઊભી રહી શકે, એ માટે લગ્ન પછી તેને બી. એ. સુધી ભણાવી. આમ દિનેશ અને વિદ્યાનું લગ્નજીવન ખૂબ જ સફળ અને સુખી નીવડયું. વિદ્યાના ગળા પર રહેલા દાઝવાના ડાઘ તેમના પવિત્ર પ્રેમને ખંડિત કરી શકયા નહીં.







ભગવતીકુમાર હ. શર્મા

# અક્ષરની એકનિષ્ઠ આરાધના



 જાણું છું કે આ લખીશ તે એમને નહિ ગમે. એટલા બધા વિવેકશીલ છે તેઓ. પણ યેનકેન સ્વપ્રસિદ્ધિ મેળવવા, સસ્તાં માન-સન્માન પ્રાપ્ત કરવા પરત્વે આજકાલ ઘણું વલણ જે રીતે વધતું જાય છે તે જોતાં આ પ્રસંગ મને ટાંકવા જેવો લાગે છે.

દૈનિક વર્તમાનપત્રમાં કામ કરું છું, એટલે સાવ ક્ષુલ્લક બાબતમાંયે ભરપૂર પ્રસિદ્ધિ મેળવવાની, મોટા કહેવાતા માણસોની લાલસાથી હું સુપરિચિત છું. ક્યાંક અત્યંત સામૂલી ઉદ્‌ઘાટન કર્યું હોય, ક્યાંક કોઈકે વનપ્રવેશ કર્યો હોય, ક્યાંક બે શબ્દો બોલ્યા હોય તો એ સર્વનો વિગતવાર અહેવાલ અખબારમાં આપે—અને તે તસવીર સહિત—એ માટે ગામડાના સામાન્ય શિક્ષકથી માંડીને પ્રધાનો સુધીના મહાશયો જે પ્રયત્નો કરે છે, લાગવગ લગાડે છે, ટેલિફોન કરે છે, ગર્ભિત ધમકીઓ ઉચ્ચારે છે, રિસાઈ જાય છે, એ બધું હું પૂરેપૂરું અનુભવું છું.

એમણે ખરેખરી સિદ્ધિ મેળવી હતી. ભારતની સાહિત્ય અકાદમીનો એવોર્ડ મેળવ્યો હતો. પારિતોષિકની રકમ પાંચ હજાર રૂપિયા હતી.

ત્યારે 'જ્ઞાનપીઠ'નો રૂા. એક લાખનો પુરસ્કાર અપાતો નહોતો. એટલે ભારતમાં સાહિત્યક્ષેત્રનું સર્વોચ્ચ માન અકાદમીનો આ એવોર્ડ હતું. એ એવોર્ડ એમને મળ્યો. ગૂજરાતના સાહિત્યકારોમાં આનંદ અને ગૌરવની લાગણી ફેલાઈ. જીવનભર ઉત્કટ વિદ્યોપાસના કરનાર એક પરમ સારસ્વતને આવું ગૌરવ સાંપડયું, તેથી સાહિત્યકારોને પણ સંતોષ અને આનંદ થયો.

સુરત શહેરે જાણે ધન્યતા અનુભવી. સુરત માટે તેઓ સાહિત્યકાર જ નહીં, પણ આદર્શ વિદ્યાગુરુ પણ ખરા. સેંકડો વિદ્યાર્થીઓએ એમની પાસેથી જ્ઞાનનું અમૃત મેળવ્યું હતું. એમાંના કેટલાયે વિદ્યાર્થીઓ એમનો વારસો ઉજ્જવળ કરી રહ્યા હતા. આવા વિદ્યાગુરુને એવોર્ડ પ્રાપ્ત થાય એ સુરતના સંસ્કારી સમાજ માટે એક રૂડો અવસર હતો.

એમનું સન્માન કરવાનો સુરતે નિર્ણય કર્યો. એ માટે એક નાનકડી સમિતિ નિમાઈ. 'રંગઉપવન'માં સમારંભ યોજવા માટેની કામચલાઉ તારીખ પણ વિચારી લેવાઈ. એ સભાનું પ્રમુખપદ જાણીતા સાહિત્યકાર તથા હાસ્યલેખક જ્યોતીન્દ્ર હ. દવેને આપવાનો નિર્ણય લેવાયો. જ્યોતીન્દ્રભાઈની સંમતિ પણ આવી ગઈ. અમે સહુ ખૂબ ઉત્સાહમાં હતા. અમારા મુરબ્બી વિદ્યાગુરુનું અમે સન્માન કરવાના હતા ને!

અને એક સાંજે અમે એમના નિવાસસ્થાને ગયા. હંમેશ મુજબ તેઓ પુસ્તકોની વચ્ચે, ગળે મફલર અને પગે મોજાં પહેરીને બેઠા હતા. ચાના પ્યાલાથી અમારું સ્વાગત થયું. સાહિત્યના સાંપ્રત પ્રવાહોની થોડીક ચર્ચા થયા પછી અમારામાંના એકે કહ્યું : 'સાહેબ! અમે આપનું સન્માન કરવાનો વિચાર રાખ્યો છે.'

'સન્માન! શા માટે?'

'આપને સાહિત્ય અકાદમીનો એવોર્ડ મળ્યો





ભેખધારીવિહોણી સંસ્થા ભવ્યતાએ ન જ પહોંચે.

તે માટે.'

'અરે, એમાં સન્માન શાનું ?' કહી એમણે ઇનકાર કર્યો.

અમને થયું : એ તો સ્વાભાવિક વિવેક હશે. એટલે અમે વારાફરતી દલીલો કરી : 'સાહેબ ! આના સન્માનને આપ સંપૂર્ણ લાયક છો.'

'આપને સાહિત્યનો સર્વોચ્ચ એવોર્ડ મળ્યો છે.'

'આપે આ શહેરના વિદ્યા તથા સંસ્કારક્ષેત્રે ઘણી સેવા કરી છે.'

'આ સન્માન આપનું નહિ, સાહિત્યનું હશે.'

'આપના સન્માન વડે ખરું જોતાં તો અમે જ સન્માનિત થઈશું.'

બધી દલીલોનો એક જ ઉત્તર : 'ના, માફ કરો. હાથ જોડું.'

અમે નિરાશ થયા. એકબીજાની સામે જોવા લાગ્યા. એક જણે કહ્યું : 'સાહેબ, અમે ફરીથી આવીશું. આપ વિચાર કરી રાખશો.'

અને અમારામાંના એકે તો અલ્ટીમેટમ આપી દીધું : 'ને અમે આપની 'હા' સાંભળીને જ અહીંથી ઊઠીશું, બાકી અમારા અડિંગા આપને બારણે હશે.'

'ભલે, આ ઘર તમારું જ છે, પણ સન્માનની વાત જવા દો.' સૌજન્યના અમૃતથી તરબોળ એક જ જવાબ.

આઠવાલાઈન્સની લાંબી વાટ પર ભાવિ વ્યૂહ-રચનાનો વિચાર કરતા અમે વીખરાયા—ફરીથી મળવાનો દિવસ નક્કી કરીને. ▣

પુનઃ : એક સાંજ. ફરી એ જ પ્રતિનિધિમંડળ. એ જ દલીલો, એ જ ચાના પ્યાલા, એ જ ચર્ચા, એ જ આગ્રહ અને એ જ જવાબ : 'માફ કરો.'

રાત ઢળતી આવે છે, અમારી નિરાશા વિસ્તરે છે, ફરી આઠવાલાઈન્સના માર્ગ પર અમારાં શિથિલ પગલાં મુકાય છે. અમે નવો વ્યૂહ રચીએ છીએ : શ્રી જ્યોતીન્દ્રભાઈને પત્ર લખવો અને પરિસ્થિતિનું નિરૂપણ કરવું. અમે ખુશ થઈ જઈએ છીએ આ વિચારથી. શ્રી જ્યોતીન્દ્રભાઈની દલીલશક્તિમાં, એમના પ્રભાવમાં અમને વિશ્વાસ છે.

બીજે જ દિવસે એમને પત્ર લખાઈ ગયો : 'તમારે શરણે છીએ. તમે જ એમને સમજાવો.'

પત્રનો જવાબ આપવામાં સામાન્ય રીતે અનિયમિત એવા શ્રી જ્યોતીન્દ્રભાઈનો તરત પ્રત્યુત્તર આવી જાય છે : 'તમે ચિંતા ન કરો, હું એમને સમજાવી લઈશ, એમને વિગતે પત્ર લખું છું.'

અમને આનંદ થયો. ત્રણ–ચાર દિવસ પછી અમારું રાવણું ફરીથી ત્યાં પહોંચી જાય છે. અમારા પગમાં જોર છે. શ્રી જ્યોતીન્દ્રભાઈના પત્રના પ્રભાવમાં અમને શ્રદ્ધા છે. થોડીક ઔપચારિક વાતો પછી મહત્ત્વનો પ્રશ્ન પુછાય છે : 'કેમ સાહેબ, જ્યોતીન્દ્રભાઈનો પત્ર મળ્યો આપને ?'

'હા, મળ્યો ને.'

'બસ ત્યારે. સન્માન-સમારંભની તારીખ નક્કી જ છે, હોં.'

'નક્કી નથી. એ વાત જવા દો.' એમના મુખમાંથી શાંત પણ સુદૃઢ શબ્દો સ્ફુરે છે. અમે હચમચી જઈએ છીએ.

'પણ જ્યોતીન્દ્રભાઈએ આપને આગ્રહ—'

'કર્યો છે, ઘણો કર્યો છે, પણ હું એમને જવાબ આપી દઈશ. તમે બધા જે લાગણી દર્શાવો છો એ મને કૃતકૃત્ય બનાવે છે. પણ હવે આ આગ્રહ પડતો મૂકો. એથી તો ઊલટું મને....' અને ખરેખર, એમના તેજસ્વી મુખ પર ગ્લાનિની રેખાઓ અંકાઈ ગયેલી અમે નિહાળી.

વાતાવરણ ગંભીર બની ગયું. વધુ આગ્રહ કરવાની અમારામાં હવે શક્તિ જ નહોતી રહી. એમ લાગતું હતું, જાણે અમે હવે એ વિષે એક શબ્દ પણ ઉચ્ચારીશું તો આ વિવેકપૂર્ણ, સૌજન્યશીલ સારસ્વતના હૈયે એક એક વધુ ઉઝરડા પડતા જશે. થોડી વારે, ધીમે પગલે અમે સહુ ત્યાંથી બહાર નીકળ્યા. અમે નિરાશ હતા, પણ એ નિરાશા ધીમે ધીમે ધન્યતામાં પલટાતી જતી હતી. સ્વ–પ્રસિદ્ધિ માટેની હરણદોડના આ ધાંધલિયા યુગમાં, દુન્યવી મધલાળથી અલિપ્ત રહી, એકાત્મભાવે અક્ષરની આરાધના કરતા એ પ્રખર વિદ્યાપુરુષની મહાનતાનાં દર્શનથી અમે કૃતકૃત્ય બની ગયા હતા.

એ મહાન સારસ્વત તે પ્રાધ્યાપક વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી. એમના 'ઉપાયાન' ગ્રંથને ભારતની સાહિત્ય અકાદમીનું પારિતોષિક મળ્યું ત્યારની આ ઘટના છે. ▣

વિચાર, વાણી ને વર્તનની એકતા હોય તે મહાત્મા.



સોલોમન પી. મેક્વાન

# પ્રેમનો દોરો



બોરસદ તાલુકાનો પગપાળો પ્રવાસ પૂરો કરી અમે આણંદ તરફ જઈ રહ્યા હતા. કંકુપરા ગામમાં આરામ લઈ અમે આગળ વધ્યા. બપોરના બે વાગ્યા હતા. તાપ સખત હતો. ઉપરથી ધૂળવાળા રસ્તાથી અમારો પ્રવાસ મુશ્કેલ બની રહ્યો હતો. આશરે અર્ધોએક માઈલ ચાલ્યા હઈશું ત્યાં પાછળથી જાણે, અમને કોઈ બોલાવી રહ્યું હોય એવો અવાજ સંભળાયો. પણ આ ખરે બપોરે ભેંકાર વગડા જેવી સીમમાં અને અહીં અમને ઓળખનાર કોણ હોય એમ સમજી અમે આગળ વધવાનું ચાલુ રાખ્યું. ત્યાં ફરી વધુ નજીકથી અવાજ આવતો હોય એવો અમને ભાસ થયો. અમે પાછળ ફરી જોયું તો, વળાંક લેતા રસ્તા પરથી એક માણસ અમારા તરફ દોડતો આવતો દેખાયો. અમારા મનમાં શંકા જાગી: કોણ હશે? કારણકે પંદર દિવસના અમારા પ્રવાસ દરમિયાન આ પ્રદેશના વટેમાર્ગુને રંજાડતા, માથાભારે માણસોની અનેક વાતો સાંભળેલી. એટલે સાવધ રહેવું સારું એમ સમજી અમે રસ્તાની એક તરફ જઈ ઊભા રહ્યા. થોડી વારમાં અમે જોયું તો એક ખખડી ગયેલો અને ચીંથરેહાલ એવો વૃદ્ધ ખેડૂત અમારી સામે આવીને ઊભો રહ્યો.

ખેડૂત એટલે જગતનો પિતા. પરંતુ આ ખેડૂતની સ્થિતિ જોઈ ત્યારે અમારું મન દ્રવી ઊઠ્યું. અમે કહ્યું: 'કેમ, કાકા? કોને બોલાવતા હતા?'

'તમને જ ભાઈ સાહેબ! તમારું જ કામ હતું.'

'અમારું કામ? બોલો, કાકા. અમારા જેવું કામકાજ હોય તો જણાવો' અમે કહ્યું.

'કામ તો બીજું શું હોય, ભાઈ! પણ આ મારો છોકરો જરા માંદો છે. તો તમે દાક્તર કુંના નામનો દોરો ના કરી આપો?'

'દોરો!' અમે એકીસાથે બોલી, આશ્ચર્યથી સ્તબ્ધ બની ઊભા રહ્યા. આ વાત અમારે મન નવી હતી. અને હસવા જેવી પણ ખરી. પરંતુ આ વૃદ્ધના ચહેરાની ઊંડી વેદના ગંભીર પ્રસંગની પ્રતીતિ કરાવતી હતી. અમારે એને શું કહેવું? આ તો અંધશ્રદ્ધા કહેવાય. પરંતુ બીજી રીતે જોઈએ તો એવી અંધશ્રદ્ધાથી જગતનો શિક્ષિત વર્ગ પણ ક્યાં બચ્યો છે? તો આ તો અજ્ઞાન ગામડિયો. એને શું કહેવાય? અમારી સામે એક વિકટ પ્રશ્ન આવીને ઊભો હતો. અમે આણંદમાં આધ્યાત્મિક તાલીમ આપતા કેન્દ્રમાં અભ્યાસ કરી રહેલા વિદ્યાર્થીઓ હતા. દોરાધાગા, જંતર-મંતર અને માદળિયાં વગેરે વહેમોથી સમાજને મુક્ત કરવાનો અમારો કાર્યક્રમ હતો અને એના જ એક ભાગરૂપે અમારો





આ પ્રવાસ હતો. અમારે દોરો કરવાનો હતો અને એ પણ માનસશાસ્ત્રના અઠંગ અભ્યાસી અને નિષ્ણાત સર્જન ડૉકટર કુકના નામનો.

ડૉક્ટર કુક ૧૯૩૨ની સાલમાં માબાપ અને વહાલસોયા કુટુંબની મીઠી હૂંફ છોડી, પરદેશી ધરતીમાં સેવાનો ભેખ લઈને આવેલો તરવરિયો જવાન. પોતાની સિદ્ધિથી, છેલ્લાં દસબાર વર્ષમાં ગુજરાતની ડૉકટરી આલમમાં એણે ખળભળાટ મચાવી દીધો હતો. એની વિદ્યાની કાબેલિયતે આણંદની મિશન હૉસ્પિટલમાં ઇતિહાસ સર્જ્યો હતો. એની ઊંચી, પડછંદ અને ગોરી કાયામાંથી માનવતાની સૌરભ ઊઠતી હતી.

એ બોલતો ત્યારે એના મીઠા શબ્દોથી દર્દીનું અર્ધું દુઃખ ઓછું થઈ જતું. એ ચાલતો ત્યારે એના સહકાર્યકરો એની પાછળ દોડતા. એ ચાલીસ ચાલીસ સફળ ઑપરેશન કરતો, અને મેજર ઑપરેશન જેવા ભારે ઑપરેશન કરવાં એ તો એને મન રમત હતી. અમદાવાદ, સૌરાષ્ટ્ર, મુંબઈ, છેક કલકત્તા સુધીના દર્દીઓ એની સારવાર લેવા આવતા જાણ્યા છે. ગરીબની સારવાર એ મફત કરતો, ત્યારે લાખોપતિઓ હજારો રૂપિયા હસતે મોઢે આપી એની સારવાર લેતા. વૉર્ડમાં જગ્યા ના મળે તો રસ્તામાં ખાટલા રાખો. રસ્તામાં જગ્યા નથી તો કહેશે કે ઑફિસમાં રાખો. ઑફિસમાં જગ્યા નથી તો આજુબાજુનાં મકાનો ભાડે રાખો. ગમે તેમ કરો, પણ દર્દીઓને પાછા જવા ન દો. ડૉકટરો થાકે, કમ્પાઉન્ડરો થાકે, નર્સો અને વૉર્ડબૉયો થાકે. સવારના આઠથી બપોરના દોઢ, સાંજે ત્રણથી રાતના દસ વાગ્યા સુધી એ કામ કરે. રડતા દર્દીઓની એ મીઠી મજાક કરે. સાજાં થયેલાંને રજા આપતાં કહે : 'બહેન, આજે તમને રજા મળે છે' ને બહેન ગળગળી થઈ જાય લાંબો સમય રહેવાથી દવાખાનાની અને ડૉકટરની હૂંફ છોડી ઘરે જવું ગમે નહિ.

કોઈ કહેતું કે, એનામા ભગવાનનો અંશ છે. કોઈ કહેતું કે, એનો હાથ અડે કે દર્દી સારો થઈ જાય. કોઈ કહેતું કે 'સાહેબ, હું ગરીબ છું. પૈસા નથી.' તો કહે : 'વાંધો નહિ, દવા લઈ જાઓ.' કોઈ કહેતું : 'સાહેબ, ઘરે જવાનું ભાડું નથી.' 'તો લઈ જાઓ.' કોઈ કહેતું : 'સાહેબ, થોડી મુશ્કેલી છે. પૈસા ઉછીના આપો.' અને એની મુશ્કેલી જાણ્યા પછી એને પૈસા મળી જાય.

એવો એ ડૉકટર કુક. એને એક મોટી હૉસ્પિટલ તરફથી માસિક રૂપિયા પંદર હજારની ઑફર મળી. ડૉકટર કહે છે : 'સાહેબ, હું મારો દેશ છોડી તમારી સેવા કરવા આવ્યો છું, પૈસા કમાવા માટે નહિ. જે મળે છે એથી મને સંતોષ છે. મારે પૈસા જોઈતા હોય તો રોજના હજારો રૂપિયા મેળવી શકું છું. તમને તો મારાથી પણ વધુ હોંશિયાર ડૉકટરો મળી રહેશે, પરંતુ મને આ ગરીબ જનતાની સેવા કરવાની જે તક મળી છે તે નહિ મળે.'

એની પાસે સત્તા હતી, આબરૂ હતી, પૈસા હતા. એ બધી જ રીતે સુખ ભોગવી શકે એમ હતો. છતાં એણે એવા સુખને તુચ્છ ગણ્યું હતું. એને લીધે આજે અમે ધર્મસંકટમાં મુકાયા હતા.

'નરો વા કુંજરો વા' કહી છટકી જવામાં અમારી શોભા નહોતી. કાબેલ અને અનુભવી દાકતરની સારવાર અને એના ઉપરની શ્રદ્ધા દર્દીને અવશ્ય સારો કરે જ એની ના નહિ. પરંતુ એના નામના દોરાધાગા અને માદળિયાં ફરતાં થઈ જાય એની સામે અમને સખત વાંધો હતો. અમે અંદરોઅંદર ચર્ચા કરી લીધી ત્યાં સુધી એ વૃદ્ધ પુરુષ શ્રદ્ધાભરી આંખે અમારી સામે જોઈ રહ્યો.

મેં કહ્યું : 'કાકા, તમે ક્યાં રહો છો ?'

'આ અહીં જ જોડેના ખેતરમાં.' કહી દિશાસૂચન કર્યું : 'એ તો હું જરા કંકુપરા કામે ગયો હતો. ત્યા તમારી વાત સાંભળી એટલે દોડતો આવ્યો.'

મેં કહ્યું : 'ચાલો, કાકા. અમારે ભાઈને જોવો છે.' અને એ વૃદ્ધ અમારી આગળ ચાલવા લાગ્યો. એક ખેતર પસાર કરી, અમે પાસેના બીજા ખેતરમાં પગ મૂક્યો અને એનું ઘર જોયું. ઘરની સામે એક રાયણના ઝાડની નીચે ભાંગ્યોતૂટ્યો ખાટલો અને ગંધાતાં ગોદડાંના ગાભામાં એક હાડપિંજર જેવા માનવશરીરને અમે હાલતું જોયું. એની તગતગતી ઊંડી ઊતરી ગયેલી આંખોમાંથી જાણે કંઈ નવીન જોતો હોય એમ અમને જોઈ રહ્યો. આશરે બારથી પંદર વર્ષનો, સંગ્રહણીથી પીડાતો આ છોકરે,

જાણે થોડા દિવસનો મહેમાન હોય એમ લાગતું હતું. ગમે તે ભોગે એને દાક્તરી સારવાર મળવી જ જોઈએ. નહિ તો એનું જીવન જોખમમાં છે એમ અમને લાગ્યું.

મેં કહ્યું : 'કાકા, આટલું બધું દર્દ વધી ગયું છે ત્યાં સુધી તમે કંઈ નથી કર્યું ?'

'શું કરું ભાઈ! અમારાથી થાય એટલી મહેનત અમે કરી છે. કેટલીય બાધા અને માનતા અમે રાખી. દોરાધાગા કર્યા! ભૂવાને બતાવ્યું. તો ભૂવાએ કહ્યું : 'કોઈએ એને ત્રણ મહિનાની મૂઠ મારી છે. એટલે મારું કંઈ ચાલે એમ નથી.' એમ કહી એ છૂટી પડ્યો.

મેં કહ્યું : 'કાકા! વહેલામાં વહેલી તકે તમે ભાઈને લઈને આણંદ આવો. ગમે તેવી મૂઠ હશે તોય દાક્તર કુક એને સારો કરશે.'

'પણ ભાઈ, હું ગરીબ માણસ છું. એટલા પૈસા ક્યાથી લાવું ?'

મેં કહ્યું : 'પૈસાની જરૂર નથી. તમને કોઈનું ગાડું તો મળશે ને ?'

'હા, ગાડું તો મળે.' વૃદ્ધે કહ્યું.

'તો બસ, ભાઈને લઈને ગાડામાં આણંદ આવો. બાકીનું અમે સંભાળી લઈશું.'

બીજે દિવસે સવારમાં અમે ડૉક્ટરને વાત કરી કે, 'સાહેબ, તમે દોરાધાગા શરૂ કર્યા છે કે શું!'

એમણે પૂછ્યું : 'કેવા દોરા ?' અમે એમને દોરા સંબંધી વાત કરી. પ્રથમ તો એ ખૂબ હસ્યા. અને પછી ગંભીર થઈ ગયા.

થોડી વાર વિચાર કરીને એમણે કહ્યું : 'ત્યાં મોટર જઈ શકે એવો રસ્તો છે ?'

અમે કહ્યું : 'હા, મોટર જઈ શકશે. પરંતુ અમે એ માણસને કાલે આવવાનો આગ્રહ કર્યો છે. એટલે બનતા સુધી એ આવશે જ.' બીજે દિવસે સવારમાં એ મને મળ્યા ત્યારે મને પૂછ્યું : 'પેલો દર્દી આવશે ને ?' જાણે રાતભર એમણે દર્દીનો જ વિચાર ના કર્યો હોય એમ એમની વાત પરથી મને લાગ્યું.

મેં કહ્યું : 'જરૂર આવશે. નહિ આવે તો આપણે એને લઈ આવીશું.'

બીજે દિવસે મને ખબર મળી કે, દવાખાનામાં કોઈ ભાઈ મળવા માગે છે. અને તરત જ પ્રિન્સિપાલની રજા લઈ હું દવાખાને આવ્યો. દવાખાનાની બહાર રાયણના ઝાડની નીચે મેં ગાડું છોડેલું જોયું.

મેં કહ્યું : 'કેમ કાકા, આવી ગયા !'

મને જોતાં જ વૃદ્ધ રાજી રાજી થઈ ગયો.

'હા, ભાઈસાહેબ. હમણાં જ આવ્યો.'

'કેમ, ભાઈની તબિયત કેમ છે ?'

'તબિયત તો એવી જ છે, ભાઈ!' કહી છોકરાને બતાવ્યો. પ્રવાસના થાકથી છોકરો વધુ નબળો જણાતો હતો. હું એમને આશ્વાસન આપી ડૉક્ટરની ઑફિસ તરફ ગયો. ચારે તરફ દર્દીઓથી વિંટળાએલા દાક્તર એક દર્દીને તપાસી રહ્યા હતા. મને જોઈ એમણે કહ્યું : 'કેમ, પેલો દર્દી આવી ગયો કે ?'

મેં કહ્યું : 'હા સાહેબ, પણ અહીં લાવી શકાય એવી સ્થિતિમાં નથી.'

અને તરત જ એ ઊભા થયા. એમણે વૉર્ડના જમાદારને બોલાવ્યો.

'સોલોમન, ભગતવૉર્ડમાં ખાટલો તૈયાર કરો.'

આ ભગત વૉર્ડ તો એમરી હૉસ્પિટલનું અમર પ્રકરણ. ચાલીસ ખાટલા ધરાવતા આ વૉર્ડે કેટલાયે ગરીબોના આશીર્વાદ લીધા છે. કેટલાય નિરાધારોને આધાર આપ્યો છે. હજારો દર્દીઓએ આ વૉર્ડમાં સારવાર મેળવી, અંતરની આશિષ આપી, વિદાય લીધી છે. ખાવુંપીવું અને દવાની સારવાર બધુ જ મફત. એવા એ ભગત વૉર્ડમાં દર્દીને ખાટલો આપવામા આવ્યો. બરાબર દોઢ મહિના સુધી એ દર્દીએ સારવાર લીધી અને રોગમુક્ત બન્યો.

છેલ્લે, જીવનમાં જવલ્લે જ જોવા મળે એવું મંગળ દૃશ્ય મને જોવા મળ્યું. આજે છોકરાને રજા મળતી હતી. ડૉક્ટર વૃદ્ધને કહી રહ્યા હતા : 'જુઓ, તમારા છોકરાને મેં દોરો બાંધ્યો છે ! પ્રેમનો દોરો.' એ તમને નહિ દેખાય.'

વૃદ્ધ કહેતો હતો : 'મને દેખાય છે, સાહેબ ! દેખાય છે. પણ બદલામાં આપવા જેવું મારી પાસે કંઈ નથી.'

ડૉક્ટર કહે છે : 'છે, છે તમારી આશિષ. તમારી પ્રાર્થના' અને જાણે કોઈ ઋષિ આશીર્વાદ આપતો હોય એમ એ વૃદ્ધના મોઢામાંથી નીકળી ગયું : 'ભગવાન તમારું ભલુ કરે.'



આશાના દાસ બનવા કરતા આશાને દાસી બનાવો.

કેસનજી દેસાઈ

# અનુભવનાં મોતી



દુઃખનું ઔષધ : ગીતા

આજથી દોઢસો વરસ પહેલાની વાત છે. અમેરિકાના એક જંગલમાં વાલ્ડન પૉન્ડ નામનું સરોવર આવેલું છે. સરોવરને કિનારે લાકડાની ૪૩ નાની ઝૂંપડીઓ બાંધેલી છે. એ ઝૂંપડીઓ પાસેની એક કેબિનમા એક સંત રહે. એમને કુદરત પ્રત્યે અપાર મમતા. કુદરતને ખોળે ખેલવું એમને બહુ ગમે. કહે છે, કે પક્ષીઓ એમનાથી જરાય ડરતા નહિ. એમના હાથ પર આવીને બેસતાં. પંખીઓ ને પ્રાણીઓ પર એમને અપાર પ્રેમ હતો.

એક દિવસની વાત. સંત ઝૂંપડીમાં સૂઈ રહ્યા છે. એમની ઝૂંપડીમાં એક સાપ ભરાઈ ગયો. ફેણ ઊંચી કરી આમતેમ જોવા લાગ્યો. પછી એક ખૂણામાં જઈ ફૂંફાડા મારવા લાગ્યો.

એ જ વખતે સંતને મળવા માટે એમનો એક મિત્ર આવ્યો. ઝૂંપડીમાં પગ મૂકવા જાય છે ત્યાં તો તેણે સાપને ડોલતો જોયો. તે બૂમ મારી ઊઠ્યો :

'સાપ રે ! સાપ !'

ઝટપટ એ બહાર નીકળી ગયો. બૂમ સાંભળીને સંત ચમકીને બેઠા થઈ ગયા. તેમણે પૂછ્યું : 'કોણ ?'

'એ તો હું એમર્સન.'

'બહાર કેમ ઊભા છો ? અંદર આવોને !'

'અંદર મરવા આવું ? જુઓને ખૂણામાં મૃત્યુ-દૂત બેઠો છે'

સંતે સાપને જોયો. તેઓ હાલ્યાચાલ્યા વગર બેસી જ રહ્યા. મિત્રને ફાળ પડી કે એમને સાપ કરડશે તો ? તેણે બૂમ મારી : 'અરે, તમે બહાર કેમ આવતા નથી ?'

'ડરો નહિ. સાપ મને નહિ કરડે.'

વાતચીતનો અવાજ સાંભળી સાપ ત્યાંથી રવાના થઈ ગયો.

મિત્ર અંદર આવ્યો. એણે પૂછ્યું : 'તમને સાપની બીક ન લાગી ?'

'ના, એની દવા મારી પાસે છે.' એક ચોપડી કાઢી સંતે કહ્યું : 'જુઓ, આ રહી તે દવા. આપણામાં પ્રાણી પ્રત્યે પ્રેમ હોય તો તે આપણું શત્રુ નથી. આપણે સતાવીએ તો જ પ્રાણી આપણને કરડે છે. 'આ સાપ મારો શત્રુ છે. મને એ કરડશે' એવી વાત મારા મનમાં આવી જ નહિ. આપણા મનમાં કોઈના ઉપર વેર ન હોય તો આપણા ઉપર કોઈ વેર રાખતું નથી. સાપ આવ્યો, બેઠો ને ચાલ્યો ગયો.'

મિત્રે પેલી ચોપડી હાથમાં લઈ જોઈ. તે હતી ગીતા. સંત બોલ્યા : 'આ ગીતામાં બધાં દુઃખની દવા છે. ગીતાનું જ્ઞાન જેની પાસે હોય તેને કોઈ વાતનો ડર લાગતો નથી.'

આ સંત હતા હેનરી ડેવિડ થોરો. એ પ્રખર વક્તા હતા. વિદ્વાન લેખક હતા. એમણે ધર્મ અને જ્ઞાનને લગતાં ઘણાં પુસ્તકો લખ્યાં છે. એમનાં લખાણોમાંથી ગાંધીજીએ પણ પ્રેરણા મેળવી હતી એમ કહેવાય છે. ▣

બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાય બંગાળામાં વડા ન્યાયાધીશ હતા. સુપ્રસિદ્ધ લેખક હતા ને હતા ભારે વિદ્વાન. એમણે દેશપ્રેમની ભાવના પ્રગટાવે એવું ઘણું સાહિત્ય રચ્યું છે. આજે તે ઘેર ઘેર આદરથી

નૈતિક હિંમતને અભાવે જ અનિષ્ટો જન્મે છે



વંચાય છે. 'વંદેમાતરમ્'નું અજોડ અને અમર ગીત તો આપણું રાષ્ટ્ર-ગીત બન્યું છે.

આ સરસ્વતીના આ મહાન ઉપાસક એક વાર બીમાર પડી ગયા. દાઢમા દુઃખાવો ઊપડી આવ્યો. ન ખવાય, ન પીવાય કે ન સુવાય. ન આરામ, ન કંઈ ચેન પડે. ડૉકટરો આવ્યા.ઘરગથ્થુ ઉપાયો પણ અજમાવ્યા. પરંતુ દાઢનો દુખાવો ન મટયો તે ન જ મટ્યો.

દવા કરી કરીને બંકીમબાબુ કંટાળી ગયા. દવા ઉપરથી તેમની શ્રદ્ધા જ ઊઠી ગઈ. એટલે દવા લેવાની જ ના પાડી દીધી. તેમણે બધાને કહી દીધું :

'મારે હવે દવા લેવી જ નથી.'

બધાએ કહ્યુ : 'પણ દવા વિના કંઈ રોગ મટે ?'

'હવે મને રોગની દવા જડી છે. એ દવા છે ભગવાનના નામનો જપ. ને એમની ગીતાના જ્ઞાનનું પાન. ગીતામાં અમૂલ્ય જ્ઞાન ભરેલુ છે. એ જ્ઞાન સર્વ દુઃખોની દવા છે. એ જ્ઞાનનું અમૃત પીને હું સાજો થઈશ.

દિવસો વીત્યે જાય છે.

બંકીમબાબુ રોજ ગીતાપાઠ કરતા રહે છે. આખી ગીતા એમને કંઠે વસી ગઈ છે. રોજ ગીતાના જ્ઞાનનું અમૃતપાન કરે છે. અંતે જીતી શ્રદ્ધા. દરદ ગયું. બંકીમબાબુ જીત્યા. તે હરતા-ફરતા થઈ ગયા. બધાને આનંદ થયો. નવાઈ પણ પામ્યા. આવો હતો બંકીમબાબુનો ગીતા-પ્રેમ. આવો હતો દુઃખને હરનારો ગીતાનો પ્રભાવ. ઙ ●

**આ**પણા દેશના એક નેતાએ કહ્યું છે : 'આપણે ભારતવાસીઓ ઘણુંખરું આપણા દેશબંધુની પ્રતિભાનું સન્માન કરવાનું જાણતા નથી. કોઈ પરદેશી સંસ્થા આપણા કોઈ ભારતીયના પુરુષાર્થનું સન્માન કરે છે ત્યારે જ આપણા દેશની આંખો ખૂલે છે અને તેની પ્રશંસા કરવા માંડે છે.'

આનો તાજો દાખલો છે ડૉ. સુબ્બારાવ. એમને આખું પશ્ચિમ જગત મહાન વૈજ્ઞાનિક તરીકે ઓળખે છે. એમના પુરુષાર્થનો પરિચય અમેરિકન પત્રો પ્રકટ કરે છે ત્યારે જ તેમની શક્તિનું આપણને ભાન થાય છે !

'આયુરોમાઈસિન' નામની દવા આજની બધી રોગાણુનાશક દવાઓમાં સર્વોપરી છે. પેનિસિલિન ને સ્ટ્રેપ્ટોમાઇસિનથી પણ જે રોગોનાં કીટાણુઓનો નાશ થતો નથી, તેનો આયુરોમાઇસિનના ઈંજેકશનથી નાશ થાય છે. જૂનો મરડો ને સંગ્રહણી માટે તો એ દવા સંજીવની સાબિત થઈ છે.

આ દવાના શોધક હતા ડૉ. સુબ્બારાવ. એમનો જન્મ ઈ. સ. ૧૮૯૬મા આંધ્ર પ્રાંતમા થયો હતો. ગરીબ કુટુંબમાં એ જન્મ્યા હતા.

સુબ્બારાવ યુવાનીમાં પ્રવેશ કરી રહ્યા હતા ત્યારે એમના નાના ભાઈને સંગ્રહણીનો રોગ લાગુ પડ્યો હતો. ધીરે ધીરે રોગ અસાધ્ય થઈ ગયો. ડૉકટરોએ લાચારી જાહેર કરી. પોતાના પ્યારા ભાઈનું દુઃખ સુબ્બારાવથી સહી શકાયું નહિ. તેમને થયું : 'શું મનુષ્ય એટલો બધો અસમર્થ ને લાચાર છે, કે સંગ્રહણી જેવા ઘાતક રોગને અટકાવી નથી શકતો !'

આ વાત તેમને નિરંતર ખટકવા લાગી. એક રાતે સુબ્બારાવને સ્વપ્ન આવ્યું. તેમાં તેમણે પોતાની સામે ભગવાન ઊભેલા જોયા. પોતાની તર્જની વડે તેઓ કોઈ મૂક આદેશ આપતા હતા. આ સ્વપ્ન ઉપરથી તેમણે રોગની દવા શોધી કાઢવાનો દૃઢ નિશ્ચય કર્યો.

પ્રથમ તો મદ્રાસ મેડિકલ કૉલેજના રજિસ્ટ્રારને એ મળ્યા. ચિકિત્સાશાસ્ત્રના અધ્યયનની તેમને વાત કરી. રજિસ્ટ્રારને સંગ્રહણીની દવા શોધવાની વાતમાં ગાંડપણ લાગ્યું. તે હસ્યા.

સુબ્બારાવે કહ્યુ : 'આ દવા શોધવી એ મારે માટે તો ઈશ્વરી સંદેશ છે. એ શોધ્યા વિના હું જંપીશ નહિ.'

પોતાના મિત્રોની મદદથી કૉલેજની ફીનો પ્રબંધ કરી, ચાર વરસમાં એમણે મેડિકલ કૉલેજની એમ. એસસી.ની ડીગ્રી પ્રાપ્ત કરી. એ પછી એમના એક સગાએ લંડન ભણવા જવા માટે કરજે રૂપિયા આપ્યા.

એ ઇંગ્લાંડ ગયા. ત્યાં લંડનમાં અમેરિકાથી આવેલા હાર્વર્ડ વિદ્યાપીઠના ડૉ. રિચાર્ડ સ્ટ્રાંગ સાથે એમનો મેળાપ થયો. સુબ્બારાવની વાતચીતથી રિચાર્ડ પ્રભાવિત થયા. તેમના ઉપર એમની સરસ છાપ પડી. તેમણે હાર્વર્ડ વિદ્યાપીઠમાં આવવા માટે

  સુખમાથી દુ:ખની પ્રતીતિ પામે એ નિરાશા.

* જબ ગુનકા ગ્રાહક મિલે, તબ ગુન લાખ બિકાય,
જબ ગુનકા ગ્રાહક નહિ, કોડી બદલે જાય.
* જર લૂંટે છે જંગલે, અભણ એકલા ભીલ,
ભર વસ્તીમાં લૂંટતા દીઠા વૈદ્ય-વકીલ.
* જાણ્યું કે માણ્યું નહિ, જોયું નહિ જરૂર,
જીવતર એનું વહી ગયું, દૃશ્ય નદીનું પૂર.
* જાતજાતનો વેરી તે જાતજાતને ખાય,
ભાટ, બ્રાહ્મણ ને કૂતરાં, દેખદેખ ઘુરકાય.
* જાતિ સ્વભાવ ના ટળે, કરો ઉપાય કરોડ,
શેરડી સાથે સીંચીએ, એરંડ ગળ્યા ન હોય.

નિમંત્રણ આપ્યું.

ડૉ. સ્ટ્રાંગે સુબ્બારાવની વિલક્ષણ પ્રતિભાનો સ્વીકાર કરી કહ્યું : 'મારા જીવનમાં આવો દૃઢ આત્મવિશ્વાસુ ને માનવતાનો પૂજારી માણસ મેં બીજો કોઈ જોયો નથી.'

સુબ્બારાવે હાર્વર્ડ વિદ્યાપીઠમાં અધ્યયન આદરી દીધું. પણ ભણવા માટે ને નિર્વાહ માટે પૈસાની તંગી પડવા માંડી. એ તંગી મટાડવાનો કોઈ સરળ માર્ગ સાંપડ્યો નહીં. પરંતુ એ ગભરાયા નહિ. હૉસ્પિટલમાં ચપરાશીનું કામ કરીને આજીવિકા ચલાવવા લાગ્યા. ધ્યેય ને કર્તવ્ય ખાતર તેમણે માન-અપમાનની ચિંતા કરી નહિ.

એ પછી એમણે બાયોકેમિસ્ટ્રીનો અભ્યાસ શરૂ કર્યો. સંશોધનો ચાલુ કર્યાં. ઈ.સ. ૧૯૩૦માં વિદ્યાપીઠની ડૉક્ટરની પદવી મળી. હવે ડૉક્ટર તરીકે એ હાર્વર્ડ વિદ્યાપીઠમા કામ કરવા લાગ્યા. સંશોધનો ચાલુ હતાં. પરંતુ હજી સુધી તેઓ સંગ્રહણીની દવા શોધી શક્યા નહોતા. હવે તો કમર કસીને એ જ કામ પાછળ મંડી પડ્યા.

લૅડરલે પ્રયોગશાળાએ એમને આમંત્રણ આપ્યું : 'અહીં આવી જાવ. સંગ્રહણી સંબંધી સંશોધન કરવા માટે અમારી પ્રયોગશાળા દરેક પ્રકારની મદદ કરવા તૈયાર છે.'

એમણે એ આમંત્રણ સ્વીકારી લીધું. દશ વરસનું તપ ફળ્યું. એમણે ફૉલિક ઍસિડને પાવડરના રૂપમાં ફેરવી નાખવાની સફળતા પ્રાપ્ત કરી. એ પીળો ને સોનેરી રંગનો પાવડર હતો.

ઈ. સ. ૧૯૪૫ની દશમી જુલાઈનો એ દિન હતો. એ દિવસે સુબ્બારાવને શિરે સોનાનો સૂરજ ઊગ્યો. રસાયનશાસ્ત્રના ઇતિહાસમાં એક અનોખું પ્રકરણ ઉમેરાઈ ગયું.

આ પાવડર એમણે પાંડુરોગીઓને આપ્યો. તેમાં સફળતા મળી. પછી આપ્યો સંગ્રહણીના રોગીઓને. અહીં પણ પાવડર રામબાણ નીવડ્યો. જે દરદીઓ જીવનથી નિરાશ થઈ ગયા હતા, તેઓ આ પાવડરથી સાજા થઈ ગયા. એ પછી એમણે શોધી 'આયુરોમાઇસિન'

સુબ્બારાવ માનવતાના પૂજારી હતા. મદદ મેળવનારાઓ માટે એમનાં દ્વાર સદાય ખુલ્લાં રહેતાં. એમની સાથે કામ કરતી એક શિક્ષિકાને ક્ષય થયો હતો. આરોગ્યધામનો ખર્ચ કરવાનું એનું ગજું નહોતું. સુબ્બારાવે આઠ વરસ સુધી પોતાનો અર્ધો પગાર તેના ઉપર મોકલ્યો હતો. નિઃસ્વાર્થભાવે કરાયેલી માનવસેવાનું આ એક ઉજ્જ્વળ ઉદાહરણ છે.

પાછળથી અમેરિકામાં એમને ધનની તંગી રહી નહોતી. પણ એમની આવક બીજાની તંગી મટાડવામાં જ વપરાઈ જતી. એમના પાસે પૈસાની મદદ મેળવી, ડૉક્ટરી અભ્યાસ પૂરો કરનાર, એક નહિ પણ અનેક વિદ્યાર્થીઓ આજે હયાત છે. એમને બારણે જઈ ને ઊભા રહેનારને એમણે નિરાશ કરેલ નથી.

હૉસ્પિટલો ને દેવળોને પણ એમણે મદદ કરી છે. એ તો કહેતા : 'હું ખાલી હાથે ધરતી પર આવ્યો છું. ને ખાલી હાથે પાછો જનાર છું. એટલે પાસે પૈસા હોય તો શા માટે બીજાની ભીડ ન ભાંગવી ?'

બાળકો એમને અત્યંત વહાલાં હતાં. તેમને તરેહતરેહની ભેટો એ આપતા. નાતાલ પર તો બાળકો માટે ખાસ ભેટો લાવતા ને તેમની સાથે બેસી તહેવાર ઊજવતા અને આનંદ લૂંટતા.

ઈ. સ. ૧૯૪૮માં ૯મી ઑગસ્ટે પર વરસની નાની ઉંમરે એમણે શરીર છોડ્યું. વિશ્રામ ને આરામની પરવા કર્યા વિના પોતાનું આખું જીવન એમણે લોકોના ભલા માટેના સતત પ્રયત્નોમાં જ વિતાવ્યું હતું. અમેરિકાએ એમની યાદમાં બૉસ્ટનના એક વૈજ્ઞાનિક પુસ્તકાલય સાથે એમનું નામ જોડ્યું છે.



કોઈનેય અજ્ઞાની ન જાણે એ જ સાચો જ્ઞાની.



પ્રેમલાલ મો. મેવાડા

# કદરદાનીની સુગંધ



નવાનગરની દોમદોમ સાહ્યબીની તેમજ વિભા જાગકી લઈને નગરજનોની રસિકતાયુક્ત ગુણગ્રાહકતાની પ્રશંસા સાંભળીને કનોજનો એક મશહૂર અત્તરિયો, ઊંચી જાતનું અત્તર બનાવીને પાંચ પૈસા રળવાની અને બે-પાંચ શ્રેષ્ઠ કોટિના કાયમી ગ્રાહકો મેળવવાની આશાથી નગર આવ્યો.

તેણે પોતાનું અત્તર રાજમાં અને નગરના શેઠ-શાહુકારોને બતાવી, તેની જાત, ગુણ અને કિંમત વિષે એક ચતુર વેપારીની તેમજ કુશળ કારીગરની છટાથી વાત કરી જોઈ. પણ બે શીશીના એક હજાર રૂપિયાની કિંમત જાણ્યા પછી કોઈએ એ ખરીદવાની હિંમત કરી નહીં.

અત્તરની આકરી કિંમત સાંભળીને એક દરબારીએ તેને ઠપકો આપતાં કહ્યું : 'એલા, આટલી બધી તે કાંઈ કિંમત હોય! મોટું ઠેકાણું જોઈને માગે છે કે શું?'

મૂલ્યવાન વસ્તુને મૂલવવાની તો દૂર રહી; પણ તેના વિષે આમ પ્રહાર થતો જોઈને અત્તરિયો તો હાંફાઓળ થઈ ગયો!

બીજા એક ગુલસદીએ તેને ચકાસી જોવાનો પ્રયાસ કરતાં પૂછ્યું કે, 'ભાઈ! ચીજ તો તારી ખરેખરી છે એમાં ના નહીં. પણ આ સિવાય બીજી કોઈ જાત છે ખરી?'

વાક્યનો મર્મ પામી જતાં અત્તરિયો જરા અક્કડ થઈને બોલ્યો : 'અરે, મારા મહેરબાન! જાત વિષે પૂછો છો ને, તો સાંભળો : જાત તો એક હજાર ને એક છે, પણ નગર માટે તો આ એક જ જાત હું લઈને આવ્યો છું.'

'બહુ સારું. ભગવાન તમારા મનની મુરાદ પૂરી કરે. પણ ભાઈ! આવી કિંમતી ચીજ તો વેચાવી કઠણ લાગે છે.'

'કાંઈ વાંધો નહીં. કદરદાન મળશે તો વેચીશ, નહીં તો નાગમતીમાં ઢાળી દેવાની મને કોઈ ના નહીં કહે ને!'

અત્તરિયાની આવી ખુમારી જોઈને દલીલ કરનાર ચૂપ થઈ ગયા!

પછી તો જેટલાં સારાં સારાં નામ-ઠેકાણાં મળી આવ્યાં તે બધે સ્થળે જઈ આવ્યો. પણ કોઈએ તેનું મોંઘુંદાટ અત્તર લેવાનું મન ન કર્યું, એટલે તે નિરાશ થઈ ગયો!

આખરે હારી-થાકીને એક બંધ દુકાનના ઓટલા ઉપર તે ઉદાસ થઈને બેઠો હતો. તેવામાં બજારને તરબતર કરી મૂકતી અત્તરની મીઠી સુગંધથી આકર્ષાઈને ત્યાંથી પસાર થઈ રહેલો એક માણસ તેની પાસે આવીને ઊભો રહ્યો. થોડીક વાતચીત થયા પછી પોતાને થયેલ કડુ અનુભવોની વિગત બતાવતાં અત્તરિયાએ કહ્યું : 'ભાઈ! તમારા ધ્યાનમાં કોઈ શોખીન જમીનદાર કે શેઠ-શાહુકાર હોય તો તેમનાં નામઠેકાણાં આપો.'

અત્તરિયાના મનમાં નગર વિષેની અવળી છાપ પડેલી જાણીને, થોડોક વિચાર કર્યા પછી તેણે સામો





પ્રશ્ન કર્યો : ' તમે શ્રી વ્રજનાથલાલજી મહારાજ પાસે ગયા હતા ?'

અત્તરિયાએ કહ્યું : ' ના.'

તેણે સલાહ આપી : ' તો તેમની પાસે જાઓ. એ તો રાજાના રાજા છે, વળી કદરદાન છે. તમે કહો છો તેમ તમારુ અત્તર સારી જાતનુ હશે તો તેઓ જરૂર લઈ લેશે.'

વાત સાંભળતા જ અત્તરિયો પેલા માણસનો આભાર માનીને ઉતાવળો ઉતાવળો મહારાજશ્રીની હવેલીએ પહોચી ગયો. માણુસ સાથે કહેવડાવીને ઉપર બેઠકમા જઈ, મહારાજશ્રીને પ્રણામ કરીને અદબપૂર્વક સન્મુખ બેઠો. ત્યાં તો તેની આખોમાં ઝળઝળિયાં આવી ગયા !

મહારાજશ્રીએ કહ્યું ' શા માટે દિલગીર થાઓ છો ? તમારી જે વાત હોય તે વિનાસંકોચે કહો.'

અત્તરિયાએ બનેલી વાત સંક્ષિપ્તમાં કહી સંભળાવી.બે હાથ જોડીને વિનંતિ કરી: ' કૃપાનાથ ! મોટા મોટા મનોરથો કરીને મે મોંઘી જાતનુ અત્તર બનાવ્યુ છે. પણ અહીં આવ્યા પછી તો મને આવો અનુભવ થયો. હવે છેલ્લે આપની પાસે આવ્યો છું.'

મહારાજશ્રીએ જોયું તો ખરેખર, અત્તર ઊંચી જાતનું અને કિમતી હતુ. તરત જ બંને શીશીઓ રાખી લઈ, કારભારીને કહીને રૂા. ૧૦૦૦ ચૂકવી આપ્યા ને ઇનામમા ઠાકોરજીનો પ્રસાદ આપ્યો.

અત્તરિયો તો મહારાજશ્રીની ઉદારતાનાં અને કદરદાનીના વખાણ કરતો ચાલતો થયો.

મહારાજશ્રીએ બે શીશીમાંની એક શીશી મંદિરમા શ્રી ઠાકોરજી માટે મોકલાવી. પછી ખાસ-દારને બોલાવીને પોતાની ખાસ સવારીનો ઘોડો ચોકમા મંગાવ્યો અને અત્તરની બીજી આખી શીશી ઘોડાને શરીરે માલિસ કરાવી, માણસોને આજ્ઞા કરી કે, ' નદીએ લઈ જઈ ઘોડાને ધમારી આવો.'

અત્તર ઊંચી જાતનું હોવાથી ઘોડાને ધમારતાં વેંત જ આખી નદીનું પાણી સુગંધમય થઈ ગયુ ! નગરમા આ જાતના સમાચાર ફેલાતાં આખું શહેર નદીકિનારે ઊમટી આવ્યુ !



# હૈયાવલોણું

'સા...બ....'

ઑફિસના ઉંબર પર ઊભો રહી પોર્ટર બોલ્યો. સ્ટેશનમાસ્તર મહેતા બંને હાથે માથું પકડીને કોણીને ટેબલ પર પર ટેકવી, શૂન્યમનસ્ક બનીને બેઠા હતા. પોર્ટરનો અવાજ એમના કાને અથડાયો નહીં.

'સા'બ... !' ફરી પોર્ટરનો અવાજ જરા વધુ જોરથી સંભળાયો.

તત્ક્ષણ સા'બની તંદ્રા તૂટી. એમના કરમાયેલા ચહેરા પર રોષ અને ચીડના ભાવ ચમકી ગયા. એ ગરજી ઊઠયા : 'શું છે ?'

'પણ....સા..'બ... !'

'શુ સા'બ સા'બ કરે છે ! ભસી મરને..' મહેતા સાહેબના રોષનો લાવા ખદબદી ઊઠયો.

ટેબલ પર પડેલા લાલ અને ભૂરી શાહીથી ભરેલા ખડિયાનો એમણે પોર્ટર તરફ છૂટો ઘા ફેંકયો.

પોર્ટર ડઘાઈ ગયો. ભૂરી શાહી એનાં કપડાંના રંગમાં ભળી ગઈ. લાલ શાહીનાં ધાબાં કપડાં પર

ફેલાઈ રહ્યાં. એ ત્યાં જ ઊભો રહી ગયો.

દનિત્ય શાંત રહેનાર મહેતા સાહેબ આજે કેમ રોષે ભરાયા એ પોર્ટર સમજી ન શક્યો. અને ઘડીભર ઊભો રહીને સાહેબને તંદ્રાવસ્થામાં છોડી ચાલ્યો ગયો.

નાનકડા સ્ટેશનના સ્ટેશનમાસ્તર મહેતાના મગજમા વિચારોનું ઘમસાણ મચ્યું હતું. એમને માર્ગ દેખાતો નહોતો. બબ્બે વખત તાર કર્યા છતાં એમને હજી રજા મળી નહોતી. રિલીવર મોકલવાની વ્યવસ્થા ન થાય ત્યા સુધી ઑફિસનો ચાર્જ સોંપ્યા વિના શી રીતે જઈ શકે ?

થોડી વાર પહેલાં એમને તારથી ખબર આપવામાં આવી હતી કે, રિલીવરની વ્યવસ્થા કરવામાં આવે છે, એને પણ ઘણો સમય થઈ ગયો. હવે પળપળનો વિલંબ અસહ્ય બનતો જતો હતો. ઘડિયાળના ટકોરા એમના મગજ પર ઘણના ઘાની જેમ ઠોકાતા હતા.

પચાસ–સાઠ માઈલ દૂર એમનું વતન હતું. હાલમાં જ એમની અહીં બદલી થઈ હતી. ઘરે એમના બુઢ્ઢા બાપુ દમના અસહ્ય ત્રાસથી પીડાતા હતા. ગયે વર્ષે એ પરણ્યા હતા. પત્ની સગર્ભા હોઈ, વતનમાંથી અહીં લાવીને નાના ગામમાં વ્યવસ્થા કરવી એ વ્યવહારુ નહોતી. આમ વિચારીને પ્રસૂતિ બાદ પત્નીને અને બીમાર બાપુને પણ લાવીને રહેવાનું વિચાર્યું હતું.

બે-એક અઠવાડિયાંથી પત્નીના સમાચાર જાણવા એ અધીરા બની રહ્યા હતા. એ માટે એમણે બેએક પત્રો પણ લખ્યા હતા. ઘરેથી આવેલ છેલ્લા પત્રથી એમના બાપુ વિશેષ બીમાર હોવાની જાણ થઈ હતી. પરંતુ પત્નીની ચિંતા વિશેષ થતી હોઈ, એ તરફ એમનું ખાસ લક્ષ ગયું નહોતું.

ગઈ રાતે આખી રાત એમને આ જ વિચાર સતાવતો હતો. આથી ઊંઘ પણ પૂરતી નહોતી લીધી

આજે સવારે તારવાળો આવ્યો ત્યારે શુભ સમાચાર હશે એવો વિચાર આવતા ઉજાગરા અને ચિંતાથી પડી ગયેલુ મુખ પણ સહેજ મલકાઈ ગયું.

પરંતુ, 'શિલા ગુજરી ગઈ, તરત આવો,' ના શબ્દો વાંચતાં જ એમને તમ્મર આવી ગયા. ખુરશીનો હાથો પકડીને એ પછડાઈ પડયા.

આંખો આગળ અંધકાર ફરી વળ્યો. હૃદય પણ જાણે એક ધબકારો ચૂકી ગયું. અને આખા દેહમાંથી જાણે ક્ષણાર્ધમાં શક્તિ નિચોવાઈ ગઈ.

એમને પોક મૂકીને રડી લેવાનું મન થઈ આવ્યું. પરંતુ એમનાથી રડી શકાયું નહીં. એક ડૂસકું પણ ભરી શકાયું નહીં.

વેદના જાણે થીજી ગઈ હોય એમ છાતી ભારે ભારે થઈ ગઈ. કોઈએ ગળું દાબી દીધું હોય એમ અવાજ રૂંધાઈ ગયો. શરીરનું ચેતન્ય જાણે તરફડી રહ્યું. મહેતા સાહેબ ભાંગી પડયા.

ઘણી વાર પછી સહેજ સ્વસ્થ થવાનો પ્રયાસ કરી, ઑફિસમાંથી તાર મોકલી, સત્વરે રિલીવર મોકલવાની વ્યવસ્થા કરવા જણાવ્યું. સાથે પોતાની મુશ્કેલી પણ જણાવી.

ક્યાંય સુધી રાહ જોયા છતાં એનો કશો પણ જવાબ મળ્યો નહીં.

ઘડીભર એમને થયું કે, આ સ્ટેશન એમ ને એમ છોડીને ચાલ્યો જાઉં. મારી મૃત પત્નીનું મુખ તો જોઈ લઉં.

પણ ત્યાં જ તાર મળ્યો કે, 'રિલીવરની વ્યવસ્થા કરવામાં આવે છે. એમને ચાર્જ સોંપીને તમે જઈ શકશો.'

'હવે....? રિલીવર ક્યારે આવશે....?'

ઘરે એક લાશ પડી હતી, પોતાની પત્નીની. અને એ ફરી એ ગૂંચવાયા....શું કરવું એ સમજાતુ નહોતું. રિલીવર ન આવે ત્યાં સુધી ચાર્જ કોને સોંપવો ? એ બેસી રહ્યા—આંખો ઢાંકીને.

તારના ફોર્મ પર કાર્બનથી પડેલા પેલા અંગ્રેજી અક્ષરો—'શીલા એક્ષપાયર્ડ' એમની બંધ આંખો આગળ લટકતા હતા.

ધીમે ધીમે એ શબ્દો મોટા થતા ગયા. ઘણા મોટા. એટલે સુધી કે મહેતા એ શબ્દો વાંચી પણ શક્યા નહીં. તો ય એ વધતા જ ગયા. અને એ રીતે કાર્બનના એ લીટાઓ એકબીજામાં અદ્વૈત બનીને સમાઈ ગયા. અને એમાંથી કાળું ધાબું સર્જાયું. કાળું... ઘણું કાળું....અને એમની આંખો આગળ ટિંગાઈ રહ્યું. મગજમાં જાણે તમરાં બોલી ગયાં.

તેમના તારનો કોઈ જવાબ નહોતો. તેમજ





રિલીવરની વ્યવસ્થા કરવામાં આવી હોય તો હજી સુધી કોઈ જણાતું નહોતું.

બપોરનો એક વાગી ગયો હતો. બબ્બે ફાસ્ટ ટ્રેન સ્ટેશન પરથી પસાર થઈ ગઈ હતી. ત્યાં જ ફરી તારવાળો આવ્યો : 'ગોરધનદાસ છેલ્લા શ્વાસ લઈ રહ્યા છે.'

આગળના શબ્દો એમનાથી વાંચી શકાયા નહીં. આ બીજો કારમો આઘાત આવી પડતાં એમણે જોરથી બંને હાથે માથું જકડી લીધુ. એમને થઈ રહ્યું હતું કે, પાગલ તો નહિ થઈ જાઉં ?

સ્ટેશનને એમ ને એમ રેઢું મૂકીને ભાગી છૂટવાનું એમને મન થઈ આવ્યું. એ લાંબા–પહોળા ટેબલ પરના કાગળો અને મોટા મોટા ચોપડાઓનો ઢગલો કરીને, સળગાવીને આખી ઑફિસ તોડી-ફોડીને ક્યાંક નાસી જવાનો ય વિચાર થઈ આવ્યો. વળી એક એવો પણ વિચાર આવી ગયો કે, 'પોર્ટરને સોંપીને જાઉં તો....? પણ.... કદાચ....'

જાડા જાડા સળિયાથી બનેલા તોતિંગ બારણાં. એના પર પેલુ મસમોટું તાળું અને કાળા ભમ્મર પથ્થરોના દેહથી ભડકાવતી જેલ એમની આંખોમાં જાણે ખૂંપી ગયાં.

શરીરે પરસેવો વળી રહ્યો હતો... અનેકાનેક વિચારોના ઘમસાણ પછી પણ એમને કોઈ ઉકેલ જણાતો નહોતો.

બહાર ગુલમહોરના આકર્ષક પુષ્પગુચ્છો અને ઝીણા ઝીણાં પાંદડાં પરથી કૂદી આવતી પવનની લહેરખીઓથી ટેબલ પર પડેલા તારના બે કાગળો પણ ફરફરી રહ્યા હતા—મહેતા સાહેબના વલોપાત કરતા મનની જેમ.

ચારના ટકોરા થયા, અને એમનું મગજ જાણે સણસણી ઊઠયું.

પેલા તારના શબ્દો વારાફરતી જાણે એમની આંખો આગળ સંતાકૂકડી રમી રહ્યા હતા. એમણે મનોમન નિશ્ચય કરી નાખ્યો—ઑફિસને રેઢી મૂકીને ચાલ્યા જવાનો. જે થવાનું હશે તે થશે, પરંતુ મૃત પત્ની અને છેલ્લા શ્વાસ લેતા પિતાનું મોઢું તો જોવાનું મળશે. અને પત્ની અને પિતા ગયા પછી સંસારમા એમનું બીજું હતું પણ કોણ ?

ત્યાં તો આગળના સ્ટેશનેથી ફોન આવ્યો : 'ડી. ટી એસ. નું સલૂન આવે છે.'

મહેતા સાહેબ ઊભા થઈ ગયા. થોડી વાર વિચારી એકદમ ઝડપથી નિર્ણય કરી, પોર્ટરને લાલ ઝંડી આપીને સલૂન ઊભું રાખવાની સૂચના આપી.

પોર્ટર આ બેઅદબી જોઈ વિચારમાં જ પડી ગયો : 'ડી.ટી.એસ.નું સલૂન રોકવું ? મહેતાસા'બ ગાંડા તો થઈ ગયા નથી ને !

'પણ....સા'બ....?'

'ચૂપ મર. મેં કહ્યુ એમ કર. જા, લાઇન પર જા.'

પોર્ટર બિચારો શું કરે ?

સલૂન દૂરથી આવતું જણાયું. પોર્ટરે કચવાતે મને લાલ ઝંડી દેખાડી. સલૂન સ્ટેશનમાં આવતાં જ અંદરથી સાહેબ બરાડયા : 'યહ સબ ક્યા હૈ ?'

ત્યાં તો જીવ પર આવી ગયેલા મહેતા સાહેબે લાકડી ઊંચકીને ડી.ટી એસ.ના વાંસામાં ફટકારી.

'એ....બદમાશ....બદમાશ...' કરતા ડી.ટી.એસ. ચિત્કાર પાડી ઊઠયા. ત્યાં તો એમની સાથેના સ્ટાફમાંના બીજા અધિકારીઓએ ભેગા થઈ ને મહેતા સાહેબને પકડી લીધા. અને બધા ઑફિસમાં આવ્યા. પેલા અધિકારીઓએ મહેતા સાહેબને બરાબર પકડી રાખ્યા હતા.

ત્યાં તો ડી.ટી.એસે ટેબલ પર પડેલા પેલા બે તાર જોયા...વાંચ્યા...થોડી વાર વિચારીને બધો તાગ મેળવી લીધો. એક–બે સવાલો પૂછીને મહેતા પાસેથી સમગ્ર પરિસ્થિતિનો ખ્યાલ મેળવી લીધો. અને મહેતાને પકડીને પોલીસમાં સોંપવાના હુકમની રાહ જોઈ રહેલા અધિકારીઓને એમણે કહ્યું : 'તુમ....મહેતાકો અપને સલૂનમેં લેકર ઉસકે ગાંવ પહુંચા દો. અભી જાઓ....દેર મત કરો...'

મહેતાની આંખમાંથી ચોધાર આંસુ રેલાઈ પડયાં...તત્ક્ષણ એ સીધા જ ડી.ટી.એસ. આગળ ઢળી પડયા.

'અરે, અરે ! યહ તુમ ક્યા કર રહે હો ? જાઓ તુમ્હારે ગાંવ. દેર મત કરો. મૈં તુમ્હારા ચાર્જ લે લેતા હૂં...'

પેલા અધિકારીઓ થીજી ગયા...આંસુનીતરતી આંખે સ્ટેશન માસ્તરે સલૂન ભણી પગલાં ઉપાડયાં.



## પુરાતન જ્યોત

# અનુભવનું ભાતું



સાબરમતી આશ્રમમાં ઘણાં વરસ સુધી પ્રાર્થનામાં ભજનો ગાવાનો પ્રસંગ મને મળ્યો. આથી આશ્રમનાં બધા ભાઈ-બહેનો, સહુની સાથે એ નિમિત્તે પરિચય થયો, કારણકે પ્રાર્થનામાં જવાનું સહુને માટે ફરજીઆત હતું.

એક વાર આશ્રમની ગૌશાળામાં કંઈક ચેપી રોગ-ચાળો ફેલાયો ને અમારી કેટલીક સરસ ગાય એમાં સપડાઈ ગઈ. દાક્તરોએ તો ઘણા ઉપચાર કરી જોયા, પણ તેથી રોગ ન રોકાયો. ગાયની ઉપર સૌથી વધારે પ્રેમ રબારી–ભરવાડને હોય છે. એટલે ગૌશાળાના રબારી બહુ દુઃખી થઈ ગયા હતા.

દરમીઆન, એક વહેલી સવારે, ચારેક વાગ્યાને સુમારે, મારા નિવાસે ગૌશાળાનો એક રબારી આવ્યો ને તેણે મારા જમણા હાથની આંગળીઓ જોવા માંડી ને પછી કહ્યું કે: ‘ગાયને બચાવી લેવાનો મંત્ર તમારી પાસે છે, તે જો તમે બોલશો તો રોગ-ચાળો જરૂર રોકાઈ જશે.’

રબારીની આ વાત સાંભળીને મને જરા આશ્ચર્ય થયું. પણ તેણે મને તરત જ પોતાની સાથે ગૌ-શાળામાં જવાનું કહ્યું. અમે વહેલી સવારમાં નીકળ્યા. ત્યાં કોઈએ અમને માર્ગમાં જ ખબર આપી કે, ગૌશાળાની ગંગા ગાયને રોગ લાગુ પડયો હતો, જે નજીકના જ ખેતરમાં ઊભી હતી.

અમે ગાયની પાસે જઈને ઊભા ને જોયું તો તેનું આખું અંગ ધ્રૂજી રહેલું હતું. રબારીએ ઉતા-વળથી મારા જમણા હાથની પહેલી ને વચલી આંગળી વચ્ચે મીઠાનો મોટો ગાંગડો પકડાવ્યો ને તેણે પોતાની આંખમાંથી વહી રહેલાં ચોધાર આંસુને લુછતાં લુછતાં મને કહ્યું: ‘ભાઈ, હવે તમે ગંગાની સામે ઊભા રહી તેની બાજુમાં જાવ, અને શિંગડેથી પાછળ ચાલીને મંત્ર બોલીને તેનું ઝેર ઉતારો.’

રબારીની સૂચના પ્રમાણે મેં એ ઉતાર આપ્યા કે તરત જ ગાયની ધ્રુજારી બંધ પડી ગઈ. અને બીજી જ ક્ષણે ગંગા દોટ મૂકીને તેના વાછરડા પાસે ગૌશાળામાં પહોંચી ગઈ.

ગૌશાળામાં બીજી ગાયોની પાસે પણ મને રબારી લઈ ગયો. તે પછી કોઈ ગાયને રોગ લાગુ ન પડયો. ને અમે બધા ખૂબ રાજી થયા. પણ તે સાથે જ મેં રબારીની સાથે ગંગા પાસે જતાં પહેલાં શરત કરી હતી કે, હું મંત્ર બોલીશ, પણ આ વાત તેણે કોઈને કહેવી નહીં. એનું તેણે પૂરેપૂરું પાલન કર્યું.

આ અનુભવ વિષે મેં બુદ્ધિપૂર્વક વિચાર–ચિંતન કરી જોયું. પછી મને નવાઈ લાગી કે, ખરેખર મંત્રમાં શક્તિ હોઈ શકે ખરી? પરંતુ મંત્રશક્તિને બુદ્ધિથી તપાસી નહીં શકાય. એમાં આપણી શ્રદ્ધાની શક્તિ જ મુખ્યત્વે કામ કરતી જણાઈ છે.

ઉપરના અનુભવ પછી મેં રબારીને પૂછેલું કે તેણે શી રીતે જાણ્યું કે, મને કોઈ મંત્રવિદ્યા આવડે છે. ત્યારે એ રબારીએ માત્ર એટલો જ ખુલાસો મારી પાસે કર્યો કે, તે મારી પ્રાર્થનાના શ્લોક–ભજનો સાંભળતો તે ઉપરથી, તેના કોઈ ગામડાના ઘરડા રબારીએ તેને કહેલું કે, અમુક લક્ષણવાળા માણસ મંત્ર બોલે તો કોઈપણ ઝેર ઉતારી શકે. એ લક્ષણ તપાસી જોવા તેણે મારી બે આંગળીમાં મીઠાનો ગાંગડો પકડાવી જોયો. આથી તેને પૂરો વિશ્વાસ બેઠો કે ઝેર જરૂર ઊતરી જશે.

આવો જ અનુભવ એક બીજા પ્રસંગે મને થયો.



શક્તિ અને ભક્તિના સમન્વયમાંથી વિકાસ જન્મે.

હતો. તેમાં એક બાળકને કાળો વીંછી કરડેલો તેનું વિષ ઉતાર્યું હતું. અને એક પીળી ભમરીનું વિષ પણ બાળકના હાથ પરથી ઉતાર્યું હતું. કેટલાંક માણસોનાં ઝેર પણ ઉતાર્યાં.

આ તો થઈ મંત્રવિદ્યાની વાત. પણ એક વિદ્યા તરીકે મેં તેનો અભ્યાસ કે સાધના નથી કરી. પણ ૧૯૩૦ની સાલમાં સત્યાગ્રહી તરીકે મને એક વરસની જેલ મળી હતી. તે દરમીઆન મને આપણા પ્રાચીન ગ્રંથોનો અભ્યાસ કરવાની તક મળી હતી. આથી ત્યારે પાતંજલયોગદર્શન, બ્રહ્મસૂત્ર ને ઉપનિષદો વાચવાથી મને ઘણો લાભ થયો.તેમાં મંત્રો પણ મળ્યા.

આપણે સામાન્ય રીતે જેને યોગ કહીએ છીએ તેનો સરળ અર્થ સદ્‌ભાવ છે. કારણ કે એકાદ સ્મિત માત્રથી આપણે તદ્દન અજાણ્યા જેવા માણસોના હૃદયમાં પણ એકતાની ભાવના પ્રકટ કરી શકીએ છીએ. આ અંતરની એકતાને યોગ કહેવાય છે. આવા સરળ–સહજ યોગનો અનુભવ કરવા માટે કાંઈ કઠિન તપસ્યાની કે સાધનાની પણ જરૂર નથી રહેતી. માત્ર આપણા મન ઉપર સંયમ હોવો જોઈ એ.

મનનો સંયમ કેળવવા માટે પણ કોઈ ખાસ અભ્યાસની જરૂર નથી એવું મને લાગ્યું. આથી આશ્રમભજનાવલિનાં લગભગ એકસો ભજનો તથા ગીતાના પાંચેક અધ્યાય કંઠસ્થ કર્યા, જેનો પાઠ નિયમિત પ્રાર્થના કે બીજાં કાર્યો દરમીઆન પણ કર્યો. સહુની પ્રત્યે સમાન વર્તન રાખવા જેટલી મનની સમતુલા પ્રાપ્ત થઈ. આપણી પ્રત્યે માન રાખે તેને સામેથી આપણે પણ માન આપીએ, એ તો સામાન્ય વિવેકની વાત થઈ. પરંતુ આપણું અપમાન કરે તેનું પણ માન રાખીએ, તેને મનના સંયમનું પરિણામ કહી શકાય.

મનનો સંયમ કેળવવાની તક મને આશ્રમમાં સારી મળી, કારણ કે ગાંધીજીએ મને આશ્રમનાં હરિજન બાળકોને શિક્ષણ આપવાનું કાર્ય સોંપ્યું હતું. મારા આ કાર્યની તૈયારી વિષે ગાંધીજીએ મને એક વાર વિગતે પૂછતાં પ્રશ્ન કર્યો : 'તમારી પાસે જે બાળક ભણે છે તેમાં કોણ કોણ છે ?'

મેં તરત જવાબ દીધો : 'મારા વિદ્યાર્થીઓમાં ભંગી, ચમાર અ ને વ રનાં બાળકો છે ને તેમને બરોબર ભણાવી શકું એ માટે મેં એક વરસમાં મેલું દાટીને ખાતર બનાવવાનું કામ, ચામડાં કેળવીને તેનાં ચંપલ બનાવવાનું કામ અને રૂ કાંતીને તેના સૂતરમાંથી કાપડ વણતાં શીખી લીધું છે.'

મારા આવા ઊંડા અભ્યાસથી બાપુ રાજી થયા.

આપણા ઘરના સંસ્કારમાંથી પણ ઘણું શીખવાનું મળે છે. જેમકે, મારાં માતુશ્રી નિયમિત તુલસીને પાણી રેડતાં. તેમાંથી મને એવા સંસ્કાર મળ્યા કે આપણા જીવનમાં વનસ્પતિ તથા જીવમાત્ર પ્રત્યે કોમળ ભાવ સચવાય એ માટે નિયમિત રોજ પાણી રેડીને એ રીતે એ વનસ્પતિ સાથે એકતા સ્થાપવી જોઈ એ. નાનાં બાળકોની સાથે પણ દિવસમાં એકાદ વાર પરિચય રહે તો આપણું મન સંસારના અનેક સંઘર્ષો વચ્ચે પણ નિર્દોષતા સાચવી રાખી શકે છે એવો મને અનુભવ થયો છે. બાલકૃષ્ણની પૂજા–ભક્તિનું ખરું રહસ્ય પણ મને આ રીતે સમજાયું છે. આપણે અવારનવાર મંદિર–મસ્જિદ–દેવળ–ગુરુદ્વારામાં જઈ એ છીએ તેનો હેતુ આપણા હૃદયમાં સરળતા ને કોમળતા, દયાની ભાવના પ્રગટાવવાનો જ છે, એવું વારંવાર આ બધાંય દેવસ્થાનોની મુલાકાતો પછી મને સમજાયું છે ને સહુની પ્રત્યે માન રાખવાના સંસ્કાર જીવનમાં કેળવાયા છે.

ઘણા ભલા–બૂરા લોકોની પાસેથી મને ખબર પડી કે આપણા વિચાર વડે જ આપણે ભલાઈ અથવા બૂરાઈ કરીએ અને તે સાથે બીજાને ભલાઈ કે બૂરાઈ કરવા તરફ દોરી જઈએ છીએ. એટલે, આપણા વિચારને આપણે મહેનત કરીને ભલાઈના માર્ગ ઉપર રાખીએ તો આપણામાં ઈશ્વર પોતાની શક્તિ પ્રકટ કરવા માંડે છે, જેની પૂરેપૂરી ખબર આપણને નથી પડી શકતી. તે સાથે જ બૂરાઈ કરીએ છીએ ત્યારે સેતાન પોતાનું કામ કરી જાય છે. આવી સ્થિતિમાં વિચાર કરનારું આપણું મન ઈશ્વરની પ્રેરણા સ્વીકારવા માટે હંમેશાં જાગૃત ને નમ્ર રહે એ જરૂરી છે. આ માટે આપણે કોઈ પણ સારું કાર્ય સામેથી ચાલીને ઉત્સાહથી કરવાની ટેવ પાડવી જોઈએ.





કેશવલાલ કે. જાની

# કૃતઘ્ન



'સાંભળો છો ને ?'

'શું ?....' ચ્હાની રકાબી હોઠ પરથી દૂર કરીને મેં પૂછ્યું.

'પેલા જયમલે તમને સંદેશો કહેવરાવ્યો છે.'

'જયમલ કોણ ?'

'પેલો—તમને પહેલાં શિખંડપુરી ખવડાવીને પછી ચાકુ બતાવનારો !' ઉષાએ યાદ દેવડાવી.

અને તરત જ એ કોના વિષે વાત કરતી હતી તે હું સમજી ગયો. ચ્હા પીધા પછી મેં પૂછ્યું. 'હં, પણ તેણે શો સંદેશો કહેવરાવ્યો છે તે તો તેં ન કહ્યું.'

'તે બહુ માંદો છે, અને તેણે મળી જવાનું તમને કહેવરાવ્યું છે.' ઉષા મારા તરફ જોઈ ને બોલી.

'એમ કે ? તો તો મારે જવું જોઈએ ' મેં કહ્યું.

'શા માટે ? તેની જાળમાં વધારે ફસાવા માટે ? મરવા દો તેને !' ઉષાએ કડવાશથી કહ્યું.

'અરે, એમ શું બોલે છે ? માંદા માણુસ વિષે આમ ખરાબ ન બોલવું જોઈએ.'

'કેમ ? ખરાબ હોય તેને માટે ખરાબ બોલવામાં શો વાંધો ?' તેણે જોરદાર દલીલ કરીને પૂછ્યું. કંઈ પણ જવાબ આપ્યા વગર હુ બેઠકના રૂમમાં જઈને બેઠો. જયમલના પરિચયપ્રસંગો મારી આંખ આગળ તરવરવા લાગ્યા.

લગભગ ત્રણ વરસ પહેલાં એક રેસ્ટોરામાં મારી અને જયમલની પહેલવહેલી ઓળખાણ થઈ. એક મિત્ર સાથે હું ચ્હા પીતો હતો ત્યાં જયમલ આવ્યો, અને પેલા ગૃહસ્થને નમસ્તે કરીને બોલ્યો : 'અરે, બાબુ સાહેબ ! આજે કેમ માત્ર ચ્હા પીઓ છો ? એમ ન થાય. ચાલો, હુ કંઈક ખાવાનું મંગાવું છું.' એમ કહી તેણે બટાકાંવડા-ચેવડો વગેરે મંગાવ્યાં. હું આશ્ચર્ય પામી તેના તરફ જોઈ રહ્યો. જયમલ રંગે કાળો હતો, પણ તેણે બગલાની પાંખ જેવાં સફેદ કપડાં પહેર્યાં હતાં. તેનો ચહેરો ઉમદા અને આંખો ચકોર હતી.

'આનું નામ જયમલ ' હું જયમલ તરફ જોતો હતો ત્યારે પેલા ગૃહસ્થે તેની ઓળખાણ કરાવતાં કહ્યું : 'પોતાના પગ પર ઊભો રહીને વ્યવહાર ચલાવનાર એ યુવાન છે. તેને ગામ તેનું ઘરનું ઘર છે, આવકના પ્રમાણમાં ખર્ચ કરવાની તેને હોંશ છે.'

જયમલે જરા હસીને મને નમસ્કાર કર્યા. મેં સામા નમસ્કાર કરી મારા મિત્ર મનુભાઈને કહ્યુ :

' ચાલો, આજે તમારે લીધે મારે એક નવી ઓળખાણ થઈ. '

અને પછી ગપ્પાં મારતાં મારતાં અમે ખાદ્યપદાર્થોની ખબર લેવા માંડ્યા. ડીશો ખલાસ થતાં જયમલે પૂછ્યું : 'કેમ, વધારે મંગાવીશુ ?'

મનુભાઈએ પણ કહ્યું : 'જયમલ લહેરી છે. પૈસાનો લોભ કરે એવો નથી.' અને એમ કહીને તે ખડખડાટ હસ્યા.

'ના, ના.' મેં જરા સંકોચ પામીને કહ્યું.





જે સારી રીતે જીવી જાણે છે તે સાચી રીતે મરી જાણશે

'કંઈ નહિ. હજી ક્યાં એક ઊંઘે સવાર છે ?' જયમલે હસીને કહ્યું. અને ત્રણ સ્પેશ્યલ ચ્હાનો ઓર્ડર આપ્યો.

ત્યારબાદ જયમલની મુલાકાત એક સિનેમા થીએટરના કમ્પાઉન્ડમાં થઈ. ઘણા દિવસથી પિક્ચર નહોતું જોયુ, એટલે હું સાંજના શોમાં ગયો હતો. કમ્પાઉન્ડમાં ખૂબ ગિરદી હતી. અને એ ગિરદીમાં કેમ જાણે મારી રાહ જોતા હોય તેમ મેં જયમલને અને મનુભાઈને જોયા. કારણકે તેમના પર મારી નજર પડતા જ તેઓ મારી પાસે આવ્યા. 'તમે ખરેખર નસીબદાર છો !' મનુભાઈએ મારી સાથે હાથ મિલાવીને કહ્યું: 'તમે અહીં આવશો એમ અમે સ્વપ્નેય નહોતુ ધાર્યું,' અને એમ કહીને તેમણે જયમલ તરફ જોયુ.

'તમારું કહેવું સાચું છે, મનુભાઈ.' મેં કહ્યું: 'હું સિનેમામાં બહુ ઓછો જાઉં છું. પણ આજે એમ થયું કે, ચાલો પિક્ચર જોઈ આવીએ !'

'હાસ્તો ! આજે અમને તમારી કંપનીનો લાભ મળવાનો હશે તે મિથ્યા કેમ થાય ?' જયમલે હસીને કહ્યું, અને બધાની ટિકિટ કઢાવી.

મને જયમલનું કહેવું ગમ્યું, પણ તેણે પૈસા આપ્યા એ મને ન ગમ્યું. મેં ગજવામાંથી બે રૂપીઆની નોટ કાઢી તેને આપવા માંડી. પણ તેણે તે સ્વીકારવાની ના કહીને કહ્યું, 'વળી કોઈ બીજી વાર મળીએ ત્યારે તમે ટિકિટ લેજો. અમારી ક્યાં ના છે ?'

અમે થીએટરમાં જઈને બેઠા. પિક્ચરમાં એક મવાલી પોતાના સજ્જન મિત્રને કહેતો હતો કે, 'તારા શેઠને જઈને કહેજે કે કાલે નક્કી કરેલ ઠેકાણે પૈસા પહોંચતા નહીં કરો તો તમારી સલામતી નથી.' મેં જયમલ તરફ જોયું તો તે તદ્રૂપ બનીને આ દૃશ્ય જોઈ રહ્યો હતો.

ઇન્ટરવલમાં અમે બહાર આવ્યા ત્યારે જયમલે ફરીથી નાસ્તાનો ખર્ચ કર્યો.

પિક્ચર પૂરું થયા પછી અમે ઘર તરફ જતા હતા ત્યારે મનુભાઈએ મને કહ્યું: 'જયમલને તમારું થોડું કામ છે. કાલે તમને ક્યારે મળવા આવીએ ?'

જયમલને વળી મારું શું કામ હશે, એ વિષે વિચારમાં પડી જઈ મેં કહ્યું: 'સવારમાં નવ વાગે આવજો.'

'વારુ,' એમ કહીને બન્નેએ મને નમસ્કાર કર્યા, અને અમે છૂટા પડયા. હું વિચાર કરતો કરતો ઘેર પહોંચ્યો. ❁

બીજે દિવસે સવારે બરાબર નવ વાગે બન્ને જણ આવી પહોંચ્યા.

'આવો, આવો,' કહી મેં તેમનું સ્વાગત કર્યું.

'ભાભી શું કરે છે ?' શેતરંજી પર તકીઆને અઢેલીને બેસતાં બેસતાં મનુભાઈએ પૂછ્યું. જયમલ ઘરમાંની બધી વસ્તુઓ પર નજર ફેરવી રહ્યો હતો.

'રાંધે છે ! બૈરા બીજું શું કરે ?' મેં કહ્યું.

'એમ કે ?' મનુભાઈએ કહ્યું. એવામાં અંદરથી કપ-રકાબીનો ખડખડાટ સંભળાયો.

'મકાન સરસ છે !' થોડી વારે જયમલ બોલ્યો.

'ઠીક છે, અમારા બાપદાદા આટલો આશરો કરતા ગયા છે.' મેં નમ્રતાથી કહ્યું.

'અરે વાહ ! હજુ તો મકાન નવા જેવું જ છે, કેમ બાબુસાહેબ ?' મનુભાઈને ઉદ્દેશીને એણે કહ્યું.

'મકાન જેમ જાળવીએ તેમ સારુ રહે. અવારનવાર વ્હાઈટવૉશ અને રંગરોગાન કરાવતા રહીએ તો મકાન નવા જેવું જ લાગે ને ?' મનુભાઈને કહ્યું.

'એ તો સાચી વાત છે.' જયમલ બોલ્યો: 'અમારુ મકાન જુઓ તો જાણે ઘોડાનો તબેલો !'

થોડી વારે ઉષા બટાકા-પૌંઆની ડીશો લાવી, અને અમને અકેક ડીશ આપી.

'પૌંઆબટાકા સરસ છે, ભાભી.' મનુભાઈએ ચમચાથી ખાતાંખાતાં કહ્યું: 'તમારે માટે રહેશે કે નહિ ?'

મજાક કરતાં કરતાં ડીશ ખલાસ થઈ, અને પછી ચ્હા આવી. ચ્હા પીધા પછી પાન ખાઈને બન્ને જણાએ સિગારેટ સળગાવી, અને સિગારેટના ધુમાડા કાઢતાં કાઢતાં મનુભાઈએ કહ્યું, 'હવે અમે જે કામે આવ્યા છીએ તે કહી દઉં. જયમલને થોડા પૈસાની હમણાં જરૂર છે. માત્ર પાંચસો રૂપિયા માટે એક સોદો હાથમાંથી જાય છે. તો તમે જયમલને આટલી મદદ કરો. અલબત્ત, તમને વ્યાજ તો આપવાનું જ છે.' અને એમ કહીને મનુભાઈએ અને જયમલે બન્નેએ મારા તરફ જોયું.

'કેટલુ વ્યાજ મળશે ?' મેં મનુભાઈને પૂછ્યું.





'બેન્કમાં કેટલું મળે છે?'

'સાડાત્રણથી ચાર ટકા.'

'એ તો ઘણું થોડું ગણાય.' મનુભાઈએ કહ્યું. 'જયમલ તમને દસ ટકા વ્યાજ આપશે.' પછી જયમલ તરફ જોઈને તેમણે કહ્યું, 'કેમ, કબૂલ છે ને?'

'હા, બરાબર છે.' જયમલે જવાબ આપ્યો..

પછી હું ઊઠીને અંદર ગયો, અને ઉષાને બધી વાત કરી. ઉષાએ કહ્યું, 'પાંચસો રૂપીઆ ઘણા કહેવાય. મનુભાઈના વેણ ખાતર આપવા હોય તો સો રૂપીઆ આપો.'

છેવટે હા–ના કરતાં જયમલે સો રૂપીઆ લઈ સંતોષ માન્યો, અને 'બાકીના બીજા કોઈ પાસેથી લઈ લઈશ' એમ કહ્યું. પછી નોટો ખિસ્સામાં નાખતા નાખતા કહ્યું, 'જરા બહાર આવો તો!'

'કેમ?' મેં સંકોચ પામીને પૂછયું.

'અમસ્તા.' જયમલે હસતાં હસતાં કહ્યું.

અને પછી અમે બહાર નીકળ્યા. એક રેસ્ટોરામાં જઈ જયમલે અમને શિખંડપુરી ખવરાવ્યાં, અને તેને મદદ કર્યા બદલ મારો આભાર માની, તે મનુભાઈ સાથે જતો રહ્યો. જતા જતા તેણે પાછળ જોઈને નિશાનીથી પણ આભાર વ્યક્ત કર્યો.

એક મહિના પછી જયમલ આવ્યો, પણ તે માત્ર વ્યાજના પૈસા જ લાવ્યો હતો. વ્યાજના પૈસા મને આપીને તેણે કહ્યું: 'બરાબર બે મહિના પછી હું તમારા પૈસા આપી જઈશ. ફિકર ન કરશો.'

'પૈસા યાદ કરીને પાછા આપી જજો.' જયમલને મેં કહ્યું. ચહા પીને તે વિદાય થયો.

'હવે પૈસા–બૈસા આપવા તે નથી આવવાનો.' ઉષાએ ચિંતા વ્યક્ત કરતાં કહ્યું: 'આપણે તેને પૈસા આપવામાં ભૂલ કરી છે.'

પણ નવાઈની વાત એ હતી કે બરાબર બે મહિના પછી જયમલ આવીને વ્યાજ સહિત પૈસા પાછા આપી ગયો.

અને પછી તો તે અવારનવાર પૈસા લઈ જતો અને પાછા આપી જતો.

**અ**મે જયમલ વિષે જાતજાતના તરંગ કર્યા. ઉથલપાથલ કરનાર યુવાન, સાહસિક યુવાન, વ્યવહારકુશળ છતાં ઉડાઉ યુવાન એવા જાતજાતના બિલ્લા અમે તેની છાતી પર લટકાવ્યા!

પરંતુ ચોમાસામાં નાના ખાબોચિયામાં ભરાયેલું પાણી ઉનાળામાં સુકાઈ જાય છે, તેવો જ અનુભવ અમને પણ થયો. વધતાં વધતાં અમારા તેની પાસે પાંચસો રૂપિયા લેણા થયા હતા અને તે તરેહતરેહનાં બહાનાં કાઢી અમને રમાડતો હતો! તેની વાતચીતમાં અગાઉ જોવામાં આવતી મીઠાશ હવે અદૃશ્ય થઈ ગઈ હતી, અને તેને બદલે થોડી કઠવાશ જોવામાં આવતી હતી.

મનુભાઈ પણ તેનો બચાવ કરીને કહેતા, 'આપશે, આપશે, થોડું મોડું થશે, કારણ કે અત્યારે તે મુશ્કેલીમાં છે. પણ તમારા પૈસા તે ડુબાવશે નહિ.' પછી તો ધીમે ધીમે તેની મુલાકાતે ભાગ્યે થતી.

અને પછી ઘણે વખતે જયમલ મને રસ્તામાં મળ્યો ત્યારે મેં તેને કહ્યું: 'કેમ, પૈસાની સગવડ કરો છો ને? મારે ખાસ જરૂર છે.'

મને થયું કે જયમલનું હૃદય પીગળશે. પરંતુ તેણે જવાબ આપવાને બદલે પોતાના ખિસ્સામાંથી સ્પ્રિંગવાળું ચાકુ કાઢયું, અને તેનું ચકચકિત પાનું મને બતાવીને તે બોલ્યો: 'ગભરાશો નહિ, એક મવાલી પાસે હું પૈસા માગું છું, પણ તે આપતો નથી, એટલે હું આ ચાકુ લઈને તેની પાછળ પડયો છું. તે મને આપશે કે તરત જ હું તમને આપી દઈશ.' અને પછી તરત જ ચાકુ બંધ કરીને ખિસ્સામાં મૂકી દીધું અને સાયકલ પર ચડીને ચાલતો થયો. હું આભો બનીને જોઈ રહ્યો. પૈસા માટે માણસો કેટલી હદ સુધી જાય છે તેનાં વર્તમાનપત્રોમાં વાંચેલાં વર્ણન મારી નજરે તરવરવા લાગ્યાં.

આ બનાવ પછી છેલ્લાં બે વર્ષથી અમે જયમલને યાદ પણ નહોતો કર્યો. પાંચસો રૂપિયા પડી ગયા છે એમ અમે તો માન્યું હતું.

અને આજે અચાનક તેના તરફથી સંદેશો મળ્યો હતો. મને મળીને એ શું કરવાનો હશે? એવા કૃતઘ્ન માણસને શા માટે મળવા જવું?

પરંતુ અનિચ્છાએ પણ મારે જયમલને મળવા જવું પડયું. કારણ કે સાંજે ફરીથી તેના તરફથી સંદેશો આવ્યો. પાછળ પાછળ મનુભાઈ પણ આવ્યા.

'જોઈએ તો ખરા કે તે શું કહે છે,' એમ કહીને





જરૂરિયાતનો અતિરેક એ આપત્તિનો જનક છે.

• જાનમાં કોઈ જાણે નહિ ને હું વરની ફૂઈ,
ગાડે કોઈ બેસવા ન દે, હાડીદાડીને મૂઈ.
• જાસે કછુ પાઈએ, વાકી કરીએ આશ,
સૂકે સરોવરપે ગયે, કયસે બૂઝે પ્યાસ !
• જીભને ચીકટ અડે નહિ, સોને ન અડે શ્યામ,
ગુણીને અવગુણ ના અડે, જ્ઞાનીને ન અડે કામ.
• જિસે રામકો ડર નહિ, નહિ પંચકી લાજ,
ઉસે છેડ ક્યા કીજિયે, ચૂપ ભલી મહારાજ.
• 'જે..જે' એ ટાળ્યા 'રામ..રામ', છાંટે ટાળ્યો ચોકો;
ચ્હાએ ટાળ્યું શિરામણ, બીડીએ ટાળ્યો હોકો.

મારે ગળે પડ્યા. છેવટે અમે બંને ગયા.

જયમલ ખરેખર બીમાર હતો. પહેલવાન જેવી તેની કાયા દુર્બળ બની ગઈ હતી. કેન્સરના દર્દથી પીડાતો હતો. ડૉકટરોએ મુંબઈ જવાની સલાહ આપી હતી. દવાની બાટલીઓ ને તેની ઉગ્ર વાસથી તેની ઓરડી ગમગીન લાગતી હતી !

'કેમ છે ?' મેં પૂછ્યું.

જયમલ વીલે મોઢે હસ્યો તેના ચહેરા પર ઉદાસીનતા દેખાતી હતી. પહેલાંનું મુક્ત હાસ્ય કોણ જાણે કયાં અદશ્ય થયું હતું.

'અમારે યમરાજાનો સમન્સ આવ્યો છે.' છત તરફ જોઈને એકાદ વૃદ્ધ માણસની માફક તે બોલવા લાગ્યો: 'પણ અમે મુંબઈની કોર્ટમાં અપીલ કરવાના છીએ.'

થોડું પાણી પીને તે ફરીથી બોલવા લાગ્યો: 'હવે ગઈ ગુજરી ભૂલી જઈને મને ગરીબને પાંચસો રૂપીઆ આપો. જોઈએ તો મારું લખી આપુ. જીવીશ તો બમણું નાણું દૂધે ધોઈ માપી દઈશ. ત મારો દેણદાર નહિ રહું !'

બોલતાં બોલતાં તે થાકી ગયો. તે નિસ્તેજ આંખોમાં થોડી ચમક દેખાઈ.

'મારી પાસે અત્યારે બિલકુલ સગવડ નથી.' મેં નિષ્ઠુર બનીને કહ્યું.

'જેવી આપની મરજી,' એમ કહીને જયમલે તેના થરથરતા હાથ જોડયા. અમે જવા માટે ઊભા થયા ત્યારે તેણે નિશાનીથી ચ્હા પીને જવાનું કહ્યું.

પછીથી અમને ખબર પડી કે, ઘર પર પૈસા લઈને તે મુંબઈ ગયો હતો, પણ પાછો આવ્યો નહોતો. માત્ર તેની વિધવા પત્ની પાછી આવી હતી. તેને બાળબચ્ચાં તો કંઈ નહોતાં જ. તેના મૃત્યુના સમાચાર જાણીને ઉષા બોલી ઊઠી : 'અરે રે, બહુ ખોટું થયું !'

'તેનો ને આપણો ઋણાનુબંધ પૂરો થયો.' મેં ખેદયુક્ત અવાજે કહ્યું.

પણ ખરું જોતાં ઋણાનુબંધ હજુ પૂરો નહોતો થયો. કારણ જયમલની ઉત્તરક્રિયા પતી ગયા પછી એક દિવસ તેની પત્ની તરફથી સંદેશો આવ્યો. મનમાં અચંબો પામતો હું મનુભાઈને સાથે લઈને જયમલને ઘેર ગયો. અમને જોઈને તેની પત્ની સાડીના પાલવથી આંખો લૂછવા લાગી. અમે સામાન્ય રૂઢિ મુજબ તેને સાંત્વનના શબ્દો કહ્યા. તેની ભાભીએ અમારે માટે ચ્હા બનાવી.

ચ્હા પીને અમે જવા માટે તૈયાર થયા, એટલે જયમલની પત્નીએ અમને રોકયા, અને ઘરમાંથી એક મેલા કપડાના કટકામાં વીંટાળેલું બંડલ લાવીને અમારી પાસે મૂક્યું.

'આ શું છે ?' મેં ચમકીને પૂછ્યું.

'મારા પતિની છેવટની ઇચ્છા !' તેની આંખોમાં આસુ આવી ગયાં. તેના અવાજમાં આર્દ્રતા હતી.

'જુઓ ને, તેમાં શું છે તે.' મનુભાઈએ સૂચવ્યું.

મેં બંડલ છોડીને જોયું તો અંદર પાંચસો રૂપયાની નોટો હતી !

આ તદ્દન અનપેક્ષિત ઘટના હતી. નોટો લેવી કે નહિ તેની ઘડીભર મારા મનમાં ગડમથલ થઈ ! પણ છેવટે વ્યવહારબુદ્ધિનો વિજય થયો. થરથરતે હાથે મેં નોટો ખિસ્સામાં મૂકી, અને માત્ર નજરથી જ જયમલની પત્નીની રજા લીધી. ચોરની માફક ઘરમાંથી ઉતાવળે પગલે બહાર નીકળ્યો.

'લે આ.' ઘેર આવીને ઉષાને નોટોનું બંડલ આપીને મે કહ્યું.

કોઈ ઝેરી જંતુ તરફ જોતી હોય તેમ તેણે એ નોટો તરફ જોયું, અને પછી ગદ્ગદ સ્વરે કહ્યું : 'ગમે તેવો હતો પણ જયમલ મરી ગયો એ ખોટું થયું !' અને એ જ ક્ષણે તેની આંખમાંથી ટપકતાં આંસુ એ નોટો પર પડયાં. ☆

પહેલા માણસ ટેવ પાડે છે, પછી ટેવ એને પાડે છે.



રમણલાલ સોની

# તણખલું તારે છે !




આ વીસ વર્ષ પહેલાંની વાત. સને ૧૯૪૪ની સાલ. મારી પત્ની રસિકબાળા ગંભીર માંદગીમા હતી. આખું અંગ લકવાથી રહી ગયું હતું. રાતદિવસ એ બેભાન રહેતી હતી. દાક્તરમિત્રો ખડે પગે હાજર રહેતા હતા ને સારવાર કરતા હતા. પણ કંઈ ઇલાજ થતો નહોતો. આમ છ દિવસ થઈ ગયા. છઠ્ઠા દિવસની રાતે બે વાગે દાક્તરો ગંભીર બની વિચાર કરવા લાગ્યા. કંઈ કહેવાની એમની હિંમત ચાલતી નહોતી. ત્યાં એક દાક્તરે કાગળની ચબરખી પર એક શબ્દ લખી બીજા દાક્તરને બતાવીને કહ્યું : 'આ એક ઉપાય હવે બાકી છે.'

ચિઠ્ઠી જોઈ તો એમાં લખ્યું હતું : 'પેનિસિલિન.' તે સમયે પેનિસિલિન નવી જ દવા હતી. બજારમાં આજની પેઠે તે મળતી નહોતી. પૂ. કસ્તુરબા યરવડા જેલમા મૃત્યુશય્યા પર હતા ત્યારે તેમના માટે સરકારે આ દવા વિમાનમાં મગાવી હતી એવું એક છાપામા વાંચેલું. એટલે એ દવા ક્યાં મળશે, કેમ મળશે, એ આખું રહસ્ય હતું. ડૂબતો તરણાને ઝાલે તેમ મેં તરત કહ્યું : 'મગાવો !' પણ મગાવવી ક્યાથી ? વિચાર કરીને મુંબઈ એક મિત્રને તાર કર્યો. બીજો તાર આણંદના જર્મન દાક્તર ફૂકને કર્યો. ઉપરાંત આણંદ તથા અમદાવાદ જાણીતા દાક્તરો પર પત્ર આપીને માણસો મોકલ્યા.

બીજા મહાયુદ્ધનો એ સમય હતો. મોડાસાથી અમદાવાદ જવા ત્રીસ માઈલ બસમાં તલોદ જવાનું ને તલોદથી ટ્રેનમાં અમદાવાદ. તેય ટ્રેનનો માત્ર એક જ ટાઈમ. પળપળની કિંમત હતી. કપડવણજના પોસ્ટમાસ્તર શ્રી હરિભાઈ મારા મિત્ર હતા. તેમને પણ એક તાર કર્યો હતો. અમદાવાદ ગયેલો માણસ સાંજે સાત વાગે દવાની શીશી બરફમાં લઈને આવ્યો. બીજી બાજુ આણંદથી ડૉ. ફૂકે દવા મોકલી મુંબઈથી પણ તાર આવ્યો કે દવા રવાના કરી છે. એક શીશીના અઢાર રૂપિયા પડેલા. પણ દવા મળી શકી એથી આનંદ થયો. કપડવણજથી હરિભાઈએ મુદ્દામ પત્ર લખ્યો, એમાં પૂજ્ય માતાજીનાં બે વચનો લખી મોકલ્યાં. તેણે મારા મન પર ખૂબ અસર કરી. મારા થાકેલા મનમાં એ વચનોએ નવી શ્રદ્ધાનો સંચાર કર્યો ને તરત મેં ચાક વડે પરશાળની ભીંત પર મોટા અક્ષરે એ વચનો લખાવ્યાં. ને ફરી ફરી મનમા તેનુ રટણ કરવા માંડયું.

એ વચનો આ છે :

'માણસનું જીવવું-મરવું એ ઈશ્વરને આધીન છે.' વાત બહુ સાદી છે ને રોજ સાંભળીએ છીએ. પણ એ દિવસે મારી માનસિક હાલતમાં એ શબ્દોએ અજબ અસર કરી. ચિત્તમાંથી તમામ ચિંતા એકદમ ચાલી ગઈ ને દુઃખમાં પણ ઈશ્વરનો સાથ દેખાયો.

પેનિસિલિન દાક્તરો માટે નવી જ દવા હતી. તેમણે દરદીને એ આપવા માંડી—ત્રણત્રણ કલાકે નિયમિત ત્રીસ કલાક પછી બીજા દિવસની મધરાતે એકાએક દરદીના જમણા પગનો અંગૂઠો હાલ્યો.




○ જોઈએ એમાં એકથી પણ, ઓછે નહિ નિભાય,
ચાયા, ઈસો, ઉપળાં, મળી ખાનલો થાય.

ધીરે ધીરે જમણું અંગ હાલ્યું—ચેતન આવ્યું. જમણી આંખ ઊઘડી. ડાબું અંગ હજી જડ હતું. વાચા હતી નહિ પણ અમારા શબ્દો એના કાને જતા હતા એવું લાગ્યું. અચાનક મને સૂઝયું તે સ્લેટ લાવી મેં એની સામે ધરી અને એના જમણા હાથમાં ચાકનો ટુકડો પકડાવી દીધો. તરત જાણે ચમત્કાર થયો હોય એમ એ હાથ ચાલ્યો ને 'ઈશ્વરમાં આસ્થા રાખો, હું મરવાની નથી.' અમે સૌ આ વાંચી ચકિત થઈ ગયા એકદમ અમને થયું કે દરદીને જીવવાની આટલી શ્રદ્ધા છે, તો આપણે શું કામ નિરાશ થવું ? યુદ્ધના પરિણામે જીત નિશ્ચિત છે. માત્ર યુદ્ધ કરવાનું જ કામ આપણે કરવાનું છે. પણ દાકતરે કહ્યું કે, 'હવે શું કરવું તેની અમને ખબર નથી. એને અમદાવાદ લઈ જાવ.'

તરત અમદાવાદ લઈ જવાનું નક્કી કર્યું ને વહેલી સવારે બે વિદ્યાર્થીઓને અમદાવાદ ડૉ. એસ જી. અંકલેશરિયા પાસે મોકલ્યા ને સાથે દરદની બધી વિગત લખી મોકલી. ઘણી મુસીબતે રાતે દરદીને અમદાવાદ લઈ ગયા. રાતોરાત દાકતરે સારવાર હાથ ધરી ને રોગ કાબૂમાં આવતો ગયો.

મહત્ત્વની વાત આમાં મને એ દેખાઈ કે માણસનો અંતર્યામી એનો સાચો રાહબર છે. ઝંઝાવાતમાં એના અંતરની શ્રદ્ધાની કસોટી થાય છે. શ્રદ્ધાનો દીવો વાવાઝોડામાં હોલવાવો ન જોઈએ. કેવળ માણસના હાથની જ એ વાત નથી. એમાં ઈશ્વરકૃપાની પણ જરૂર છે. એ કૃપા અનેક રૂપે ને પ્રકારે પ્રગટ થાય છે. શ્રી હરિભાઈએ લખી મોકલેલા વાક્યને અને દરદીએ અર્ધબેભાન અવસ્થામાં લખેલા વાક્યને કંઈ આંતરિક સંબંધ હશે. ડૂબતાને તણખલાં મળી રહે છે. એ તણખલામાં પહાડ જેવડું જોર હોય છે. એ ઉગારે છે ને તારે છે. એક બાજુ શ્રી હરિભાઈએ માતાજીનાં વચન લખી મોકલી સૂચવ્યું કે, 'ઈશ્વરની ઈચ્છાને આધીન થવું એ જ માત્ર આપણું કર્તવ્ય છે.' ડગતી શ્રદ્ધા, એના સહારે, અચળ બની ગઈ. દરદીના અંતરમાં પણ એવી જ અચળ શ્રદ્ધા કામ કરી રહી હતી.

આઠ દિવસે એ બોલી, જીભથી નહિ, પણ લખાણ દ્વારા કે ઈશ્વર પર શ્રદ્ધા રાખો, હું મરવાની નથી. અમારી શ્રદ્ધાને ડગમગતી જોઈ જાણે એણે અમને ઠપકો આપ્યો !

આ જ દિવસોમાં બીજા એક અજાણ્યા સજ્જન એક ચોપડી મને વાંચવા આપી ગયા. એ ચોપડીનું નામ હતું 'ઈશ્વરની શોધમાં.' સ્વામી રામદાસ કૃત આત્મકથાની એ ચોપડીમાં બસ એક જ વાત ફરી ફરીને ઘૂંટેલી હતી કે, 'જે કંઈ થાય છે તે ઈશ્વરથી જ થાય છે. ને જે થાય છે તે સાચું જ થાય છે તેવી અવિચળ શ્રદ્ધા રાખવી.'

ઈશ્વરકૃપા શું કરી શકે છે તેનાં દૃષ્ટાન્તો અનેક સાધુ—મહાત્માઓએ આપેલ છે. હું એવું દૃષ્ટાન્ત આપવા પાત્ર નથી પરંતુ એક નાનકડો અનુભવ અહીં ઉતારવાનો લોભ થાય છે.

સત્યાગ્રહની ચળવળ વખતે પહેલી વાર હું સત્યાગ્રહ કરી જેલમાં ગયો ત્યારે ડાબા પગના સાંધાનું કળતર લઈને આવ્યો. ફરી સત્યાગ્રહ કરી જેલમાં ગયો, ને બીજા પગમાંયે એ દરદ લઈને આવ્યો. એક બેઠકે બેસાય નહિ, થોડી થોડી વારે પગ છૂટા કરવા ઊભા થવું પડે, પગને લાંબા કરવા પડે. આવું સત્તર વર્ષ ચાલ્યું. ઘણી દવાઓ કરી, પણ ઘૂંટણનો દુખાવો ચાલુ જ રહ્યો. એટલે માની લીધું કે આ દરદ સ્વીકારીને જ ચાલવાનું છે. ત્યાં સને ૧૯૪૯માં સ્વામી રામદાસ અમદાવાદ પધાર્યા ને તેમણે મને બોલાવ્યો. સ્વામીજીના સાન્નિધ્યમાં રામધૂન થાય, વાર્તાલાપ થાય ને કલાકો ક્યાં પસાર થઈ જાય તેની ખબર પડે નહિ પહેલાં જ દર્શને ત્રણ કલાક ગયા ને હું એક જ આસને બેસી રહ્યો તોયે ઘૂંટણના દુખાવાનું ભાન રહ્યું નહિ. સાંજે ફરી તેમના સાન્નિધ્યમાં બેઠો. ફરી પણ એ જ દશા થઈ. બીજે દિવસે પણ એવું જ બન્યું. એક આસને અડધો કલાક પણ બેસી શકાતું ને આ બે દિવસથી કલાકો સુધી બેસી શકતો હતો ! અને પછી એ ઘૂંટણનું દર્દ ક્યાં અદૃશ્ય થઈ ગયું તે આજે બીજાં સત્તર વર્ષ વહી ગયાં તોયે દેખાયું નથી ! સંત પુરુષના સાન્નિધ્યનો આ પ્રતાપ છે. સંતની હાજરીમાં દુઃખદર્દ બધું લુપ્ત થઈ જાય છે એમ કહ્યું છે તે ખોટું નથી.

નોલભાઈ જૂ. પરૂજ

# ગિરનારનું ગૌરવ



'તમે અમરનાથનાં દર્શન કર્યાં છે ?' એક મિત્રે મને એક વખત પ્રશ્ન કરેલો. ત્યારે તો મારે નકારમાં જવાબ આપવો પડેલો. પણ ગયા ઉનાળામાં મેં જે મંદિરનાં દર્શન કર્યાં, એ મંદિર પણ એક રીતે તો અમરનાથના ધામ જેટલું જ દૂર છે અને પવિત્ર પણ. એને માટે છાતીભેર ચઢવું પડે છે. ગરમીમાં શેકાવું પડે છે. ઠંડીમાં થથરવું પડે છે. ચઢતાં આંતરડાં ગળે આવે છે ને ઊતરતાં સાથળો ભરાઈ જાય છે. ક્યારેક રસ્તામાં ભૂખનું દુઃખ ને તરસનો ત્રાસ વેઠવાં પડે છે, ને આ બધું હોવા છતાં એ મંદિરનું દર્શન ભવ્ય છે. એ દર્શનથી આંખોની સાથે આત્મા પણ પરિતૃપ્તિ અનુભવે છે,

હા, તો એ મંદિર છે એક માનવદેહ. વન વટાવી ગયેલ એ માનવદેહનાં દર્શન કરતાં એવું લાગે છે કે જાણે એના કોઈપણ અંગને યુવાનીનો ઉન્માદ અડક્યો જ નથી. અને છતાં શરીરમાં તરવરતા ઉત્સાહની ઝલક સહેજ પણ ઝાંખી પડી નથી. પાણીની કાવડ ભરી ઝડપભેર ગિરનારનાં પગથિયાં ચઢતા પથ્થર-શા સખત પગમાં ને આંખનું અમૃત ઓગાળી પ્રવાસીને પ્રેમપૂર્વક પાણીનો પ્યાલો ધરતા હાથમાં ગિરનું ખમીર કળાઈ આવે છે. બાકી તો હાથમાં માળા લઈ એમને રામનામ જપતા જુઓ ત્યારે વદનકમળ પર વૃદ્ધત્વની શાંત ને પવિત્ર આભા જ તરવરવા લાગે. એ આભામાં પ્રકૃતિનું તત્ત્વ ભળતાં એક સુભગ સમન્વય સધાય, જેના અતલમાં ઊંડે ને ઊંડે ખૂંપ્યા કરવાનું જ આપણને ગમે.

ગિરનાર પરના જૈનમંદિરોનાં નયનરમ્ય દહેરાં નિહાળી, અંબાજીની ટૂંક પર આદ્યશક્તિનાં દર્શન કરી, ગોરખનાથની ગુફા જોઈ, ગુરુ દત્તાત્રેય શિખર તરફ આગળ વધતાં કમંડળકુંડ પછી સીધી નિસરણી જેવું ચઢાણ આવે છે. ભલભલા યુવાનો પણ આ છાતીભેર પગથિયાં ચઢતાં હાંફી જાય છે. એ ચઢાણ પર વચ્ચે પગથિયાંની બાજુમાં બે બાજુ શિલાઓ અને બે બાજુ ડાળાં–ઝાંખરાંથી છાયેલ એક નાનકડી ઝૂંપડી છે. એમાં કોથળા પર માળા લઈ એક વૃદ્ધ બેસી રહે છે. ઘર, પરબ, વિસામો ને દુકાન, બધાં યની ગરજ એ ઝૂંપડી સારે છે.

દુકાનમાં ખાસ વેચાઉ માલ નથી હોતો, પણ ! માટીની કૂંડીમાં થોડાંક લીંબુ, પતરાના બે ડબ્બા પર ટેકવેલ પાટિયા પર લવિંગ, ઇલાયચી, સરી, સીંઠું, અજમો વગેરેથી ભરેલ કાચની નાની નાની શીશીઓ, બાજુમાં બીડી–સિગારેટનાં એક–બે પડીકાં ને પેંડા, ગાંઠિયા, દાળિયાના ત્રણ–ચાર અડધિયા ડબ્બા, એટલું ગોઠવેલું હોય છે.

જે જગાએ આ ઝૂંપડી છે ત્યાંથી ઊંચે નજર કરીએ તો ગુરુ દત્તાત્રયની ધજા માથા પર ફરફરતી દેખાય. પણ ત્યાં પહોંચતાં ખાસ્સો સમય લાગે છે.

જ્યારે હું ઝૂંપડીએ પહોંચ્યો ત્યારે ખરેખર થાકીને લોથપોથ થઈ ગયો હતો. તળેટીથી તો ફક્ત અંબાજીનાં દર્શન કરી પાછા વળવાનો ઇરાદો રાખેલો, પણ ત્યાં સુધી આવ્યા પછી, ગુરુની ધજા જોઈ, ચાનક ચઢી. દત્તાત્રેયનાં ચરણોમાં માથું નમાવ્યા વિના પાછા વળતાં મન ન માન્યું ને થાકેલા પગને સાબદા કરી ગુરુનું રટણ કરતા મેં પગથિયાં ગણવા શરૂ કર્યાં. પણ આ ઝૂંપડીએ આવતાં તો ખરેખર હું હાંફી ગયો.





સૂર્ય સાતે ય અશ્વોની લગામ છૂટી મૂકી, દત્તાત્રેયનાં દર્શન કરવા શિખરે પહોંચી ગયો હતો. ને એની કિરણાંગુલિઓ વડે ગુરુના પગ પખાળી રહ્યો હતો. પવન પણ ડાહ્યોડમરો થઈ પથ્થરની બખોલમાં બપોરા ગાળવા બેસી ગયો હતો. કિલકિલાટ કરતાં પંખીડાં તો તળેટીમાં ને ગિરનારની કેડયે વળગેલ ઝાડવાં પર રહી ગયાં હતાં. ને અહીં આ કાળમીંઢ પથ્થરનું પેટ ફાડી ઊગેલ ઝાખરાં પર પણ ઝાઝાં પાંદડાં નહોતાં. એટલે વિના રોકટોકે આ જેઠ મહિનાની ગરમી પથ્થરે પથ્થરે ભટકી રહી હતી.

જોકે કો'ક રડયાંખડયા યાત્રાળુઓની આવન-જાવન ચાલુ હતી. પણ એય હાંફતાં હાંફતાં, તળેટીમાંથી ભાડે લીધેલ લાકડીને ટેકેટેકે. હું તો લાકડી પણ નહોતો લાવ્યો કે, એના અવાજનો હડસેલો પણ ચઢવામાં મદદ કરે. આથી ઝૂંપડી આવતા જ સભ્યાસભ્યતાની દરકારને બહારની શિલા પર પટકી, સીધો જ વૃદ્ધ પાસે જઈ, કોથળા પર બેસી પડયો. ને અહીંથી જ પાછા વળવાનું પણ વિચારી રહ્યો.

એ જ વખતે મીઠાશભર્યો અવાજ આવ્યો : 'બહુ થાકી ગયા ભાઈ! બે ઘડી અહીં નિરાંતે બેહીને થાક ઉતારો. ટાઢું પાણી પીઓ અને શરબત પીવું હોય તો એકાદ લીંબુ નિચોવી દઉં.... પછી હળવા થઈને દરશન કરી આવો. હવે તો તમે ઠેઠ ગુરુનાં ચરણોનાં પૂગી ગ્યા છો....' અને માળા બાજુ પર મૂકી, એમણે ઊભા થઈ, પાણીનો પ્યાલો ભરી, મારી સામે ધર્યો.

પાણી ઠંડું હતું ને મને તરસ પણ ખૂબ લાગી હતી. એટલે ઉપરાઉપરી બે પ્યાલા ગટગટાવી જઈ ત્રીજાની માગણી કરી. પાણી બહુ પીશો તો પેટમાં વાગશે ભાઈ એના કરતાં એકાદ લીંબુનુ શરબત પીઓ. એનાથી તરસ છીપશે.'

'કેટલા પૈસા થશે ? ' રસ્તામાં પાણીના એક પ્યાલાના પણ પાચ પૈસા આપવા પડેલા એ અનુભવે મેં પહેલેથી જ ભાવ નક્કી કરી લેવાનું મુનાસિબ માન્યું.

'પૈસા....?!' વૃદ્ધ ખડખડ હસી પડયા. જાણે પૈસા નામને એ આજ પહેલી જ વાર ન સાંભળતા હોય ! 'પૈસા તો અહીં કોઈના લેવાતા જ નથી, ભાઈ. હા, જેને દેવા હોય ઈ પેલી ધરમાદાપેટીમાં નાખે.' વૃદ્ધે ઝૂંપડીની થાંભલીએ ખૂંટા પર ટાંગેલી એક પતરાની પેટી તરફ આંગળી ચીંધી.

'તો પછી આ ખર્ચ કેવી રીતે નીકળે છે ?'

'નીકળે છે મારા લૈ.... ઉપરવાળાની પ્રે'રણાની છે....' વૃદ્ધના અવાજમાં અનંત શ્રદ્ધા હતી.

'પણ આ ઉંમરે આ મહેનત....! છેક કમંડળકુંડમાંથી પાણી લાવવું.... નીચે જઈ આ સરસામાન લાવવો.... એ બધું શી રીતે બને છે, કાકા ?'

'ગુરુની કિરપાથી હાથપગ સાબદા છે, ભાઈ. ને આટલુ કામ કરવામાં ક્યાં હાડકાં તોડવાનાં છે ? આમે ય ઘેર બેઠેબેઠે શું વધવાનું ? આયખું ઘટે ને આળસ વધે. એના કરતાં અહીં આવતાં જાત્રાળુને ઘૂંટડો પાણી પિવડાવું કે મા-બાપ હારે હોંશે હોંશે આવતાં છોકરાંવને મૂઠી દાળિયા–ગાંઠિયા દઈ રાજી કરુ તો એમના આતમાને કેટલી ટાઢક વળે !'

મને ય ભૂખ લાગી હતી : 'કાકા, મને ય પાશેર ગાંઠયા ને અચ્છેર પેંડા આપો ત્યારે.'

'એટલુ બધું એકીહારે તમને દઈ દઈશ તો પછી મારાં ડબલાંમા રે'શે શુ ?' એમણે ખડખડ હસતાં કહ્યું ને એક પતરાળામાં બાચકો ગાંઠિયા ને ત્રણ–ચાર પેંડા મૂકી આપતાં ઉમેર્યું : 'આટલુ ખાઈને પાણી પી લ્યો....પેટમા ભારે ય નઈ થાય ને અકળાઈયે નઈ જવાય.'

'પણ કાકા, તમે જરા વધુ માલ રાખતા હો તો અહીં સીઝનમા ઘરાકી સારી રહે.'

'અરે ભાઈ, મારે વળી હવે આ જતે દા'ડે નફા-તોટાનાં તાજવા તોલીને શુ બાંધી જવું છે ? હવે તો વેપાર ગુરુના નામનો....ને નફા–તોટાની ચંત્યા બધી મૂકી દીધી એના ચરણે....'

'તો પછી કાકા, તમારે કોઈ સગું-સંબંધી.... પુત્ર-પરિવાર....'

'ગણો તો ઘણાં બધાં છે ને ન ગણો તો કોઈ નથી.... તમે જ કો'ને, આ બધો દા'ડો જાત્રાળુઓની હાર હાલ્યા કરે છે, ઈ બધા અલકમલકના માનવીઓની ઓથ ઓછી છે ? ઈ હંધાંય આપણા સગાંવા'લાં...! ને આ ઝૂંપડીની પરબેથી પાણી પીતાં જન–જનાવર એ પુત્તર ને પરિવાર.'

'ત્યારે તો કાકા, તમે એકલા જ હશો !'

'હા ભાઈ, અટાણે તો ગુરુ દત્તાત્રેય પેઠે અહીં'





એકલો જ પડયો રહું છું. ગુરુએ પણ ગ્યાં કોઈના સાથ–સથવારાની એવના રાખી'તી? આપણે દુનિયાના ને દુનિયા આપણી.'

'પણ આપલે કંઈ આધાર....?'

'અટાણે તો મોટો આધાર ગિરનારબાપજીનો. જો કે મારે ય હતું ઈ ટાણે તો મબલખ હતું. પણ ઈ હંધું ય જે જીના નસીબનું હતું ઈને દઈ દીધું. ને આ જીવડો જાગ્યો ત્યારથી તો હું ને આ મારી ઝૂંપડી બેય એકબીજાની ઓથે. શું થાય ભાઈ, હવે તો આ ગિરના પથરેપથરે, ઝાડવેઝાડવે ને પાંદડેપાંદડે માયા બંધાઈ જઈ છે. એટલે બીજો કોઈ આધાર ગોતવો ગમતો જ નથી.'

એમણે હાથમાં માળા લઈ આંખો મીંચી.

હજી તો મેં દત્તાત્રેયના ચરણનાં દર્શન નહોતાં કર્યાં. થોડે ઊંચે ચઢ્યા પછી હવે એ દર્શન કરવાનાં હતાં. પણ અહીં મેં જે આત્માની ઝલકનાં દર્શન કર્યાં એ પછી પેલાં દર્શન કરવાની પ્રબળ ઇચ્છા કંઈક ઓસરતી લાગી. મેં ભક્તિભાવપૂર્વક વૃદ્ધના મોં સામે જોયું. એ મનઃચક્ષુ દ્વારા ગુરુનાં દર્શનનો આહ્‌લાદ અનુભવતા હોય એવી પ્રતીતિ એમના મોં પર અંકાયેલા ભાવો વાંચતાં થતી હતી. ત્યાંથી એ દેહમંદિર પર નજર ઉતારી. એક તેજવર્તુલ એ શરીર આસપાસ રચાતું દેખાયું. એ જ પવિત્ર આભા....કલ્પનામાં વાગોળ્યા કરતો હતો ને અહોનિશ જેની અભીપ્સા સેવ્યા કરતો હતો એ જ પવિત્રતા....અને છતાં એ પવિત્રતામાં એક અનેરા પ્રકારની અવર્ણનીય ઝલક હતી. એ આભામાં એવી કંઈક દિવ્યતા હતી કે જેણે મને દત્તાત્રેયની ટૂંક પર પહોંચવાની લગની લગાડી એટલું જ નહીં, પણ એ માટેનું બળ પણ પૂર્યું.

હું ઝડપભેર પગથિયાં ચઢી ગયો. પ્રત્યેક પગથિયું ચઢતા પ્રેરણાનું પુનીત પીયૂષ શરીરમાં ઊભરાતું જતું હતું. પગથિયાં પર મુલાયમ બિછાત બિછાઈ ગઈ હોય એમ હુ ચાલતો હતો. કોઈ અદીઠ ચેતના મારા પગને પગથિયાં પર પડતાં જ ઊંચકીને આગળને સોપાને મૂકી દેતી હોય એમ, હુ દત્તાત્રેય ટૂંક પર ક્યારે પહોચ્યો એની ખબર જ ન પડી.

ખૂબ જ શ્રદ્ધાપૂર્વક ગુરુના ચરણમાં મસ્તક નમાવી, પૂજા કરી, પ્રસાદી લઈને એ નાનકડી દેરીની પરિક્રમા પણ કરી. એક નજર જૂનાગઢ પર પણ નાખી લીધી. માતાના ખોળામાં બાળક સૂતું હોય એમ ગિરનારના ઉછંગે જૂનાગઢ પથરાયું હતું. નાગના લિસોટા જેવી સડકો સંકોચાઈને ઝાડવાની પૂંઠે લપાઈ જતી હોય એવું અહીંથી દેખાય. ને ખરી મઝા તો દૂર દૂર સાપોલિયા પેઠે ચાલી જતી ગાડી જોવામાં આવે. પણ નિરાંતવે મને આ બધું જોવાનો સમય નહોતો. એક ગામ ભિક્ષા માગતા, બીજે સ્થળે રસોઈ કરતા ને ત્રીજે ઠેકાણે અલખ જગવતા ગુરુ દત્તાત્રેયનાં પગલાં અહીં પડયાં હશે ત્યારે તો અડાબીડ જંગલમાં કે પથ્થર પર. પણ અત્યારે તો એ ચિતાભસ્મલેપથી ઓપતા નિર્લેપ ગુરુના ચરણ માટે આરસની ફરસબંદી છે. પૂજા કરવા માટે સવા રૂપિયો ને ચરણામૃત માટે ચાર આના અહીં ધરવા પડે છે. આ બધુ શું ગુરુના આત્માને ગમતું હશે? પણ આપણે તો શ્રદ્ધાપૂર્વક નમવાનુ છે.

હું ઝટપટ પેલી ઝૂંપડીએ આવી પહોંચ્યો ત્યારે પેલા વૃદ્ધ કોઈ યાત્રાળુનાં બાળકોને હસતાં–હસાવતાં પેંડા–ગાંઠિયા ખવડાવી રહ્યા હતા.

'ગુરુનાં દર્શન કરી આવ્યા, ભાઈ!'

'હા, કાકા. ઉપરથી ચારે તરફનાં દૃશ્યો જોવાની ખરેખર મઝા આવી. તમે તો રોજ ગુરુનાં દર્શન કરતા હશો.'

'અહીં રહ્યે રહ્યે એની ધજાનાં દરશન કરી લઉ છું.'

'કેમ, ત્યાં સુધી નથી જતા?'

'હું મંદિરે દરશન કરવા જાઉં ને અહીં કો'ક જાત્રાળુ આવી ચઢે તો બચારાને ઝૂંપડું બંધ જોઈ સો મણનો નેંહાકો પડે. એ કરતાં જે જાત્રાળુ દરશન કરીને પાછા વળે ઈનાં જ દરશન કરી લઉં છું. બધાંના રંદિયામાં તો મારો વા'લમો વસેલો જ છે ને....! ગુરુનાં દરશન કરીને આવતા માણસો ય ગુરુ જેવા....'

વૃદ્ધના વચનામૃતને પંચેન્દ્રિય દ્વારા હું પી રહ્યો. કંઈક પૂછવાનુ મન થયું. પણ યાદ આવ્યું કે એમણે હમણા જ કહ્યું હતું: 'અહીં નો હું એકલો જ છું ભાઈ, ગુરુની પેઠે એકલો!' એ અવાજમાં બીજો સુમધુર સ્વર પણ વીંટળાતો મને લાગ્યો:





અણસમજનો સંતોષ એને મારે છે

'તદ્દન એકલો....ગિરનારની પેઠે એકલો. પણ એવો અડગ.... સૂર્યચંદ્રની પેઠે એકલો. પણ એવો જ પરમાર્થવાદી....ગગનગામી ઉડ્ડયન કરતા ખગરાજ-નીપેઠે એકલો. પણ એવો જ નમ્ર પ્રભુભક્ત.'

પ્રભુના મોંનાં દર્શન કરવા તો હું ભાગ્યશાળી નથી નીવડયો. પણ વૃદ્ધના મોં સામે તો કયાંય સુધી અપલક નયને નિહાળી રહ્યો. પ્રશ્નો પૂછી એમના ભૂતકાળ વિષે જાણવાની એક પ્રબળ ઇચ્છા મનના અગોચર ખૂણે સળવળી. પણ વાચા એવી તો લીન થઈ ગઈ હતી કે કંઈક બોલી આ મૌનના અવકાશની પવિત્રતામા ખલેલ પાડવાની ઇચ્છા થતી નહોતી. થોડી વારે ફક્ત આટલું જ પૂછી શકયો : 'તમે કયારેક તમારે ઘેર તો જતા હશો ને કાકા!'

'હોવે ભાઈ, ચ્યાણેક ઘરનુ કો'ક અહીં આવે છે ને હું પણ ગ્યાણેક એકાદ રાતના ઘરે જઈ આવું છું. વળી ચોમાહામાં જયારે આખો ગિરનાર મે'-માં ધરબાઈ જાય, ઈટાણે દહ-પંદર દિ' લગણ પણ ઘરે રહી આવું છું. જે ખોયડામાં આ મહામૂલો મનખા અવતાર મલ્યો, જે જમીંની માટીથી આ દેહ ઘડાયો ને જીની માયાના મણુ-કામાં મન પરોવાયું છે એ ત્રાગડાની પેઠે 'ટચ' દઈને થોડું તોડી નંખાય છે!' વૃદ્ધના અત્યારના અવાજની પશ્ચાદ્ભૂમાં થોડું થોડું અલગારીપણું પણ મને વરતાયું. પણ એ હતુ પવિત્રતાથી પરિપૂર્ણ.

વૃદ્ધના વાણીશ્રવણમાં રમમાણ થયેલ ચિત્તમાં એ પવિત્ર ચહેરો બરાબર વસી ગયો. ભવિષ્યમાં ભલે હુ આ જગાએ ન હોઉ, પણ હૃદયથી અહીંથી વિખૂટો પડી શકું એમ નથી. વધુ પૃચ્છા કરીને બીજું કંઈ વિશેષ જાણવાની જિજ્ઞાસા હવે ઓસરી ગઈ હતી. રખેને ચિત્તમાં અંકાયેલા આ ચિત્રમાં વધારો-ઘટાડો થઈ જાય. વધારો વ્યાજબી નહોતો લાગતો ને ઘટાડો તો હું ન જ ઇચ્છું.

હાથ ચઢ્યા એટલા સિક્કા ગજવામાંથી કાઢી, પેલા ડબ્બાનાં નાખી, હું નીચે ઊતરવા તૈયાર થયો.'

'આવજો ભાઈ. કયારેક આ પા ભૂલા પડો તો વળી ગુરુનાં દરશને આવી ચઢજો....' એ અવાજ-માં નરી પ્રેમછલકાતી શાંતિ જ હતી, છતાં મને એમાં એક સ્વજનને વિદાય આપતી વખતની ગદ્ગદિતા વરતાઈ. મારાથી તો આભારનો એક શબ્દ પણ ન બોલી શકાયો. ને કદાચ પરાણે બોલવા ઇચ્છયું હોત તો પણ વાણી સાથ ન આપત.

રસ્તે ઊતરતાં સહયાત્રીઓ પાસેથી જાણ્યું કે એ વૃદ્ધ, પાસેના જ ગામના વાડી-વજીફો ધરાવનાર અગ્રગણ્ય ખેડૂત હતા. એમને પુત્ર-પુત્રીઓના ઘરે ય ખાસ્સી વસતિ હતી. પણ પાછલી ઉમરે સાપ કાંચળી ઉતારી નાખે એમ એમણે ખેતીવાડી વગેરે પુત્રોને સોંપી, પોતે જાતે જેટલી બને તેટલી જન-સેવા કરવા અહીં રહેતા હતા. પૈસા કે કંઈ વસ્તુ ખૂટે તો દીકરા હર્ષભેર મોકલી આપતા કે વૃદ્ધ જાતે જઈને જોઈતું-કારવતું લઈ આવતા. ને આમ છેલ્લાં સાતેક વર્ષથી ચાલ્યા કરતું.

તળેટીમાં આવી, મોટરમા બેસી, ગિરનારની ભાવભીની વિદાય લીધી. ને ઊંચા-નીચા રસ્તા પર આંચકા ખાતી મોટર એકધારો અવાજ કરતી ચાલી જતી હતી. દત્તાત્રેયની ટ્રંક પરથી ને પેલી ઝૂંપડીથી હુ દૂર ને દૂર ચાલ્યો જતો હતો, ને મારા અંતરના ઊંડાણનો તાગ લેવા પણ ઊંડે ને ઊંડે ઊતર્યે જતો હતો. ચિત્તસરમાં ડૂબકીઓ લગાવ્યે જતો હતો.

ગિરનારને 'ગરવા' વિશેષણથી નવાજાય છે. તે આવા ગૌરવાન્વિત મહાત્માઓને લીધે તો નહીં હોય? અનેક અદ્ભુતોના ભંડાર ગિરનારનાં દેદીપ્યમાન શિખરો આવા નિસ્પૃહી તપસ્વીઓના તેજ-ને લીધે જ આંખને આકર્ષી લે એવાં નયનરમ્ય લાગતા હશે?'

મેં હજી સુધી અમરનાથની યાત્રા તો નથી કરી. પેલા ગિરનારના ગૌરવનાં દર્શન કર્યાં પછી મને લાગે છે કે, ફક્ત પુણ્ય કમાવા ખાતર યાત્રા કરવાની હોય તો એવી યાત્રાની હવે મારે કોઈ જરૂર રહી નહોતી. ચારે ધામનાં દર્શનની કૃતાર્થતા એ એક દર્શનમાં લાધી હોય એવી નીરવ શાંતિ હૃદયાકાશ-માં છવાઈ વળી હતી ને સાથે સાથે એક નવો જ કર્તવ્યપંથ નિર્દેશતી દૃષ્ટિ પણ લાધી હતી



ગુણવાન બનવું હોત તો ગુણગ્રાહી બનતા શીખો



સૌ. ચારુમતી પ્ર. જાની

# બાપુની સાથે



ઈ. સ. ૧૯૩૯ની વાત છે. એ સમયે રાજકોટમાં એક જબરું આંદોલન ઊભું થયેલું. રાજકોટની પ્રજાએ તેના રાજા અને કારભારી—ધર્મેન્દ્રસિંહજી અને વીરાવાળા સામે બળવો પોકારેલો. વીરાવાળાની જોહુકમીથી પ્રજા ત્રાસી ગયેલી. એટલે પ્રજાસત્તાક રાજ્ય માટે આ આંદોલન શરૂ થયેલું. એ માટે ગાંધીજીને વર્ધાથી રાજકોટ આવવું પડેલું.

મહાત્માજીને રાજકોટ બે વખત આવવું પડેલું. પહેલી વખત પોતે રાષ્ટ્રિય શાળામાં ઊતરેલા. આ સમયે મહાત્માજીને ઉપવાસ પર ઊતરવું પડ્યું હતું. વીરાવાળાએ તે વખતે વચનો આપ્યાં હતા. પણ જેવી મહાત્માજીની પીઠ ફરી તેવાં આપેલ બધાં વચનો ફોક કરી નાખ્યા. એટલે ફરીથી બીજી વખતે તેઓ અમારા ઘરની તદ્દન નજીક જ ઊતરેલા.

અમે સ્કૂલે જઈએ અને પછી બાકીનો સમય બાપુની આસપાસ જ વિતાવીએ. સાંજે પ્રાર્થના પછી તેઓ હંમેશ મારે ઘેર આવે. મારા દાદાજીના તેઓ ખાસ મિત્ર હતા. એ અરસામાં જ મારા દાદાજી ગુજરી ગયેલા, એટલે દાદીમાને આશ્વાસન આપવા નિમિત્તે તેઓ દરરોજ આવે. પછી ત્યાંથી રેઈસકોર્સ ફરવા જાય. સાથે અમે બાળાઓ પણ જઈએ. અમે તેમની લાકડી બનીએ.

એક દિવસ બાપુ મારે ઘેર આવ્યા. મારે ત્યાં ગુલાબનાં સરસ ફૂલ થતાં. મને એક ફૂલ બાપુને આપવાનું મન થયું. મેં ફૂલ તોડીને તેમને આપ્યું. ફૂલ જોઈને મને કહે કે, 'જો ચારુ, ફૂલ આમ ન તોડાય. તેને કાતર વડે કાપીને લેવું જોઈએ કારણ કાતર વડે તોડવાથી તે લાંબા વખત સુધી તાજું રહે. વળી છોડ પણ ઉઝરડાઈ ન જાય, અને ફૂલ પણ કલમની માફક ચૂંટાઈ આવે.'

બીજે દિવસે બાપુ મારે ત્યાં આવ્યા. મેં ફરીથી જૂની ટેવ મુજબ હાથ વડે તોડીને તે આપ્યું. બાપુ મારા પિતાજી જોડે વાતોમાં હતા. છતાં મને કહ્યું:

'જો, મેં તને ગઈ કાલે શું કહ્યું હતું?'

મેં કહ્યું: 'બાપુ, હું ભૂલી ગઈ.'

ત્રીજે દિવસે બાપુ ઘરે આવ્યા. મેં ચીવટ રાખીને તે દિવસે કાતરથી કાપીને બાપુને તે આપ્યું. આ વખતે બાપુ મારા દાદીના ખાટલા પર બેઠાં બેઠાં વાતો કરતા હતા. ફૂલ જોઈ મને કહે, 'સાબાશ, આજે તેં બરાબર પાલન કર્યું છે.'

એક નજીવી બાબત શીખવવા પ્રત્યે બાપુનો કેવો આગ્રહ હતો તે આ પ્રસંગ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ.

આ પછી બાપુ તો વર્ધા—સેગાંવ સિધાવી ગયા. અમે છોકરાઓ તો બાપુને દિવસમાં ઘણીવાર યાદ કરીએ. એમાં અમને તુક્કો સૂઝ્યો કે બાપુને કાગળ લખીએ. અમે તો કોઈ વડીલોની સૂચના કે શિખામણ લીધા વિના બાપુને કાગળ લખ્યો. થોડાક દિવસોમા અમારી અજાયબી વચ્ચે અમે જેટલાએ ભેગા મળી કાગળ લખ્યો હતો તે બધા ઉપર બાપુ તરફથી જુદો જુદો જવાબ આવ્યો.

એ વખતે તો કંઈ ખ્યાલ ન આવે, પણ અત્યારે થાય છે કે બાપુએ એમના એટલા કામના સમયમાંથી કેમ કરીને અમને જવાબ આપવાનો સમય શોધ્યો હશે?

★ ★ ★





ગિરિજાશંકર કે. વ્યાસ



# ખાટલીની પથારી

મારા મિત્રની સાથે એક દિવસ હું અમદાવાદમાં સાબરમતીના કિનારે આવેલા છેક આધુનિક ઢબના એક ભવ્ય બંગલામાં જઈ ચઢયો.

મારા મિત્રના મિત્ર, અમારા એ યજમાનનું નામ હતું રમેશચંદ્ર. અમને એ પોતાનો બંગલો બતાવવા લાગ્યા. ભવ્ય ખંડો, પરશાળો, સ્નાનગૃહો, વાચનખંડ, શયનખંડ, ભોજનખંડ, રસોડું, વસ્ત્રાલય, મુખ્ય ભંડાર વગેરે ખંડો જોતાં અમે એક–પછી–એક માળ ચડતા હતા.

છેક છેલ્લા ત્રીજા માળે અગાસી હતી. ત્યાં મઢૂલી જેવી એક નાની ઓરડી હતી. આ રૂમ ખાલી અમસ્થી બંધ હતી. અગાશી પરથી સાબરમતી અને અમદાવાદનાં રમણીય સ્થળો દેખાતાં હતાં. અમે ઘડીભર આ બધું જોઈ રહ્યા, અને પછી પાછા નીચે ઊતરવાની તૈયારી કરતા હતા ત્યાં મારા મિત્રે પૂછયું : 'અહીંનો નાનો ઓરડો તો ઉનાળાની ઋતુમાં શયનગૃહ તરીકે સારી રીતે ઉપયોગમાં લઈ શકાય.'

રમેશે હસીને કહ્યું : 'એ રૂમ તો અમારા બાપુજીનો સૂવા–બેસવાનો ખંડ છે.'

'એમ કેમ ?'

'બાપુજીને પૂરતી શાંતિ અને સગવડતા મળી રહે તે માટે.'

'ના, એમ તો પૂરું માની ન શકાય. કેમકે હું તમારા બાપુજીને સારી રીતે પિછાણું છું. વૃદ્ધાવસ્થાના ઉંબરે તો તે પહોંચી ગયા છે. એટલે એમને માટે છેક ત્રીજે માળે આવી ઉઘાડી અગાશીમાં સૂવું–બેસવું તેમની તંદુરસ્તી માટે પણ હાનિકારક ગણાય !' મારા મિત્રે ટકોર કરી.

'એવું તમે ધારો છો તેમ નથી. ઊલટાનું બાપુજીને અહીં બેસવું–સૂવું ઘણું જ ફાવી ગયું છે.'

પણ મારા મિત્રની જિજ્ઞાસા રમેશના કહેવાથી સંતોષાઈ નહિ. સહેજ ખસીને, તે ઓરડી આગળ જઈ, બારીમાંથી અંદર જોવા પ્રયાસ કરવા માંડયો.

રમેશને આથી થોડો સંકોચ થયો. પણ પછી તો મારા મિત્રે તે ઓરડી ખૂબ ધ્યાનપૂર્વક જોવા માંડી. એટલે રમેશ તે ઓરડી ઉઘાડી અંદર લઈ ગયો.

ઓરડીના અંદરના ભાગમાં એક ખૂણા પાસે જૂના જમાનાની, ખાસ કરી ગામડામાં ગ્રામ્યલોકો સૂવા–બેસવા માટે ઉપયોગમાં લે છે તેવી એક ખાટલી હતી. અને તે ખાટલી પર એક એવી જ હાથે બનાવેલી ગોદડી હતી. એક નાનું ઓશીકું, એક ચાદર અને ઊનનો સાદો એક ધાબળો હતો.

સામેના ખૂણામાં એક ગોખલો હતો. તેમાં લાકડાના બનાવેલા ભગવાનના સિંહાસન પર ઠાકોરજીની બેચાર મૂર્તિઓ હતી. ગોખલાની ભીંતે ભગવાનની છબિ હતી !

સામેના બીજા ખૂણામાં એક લાકડાની ઘોડી પર પાણીનું માટલુ, એક પ્યાલો અને લોટો હતાં. પડખે નહાવા–ધોવાની ચોકડી હતી.

આ જોઈ અમને નવાઈ લાગી. રમેશ પણ અમને આ બધું બતાવ્યા પછી હસીને કહેવા લાગ્યો :

તમને આ વસ્તુઓ જોઈ નવાઈ લાગે છે, કાં ?'

'જરૂર.' અમે બંને બોલી ઊઠયા.

'પણ બાપુજીને આ વસ્તુઓનો જ શોખ છે.'

'બાપુજીને ? અત્યારે જ્યારે ભગવાને દોમ દોમ સાહ્યબી આપી છે ત્યારે પણ ?' મારા મિત્રે પૂછયું.

રમેશ આ અંગે વિગતવાર અમને કંઈક કહે ત્યાં તો તેના બાપુજી ત્યાં આવી પહોંચ્યા. અમે સહુ તેમને વંદન કરી રહ્યા. અમને સહુને પછી સ્નેહભાવથી સત્કારી ત્યાં બેસવા તેમણે કહ્યું. અમે ત્યાં બેઠા. પછી રમેશે તેના બાપુજીને મારા મિત્રની જિજ્ઞાસાની વાત કરી. એટલે હસીને એ બોલ્યા : 'ઓહો ! એમાં તો મારું જીવનરહસ્ય સમાયેલું છે !'

'જીવનનું રહસ્ય ?'

'હા, સાંભળો. હું તમને પૂરી વાત કરું એટલે બધું તમને સમજાશે.' રમેશના બાપુજી બોલ્યા.

'જુઓ, તમને ખ્યાલ નહિ હોય. પણ આજથી લગભગ પચીસેક વર્ષ પહેલાં હું સૌરાષ્ટ્રના અમારા એક નાનકડા ગામમાંથી પહેલવહેલો ધંધા અર્થે અહીં આવ્યો. એ વખતે તો હું એકલો આવ્યો હતો. એક નાનકડી પતરાની પેટી, પથારીમાં આ ગોદડું, આ ઓશીકું, રજાઈ અને આ ધાબળો. આ પાણી પીવા માટેનો લોટો અને આ પ્યાલો. આટલી જ વસ્તુ એ વખતે મારી સાથે હતી.

'શરૂઆતમાં ખાડીઆ આગળ બાલાહનુમાનવાળા ચોકના ખૂણા પરની એક દુકાને હું નોકર રહ્યો. નોકરી કરતાં કરતાં થોડુંક ધ્યાન કાપડના વ્યાપારના ધંધામાં પણ પડવા માંડયું.

'પાંચેક વરસમાં તો હું સારી રીતે મારી મેળે જ મિલના કાપડનો બારોબાર વેચાણનો ધંધો કરવા લાગ્યો. પછી તો ઠીક એવી મૂડી થતાં માણેકચોકમાં કાપડની દુકાન મેં જમાવી દીધી.

'રમેશનો એ વખતે જન્મ થયો. પછી તો કુટુમ્બ પણ અહીં અમદાવાદમાં રહેવા આવી ગયું. હવે અમે કાયમ માટે અમદાવાદી બની ગયા ! હું જ્યારે એકલો હતો ત્યારથી આ ખાટલી પર સૂતો આવ્યો છું.

'ધંધામાં પ્રભુકૃપાથી પછી તો ખૂબ જ ફાવટ આવી ગઈ. ઘરના પરિવારની ઇચ્છા મુજબ અત્યારના યુગની બધી સાધનસામગ્રીયુક્ત આ બંગલો બંધાવી આપ્યો છે. પ્રભુની એ દયા છે.'

'પણ બાપુજી, આમાં આ રૂમમાં તમે જે આવું જીવન ગુજારી રહ્યા છો એનો કાંઈ ખુલાસો મળ્યો નહિ.' મિત્રે કહ્યું.

'હું પ્રથમથી જ એમ સૂતોબેસતો આવ્યો છું. એ બધું મને ફાવી ગયું છે.' એમ કહી એ હસી પડયા.

અમે પણ સાથે હસી પડયા. પણ મારા મિત્રને હજુ આ વાતમાં કંઈક ખૂંચતું હોય તેમ લાગ્યું. તેથી તે બોલ્યો : 'બાપુજી ! વધારેપડતું પુછાય તો ક્ષમા કરજો. પણ તમે જે અગાઉ કહ્યું હતું કે આમ ખાટલીની પથારીમાં તમારા જીવનનું રહસ્ય સમાયેલું છે, એ તો તમે પૂરી સ્પષ્ટતાથી સમજાવ્યું નહિ.'

'જો ભાઈ ! રમેશને પણ મેં આ વાત અત્યાર સુધી કહી નથી. પણ હું તે કહેવા માટે યોગ્ય સમયની રાહ જોતો હતો. આજે તમારી હાજરી છે, એ જ યોગ્ય સમય છે. મારી નોકરી અને તે પછીના ધંધામાં મને એવા વેપારી મિત્રો અને શેઠિયાઓનો પરિચય થયો છે, કે શરૂઆતમાં તેઓ સામાન્ય હતા. પછી જ્યારે પ્રભુની કૃપા થતાં લક્ષ્મીજીની છોળો ઊડવા લાગી ત્યારે તેઓ લક્ષ્મીના મદમાં અંધ બની જઈ, આખરે ફનાફાતિયા થઈ ગયા છે !

'લક્ષ્મીજીની કૃપા સારી. લક્ષ્મીજી મેળવવા માટે આપણે પુરુષાર્થ કરવાનો રહ્યો. પણ લક્ષ્મીજીની કૃપા મળ્યા પછી, સંપત્તિ મળ્યા પછી, ફુલાઈ ન જવું જોઈએ હંમેશાં નીતિ, ન્યાય અને ધર્મમય જીવન ગાળવું જોઈએ.

'હું પ્રથમથી જ આ ખાટલીની પથારીમાં રાત્રે સૂતા પહેલાં પ્રભુને પ્રાર્થના કરતો કે, 'ભગવાન ! મને ધર્મ અને નીતિન્યાયના માર્ગથી ચલિત ન થવા દેતો. અત્યારે જ્યારે એ જ પરમ દયાળુની કૃપાથી લક્ષ્મીજીની પૂરી દયા છે ત્યારે પણ હું અંધ બની મદમસ્ત થઈ ન જાઉં, કે મારા ધંધામાં નીતિ–ન્યાય ન છોડું એ માટે જ દરરોજ સવારસાંજ પ્રભુની પ્રાર્થના કરતો રહું છું. અને હું પ્રથમ કેવો હતો, મારી સ્થિતિ કેવી હતી અને અત્યારે આ દોમદોમ સંપત્તિ મળી છે, છતાં હું અભિમાની ન બનું તેનો ખ્યાલ મને સતત રહ્યા કરે તે માટે જ મેં મારી આ ખાટલીની પથારી ચાલુ રાખી છે. આ ખાટલીની પથારી જ મારી પ્રેરણાની જગ્યા છે !'





અન્યની આંતરડી ઠારશો તો ઈશ્વરની આંખડી ઠરશે.

યશવંત કડીકર

# પ્રેરણાના પંથે



પ્રિય ભાવીં,

તારી પાસે જે પ્રશ્ન લઈ ને આવ્યો હતો તેનો પ્રત્યુત્તર દિલ્હીમેલના એક સહપ્રવાસી વૃદ્ધ સજ્જન પાસેથી સાંપડશે તેની મને કલ્પના પણ નહોતી. ડબ્બામાં અમે બે જ હતા. મનમાં વિચારોનું તુમુલ યુદ્ધ ચાલતું હોય ત્યાં ઊંઘ શેની આવે ? પેલા વૃદ્ધ પણ જાગતા પડયા હતા. મારી નજર બારી બહાર અને અંદર રગતી હતી ભાવભર્યા સ્વરે પેલા વૃદ્ધે કહ્યું : 'તમે કોઈ ભારે ચિંતામાં ડૂબેલા લાગો છો.'

'હા જી, મોટી દ્વિધામાં મુકાઈ ગયો છું. કંઈ માર્ગદર્શન આપી શકશો ?'

'ખુશીથી. હું જરૂર તમારી વાત પર વિચાર કરી, મારી બુદ્ધિ પ્રમાણે સલાહ આપીશ. કહો જોઉં, શી વાત છે, ભાઈ ?'

'વાત એમ છે, કે હું હાલમાં પરીક્ષામાં પાસ થયો છું—'

'ડોકટરીની ?'

'હા, આપ પણ ડોકટર છો ? નહિ ? તો તો સારું. હું યુનિવર્સિટીમાં પ્રથમ આવ્યો છું. મારાં કુટુંબીઓએ મારા પર મોટી આશા બાંધી છે. મારા માટે મારા વડીલોએ કેટલાંયે સ્વપ્નો સેવ્યાં છે. અને મારી કોડભરી પત્ની...તમે પણ જવાની વિતાવી છે. મારી આ અવસ્થા તમે સમજી શકો છો...'

'હા, હું સમજી ગયો. પછી ?'

'મારી ભાવિ યોજના મારી સમક્ષ તૈયાર છે. પ્રથમ તો કોઈ સારી હોસ્પિટલમાં એકએક વર્ષ 'હાઉસમેનશીપ' કરવી અને પછી કોઈ મોટા શહેરમાં પત્ની સાથે રહી પ્રેકટીસ જમાવવી, અને તે બાદ મહેનતની ફળપ્રાપ્તિરૂપ મોજ, એશઆરામ, મોટરકાર અને દવાખાનામાં અમીર દર્દીઓની જામેલી મોટી કતારો...!'

'હં...બરાબર છે. પછી ?' વૃદ્ધે પૂછ્યું.

'અને હું એમ જ કરત. બધું નક્કી જ હતું. પણ થોડા દિવસો પહેલાં પેલા બુઢ્ઢા ડોકટરે બધી બાજી બગાડી નાખી.'

'બુઢ્ઢો ડોકટર ! એ કોણ વળી ?'

'ઓહ ! સોરી.. આપ એને ન ઓળખો. અમે એને એ જ નામે ઓળખીએ છીએ. એ અમારી મેડિકલ કોલેજનો પ્રિન્સિપાલ છે. બહુ જ વિદ્વાન અને પ્રભાવશાળી. થોડા દિવસ પહેલાં જ એણે મને પોતાને બંગલે બોલાવ્યો. મારી ખૂબ પ્રશંસા કરી અને પછી એક લાબું લચક ભાષણ ઝીંકી નાખ્યું. મારા કર્તવ્યને તેણે ઢ ઢોળવા પ્રયાસ કર્યો. એણે મને દેશની કટોકટીનો સંપૂર્ણ ખ્યાલ આપ્યો. કાશ્મીરમોરચે આપણા ઘવાયેલા સૈનિકોની સારવાર માટે મારા જેવા યુવાન ડોકટરોની જરૂર છે એ સમજાવ્યું. ગુજરાત સરકાર એક તબીબી મંડળ મોકલાવે છે તેમાં જોડાવા તેણે મને દબાણ કર્યું.





'તમને એ બાબતમાં રસ નથી ?'

'ખાસ નહિ. પરંતુ પાછું મન કહે છે, કે આ ભૂમિ પ્રત્યે મારી પણ ફરજ છે. જે માટીએ મને પાળ્યોપોષ્યો અને મોટો કર્યો એ માટી મારી પાસેથી કંઈક માગી રહી છે એમ મારુ મન પોકારી પોકારીને અંદરથી કહી રહ્યું છે.'

'બરાબર છે. હજી તમે યુવાન છો. તમારે તમારા વતન માટે કંઈક કરી છૂટવું જોઈએ. અને એમ કરતાં કદાચ મોતને પણ ભેટવું પડે તો..'

'મૃત્યુથી ડરતો નથી. પરંતુ અપંગ બની જાઉં, કંઈ ખોડખાંપણ આવી જાય તો...અને મુરબ્બી, હુ હજુ હમણા જ પરણ્યો છું ! યુવાન પત્ની છે, ભાઈ-બહેનો છે, વૃદ્ધ મા છે....જવાબદારીનો ટોપલો મારે શિરે છે....તમો જ કહો, શું કરું ?'

'પણ તમે ત્યા જવા બંધાયેલા તો નથી ને ?'

'નહિ, જરા પણ નહિ. પણ મારુ મન માનતું નથી. ઘડીક એમ થાય છે, કે મારુ ત્યા જવું ખૂબ જ આવશ્યક છે. છેવટે મારી માતૃભૂમિ પ્રત્યે મારું કંઈક કર્તવ્ય તો ખરું જ ને ! જે દેશના પહાડો, નદીઓ, ખેતરો, ગીતો અને ઉત્સવો વચ્ચે હું ઊછર્યો છું, તેના પ્રત્યે મારું થોડું તો ઋણ છે જ ને. કંઈ નહિ તો માનવતા ખાતર પણ મારે કંઈક તો કરવું જ રહ્યું ને !'

'સમજ્યો.' એણે કહ્યું.

'ના, ના. એમ ટૂંકો જવાબ ન આપો તમે મને વિચારીને કહો, કે મારે શું કરવુ ? હું જાઉં કે નહિ ? તમે કહેશો તેમ કરીશ. અત્યાર સુધીમા મેં અનેક વાર જુદાજુદા નિર્ણયો કર્યા છે અને ફેરવ્યા છે મુરબ્બી, મારું માથું ફરી ગયુ છે.'

પેલા વૃદ્ધ સજ્જન થોડી વાર ચૂપ બેઠા. પછી મને કહે : 'તમને હુ એક વાર્તા કહુ....'

'વાર્તા ? તેને મારી વાત સાથે શો સંબંધ ? વારુ, કહો ત્યારે.'

'મારા એક નિકટના મિત્ર હતા. રેલવેમાં ગાર્ડ હતા. ખૂબ જ હોશિયાર અને દૃઢ મનોબળવાળા હતા. તેઓ તેમની ફરજમા એટલા બધા મક્કમ ને હઠાગ્રહી હતા, કે તેમની કદર કરી રેલવેએ તેમને 'સેફ્ટી સ્ટાર' પણ એનાયત કરેલ. ત્યા તો મહાયુદ્ધ ફાટી નીકળ્યુ. મારો મિત્ર તેનું કર્તવ્ય જાણતો હતો. તેને થયું કે દેશની રક્ષા ખાતર તેણે લડાઈમાં જોડાઈ જવું જોઈએ. પણ તેને ડર હતો કે યુદ્ધમાં મરી જાય તો તેના કુટુંબનું શું ? અને તેનાથી પણ વધુ ડર તો એ હતો કે, તે મરી ન જાય પણ ઠૂંઠો થઈ જાય તો તેનું કુટુંબ ખાય શું ?

'ન સમજ્યા ? તેને તેના હાથ વિશે બહુ ડર હતો. અરે, તેનો હાથ કપાઈ જાય તો તેનો સર્વનાશ થઈ જાય; તેની નોકરી પણ જાય અને તેની આમદાની ધૂળમાં રોળાઈ જાય. તે જાણતો હતો કે દેશના બચાવ માટે તેણે સૈનિક બનવું જોઈએ. પણ તેની સામે લડાઈનાં બિહામણાં દૃશ્યો— ફાટતા બોંબ અને એમાં જાણે પોતાના હાથ કપાઈ ગયા હોય—નજરે પડતાં અને એ અટકી જતો. એક વાર તો તે ખૂબ હિંમત કરીને તેના સાહેબ પાસે પહોંચી ગયો. પરંતુ ત્યાં જ મિલિટરી હોસ્પિટલમાંથી છૂટેલા એક અપંગ સૈનિકને જોઈને તે થંભી ગયો અને ત્યાંથી તે પાછો ફરી ગયો.'

સ્ટેશન પાસે આવવા લાગ્યું. પેલા વૃદ્ધ સજ્જન સામાન એકઠો કરી ઊતરવાની તૈયારી કરવા લાગ્યા.

'માફ કરજો, આ વાર્તાને મારી વાત સાથે શો સંબંધ ?'

'ન સમજ્યા ?' અચાનક વૃદ્ધે પોતાનો જમણો હાથ લાંબો કર્યો. તેના પરની બાંય ખસેડી જોતાં મને ખબર પડી કે તે હાડમાંસનો નહિ, પણ લાકડાનો બનાવટી હાથ હતો.

'હજુ પણ ન સમજ્યા ? લડાઈ વખતની વાત છે. એક દિવસે મારી બેદરકારીથી એક ટ્રેનઅકસ્માત સર્જાયો અને મેં મારો હાથ ગુમાવ્યો !' આમ કહી વૃદ્ધ ગાડીમાંથી ઊતર્યા અને મારી સામું પણ જોયા વગર ઉતાવળા ચાલ્યા ગયા.

ના, ના, ભાવી, હું પરમ દિવસે જ કાશ્મીરના મોરચે જાઉં છું. તને થશે કે હું મારી ફરજ ચૂક્યો છું ..પણ બીજું કરું પણ શું ?

તાજેતરના ભારત સરકારના એક ખાસ ગેઝેટમાં નીચેની ચાર લીટી છપાઈ હતી :

'કાશ્મીરને મોરચે વીરગતિ પામેલા વીરોમાંના એક ડૉક્ટર રાકેશને રાષ્ટ્રપતિએ મરણોત્તર 'પરમવીરચક્ર' એનાયત કર્યો છે. તેઓ ભારત-પાકીસ્તાન યુદ્ધના પ્રથમ શહીદ ડૉક્ટર હતા.





ભૂલ કરનાર હજી ક્ષમાપાત્ર છે, ભૂલ છુપાવનાર નહિ.



# સર્વોચ્ચ ધર્મ

ઈ. સ. ૧૯૫૯ની સાલ. આષાઢી પૂર્ણિમાનો તહેવાર. સાથોસાથ બારેવફાતનો પણ સંયોગ.

ચોમાસું શરૂ થઈ ગયું હતું, પરંતુ કાંઠાવિસ્તારમાં ખાસ વરસાદ નહિ. ઉપરવાસમાં ભારે વરસાદ થયેલ, એટલે નદીના ઉપરવાસનાં જળ ચિક્કાર થઈ ગયેલ. ઉપરવાસના બંધો પાણીથી છલકાઈ ઊઠેલા.

આ ઉપરવાસના બંધોમાંથી વધારાનો પાણીનો જથ્થો નીચેના નદીના મુખપ્રદેશમાં ઠલવાતો. તેથી એ પાણી સાગરમાં સમાઈ તો જાય, પણ પૂનમ કે ભરતીને સમયે આવું પાણી છોડવામાં જોખમ રહેતું ને તેથી ઉપરવાસના પ્રદેશના પ્રાદેશિક અધિકારી કાંઠાપ્રદેશના અધિકારીની સંમતિ મેળવ્યા બાદ જ આવો રસ્તો લેતા. પણ તે દિવસે શું સૂઝયું કે ઉપરવાસના પ્રાદેશિક અધિકારીએ સંમતિ તો પુછાવી, પણ 'ના' આવવા છતાંય અને વિનવવા છતાંય બંધોમાંથી પાણી છોડવાની તેમણે રજા આપી દીધી.

પરિણામે નીચાણમાંના વિસ્તારમાં વરસાદ નહોતો છતાંય નદીમાં ઘોડાપૂર ઊછળવા માંડયું! એ ઓછું હોય તેમ પૂનમને કારણે નદીના મુખપ્રદેશમાં પણ દરિયાઈ ભરતી ચઢવા માંડી. નદીમાં એક બાજુ ઉપરવાસનું પાણી દરિયામાં જવા ધસમસે ને બીજી બાજુ દરિયાની ભરતીનાં પાણી, એ પાણીને કિનારા તરફ જોરથી પાછાં ધકેલે! જળનો જાણે સંઘર્ષ જાગી ગયો.

નદીના કિનારા તૂટી ગયા. ચોમેર જળબંબાકાર થઈ ગયું. ઘડી પહેલાંનાં વાવેતર–સમૃદ્ધ ખેતરો પાણીનીચે ડૂબી ગયાં. ઝાડપાન, જન-જનાવર, સજીવ ને નિર્જીવ ચીજો પાણી સાથે ઘસડાવા લાગી. નદીનાં પાણી કિનારાથી દૂર દૂરના વિસ્તારોમાં પથરાઈ ગયાં. ઘડી પહેલાંનાં કેટલાંય ગામડાં ને કસબા હતાં-ન-હતાં થઈ ગયાં. હજારો માણસો નિરાધાર થઈ ગયા. હજારો કુટુંબો ઘરબાર વિનાનાં થઈ ગયાં. કેટલાંય કુટુંબો વેરવિખેર થઈ ગયાં. ખેતરો ધોવાઈ ગયાં. ઘરઆંગણે બાંધેલાં મૂગાં પશુઓ જીવ બચાવવા ખીલા તોડી તોડી ભાગ્યાં. પણ એમાંનાં કેટલાંય નદીના પાણીમાં ફસાઈને તણાઈ ગયાં. હાથ આવ્યું તે લઈ માણસો જીવ બચાવવા સલામત સ્થળે ભાગ્યાં. કેટલાય માણસો ઊંચાં અને મજબૂત ઝાડો પર આશરો લેવા ચડી ગયા; તો કેટલાય ઘરનાં છાપરાં પર!

એવું જ એક ખેડુ કુટુંબ રૂઠેલી નદીના પ્રકોપથી બચવા પોતાના જ ઘરના છાપરા પર જરૂરી ઘર-વખરી અને ઘોડિયા સાથે ચડી ગયું. પતિ-પત્ની, બે પુત્રીઓ અને બે પુત્રો એમ છ માણસનું એ કુટુંબ. સૌથી મોટી પુત્રી દશ વર્ષની. સૌથી નાનો પુત્ર આઠ માસનો ને એના માટે જ સાથે લાકડાનું ઘોડિયું સાથે લીધેલું.

એક આખો દિવસ અને એક આખી રાત એ લોકોએ ઘરના છાપરા પર વિતાવ્યાં. પાણી તો એટલાં ને એટલાં જ રહ્યાં. તોફાને એવું જ રહ્યું. ઘર આખુંય પાણીથી ઘેરાએલું. છાપરાથી માંડ ચારેક હાથ નીચું પાણી. માટીની દીવાલો. કાચા જેવું બાંધકામ. એટલે પાણીથી દીવાલો પલળીને પોચી પડવા માંડી. ઘર બેઠું. છાપરું પાણીમાં બેઠું. ચીસાચીસ થઈ રહી. આજુબાજુ જીવ બચાવવા માટે સલામત સ્થળે આશરો લઈ રહેલા માણસો, લાચાર બનીને ડૂબતા એ કુટુંબના માણસોની ચીસો સાંભળી રહ્યા. એમની નજર સામે જ એ છ જીવો પાણીમાં તણાઈ ગયા. બચી ગયું એકમાત્ર પેલું બાળક—આઠ માસનો પુત્ર! તે ઘોડિયામાં સૂતેલો. ઘોડિયા સાથે તણાતાં, પાણીનો માર ખાતાં,એ બાળક થોડું પાણી પી ગયું. પણ ઘોડિયું કાંઠાના, પાણીમાં અધડૂબેલા એક મોટા ઝાડની મજબૂત ડાળીમાં ભરાઈ જતાં, આગળ તણાતાં રહી ગયું. ને બાળક બચી ગયું.

દેશભરમાં આ જળહોનારતે હાહાકાર મચાવી દીધો. ઠેરઠેરથી વસ્ત્રો, અન્ન ને રોકડ રકમની મદદ વહેતી થઈ. સરકાર તરફથી પણ રાહતકાર્યો શરૂ થયાં. એ રાહતકાર્યોમાં મદદરૂપ થવા લશ્કરની ટુકડીઓ દિન-રાત જોયા વગર કાર્ય કરવા મંડી પડી. યુદ્ધ સિવાયનું અન્ય કાર્ય સોંપાય તો, લશ્કર મરજીવુ બનીને પાર પાડી શકે છે એનો જીવંત દાખલો એ વખતે સર્જાયો.

લશ્કરે રેલની અસર તળેના નદીકાંઠાના બંને વિસ્તારોમાં પોતાનું કાર્ય શરૂ કરી દીધું. પાણીથી ઘેરાયેલાં પણ ઊંચાણવાળા વસ્તારોમાં આશરો લઈ રહેલાં સ્ત્રીપુરુષોને તૈયાર ખોરાક, વસ્ત્રો, દાક્તરી સારવાર, દવા, દૂધ વગેરે પૂરાં પાડવાં, તણાઈ આવતી ચીજ-વસ્તુઓ એકત્ર કરી, બને તો તેના માલિકને પહોંચાડી દેવી, તણાઈ આવતાં જીવતાં-અર્ધજીવતાં માનવીઓ ને ઢોરઢાંખરોને બચાવવાં, એવાં બધાં કામો એ બજાવતું હતું. એ જ વેળા એક લશ્કરી ટુકડીને નદીકાંઠાના એક ઝાડની ડાળીએ અટકાવી દીધેલ ઘોડિયા સાથે પેલું બાળક મળી આવ્યું. બાળક ભૂખ્યું ને તરસ્યું, માની હૂંફ શોધતું, રડતું રડતું અંતે થાકીને સૂઈ ગયેલું.

લશ્કરના માણસોએ એ ઘોડિયું નીચે ઉતાર્યું. બાળકનો કબજો લીધો. તાત્કાલિક સારવાર આપી. બાળકને દૂધ પાયું. સાથોસાથ એના વાલીની શોધ ચલાવી. પણ એ નાકામિયાબ નીવડી.

નિઃસંતાન અને સંતાન પાળી શકે એવાં માબાપો ને કુટુંબોને આ બાળક ઉછેરવા આપવાની વાત જાહેર થઈ. પણ એવી પારકી પળોજણ ઉછેરવા કોઈ જ આગળ ન આવ્યું!

બાળક લશ્કરી અને રાહતકેન્દ્રોના સત્તાવાળાઓ માટે પ્રશ્નરૂપ થઈ પડ્યું. અંતે આજુબાજુનાં અનાથાશ્રમો ને ધર્માદા સંસ્થાઓનો સંપર્ક સાધવામાં આવ્યો અને બાળકની જવાબદારી લેવા અપીલ કરાઈ.

આ અનાથાશ્રમો અને ધર્માદા સંસ્થાઓમાંથી એક જ જાતનો સૂર કાઢતા જવાબો આવ્યા : બાળકને ઉછેરવા ને જવાબદારી લેવા તેઓ તૈયાર છે, જો બાળક આ સંસ્થાઓ જે ધર્મ તરફથી સ્થાપેલી હોઈ, તે ધર્મનો હોય તો.

આ તો ભારે થઈ. બાળક કયા ધર્મનું છે તે સાબિત કરવાનાં કોઈ જ ચિહ્નો બાળકના અંગ પર કે લશ્કરી સત્તાવાળાઓ પાસે નહોતાં. લશ્કરી વડાએ દર્દભરી અપીલ કરી : 'આ તો બાળક છે. બાળક તો ઈશ્વરી અંશ કહેવાય. ધર્મ તો દુન્યવી ચીજ છે, એ કાંઈ જન્મથી નથી આવતી. માની લો કે એ સંસ્થાના ધર્મનો નથી, તો શું એને સંસ્થાના ધર્મના સંસ્કાર આપી ન શકાય? આને અપનાવી લો. વિશાળ અર્થમાં ધર્મનો વિચાર કરો.'

પણ હિંદુ-મુસ્લિમ કે તે ધર્મોની પેટાશાખાઓની સંસ્થાઓના સંચાલકોની સંકુચિત વિચારસરણીના કારણે એમને ગળે આ વાત ન જ ઊતરી. પરિણામે હિંદુ આશ્રમો કે મુસ્લિમ યતીમખાનાંઓનાં બારણાં પણ આ બાળક માટે બંધ રહ્યાં!

લશ્કરી વડા ભારે મૂંઝવણમાં મુકાઈ ગયા. સેવા





રતિલાલ 'મકુલભાઈ' શાહ

કરવા જતાં આફત ગળે વળગી ગઈ.

પણ એક સવારે ત્રણ ખ્રિસ્તી પાદરી એની છાવણીએ આવીને ઊભા : 'અમે ધર્મ અને સેવાના ભેખધારી છીએ. અમારે લાયક કાંઈ કામ બતાવશો ?'

બીતાં બીતા લશ્કરી વડાએ પેલું બાળક આગળ કર્યું : 'સેવામા આ ટાબરિયું છે. ઉછેરશો એને ?'

વડાને હતું કે આ લોકો પણ નનૈયો જ ભણી દેશે. પણ ના, એવું ન થયું. પાદરીઓમાંનો એક હળવે પગલે આગળ વધ્યો. બાળકને વહાલથી સ્વીકાર્યું. શરીરે હેતથી હાથ ફેરવી તેડયું. બાળકે કિલકારી કરી. આનંદથી હાથપગ ઉછાળ્યા. સાથેના બીજા બે પાદરીઓએ ચપટી વગાડી, બાળકને રમાડવા માંડયું.

લશ્કરી વડાએ બાળકનો ઉપલબ્ધ ઇતિહાસ કહ્યો. બાળકને રમાડતા પાદરીઓએ સસ્મિત એકાગ્રતાથી સઘળું સાંભળ્યું. પછી તેમાના વડાએ કહ્યુ : 'તો અમે આને ઉછેરીશું. આપો છો ને ?'

'ખુશીથી.'

'કહો તો, બાળક હિંદુનું હોય તો હિંદુ તરીકે, અને મુસલમાન હોય તો મુસલમાન તરીકે અમે ઉછેરીએ.'

'બાળકના ધર્મ અંગે હું કશું જ જાણતો નથી. જાણું છું એટલું જ કે એ માનવબાળ છે. માટે તમને યોગ્ય લાગે તેમ કરજો.'

બાળકનો કબજો સંભાળી પાદરીઓ જવા ઊભા થયા. પણ કંઈક યાદ આવતાં, વડાએ તરત જ તેમને થોભાવ્યા : 'અરે, પણ આ બિનખ્રિસ્તીને ઉછેરવામા તમને તમારો ધર્મ બાધક તો નહિ નીવડે ?'

'અમે ખ્રિસ્તી ધર્મને સંકુચિત અર્થમાં નથી માનતા. ધર્મનાં દ્વાર સૌ માટે ખુલ્લાં હોવા જોઈએ. સાચું પૂછો તો સૌથી મોટો ધર્મ છે માનવધર્મ ! ને આ ધર્મનું મુખ્ય પ્રદાન છે : સેવા, સહિષ્ણુતા ને સમાનતા. અમે આ મહાન ધર્મના અનુયાયીઓ છીએ ને એ મહાનધર્મના સેવકો તરીકે આ બાળકને જરૂરથી ઉછેરીશું.' ❁




# પ્રસંગ--બેલડી

અવિનાશી અવિનાશ

આંગ્રેજ રાજઅમલના આરંભકાળે જેમ બંગાળમાં પડેલા ઘોર દુષ્કાળથી ૬૦—૭૦ લાખ માણસો મૃત્યુના મુખમા હોમાઈ ગયા હતા, તેમ અંગ્રેજી રાજની વિદાયવેળાએ પણ—ઈ. સ ૧૯૪૪—૪૫મા મહાત્મા ગાંધીજી, જવાહરલાલ નહેરુ તથા સરદાર વલ્લભભાઈ પટેલ સહિત રાષ્ટ્રના આગેવાનો જેલમાં હતા ત્યારે એ જ બંગાળમા ભયંકર દુષ્કાળે કાળો કેર વર્તાવ્યો હતો. એણે પણ ૫૦—૬૦ લાખ માણસોને મૃત્યુના મોંમા ધકેલી દીધા હતા.

એ ભયંકર દુષ્કાળમા માણસો ચાર ચાર પૈસામા પોતાનાં બાળકોને વેચી દેતા, અથવા એમને છોડીને ચાલ્યાં જતાં. અરે, કેટલાંક માબાપે તો પોતાનાં

જ બાળકોને મારીને એના માંસથી પેટ ભર્યાં હતાં. આમ ઘોર દુષ્કાળે માનવતાને જ હરી લીધી હતી.

આમ છતાં આવા કપરા કાળમાં પણ માનવીએ માનવતાની પરાકાષ્ઠા બતાવ્યાના પ્રસંગો પણ જોવા મળતા. અવિનાશી નામનો એક બાળક પોતાની બીમાર માતા માટે ક્યાંકથી ચપટી ચોખા માટે ધનિકો–દાતાઓ અને અન્નસત્રોનાં દ્વારે દ્વારે ભટકી રહ્યો હતો. વીસ ગાઉ દૂર આવેલા એક ગામમાં ચમચો ચમચો ભાત સહુને આપવામાં આવે છે એવું સાભળીને એ ત્યાં પહોંચ્યો. અને હજારો દુકાળિયાંની કતારમાં ઊભો રહ્યો. આઠદસ કલાકના ઘોર તપ પછી એનો વારો આવ્યો ને એક ચમચો ભાત મળ્યો.

ત્રણ ત્રણ દિવસથી એણે કશું જ ખાધું નહોતું. વળી પગપાળી લાંબી વાટથી એ ખૂબ જ થાકેલો હતો. પણ બીમાર માતા માટે એણે ભાતની પોટલી વસ્ત્રના છેડે બાંધી લીધી અને તરત જ પોતાને ગામ જવા નીકળ્યો. શરીરમાં શક્તિ નહોતી. આંખો ઊંડી ઊતરી ગઈ હતી ને પેટ ચોંટી ગયું હતું. છતાં માતા પ્રત્યેની અગાધ પ્રેમભક્તિથી એના પગમાં થોડું બળ પુરાવા લાગ્યું અને લાબી વાટ ખૂંદી છેવટે એ પોતાની ઝૂંપડીએ આવી પહોંચ્યો.

'મા, મા, તારે માટે ભાત લાવ્યો છું. લે, ખા. બહુ દૂર જવું પડયું, મા! એટલે મોડું થયું છે. પણ હવે ખાઈ લે, તો તારા શરીરમા થોડી શક્તિ આવે.' આમ બોલતાં બોલતાં એ ઘસડાયો. પણ ઝૂંપડીને બારણે સહેજ ઠેસ લાગતા એ ગબડી પડયો અને... અને.... સદાને માટે એ ઢળી પડયો.

ભૂખી માતા પથારીમાથી ઊઠી શકતી નહોતી. પણ પુત્રને ઢળી પડેલો જોઈ મહામુસીબતે બેઠી થઈને એ એની પાસે આવી. અને 'ખમા મારા બેટા'! કહેતા એણે એનું માથું પોતાના ખોળામાં લીધું પછી એને પવન નાખવા લાગી. પણ અવિનાશ ક્યાંથી ઊઠે? એનું પ્રાણપંખેરું ઊડી ગયું હતું. આ જોઈ ગરીબ માતાએ પણ એની છાતી પર માથું ઢાળી દીધુ અને બિચારીએ સદાને માટે આંખો મીંચી દીધી!

માનવતા પરના એ આક્રમણકારી ઘોર દુષ્કાળમાં કેટલાયે અવિનાશો હોમાઈ ગયા હશે. પણ બાળક અવિનાશે તો મૃત્યુની પણ પરવા કર્યા વિના અપાર માતૃભક્તિ અને માનવતાનું ઊંચું સોપાન સર કરી બતાવ્યું છે. એ હતો બાળક, પણ એનો આત્મા કેટલો ઉન્નત–મહાન હતો!



## વીર બાલિકા મેરી

તા. ૨૦-૯-૧૯૧૦ (રશિયન કેલેન્ડર પ્રમાણે ૭-૯-૧૯૧૦) ટૉલસ્ટૉયે મહાત્મા ગાંધીજી ઉપર લાંબો પત્ર લખ્યો હતો. એમાં જણાવવામાં આવ્યું છે કે, 'આ વસંતઋતુમાં મૉસ્કોની એક કન્યાશાળામાં ધાર્મિક પરીક્ષા વખતે પાદરીએ દશ આજ્ઞાઓ (ten commandments) પૈકી છઠ્ઠી આજ્ઞા 'Thou shalt not kill' 'તું હિંસા કરીશ નહી' સંબંધમાં છોકરીઓને સવાલો પૂછ્યા. તેનો બરાબર જવાબ મળ્યા બાદ પાદરીએ 'ઈશ્વરી કાનૂન મુજબ શું હિંસાનો બધી બાબતમાં નિષેધ કરવામા આવ્યો છે?' એવો પ્રચલિત સવાલ પૂછયો. છોકરીઓને આગળથી જણાવી રાખવામાં આવેલ હોઈ, 'બધી બાબતમા નહીં, લડાઈમાં તેમજ ગુનેગારોને ફાંસીએ લટકાવવામાં હિંસા ધર્મસંમત છે' એવો જવાબ આપવાની તેમને ફરજ પડી હતી. આમ છતા પણ મેરી નામની એક સ્પષ્ટ કહેનારી હિંમતવાળી છોકરીએ એને 'હિંસા શું હમેશાં પાપમય જ છે?' એવો પ્રશ્ન પૂછતાં એણે હિંમતપૂર્વક જવાબ વાળેલો કે, 'ગમે તે સંયોગોમાં હિંસા એ હિંસા જ હોઈ, પાપમય જ છે.'

આથી પાદરીએ તથા એના શિક્ષકોએ ભળતા જ સવાલો પૂછી એને ગૂંચળાવવાનો પ્રયત્ન કર્યો. પણ એ તો બેધડક, પ્રતીતિપૂર્વક જવાબ આપતી જ રહી કે, 'નવા કરારમાં હિંસાનો સર્વથા નિષેધ કરવાનાં આવ્યો છે, એટલુ જ નહીં પણ ઈસુએ તો હિંસામાત્ર નહીં, પણ માનવી બંધુત્વ વિરુદ્ધના કોઈ પણ અપકૃત્યને વખોડી કાઢ્યું છે.'

આમ ગમે તેટલા રૂવાબ અને વાક્ચાતુરી છતા એ છોકરીની નીડરતા, હિંમત અને સ્પષ્ટ સંભળાવવા જેટલી વીરતા જોઈ સહુકોઈ આશ્ચર્યથી મુગ્ધ બની ગયાં હતા અને એ રીતે એક બાલિકાએ એક પ્રસિદ્ધ પાદરીને મહાત કર્યો હતો. 





બેચરદાસ જીવરાજ દોશી



# જિજીવિષા

આજથી છેંતાલીશ વરસ ઉપરની અનુભવેલી આ એક ઘટના છે. અમે સહકુટુંબ તે વખતે રાજકોટમાં ગરેડિયા કૂવા પાસેના એક લોહાણા ભાઈના મકાનમાં, રસ્તા ઉપર પડતા ભાગમાં ઉપરની ઓરડીમાં રહેતા હતા. રાજકોટમાં તે વખતે હું શ્રીજિનાગમ પ્રકાશક સભા તરફથી જૈનઆગમ ભગવતીસૂત્રના અનુવાદનું ને સંપાદન-સંશોધનનું કામ કરતો હતો. ભાવનગરવાળા શ્રી પ્રેમચંદ રતનજી શેઠ મારા સ્નેહી અને વિશેષ પરિચિત હતા. તેઓ તેમના જાણીતા કોઈ સાધુના સ્નેહયુક્ત પરિચયને લીધે ગિરનારની યાત્રાએ જતા હતા. મને અત્યારે એ યાદ નથી કે સાધુએ તેમને નિમંત્રણ આપેલું કે તેઓ પોતાની મેળે ગિરનાર જવા તૈયાર થયેલા. સાધુનું ત્યાં મકાન હતું. એ મકાન ગોરખમઢી પાસે ઘણું કરીને હતું. શેઠ પ્રેમચંદભાઈ બાવા-સાધુના સત્સંગી હતા અને ભજનના પણ રસિક હતા. એ બાવાજીનું નામ પણ ભૂલી ગયો છું. જ્યાં અમે ગિરનારમાં ઊતરેલા ત્યાં મુખ્ય સાધુજી અને તેમના શિષ્યો રહેતા હતા. બહુ આદરસત્કારથી એ સાધુજીએ શેઠની અને તેમની સાથે આવેલા મિત્રોની બહુ સારી સરભરા કરી હતી. પ્રેમચંદ શેઠ, મુનિશ્રી જિનવિજયજી, હું અને શેઠને રસોઈયો તથા નોકર એટલા જણા અમે એ પ્રવાસમાં હતા. સાધુજીએ ચૂરમાના લાડવા અને અડદની દાળનું શાક કરાવેલું. આ ઉપરાંત બીજાં શાકભાજી વગેરે પણ હતાં ખરાં. મારી ઉમ્મર તે વખતે લગભગ ૩૧ વરસની શરીર પણ સ્વસ્થ. વજન ૧૨૫–૧૩૦ ની આસપાસ. ભોજનની સ્પર્ધામાં ઊતરી શકું ખરો. અમે સૌ સાથે બેસીને જમણ જમ્યા. થોડી વિશ્રાંતિ કરી. શેઠને પહાડમાં ફરવાનો અને નવું નવું જોવાનો પણ શોખ ખરો. ગિરનારની યાત્રા આ પહેલાં મેં એક વાર અત્યંત ભક્તિભાવે પગે ચાલીને કરેલી. પણ તેમાં માત્ર દેવદર્શન જ. જોવાનાં સ્થળો વિશે કોઈ માહિતી ન હતી. બાવાજીના ચેલાએ શેઠને કહ્યું કે, 'ચાલો તો પાંડવગુફા અને સિદ્ધગુફા બતાવું.'

એ ચેલો પોતે સાથે આવવા તૈયાર થયો. અમારી મંડળી આખી ચાલવા માંડી. આગળ ચેલો અને પાછળ અમે. કોઈ રસ્તો નહોતો તેમ કેડી પણ નહોતી. જંગલી પહાડ ખૂંદતાં ખૂંદતાં ચાલવા લાગ્યા. સમય બપોરના ત્રણ પછીનો હતો. તાપ તો હતો, પણ ખુલ્લી હવાને લીધે શીતળતા હોવાથી તાપ તકલીફ કરે તેવો ન હતો. સારી રીતે જમેલા એટલે સૌને તરસ લાગી. પાણી સાથે નહિ લીધેલું ચેલાને તરસની વાત કરી એટલે એ કહે, 'અહીં પાણી મળવાનો સંભવ નથી. પણ ચાલો, અહીં એક નાનું એવું ઝરણ ટપકે છે. થોડું થોડું પાણી મળશે અને ગળું ભીનું થશે.' અમે બધા ચેલાની પાછળ પાછળ એ ઝરણા તરફ વળ્યા. ખરેખર તે જરા જરા ટપકતું હતું.

બધાએ ખોબે ખોબે થોડું થોડું પાણી પીધું. પછી પેલી ગુફાઓ જોવા અમે સૌ ચેલાની પાછળ પાછળ ચાલવા લાગ્યા. કઈ ઋતુ હતી તે યાદ નથી. પણ અજવાળિયું પૂરબહારમાં ખીલ્યું હતું તે બરાબર યાદ છે. સાંજ પડવા આવી છતાં એક પણ ગુફા દેખાઈ નહીં, પણ ચેલો તો આગળ ને આગળ ચાલતો રહ્યો. પેલા ઝરણા પાસેથી તે ખરેખર રસ્તો





જ ભૂલી ગયેલો. પણ તે કશું જ બોલ્યો નહીં અને જાણે રસ્તો ખોળતો હોય તેમ આગળ ચાલવા લાગ્યો. હવે તો ચંદ્રની જ્યોત્સના ખીલી નીકળી હતી અને અમે બધા પણ સમજ્યા કે ભૂલા પડયા છીએ.પણ જવું ક્યાં તેની કશી ખબર ન પડે. ચેલો અમારો નેતા એટલે એની પાછળ જ ચાલવું રહ્યું. રસ્તો તો ક્યાંથી હોય પણ કોઈ કેડી પણ નહીં. મોટા મોટા પથરા ઠેકવા, બન્ને બાજુ સઘન છોડવા. તેમાંથી પસાર થતાં શરીર તો છોલાવા માંડયું અને કપડાં પણ ચીરાવાં લાગ્યાં.

વચ્ચે ઊંચા ઊંચા પથરા આવે તે ઉપર ચડી જવું અને પાછું ઠેકીને નીચે ઊતરવું કે કૂદી પડવું. ક્યાંક ક્યાંક પાંચ પાંચ કે દસ દસ કે તેથી ય વધારે ફૂટ ઊંચા પથરા ઊભા હોય. તેની ઉપર ધીરે ધીરે ચડવું અથવા છલાંગ મારીને ચડવું અને જે વેગે ચડયા તે જ વેગે નીચે પડતું મૂકવું. ક્યાંક ક્યાંક સૂઈને ચાલવું પડે, ક્યાંક ક્યાંક બેસી બેસીને પણ ચાલવાનું આવે. આમ ને આમ રાતના અગિયાર વાગ્યા.પણ રહેઠાણનો પત્તો ન લાગ્યો. જમ્યા પછી એક જ વાર પેલા ઝરણામાંથી થોડાં ટીપાં પાણી મળેલું તે જ માફ. પછી તો ચાલ્યા જ કરવાનું આવ્યું.

પાણી વગેરે કોઈને સાંભરતું નહોતું. કેમે કરીને રહેઠાણ સુધી પહોંચાય તોય ગનીમત. પ્રેમચંદ શેઠ ભારે સુંવાળા. તેમને આવો અનુભવ તો ક્યાંથી થાય, પણ દુઃખ સહન કરવાની ટેવ તો ખરી. મારી તો નાનપણથી ગરીબી અને શ્રી જિનવિજયજી તો સાધુબાવા થયેલા અને પછી મુનિ થયેલા એટલે એમને પણ કષ્ટ સહેવાની ટેવ ખરી. વળી પોતે જાતે ક્ષત્રિય એટલે શૌર્ય પણ ખરું. માત્ર એક શેઠ સુકોમળ પણ અહીં શું થાય ? બધા જ ચૂપચાપ, કશું જ બોલ્યા વિના રસ્તો કાપતા હતા.

આમ ચાલતાં ચાલતાં રાતના બે વાગ્યા. શેઠ પાસે ઘડિયાળ હતી, એટલે સમયની ખબર પડેલી. નીચાણમાં પર્વતની ઝાડીમાં ક્યાંક પહોંચેલા. પણ સ્થળ ન સૂઝે. ચંદ્રનો સરસ પ્રકાશ એટલે બધું દેખાય ખરું એટલી પરમેશ્વરની મહેરબાની.

પછી તો અમે દરખાસ્ત મૂકી કે, 'હવે અહીં જ ધામા નાખો. આસપાસથી લાકડાં વીણી લાવો અને ભડકો કરો એટલે નિરાંતે બેસાય. અને ભડકાને લીધે કોઈ જંગલી જનાવર પાસે ન આવે.'

સૌ જાગતા રહેવાના હતા, ઊંઘ આવવાનો સંભવ જ ન હતો. પણ ચેલો કહે : 'આપણે અહીં નથી રહેવું. આગળ ને આગળ ચાલો, એટલે રહેઠાણ આવી જશે.'

એને કાંઈ ખબર ન હતી, પણ તે એમ ને એમ જ ગપ મારતો હતો. તે પણ બિચારો દુખી તો થયો, પણ તેને તો પહાડમાં આથડવાની ટેવ એટલે હરકત નહીં. વળી તે તો ઘરબાર છોડીને ચેલો થયેલ એટલે તેને આગળ ઉલાળ નહીં અને પાછળ ધરાળ નહીં. તેમ પાછળ કોઈ રોનાર પણ નહીં. પણ અમારી સૌની દશા એનાથી તદ્દન જુદી હતી. સાથે કુટુંબની જવાબદારી, સંશોધનના કામની જવાબદારી.

શેઠની માથે પણ પોતાના બહોળા કુટુંબની, વેપારવ્યવહારની અને પોતાની બે પત્નીઓની પણ જવાબદારી. આમ છતાં કોઈ અકળાતું નહોતું. પણ હવે આગળ ચાલવાની હિંમત ઓછી થઈ ગયેલી. બપોરના ત્રણ–સાડાત્રણ વાગ્યેથી ચાલવા માંડેલું તે અત્યારે રાતના બે વાગ્યાથી પણ વધારે રાત ભાંગેલી, એટલે આ ગાળીમાં જ રાત પૂરી કરવાની વાત કરી. પણ તે ચેલાના માન્યામાં ન આવી. પછી તો સુવાણે-કસુવાણે ચાલવું જ રહ્યું. એટલે અમે બધા તો માત્ર એક જિજીવિષાને જોરે જ આગળ વધવા લાગ્યા. એવામાં ઉપરથી કોઈ સાધુએ અમારા પડછાયા જોયા. એ સાધુ રાતે ક્યાંથી આવ્યો હશે ને પોતાની જગ્યામાંથી બહાર નીકળ્યો હશે. અમારે મન એ અજાણ્યો હતો, પણ અમને જિવાડવા જ પરમેશ્વરે તેનું ધ્યાન અમારા પડછાયા તરફ કેમ જાણે દોર્યું ન હોય ! તેણે તો જ્યાં ઊભો હતો ત્યાંથી જોરથી બૂમ પાડી કે, 'એલા, કોણ છો ? આમ ક્યાં મરવા જાઓ છો ?'

આ સાંભળીને અમારામાંના કોઈએ કહ્યું કે, 'અમે ભૂલા પડયા છીએ અને અમારે ગોરખમઢી પાસે અમુક મહંતના મકાનમાં જવું છે.'

આ સાંભળીને પેલા સાધુએ જોરથી કહ્યું કે, 'તમે જ્યાં છો ત્યાં જ ઊભા રહો. હું નીચે તમારી પાસે આવું છું અને તમને રસ્તો બતાવી,તમે જ્યાં ઊતર્યા છો તે મહંતની મઢુલી પાસે મૂકી જાઉં છું.'





આજે શબ્દો સોઘા બન્યા છે, કર્તવ્ય મોઘું થયું છે.

* જેવું પાકું બોર, તેવું મન દુર્જન તણું,
ભીતર કઠિન કઠોર, બાહેરથી રાતું સહી.
* જો કુલમેં જો ઊપજે, સો કુલ પર લૈ જાય,
મચ્છ-કચ્છ જલમેં તિરે, પંછી ગગન ઉડાય.
* જોશી, ડોસી ને વટેમાર્ગું એ ત્રણ ફોગટિયા,
વૈદ્ય, વેશ્યા ને વકીલ, એ ત્રણ રોકડિયા.
* જૌહરીકા હીરા હીરા, કવિકા હીરા કવન,
તરુણી હીરા તન અરુ, પાપ્નીની મન પાવન.

આ સાંભળી અમે સૌ તરત જ એકદમ થંભી ગયા વીસપચીસ મિનિટમાં તો ફાનસ લઈને અમારી પાસે એ આવી ગયો અને અમને સીધો સરળ પગથિયાવાળો રસ્તો બતાવી દીધો. ત્યાંથી અમે ઝપાટાબંધ ચાલવા લાગ્યા.

અમે આશરે રાતના ત્રણેક વાગ્યે પેલા મહંતની મઢૂલીએ પહોંચ્યા. થાકીને લોથપોથ થઈ ગયેલા. અત્યાર સુધી તો ચાલવાનું જોમ હતું, પણ હવે તો એ પણ ન રહ્યું. બેઠા ત્યાંથી ઊભું જ ન થવાય. પગ ચાલવાની જ ના પાડે. પગે ગોટલા ચડી ગયા. થોડો વિસામો લઈ પહેલું કામ પાણી પીવાનું કર્યું. બીજા વિશે મને કશું યાદ રહ્યું નથી, પણ મારી પોતાની વાત મને બરાબર યાદ છે, કે મેં તો પાણીનો ભરેલો ઘડો જ મોઢે માંડયો અને ધરાઈ ધરાઈ ને પાણી પીધું. મહંતજીએ અમારે માટે ગાદલા પથરાવીને રાખ્યા હતા, એટલે ઝટ ઊંઘભેગા થઈ ગયા. સવારે કાંક કળ વળી.

પેલા ચેલાજી કહે: 'હવે ચાલો, એ ગુફાઓ તથા બીજી ગુફાઓ બતાવવા સાથે આવું.'

અમે હસીને ના પાડી. એને બિચારાને ઉત્સાહ હતો, પણ અમે લો ખાઈ ગયેલા એટલે તેની જોડે તો જવાની ના પાડી. શ્રીજિનવિજયજી અને શેઠ તો જોવાના રસિયા હતા એટલે એમણે હા પાડતાં હું પણ સાથે જોડાયો.

પછી તો સવારમાં શૌચ, દાતણપાણી કરી, થોડો નાસ્તો લઈ, બધા ઊપડયા ગુફાઓ જોવા. ચિદાનંદજીની અને બીજી એવી અનેક ગુફાઓ જોઈ. ગુફાનું મોઢું કયાક સાંકડું ને કયાક પહોળું અંદર થોડોઘણો પ્રકાશ આવે તેવી સગવડ ખરી કોઈ ગુફા તો અંદરથી રીતસર ચણેલી દેખાઈ. ગુફામાં પેસતાં કયાંક સૂઈ ને પેસવું પડે અને કયાક બેસીને પેસવું પડે. ગુફામાં કોઈ જંગલી પશુ તો નહીં હોય, એની ખાત્રી કરવા અમે એક બાજુ દૂર ઊભા રહીને મોટા અવાજે કરીએ. અને પછી જ પ્રવેશ કરીએ. સાથે ઝગમગતી બેટરીનો દીવો રાખેલ ખરો. સવારનો પહોર હતો, એટલે ભય જેવું કશું હતું નહીં. ગુફાઓ જોઈ ને અમને એમ તો જરૂર લાગ્યું કે આમાં રહેવું, સ્થિર ચિત્તે ધ્યાન કરવું અને નિર્ભય રહેવું એ બચ્ચાના ખેલ નથી. આ માટે તો મોટા મોટા છાતીકઢા પણ તૈયાર થઈ શકે નહીં.

પણ પછી તો અમે આઠદસેક ગુફાઓ ફરી વળ્યા અને મઢૂલીમાં પાછા ફરી જમી લીધું. પછી પરવારી, સ્ટેશન ભેગા થઈ ગયા.

શેઠ તો પહોંચ્યા ભાવનગર. મુનિજી મારે ત્યાં રાજકોટ આવેલા, પણ વધારે ન રોકાયા. તેઓ તે વખતે ગુજરાત પુરાતત્ત્વ મંદિરના આચાર્ય હતા. જોકે શેઠને અને મુનિજીને શરીરે સારી રીતે ઉઝરડા થયેલા, છોલાયેલું અને લોહી પણ નીકળેલ, છતાં તેમને કોઈ કુટુંબીએ કે મિત્રે આ શું થયું, એવું કશું પૂછયું હશે કે કેમ તેની મને ખબર નથી.

પણ મારે ઘેર પહોંચ્યા પછી વળતે દિવસે જ્યારે હું નાવ્વા બેઠો ત્યારે મારી પત્નીએ મારું શરીર જોતા જ જરા અચંબો પામી, મારાં માતાજીને કહ્યું કે, 'મા! આમનું શરીર તો જુઓ. ગિરનારમાં વાઘવરુ સાથે લડાઈ થઈ હોય અને લોહીલુહાણ થયા હોય એવું લાગે છે. તે તો કશું બોલતા નથી અને હસ્યા કરે છે'

પછી મારી મા પાસે આવ્યાં અને આમ થવાની ખરી હકીકત કહેવાની મને સૂચના કરી.

એટલે ગરમ પાણીએ નાહી, થાક ઉતારી, બધી વાત તેમને વિગતથી કહી સંભળાવી. મને પણ આ પ્રસંગે એમ તો લાગ્યું કે, જિજીવિષા ન હોત તો ઘરે પાછા પહોંચાત કે કેમ? વળી પરમેશ્વરે પેલા સાધુને રસ્તો બતાવવા ન મોકલ્યો હોત તો શા હાલ થાત? અમે જે ઊંચાં ઊંચા પથ્થરો ઠેકેલા તેથી તો અમને ઠેકનારાને જ એ વખતે અચંબો થાય કે આ શી રીતે ઠેકી શકાય? જાણી જોઈ ને ઠેકવા જઈએ તો તે કદી જ ન ઠેકી શકાય એવા અને એટલા બધા ઊંચા હતા પણ પરમેશ્વરે માણસના મનમા જિજીવિષા મૂકેલી છે એ જ આ બનાવની સાબિતી છે.

નરહરિ નવલશંકર દવે

# ત્રીજું લોચન ખૂલે છે ત્યારે....



ભારત જ્યારે નાનાં-મોટાં અનેક રજવાડાંમાં વહેંચાઈ ગયું હતું એ યુગની આ વાત છે. રાજ્યોના અંદરોઅંદરના કુસંપની વિષવેલ ત્યારે વધુ ને વધુ પાંગરી રહી હતી. ત્યારે દૂરદૂર ગિઝનીમાં બેઠેલા મહંમદ ગિઝનવીને ભારત સર કરવાના કોડ જાગ્યા. એને મન ભારત સમૃદ્ધિથી છલકાતો સોનાનો મુલક હતો. આકડે મધ હતું અને તેય માખીઓ વિનાનું. મહાસાગર સમી વિરાટ સેના સાથે ભારત ભણી એણે કૂચ આરંભી.

મહમ્મદ ગિઝનવી લૂંટારો હતો. પણ પોતે લૂંટારા તરીકે ન નિંદાય એ માટે એણે મજહબનો નકાબપોશ ધારણ કર્યો હતો. આ નકાબપોશના ઓઠા નીચે મંદિરોની સમૃદ્ધિ એ લૂંટતો અને મૂર્તિનું ખંડન કરી, પોતાને ઇસ્લામ ધર્મનો રખેવાળ એ મનાવતો. એના હાથે ખંડિત થતી મૂર્તિ વખતે, કોઈ પોતાનો દેહ ઢાલ માફક આડો ધરતું તો તલવારના ઝાટકે, ખૂબ જ નિર્દયતાપૂર્વક એ એનો વધ કરતો. ત્યારે એના મુખ પર, જાણે પોતે મહાન ધર્મવીર હોય એવા ભાવો ચમકી ઊઠતા. મૂર્તિને ખંડિત થતી બચાવવા કોઈ એની સમક્ષ લક્ષ્મીનો ઢગલો ખડકી દેતું, ત્યારે ભયંકર અટ્ટહાસ્ય સાથે લોખંડની ડાંગ મૂર્તિ પર એ ફટકારતો. ફટકા થતી મૂર્તિના અવાજને વધુ કર્કશ બનાવતો અવાજ એના મુખમાંથી નીકળતો: 'હું કાંઈ મૂર્તિઓ વેચનારો સોદાગર નથી. હું તો છું મૂર્તિના ચૂરેચૂરા બનાવનારો એનો કાળ.'

આ એની ભારત પરની પહેલી ચઢાઈ હતી. સોમનાથની સમૃદ્ધિની આભાએ એને એવો તો આંજી નાખ્યો હતો કે, સૂતાં–જાગતાં, ઊઠતાં અને બેસતાં એને સોમનાથનાં જ શમણાં સતાવતાં હતાં. અને એ માટે તો થરપારકરનું વિશાળ રણ ઓળંગવા એ થનગની રહ્યો હતો. પણ એને માટે તેમજ એના સાંઢણી–સવારો માટે સોમનાથનો રસ્તો સાવ અજાણ્યો હતો. થરપારકરની ભુલભુલામણીમા એ ભૂલો પડી ગયો હતો.

રખડીરખડીને થાકેલા ગિઝનવીને એ દિવસે એક ભોમિયો મળી ગયો. એનું નામ હમીર. ગિઝનવી જ્યારે પોતાના તંબૂમાં થાક ઉતારી રહ્યો હતો ત્યારે એના સિપાઈઓએ ગિઝનવી પાસે એને હાજર કર્યો.

'જહાંપનાહ, આ જાસૂસ આપણા લશ્કરની હિલચાલ જોવા આપણી છાવણીમાં આવ્યો છે.'

સિપહસાલર જેવા લાગતા એક સૈનિકે કુરનિશ બજાવી કહ્યું.

'ના, જહાંપનાહ! હું જાસૂસ નથી. હું તો આપનો ભોમિયો બનવા આવ્યો છું. બે દિવસમાં આપને સોમનાથનાં શિખર દેખાડું.'

મહંમદ નખથી શિખ સુધી, ઝીણી વેધક નજરે ઘડીભર એને નિહાળી રહ્યો. પછી બોલ્યો: 'દીદાર પરથી તો તું હિન્દુ લાગે છે. હિન્દુ ધર્મનો નાશ કરી, ઇસ્લામની સ્થાપના કરવા હું મેદાને પડ્યો છું





દૂધ તેજાબથી ને માનવી ખુશામતથી ફાટી જાય છે.

એ વાતથી તું કાંઈ અજાણ નાહ હો. કયો સ્વાર્થ તારી પાસે આ પગલું ભરાવી રહ્યો છે ?'

'જહાંપનાહ, અમારો હિન્દુધર્મ તો ખાબોચિયા જેવો છે. ઇસ્લામ જેવી ઉદારતા એનામાં નથી. ઇસ્લામ તો મહાસાગર છે. એમાં ઊંચ–નીચના ભેદ નથી. અમારામાં હલકી ગણાતી વર્ણની એક યુવતીને હું દિલ દઈ બેઠો. આ તકનો લાભ લઈ, મારા ભાઈઓએ ગરાસમાંથી મારો ભાગ કાઢી નાખ્યો. વાટકીમાં શિરામણ જેવી નાની એવી ઠકરાત મારા હાથમાંથી જતી રહી. અત્યારે ઉપર આભ ને નીચે ધરતી સિવાય મારો કોઈ આધાર નથી. હું ય આવ્યો છું તમારી સાથે સોદો કરવા. તમે મને મારી ઠકરાત પાછી અપાવો. હું તમને બે દિવસમાં સોમનાથના પાદરે ખડા કરી દઉં. બોલો, છે કબૂલ ?'

'અને આમાં કાંઈ દગો નીકળે તો ?'

'તો મારુ માથું અને તમારી તલવાર. તમારી પાસે મહાસાગર સમું સૈન્ય છે. જ્યારે હું તો સાવ એકલો છું. તમારી સામે મારા એકલાની કેટલી હામ !'

ગિઝનવીને હમીર પર વિશ્વાસ બેઠો. અરસપરસ કોલ અપાયા. હમીરને ભોમિયા તરીકે સૈન્યને મોખરે રાખી, સેનાએ કૂચ આગળ આરંભી. હમીરથી પંદર પગલાંના અંતરે પોતાની સાંઢણી રાખતો ગિઝનવી શકરા બાજ માફક એની એકેએક હિલચાલની નોંધ રાખતો હતો. એનો એક હાથ તલવારની મૂઠ પર હતો. હમીરની હિલચાલમાં દગાની જરા સરખી પણ ગંધ આવે તો આટલે દૂરથી પણ તલવારનો વાર કરી એને પૂરો કરી શકાય.

આમ ઊંદર–બિલાડીની રમત રમતું સૈન્ય હમીરની સાંઢણીનાં પગલે પગલે રણમાં આગળ ને આગળ ધપી રહ્યું હતું.

❂ ❂

હમીરે આપેલી બે દિવસની મુદત આજે પૂરી થતી હતી. અકળાયેલો ગિઝનવી સોમનાથની ઝાંખી કરવા નજર માંડતો હતો તો ત્યાં ચારેય બાજુ સૂર્યનાં કિરણોથી ચમકતી રેતીનો હિલોળા લેતો સાગર દેખાતો હતો.

'ક્યાં છે તારુ સોમનાથ ? કાફિર, તેં તો અમને થકવી માર્યા ! અહીં તો ઉપર આકાશમાંથી આગ વરસે છે. નીચે ધખધખતી રેતીમાં જાણે લાવારસ સળગી રહ્યો છે !'

'જહાંપનાહ, હવે કાંઈ બહુ દૂર નથી. આ તો થાક્યાના ગાઉ છે. મારા પર ઇતબાર રાખો. આજ સાંજ સુધીમાં તો હું તમને સોમનાથના સુવર્ણકળશ દેખાડી દઉં.' ક્ષિતિજ ભણી જોઈ હમીર બોલ્યો.

હમીર પણ આજ વિમાસણમાં પડી ગયો હતો. આજે એની ગણતરી એને જ જાણે દગો દઈ રહી હતી. વીંઝાતી ગરમ હવામાંથી સંદેશો મેળવવા એનું હૈયું અધીરું થઈ રહ્યું હતું.

'અરે કાફિર, હજી તારું સોમનાથ કેટલું દૂર છે ? પાણી વિના મારુ તો ગળું સુકાય છે. રાતવાસો જો અહીં જ કરવાનો આવશે તો પાણી વિના રાત કઈ રીતે કાઢી શકીશું ? તું રસ્તો તો નથી ભૂલ્યો ને ?'

ખરેખર, મહંમદની અકળામણની હવે તો અવધિ આવી ગઈ હતી.

'જહાંપનાહ, આ રણની તસુએ તસુ જમીન મારી જાણીતી છે. રાત પહેલાં તો આપણે સોમનાથ જરૂર પહોંચી જઈશું.' હમીરની વાણી સાંભળી ગિઝનવી દીવાસ્વપ્નમાં પડી ગયો.

સોમનાથની મોહિનીએ ગિઝનવી પર એવાં કામણ કર્યાં હતાં કે અત્યારે ધીમધખતા તાપ વચ્ચે પણ સોમનાથની સમૃદ્ધિની છોળો ઊડતી એ નિહાળી રહ્યો.

પણ ત્યાં તો હવા સાથે ઊડેલી ગરમ રેતીની થપાટ એના મુખ પર ઓચિંતી આવીને પડી. એનું દીવાસ્વપ્ન છિન્નભિન્ન થઈ ગયું. ક્રોધભર્યા સ્વરે એ તડૂકી ઊઠયો : 'કાફિર, તું અમારી સાથે કાંઈ ચાલબાજી તો નથી ખેલી રહ્યો ને ! આમ તો અહીંયાં અમારી કબર થઈ જશે.'

'તમારી સાથે ચાલબાજી ખેલીને હું ક્યાં જાઉં ? આ વિશાળ રણમાં, તમારા કોપમાથી ઊગરીને હું સંતાઈ શકું એવી જગ્યા ક્યાંય તમે જોઈ શકો છો ? જો કબર થવાની હશે તો મારી કબર પહેલાં થશે. જરા ધીરજ રાખો, જહાંપનાહ.'

હમીરના શબ્દોએ પાછું વિશ્વાસનું વાતાવરણ સરજવા માંડયું. પણ ખુદ હમીરના હૈયામાં વિશ્વાસના પાયા ડગમગવા માંડયા. મહાસાગરનો તર-

વૈચે કિનારા શોધવાનાં વલખા મારે એમ એ ક્ષિતિજ ભણી નિહાળી રહ્યો. ત્યાં એણે દૂર દૂર હવામાં ઊડતી રેતીની ડમરી નિહાળી. એના મુખ પર સંતોષનું હાસ્ય છવાયું.

હમીરના મુખનું બારીકમાં બારીક અવલોકન કરી રહેલો ગિઝનવી બોલ્યો : 'કેમ, દેખાયુ સોમનાથ ? તારા મોઢા પરના ભાવો કહી આપે છે કે હવે આપણે સોમનાથની નજીક આવી પહોંચ્યા છીએ. બોલ, હવે કેટલે દૂર છે સોમનાથ ? અમને સોમનાથ જલદી પહોચાડ. તારી ઠકરાત પણ ત્યાં તારી ઇંતેજાર કરી રહી છે.'

ત્યાં તો જાણે આંધી ફૂંકાતી હોય એવો અવાજ સામેથી આવતો સંભળાયો. પાણીમાં જેવા વમળ થાય છે એવા વમળ રણની રેતીમાં પણ થાય છે. હવામાં ઊડતી રેતીની ડમરી જેવા એ વમળ દેખાય છે. એના ઝપાટામાં આવેલો માણસ ભાગ્યે જ બચી શકે છે.

હમીર જે પળની ઇંતેજાર કરી રહ્યો હતો એ પળ આવી પહોંચી હતી. સાંઢણીની રાંગ ખેંચી, પેગડામાં નાખેલા પગ પર અર્ધો ઊભો થઈ, સહસ્ર ફેણ ડોલાવતી ધસી આવતી આંધી સામે આંગળી ચીંધી એ બોલ્યો : 'તને સોમનાથ નથી દેખાતું ? જો પેલું રહ્યું સોમનાથ. મારા પિનાકપાણિ—ભગવાન શંકરનું ત્રીજું નેત્ર ત્યાં ઊઘડી રહ્યું છે.'

'ઓહ, દગો ! કાફિર, હું તને ખતમ કરીશ.' ગરમ હવાની થપાટોથી બેબાકળી બનેલી સાંઢણીને સ્થિર કરવાનો પ્રયત્ન કરતાં મહંમદ બોલ્યો.

'તમે મને શું મારવાના હતા ! તમે પોતે જ મહાકાળના મુખમાં હોમાવા બેઠા છો. જો, જો, પ્રલયંકર મારા શંકર ભગવાનનું ત્રીજું લોચન ઊઘડી રહ્યું છે. એમાં સમાવા હું જઈ રહ્યો છું. મારાં પગલે પગલે તમારે બધાએ પણ એમાં જ સમાવાનું છે. જય મહાકાળ !' આમ કહી હમીરે સાંઢણીના પેટમાં એડી મારી.

પૂરપાટ દોડતી સાંઢણી; એ આવતી આંધીમાં અટવાઈ ગઈ. સાંઢણી અને એનો અસવાર બંને ત્યાં રેતીની ચાદર નીચે, મહાકાળના અંકપાશમાં પોઢ્યા.

ગિઝનવીનું સૈન્ય ચારેય બાજુ નાસભાગ કરવા માડ્યુ. પણ મહાકાળનું તાંડવનૃત્ય જ્યાં ચાલી રહ્યુ હોય ત્યાં બચીને એ જાય પણ ક્યાં ! ઇતિહાસ કહે છે કે, મહંમદ ગિઝનવીના પોણા ભાગના સૈન્યની કબર રેતીના એ વિશાળ ગંજ નીચે ખડકાઈ. થોડા બચેલા સૈન્ય સાથે મહામુસીબતે મહંમદ પોતાના પ્રાણ બચાવી ગિઝની ભેગો થઈ શક્યો.

રાજા-મહારાજાઓ જ્યારે પોતાનાં અંગત વેર-ઝેરમાં રચ્યાપચ્યા હતા ત્યારે ગિઝનવીનું પહેલું આક્રમણ આ એકલિયા વીરે ખાળ્યું હતું. એણે એકલાએ તે દિવસે મહંમદ ગિઝનવીને બૂરા હાલે પાછો કાઢ્યો હતો.

★

---

* ન બરછીથી, ન ભાલાથી, ન ખંજરથી, ન તલવારથી
જો મારવો દુશ્મન તો, તેને મારવો ઉપકારથી.
* નહિ વિદ્યા સમ ચક્ષુ કો, નહિ સત્ સમ તપ કોય.
પ્રીતિ સમ દુઃખ નહિ જગત, ત્યાગ સમ સુખ નવ હોય
* નહિ સીંગ, નહિ પૂંછડું, નહિ કર પગ નિશાન,
વચનથી વરતાય છે, અકુલિન કે કુળવાન.
* નાગર, નારાણ, પાવડી, સીંગી ને સુનાર
પાંચે ન થાય આપણાં, છઠ્ઠા ખેડાવાળ.
* નાચો ભગત નચિંત થયા, ભલે મૂઈ ગાય,
પૂર્ણ સુખ તો પામીએ, (જો) વાછડા ઉંચે જાય.
* નાર, ચાર ને ચાકર, એ ત્રણ કાચાં ભલાં.
પાન, પટેલ ને પ્રધાન, એ ત્રણ પાકાં ભલા.
* નાહી-ધોઈ પાટલે બેઠા, ઊભાં તાણે ટીલાં,
પારકે ઘેર જમવાનું, ત્યારે પોતિયાં મૂકે ઢીલાં.
* નોકર બિચારા ક્યા કરે, રોટી પરાઈ ખાય,
ભુલાવે આધી રાતકુ; જી...જી કરતો જાય.
* પટેલે માર્યા કુત્તા, તો મિંયાએ માર્યા ઘેટા,
કોઈ કોઈકી બાત કરે, વો ગામ સારેકા બેટા.
* પહેલું દુઃખ જે બારણે તાડ,
બીજું દુઃખ જે પાડોશી લબાડ,
ત્રીજું દુઃખ જે વાસામાં ચાંદું,
ચોથું દુઃખ જે બૈરું માંદું.
સાંકડું ઘર ને વચમાં વડ, બાપ મૂરખ ને છોકરો જડ.
ખાવા ન મળે મોઢું તડ, માથે ભારો ને આગળ દળ.
* પાળે નાચે પારેવડો, વગડે નાચે મોર,
પરણ્યા એટલા માનવી, બીજાં ઉછરાયાં ઢોર.
* પૈ-પૈનું લેખું ગણે, ખરચે અવર અપાર
બોસે કૂચા ખાળમાં, ઘર ઉઘાડાં દ્વાર.
* પોપટ-કોયલ બોલ, થોડો પણ લાગે ભલો,
વૃથા ગુમાવે તોલ, બહુ બોલીને બેડકા.







# પ્રતીતિ

આમ તો હું નાસ્તિક ગણાઉં છું. આસ્તિકોની કેટલીક વાતો પર હસી પણ લઉં છું; અને આજ સુધી જ્યારે જ્યારે સાંભળતો કે, 'ભાઈ, રાત–દિ' ભગવત્–સ્મરણ કરશો તો અંતકાળે મારો વહાલો યાદ આવશે. દીકરા–વહુમાં લોથા લણશો તો આ ભવનું તો ગુમાવી બેઠા છો, પણ પરભવનું પણ ગુમાવી બેસશો.'

ત્યારે હું હસી પડતો. આસ્તિકોની ઘેલી વાતો હસી કાઢતો. 'અજામિલ આખ્યાન' એ આસ્તિકોને ધર્મ પ્રત્યે જકડી રાખવા માટેની એક લાલચ છે એમ માનતો. પરંતુ ૨૫–૪–૬૬ના દિવસે થયેલા એક અનુભવે મને ઘણું ઘણું શીખવી દીધું. ઇન્સાનની ભગવાન પ્રત્યેની અહોનિશ દિનરાતની આસક્તિ હોય તો ભગવાન એ માનવીની અંતિમ પળો સાચવી લે છે. એ 'જીવ' ને એનાથી અલગ થવા દેતો નથી.

મારા સ્વર્ગસ્થ કાકાશ્રી ચુનીલાલ મગનલાલ મહેતા લાકડાવાળા છેલ્લાં થોડાંક વર્ષોથી ભગવદ્-સ્મરણ કરતા થયા હતા. એ પહેલાં એમની આસક્તિ સંસારની જળોજથાઓમાં જ વિશેષ રહેતી. દિવસ અને રાત ચાલુ કામકાજની પળોમાં પણ ભગવાનને યાદ કરી લેવાની એમની ટેવ છેલ્લા વર્ષોમાં ખાસ્સી એવી વિકસી હતી. એ દિવસે હું વ્યવસાયના કામ પરથી કલકત્તાથી પાછો ફરી રહ્યો હતો. ઘરે પહોંચ્યો અને જે વાતાવરણ નિહાળ્યું એણે મને ભાંગી નાખ્યો. જેમનો મારા પ્રત્યે નિઃસીમ પ્રેમ હતો અને મારા જીવનઘડતરમાં જેમણે એના લોહી અને પસીનાનું સિંચન કર્યું હતું એ કાકા જાણે મૃત્યુશય્યા પર સૂતા હતા. આજુબાજુ સગાંસંબંધીઓ ટોળું વળીને ચિંતિત ચહેરે બેઠાં હતાં. હું એમની પથારી પાસે જ ફસડાઈ પડ્યો. ખાવાપીવાની પણ મેં સૂધબૂધ ગુમાવી દીધી. આઠ જ દિવસ પહેલાં તો હજી જેણે મને પ્રેમભરી વિદાય આપી હતી એ અત્યારે મને ઓળખી શકવાને પણ સમર્થ નહોતા. ડૉક્ટરોના શબ્દોમાં કહીએ તો કેસ ''સીરિયસ'' થયો હતો.

મારી ભત્રીજી મારો પરિચય કરાવતાં એના કાન આગળ બોલી: 'દાદા, કલકત્તાથી કાકા આવ્યા છે.' ત્યારે એના મુખ પર દીનતા છવાઈ ગઈ. આંખો મને ઓળખી ન શકી. સંબંધો જ જાણે સંકેલીને સૂતા હોય એમ એણે બે હાથ જોડી મારી વિદાય માંગી. આંખો થોડીક વાર ચકળવકળ થઈ. મુખમાંથી શબ્દો સર્યા: 'જયશ્રી કૃષ્ણ....' અને 'જયશ્રી કૃષ્ણ' નો આ રણકાર સતત ચાલુ રહ્યો. મુખ પર કોઈને ન ઓળખી શકવાના સામર્થ્યે જ કદાચ એમની ઓળખાણ ઈશ્વર સાથે કરાવી દીધી હશે.

આગલી સવારે ઓચિંતી જ તબિયત બગડી. નાહીધોઈને પથારીમાં સૂતા. ભગવાનની સેવા કરવાની શક્તિ ગુમાવી બેઠા. અને એના કારણે જાણે તો વિષાદ વારે વારે, 'સેવા કરવાની બાકી છે. મારી સેવા આપો....'ના શબ્દો એમની પાસે ઉચ્ચારાવતો હતો. થોડી વારે શ્રી યમુનાષ્ટકના પાઠો બોલવાનો પ્રયત્ન કરતાં તો થોડી વારે શ્રીસર્વોત્તમ-સ્તોત્રનો





પાઠ ચાલવા માંડતો. પરિચયની કડીઓ તૂટવા માંડી હતી. કારણ કે સાચો પરિચય મેળવવાની કેડીના એ પથિક બની ચૂક્યા હતા.

આખો દિવસ એ જ પરિસ્થિતિમાં પસાર થઈ ગયો. અને મોડી સાંજે જ્યારે દર્દ અસાધ્ય બની ગયું ત્યારે દર્દનિષ્ણાતોએ (!) જાહેર કર્યું કે 'કીડની કામ કરતી બંધ થઈ ગઈ છે. જલદી હૉસ્પિટલમાં દાખલ કરો.'

બાપ્પાને હૉસ્પિટલમાં લઈ ગયા. ટ્રીટમેન્ટ ચાલુ થઈ. પણ કોઈ કારી ન ફાવી. રાત્રે બે વાગે એમણે શ્રીયમુનાષ્ટક શરૂ કર્યાં. મારાં કાકી સાથેના સાઠ સાઠ વર્ષના સંબંધો પણ એમને યાદ ન આવ્યા. મારી ભત્રીજીને એ જ્યારે વધુપડતા લાડ કરતા ત્યારે હું ઠપકામાં કહેતો કે, 'કાકા, જડભરત જેવું ન થાય: છેલ્લી ઘડીએ આ છોકરીમાં જીવ ન રહી જાય....' એ ભત્રીજીનો સ્નેહતંતુ પણ અડતાલીસ કલાક પહેલાં તોડી નાખ્યો હતો. અને શ્રીયમુનાષ્ટક પૂરું થતાં જ એ ને એ જ દશામાં કોઈને પણ ઓળખ્યા વગર સૌકોઈના સંબંધો તોડી, જીવનની અંતિમ ઘડી સુધી ઈશ્વરનો સંબંધ જાળવી, એ ચાલી નીકળ્યા.

કદાચ આને પણ હું એક 'અકસ્માત' જ ગણત. પરંતુ એ 'જીવ' ને ઈશ્વરનું અનુસંધાન થયું છે એની પ્રતીતિ ખુદ મને પણ ત્યારે જ થઈ કે જ્યારે એ સમયે રાજકોટમાં બિરાજતા એમના ગુરુ શ્રી વલ્લભલાલજી મહારાજે એક સમાચાર મોકલ્યા. એ જ રાત્રે ત્રણ વાગે જ્યારે હૉસ્પિટલમાં એમણે દેહ છોડ્યો ત્યારે એ જ પળે રાજકોટમાં આરામથી નિદ્રામાં પોઢેલા એમના ગુરુ ઓચિંતા જાગી ઊઠ્યા. નજર સામે વેરાયેલા અંધકારમાં તેજમૂર્તિ જેવું કશુંક દેખાયું. મારા સ્વર્ગસ્થ કાકાની આકૃતિ એમાંથી ઊપસી આવી અને એ જ દીનભાવે–નતમસ્તકે જાણે રજા ન માગતા હોય: 'હું જાઉં છું, પ્રભુચરણે, ગુરુદેવ! રજા આપો' નો ભાવ મુખ પર રમતો એમણે નિહાળ્યો. અને ખુદ મહારાજશ્રી કંઈ પણ વિચારે એ પહેલાં તો આકૃતિનું વિલિનીકરણ થઈ ગયું.

કળિયુગમાં કલ્પનામાં પણ ન આવી શકે તેવો આ અનુભવપ્રસંગ હતો.

●

---

*ફકીર હાલમેં મસ્ત, આશક દીદાર મેં મસ્ત,
બુલબુલ બાગમેં મસ્ત, આશક દીદારસે મસ્ત.
* બડા હુઆ તો ક્યા હુઆ, જૈસી બડી ખજૂર,
પંછી કો છાયા નહિ, ફલ લાગે અતિ દૂર.
* બડે બડેકું દુઃખ હૈ, છોટેસે દુઃખ દૂર,
તારે સબ ન્યારે રહે, ગ્રહે ચન્દ્ર ઔર સૂર.

---

એવો જ બીજો નાનકડો અનુભવ એના જ અનુસંધાનમાં રજૂ કરું છું.

સ્વર્ગસ્થ કાકાશ્રીના ગુરુદેવે એક વાક્ય ઉચ્ચાર્યું હતું, આશ્વાસન અર્પતું: 'એ જીવનો વ્રજમાં વાસ થયો છે.'

બુદ્ધિ એ વાતને સ્વીકારવા તૈયાર નહોતી. આજનો વર્તમાન અને મારી અશ્રદ્ધા એ વાત જીવનમાં કદીય સ્વીકારતાં નહિ. એ જ અરસામાં કાકાશ્રીનાં અસ્થિફૂલો લઈ હું મથુરા પહોંચ્યો. મથુરાથી સિત્તેર માઈલ દૂર 'સૌરભજી' નામનું તીર્થ છે. એ તીર્થમાં વહેતી ગંગાનદીમાં વૈષ્ણવ સંપ્રદાયના અનુયાયીઓ અસ્થિ–વિસર્જન કરે છે.

અંતરમાં ઉમંગ હતો. પેલું વાક્ય બુદ્ધિ સાથે ટકરાતું હતું. મથુરા સ્ટેશનથી ઊતરી હું ટાંગામાં બેસી ગામમાં આવ્યો, અને હજી તો ટાંગો બંગાલી ઘાટ પાસેથી વળાંક લેતો હતો ત્યાં હું ચમક્યો. ટાંગામાં બેઠાં બેઠાં જ મારાથી બૂમ પડાઈ ગઈ:

'કાકા....'

એ જ ઝીણો સફેદ ઝબ્બો....ભૂરી કિનારનું ધોતિયું. તામ્રવર્ણું શરીર. એ જ ચાલ. એ જ દીનતા. આખીય પીઠ દેખાતી હતી. એ આકૃતિ બંગાલી ઘાટનાં પગથિયાં ઊતરતી હતી. મેં ટાંગો ઊભો રખાવ્યો. ગાંડાની જેમ કૂદીને હું ઘાટ તરફ દોડ્યો. પરંતુ વાતાવરણમાં વેરાયેલી શૂન્યતાનાં ડૂસકાંએ મારી આંખમાં આંસુનાં તોરણ બાંધી દીધાં. હું હતાશ થઈ ફરી ટાંગામાં બેસી ગયો.

'ક્યા શેઠજી...વો ક્યા કોઈ આપકા પહચાનવાલા થા ?'

હું ચમકીને ટાંગાવાળા સામે જોઈ રહ્યો. પેલી આકૃતિ મારી મનોદશાએ જ સર્જેલી ભ્રાંતિ નહોતી એની પ્રતીતિ મને થઈ ગઈ. અને હું બોલી ઊઠ્યો: 'ભૈયા, અભી તો પહચાન તૂટ ગઈ....' ◻





ચિમનલાલ જે ગોગુર



# પ્રેમળ જ્યોતિ

કુમળી વયનાં અબોધ બાળકોને ગુનાખોરીમાં સંડોવાયેલાં જોઈને કોઈનું પણ દિલ દ્રવી ઊઠે છે. સમાજને શાપરૂપ, અંધારી ગલીઓમાં કુમળી કળીઓ સમા, માર્ગભૂલ્યા કિશોરોનું જીવન-વહાણ સર્જનાત્મક દિશામાં કઈ રીતે વાળી શકાય?

આવી કોઈ સામાજિક સંસ્થા અસ્તિત્વમાં નહોતી ત્યારે લગભગ ચાળીસ વર્ષ પહેલાં, કુ. એટીલી નામની લૉસ એંજેલેસની શિક્ષિકાને આ વિચાર આવતાં એના મનમાં અજંપો જાગી ગયો.

સરસ્વતી મંદિરમાં શિક્ષણ લઈને સમાજમાં એકરૂપ બની જતા ભાવિ નાગરિકોને ગુનેગાર બનતા અટકાવવા શું કરવું જોઈએ? આવી કોઈ પણ યોજનાનો અમલ કરવો હોય તો પહેલાં પૈસા જોઈએ. એ ક્યાંથી ને કઈ રીતે પેદા કરવા?

કોઈ પણ શુભ સંકલ્પની શરૂઆત પોતાના ઘરથી જ કરવી જોઈએ. એમ વિચારી આ શિક્ષિકાએ પોતાને મળતા માસિક રૂા. ૯૫૦ના વેતનમાંથી રૂા. ૪૭૫ની બચત કરીને ધનસંચય શરૂ કર્યો. એનું વિચારપૂર્વકનું મૂડીરોકાણ આજે ૧,૪૦ લાખનું થઈ ચૂક્યું છે. એમાંથી વાર્ષિક રૂા. છ લાખ ઘર-ભંગ થયેલા કિશોરોના પુનર્વસવાટ માટેની સંસ્થાના નિભાવ માટે ખર્ચાય છે.

આવી પહેલી જ સંસ્થાની શરૂઆત એણે કૅલિફૉર્નિયામાં ૧૯૫૦માં કરી. આ ભગીરથ કામ માટે જોઈતા કાર્યકરોને એણે તાલીમ આપવા માંડી. ઘરભંગ અને પ્રેમવંચિત બાળકોને ઉછેરી એમની મમતાભરી સંભાળ આ સંસ્થામાં રખાય છે.

આવું મહાભારત કામ હાથમાં લેવા છતાં એ માટેની આર્થિક સહાય માગવા એણે કદી પોતાનો હાથ લાંબો નથી કર્યો. આજે એંસી વર્ષની વયે લૉસએંજેલેસમાં એક સાદા ફ્લૅટરૂમાં રહે છે. એના કામમાં મદદ કરવા માટે બેતાલીસ કાર્યકરો સવેતન કામગીરી બજાવે છે. આમ છતાં પોતાનો બધો જ પત્રવ્યવહાર એ જાતે સંભાળે છે.

એમની આજીવિકા શિક્ષિકા તરીકેના નિવૃત્તિ-વેતનમાંથી ચાલી રહે છે. એમની કામગીરીનો પુરસ્કાર એમની પાસેથી પ્રેમળ જ્યોતિ પ્રાપ્ત કરીને નવજીવનને પંથે પ્રયાણ કરતાં બાળકો છે. એમનો સ્વભાવ આ ક્ષેત્રમાં અનેક માટે માર્ગદર્શક બની રહ્યો છે.

ઘણી વાર રીઢા ગુનેગાર બની ચૂકેલા અને ગામના 'ઉતાર' ગણાતા છોકરાઓને કોઈ આશરો આપવા તૈયાર ન થાય એવું પણ બનતું. શરાબી માતાપિતાનાં સંતાન લેરી નામના કિશોરની વાત

કરીએ. આ છોકરાને પોલીસ તેમજ ન્યાયાધીશે સમાજના હિતાર્થે જેલમાં જ ગોંધી રાખવા યોગ્ય ગણેલો. કુ. એટીલીએ ખાસ વિનંતિ કરી, આ છોકરાને છોડાવ્યો. પછી વિમાનઘર પર એક વૃદ્ધાએ ઉષ્માભર્યા અવાજે એના ગળામાં હાથ ભેરવી કહ્યું : 'બેટા, મારે કાંઈ સંતાન નથી. તું મારી સાથે રહેજે.' અને ખરેખર, ચમત્કાર થયો. સમાજમાં હડધૂત થયેલા આ છોકરાને મીઠી પ્રેમાળ વાણીમાં કદી કોઈએ બોલાવ્યો જ નહોતો. એ કોઈના હેતનું અમી મેળવવા પામ્યો નહોતો. એની પાંગરતી જીવનક્યારીના અંકુરમાં પ્રેમનું સિંચન થયું. એટલે એને સંજીવની મળી અને નવજીવન પ્રાપ્ત થયું.

છ વર્ષ પછી ટેરી યુનિવર્સિટીમાં માન સાથે પાસ થયો અને પોતાને પ્રેમળ જ્યોતિ દાખવીને એનો જીવનપંથ ઉજાળનાર કુ. એટલીના જન્મદિવસે એ ૩૦૦ માઈલનો પ્રવાસ ખેડી પોતાનું ઋણ અદા કરવા પહોંચી ગયો.

ડેવ નામના એક દુષ્ટ છોકરાએ છરીની અણીએ એક છાપાવાળા છોકરા પાસેથી ૬૫ ડૉલર છીનવી લીધેલા. એની એટલીને ખબર પડી. એમણે છોકરાને પાંખમાં લીધો અને પોતાની ઘોડારમાંના એક ઘોડા તરફ આંગળી ચીંધી કહ્યું : 'તું આ ઘોડા પર સવારી કરી શકીશ ?' એણે તો છલાગ મારીને જીન કે પેગઠા વગર જ ફક્ત લગામને આધારે ઘોડો તબડાવી મૂક્યો. એક અઠવાડિયા સુધી ખાવાપીવાનુ ભાન ભૂલીને એણે બસ ઘોડો દોડાવ્યા જ કર્યો.

યોગ્ય સવારના હાથમાં જતાં વણપલોટાયેલો ઘોડો કાબૂમાં આવી જાય છે. એવું જ યુવાનીમાં થનગનતા કિશોરોનું છે. આગળ જતાં ડેવ ગૌશાળાની ગાયો સંભાળવા લાગ્યો. પશુપાલન–શાસ્ત્રનાં પુસ્તકો વાંચવાનો એ રસિયો હતો. એટલું જ નહીં પણ શાળાની પ્રાણીપરીક્ષા–સ્પર્ધામાં એ પહેલો આવ્યો હતો.

આજે તો એ એક દૂધઉત્પાદક પેઢીમાં જવાબદારીભર્યો હોદ્દો સંભાળે છે.

ચક નામનો એક તોફાની બારકસ સ્ત્રીઓની છેડતી કરવા માટે ખૂબ જાણીતો હતો. આધેડ વયની સ્ત્રીઓને એ બાઝી પડતો. એના આ અપલક્ષણનું મૂળ કારણ એ હતું કે, એને કદી પ્રેમ જ સાંપડ્યો નહોતો. દરરોજ પ્રેમપૂર્વક એનો વાંસો થાબડી, એને સન્માર્ગે વાળ્યો. આગળ જતાં શાળા–કૉલેજના અભ્યાસમાં એ ઝળકી ઊઠ્યો.

સંસ્થાઓના જડ અને જડબેસલાક નિયમો પ્રત્યે એટીલીને ભારે સૂગ છે. એ કહે છે, કે આવા નિયમોથી તો બાળકોની ચેતનાના અંકુરો રૂંધાય છે. અને તેઓ કેવળ અટકાયતી જેવા બની રહે છે. આપણું કામ તો એમને સમાજને ઉપયોગી એવા નાગરિકો બનાવવાનું છે, અટકાયતી બનાવવાનું નહીં.

આમ છતાં શાળામાં દાખલ થયા પછી એકબે સપ્તાહમાં જ કેટલાક કિશોરો ભાગી જવાના દાખલા પણ નોંધાયા છે. તોપણ જે છોકરાઓ અહીં રહે છે એમની મમતાભરી પૂરતી સંભાળ લેવામાં આવે છે. ૧૯૫૦ પછી એમની પાસે આવેલા અસંખ્ય છોકરાઓમાંથી કેવળ અગિયાર જણને સુધારવા પોતે અસમર્થ છે એવું જણાવીને વિદાય કરવા પડેલા એય નોંધપાત્ર છે.

કુ. એટીલી ૧૭ વર્ષની ઉંમરની શિક્ષિકા હતી ત્યારે આ એમના સત્કાર્યનો આરંભ થયો. એક રાડિયા વિદ્યાર્થીને વર્ગ બહાર કાઢી મૂકવાની એમને ફરજ પડી ત્યારે એમને વિચાર આવ્યો કે, આ રીતે બાળકને સજા કરવાનું કરતાં એને બીજી રીતે મદદરૂપ ન થઈ શકાય ? આ વિચારબીજમાથી આ સંસ્થાનો ઉદય થયો.

કુ. એટીલી કહે છે : 'મેં એકઠી કરેલી સંપત્તિ પર મારો, વ્યક્તિગત નહીં, પરંતુ જે ઉમદા આશયથી મેં સંસ્થા શરૂ કરી છે તેનો જ અધિકાર છે. પોતે તો માત્ર એની માર્ગદર્શિકા છે. પોતાના મૃત્યુ પછી પણ માર્ગભૂલ્યાં બાળકોને પ્રેમળ જ્યોતિનો પ્રકાશ મળી રહે એ માટે એમણે નિષ્ઠાવાન કાર્યકરોનું જૂથ તૈયાર કર્યું છે. એમની સંસ્થા ધરતી પરનું સ્વર્ગ છે. આજે એમના મુખ પર વાર્ધક્યની રેખાઓ ત્રપાવી છે, પણ તે એમની આંતરજ્યોતિમાં વિલીન થઈ જાય છે.







બેમાંથી સારું કયુ · ક્ષુદ્ર જીવન કે ભવ્ય મૃત્યુ ?

નરેન્દ્રકુમાર સી. ચોકસી



# બુઝાતો દીપક જલતી જ્યોતિ

વસન્ત ઋતુનું આગમન થયું. આંબાડાળે કોયલો મીઠા ટહુકાર કરવા લાગી. સૃષ્ટિએ સાજ સજ્યા. સમીરની મધુર મધુર લહેરો લહેરાવા લાગી. પુષ્પોનો પમરાટ માનવહૈયાંને ઉલ્લાસિત કરવા લાગ્યો. આ જ સમયમાં દીપક ને જ્યોતિનાં લગ્નની તારીખ ૧૨ મી નક્કી થઈ. ઘરમાં શુભ અવસરની બધી તૈયારીઓ ધામધૂમપૂર્વક થવા લાગી. ઘરને શણગારવામાં આવ્યું. વેવાઈઓને ઘેર મંડપ બંધાયા.

માનવી ધારે છે કંઈ અને બને છે કંઈ! ઈશ્વરની ગતિ ન્યારી છે. બધી જ તૈયારીઓ થઈ ચૂકી હતી. ફક્ત દીપકને આવવાની વાર હતી. એ દિવસ પછી એ ભાદરણથી ઘેર જનાર હતો. વિવિધ વાજિંત્રના સૂરથી ઘર ગુંજી રહ્યું હતું, છતાં ઘર પર ઊતરી આવતી આફતની આગાહી કરતાં દૂર દૂર કાળાં વાદળનો ભાસ થઈ રહ્યો હતો.

અરમાનોની સૃષ્ટિમાં રાચતો દીપક ઘેર જવા માટેની તૈયારી કરી રહ્યો હતો ત્યાં જ કોઈ માણસે આવીને એને ખબર આપી કે, 'સાહેબ, નવાખલ ગામે અમુક ઘરે દારૂ ગળાય છે.'

કર્તવ્યશીલ દીપક તરત જ કાળી રાત્રે, સાહસના પૂરમાં, યુવાનીના શૂરમાં અણદીઠેલ નવાખલ ગામે ફક્ત બે જમાદારો સાથે જઈ પહોંચ્યો. માણસે આપેલ બાતમી પ્રમાણે ઘરમાં તપાસ કરતાં દારૂ મળી આવ્યો. રાબેતા મુજબ દીપકે પોતાના માણસો સાથે પંચક્યાસ શરૂ કર્યો.

ત્યાં તો ગ્રામવાસીઓ છંછેડાયા. દીપક બાહોશ, હિંમતવાન અને સાહસિક વીર યુવાન હતો. એના માણસોએ જ એને દગો દીધો. તેઓ ભાગી ગયા. લગ્નની મંગળ ઘડી, કાળ ઘડી બની ઊતરી પડી. કાળી

દીપક દારૂવાળા વલસાડનો રહીશ હતો. તે સત્તાવીશ-અઠ્ઠાવીસ વર્ષનો અલમસ્ત, ઊંચો, રૂપાળો ગ્રેજ્યુએટ પારસી યુવાન હતો. એના મોટાભાઈ સુરેશ અમદાવાદમાં પોલીસ અમલદાર હતા. ભાઈના જ રાહ પર ચાલીને એ પોલીસખાતામાં જોડાયો. કર્તવ્યશીલ દીપક ટૂંક સમયમાં જ ફોજદાર બન્યો.

ખેડાજિલ્લાના બોરસદ તાલુકાના ભાદરણ ગામે ફોજદાર તરીકે તેની નિમણૂક થઈ. બાહોશી અને ચાતુરીથી તે ટૂંક સમયમાં જ લોકપ્રિય બની ગયો.

ઓચિંતાં દીપક સાથે જ્યોતિનો પરિચય થયો. જ્યોતિ પણ ગ્રેજ્યુએટ થયેલી હતી. દીપક ને જ્યોતિની જોડી પણ કેવી સુંદર લાગતી હતી! દીપક અને જ્યોતિ : એ નામનો પણ કેવો સુમેળ!

દીપક અને જ્યોતિએ સાથે જીવન જીવવાનું ને પ્રેમની અનન્ય સૃષ્ટિ સર્જવાનું સ્વપ્ન સેવ્યું. પરસ્પર હૃદયનું આદાનપ્રદાન કર્યું. દ્વૈત મટી અદ્વૈત બની રહેવાના શપથ લીધા : 'આપણે એક થઈ ને રહીશું— જીવનમાં અને મરણમાં.'

પરંતુ તેમના જીવનમાં એકાએક આંધીનાં મંડાણ મંડાયાં. દીપકની માએ બંનેનાં લગ્નની સામે વાંધો લીધો. દીપકને એણે ખૂબ સમજાવ્યો. પણ તે ન માન્યો. આખરે દીપકનો વિજય થયો. તેની માએ રજા આપી. દીપક ને જ્યોતિના વિવાહ નક્કી થયા.

રાતે એકલો પડેલો દીપક ઘેરાઈ ગયો. ઝપાઝપી તો કરી, પરંતુ વીફરેલા ટોળા સામે એ એકલો શું કરે! એની પીઠ પાછળ ઘા થયો! નરાધમોએ માથામાં આખરી ફટકો મારતાં 'ઓહ મા!' રટતાં દીપકનો આતમદીપ બુઝાઈ ગયો!

દીપકનો દેહ ઢળી પડ્યો. જાણે કૂતરું માર્યું હોય એમ ગામલોકો દીપકના મૃતદેહને ઢસેડતા ઢસેડતા નદીમા નાખવા લઈ જતા હતા એ જ પળે એક પોલીસ અમલદારની મોટર ત્યાંથી નીકળી. બત્તીને અજવાળે અંદર બેઠેલા અમલદારે આ દૃશ્ય જોયું. એણે મોટર થોભાવી દીધી.

મોટરને ઊભેલી જોઈને નરાધમો મૃતદેહને મૂકી ભાગી ગયા. લાશની એંધાણી પરથી અમલદારે દીપકને ઓળખ્યો. પોલીસથાણા પર ખબર આપી. લાશને આણંદ પોલીસથાણા પાસેના દવાખાનામાં લઈ જવામાં આવી દીપકનાં માતપિતાને તારથી ખબર આપવામાં આવ્યાં. તેના મોટા ભાઈ સુરેશને પણ ફોનથી અમદાવાદ જાણ કરવામાં આવી. ●

ચેતનનું નર્તન કરતી ઉષા રક્તવર્ણી સાડી સજાવી સૃષ્ટિ પર ઊતરી રહી હતી. તા. ૧૧ મીની સવાર હતી દીપકનાં માબાપ વહેલાં ઊઠ્યાં હતાં. ફૂલ–તોરણો વગેરે બંધાઈ રહ્યાં હતાં. મંગલ અવસરનો આનંદ ગુંજી રહ્યો હતો. ત્યાં જ બહારથી અવાજ આવ્યો : 'આપનો તાર છે.'

શબ્દ સાંભળતાં દીપકના માતાપિતા ધ્રૂજી ઊઠ્યાં : 'પુત્ર દીપકનું ખૂન થયું છે—લાશ આણંદના પોલીસથાણા પાસેના દવાખાનામાં છે.'

માતાપિતા અવાક્ થઈ ગયાં. એમના કારમા કલ્પાંતથી ઘરનુ વાતાવરણ વિષાદભર્યું બની ગયું. અનેક માણસોથી ઘર ભરાઈ ગયું. સાંત્વનની વર્ષા વર્ષી. 'હે ઈશ્વર! થવાનું શું હતું ને થઈ શું ગયું!' આ એક જ ઉદ્ગાર સૌના મુખેથી નીકળતો હતો.

વેદનાભર્યા હૈયે બુઝાયેલા દીપકને જોવા તેઓ આણંદ પહોંચ્યાં. અમદાવાદથી સુરેશ પણ આવી પહોંચ્યો. સુરેશ કેમે કરીને વૃદ્ધ માતપિતાને શાંત પાડી ન શક્યો.. અનેક ઘા પડવાથી સ્નેહીજનો મોં પણ સારી રીતે જોઈ ન શક્યાં! અનેક પોલીસ અમલદારોએ બુઝાયેલા દીપકને પુષ્પાંજલિ અર્પી.

પણ તે પુત્રહીન બનેલાં માબાપ અને ભાગ્યહીન બનેલી નારીના અંતરની વેદનાને શાંતિ અર્પવા અસમર્થ હતી.

સવારે ઊઠી ત્યારથી જ્યોતને અકળ મૂંઝવણ સતાવી રહી હતી. એને અશુભની આશંકા થઈ રહી હતી. ત્યાં જ શ્વસુરગૃહેથી એને બોલાવવા માણસ આવ્યો. જ્યોતિના હૈયામાં ધ્રાસ્કો પડ્યો. જાણે પગ જ ભાંગી ગયા. શું થયું હશે?! શ્વસુરગૃહે પહોંચતાં જ જ્યોતિ મૂઢ-શી બની ગઈ. પતિમૃત્યુના સમાચાર જાણી જ્યોતિનું હૈયું મરી ગયું. તે ન તો નિસાસા નાખી શકી, ન તો રડી શકી. તેની મા રડતી હતી; તે રડી શકી નહીં. તેના જીવનનો દીપક સદાને માટે બુઝાઈ ગયો હતો. પણ તે માનવાને એ તૈયાર ન હતી. જ્યોતિના સહારા વગર દીપક બુઝાય કેમ! સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી પોતાની અશ્રુહીન, ફાટેલી આંખો જ્યોતિ બંધ કરી ન શકી. તેની આંખો બધું જોતી, છતાં કાંઈ જ ન જોઈ શકી. તેની દુનિયા લૂંટાઈ ગઈ. તેનાં અરમાનોની રાખ બની ગઈ.

ગામમાં હાહાકાર મચી ગયો. દુઃખથી અર્ધઘેલાં બની ગયેલાં માતાપિતા લાડકવાયા દીપકની લાશને લઈ વલસાડ આવ્યાં. તા. ૧૨મીની એ સવાર હતી. લગ્નનો જ એ દિવસ હતો. દીપક આવ્યો, પણ બુઝાયેલો. લગ્નવિધિને બદલે ઘરમાં મરણક્રિયા શરૂ થઈ. જે ઘર પર શણગાર સજાવાનો હતો તે જ ઘર પર બાંધેલાં તોરણો તોડીને ફેંકી દેવામાં આવ્યાં.

શહીદને અંતિમવિદાય દેવા જનમેદની જામી હતી. ચોકમાં પોલીસફોજ શાંત અને સ્થિર ઊભી હતી. અંતિમક્રિયા પૂરી થતાં સ્મશાનયાત્રા શરૂ થઈ. પોલીસવડાએ પુષ્પો અને પુષ્પહાર ચઢાવ્યા. અને કરુણ સૂરો સાથે પોલીસફોજે પણ સ્મશાનયાત્રામાં શામિલ થઈ કૂચ શરૂ કરી.

જ્યોતિ રહી, દીપક બુઝાયો. જ્યોતિ જીવંત રહી, પણ તેનાં અરમાન કરમાઈ ગયાં. દિલના ટુકડા થઈ ગયા! મૃત પતિનો દેહ જોઈ તે થરથરી ઊઠી. મરનારની ક્રિયા આંખ સામે જ થતી હતી. દુઃખના કારમા ઘાએ જ્યોતિને પાગલ બનાવી દીધી.

કર્તવ્યની વેદી પર હોમાઈ જનાર વીર તો ગયો, પણ તેની આત્મસુવાસ હંમેશને માટે મહેકતી રહેશે. ● ● ●





વિદ્યાલયમાંથી વિદ્યાસ્નાતક નહિ, વ્રતસ્નાતક પકવો.

# જીવતર ઉજાળ્યું, મોત સુધાર્યું !



સન ૧૯૬૨ના ઉનાળાની વાત છે. તે વખતે હું દેહરાદૂનની ઇંડિયન ફૉરેસ્ટ કૉલેજમાં અભ્યાસાર્થે હતો. કૉલેજના અભ્યાસકાળ દરમિયાન આખા ભારતનાં વિભિન્ન રાજ્યોનાં વનોમાં જઈ એમનો અભ્યાસ પણ કરવાનો હોય છે. એ ઉનાળામાં અમારો વર્ગ કાશ્મીરનાં વનોના પ્રવાસે નીકળ્યો.

કાશ્મીરમાં લાખો સહેલાણીઓ દેશવિદેશથી ઉનાળામાં સહેલગાહે આવે છે. પણ આમાંના મોટા ભાગના તો શ્રીનગર, પહલગામ, ગુલમર્ગ અને અમરનાથ જેવા થોડાં જાણીતાં સ્થળોની મુલાકાત લઈ, પ્રવાસની ઇતિશ્રી માને છે. આમ તો આ સ્થળો પણ અત્યંત મનોહર અને સુંદર છે, પણ કાશ્મીરનાં વનોની તો વાત જ ન્યારી છે. હિમાલયની પર્વતશ્રેણીમાં આવેલાં આ વનોમાં એક વખત વિહર્યા પછી પાછા ફરવાનું મન કોઈને ન થાય એવી અદ્ભુત સૌંદર્યસૃષ્ટિ અહીં છવાયેલી પડી છે. પાઈન, દેવદાર, ફર, સ્પ્રૂસ વગેરે શંકુદ્રુમ વૃક્ષોનાં વનો આપણા જેવા મેદાનના પ્રદેશોમાંથી આવનારા પ્રવાસીઓને તો મંત્રમુગ્ધ જ કરી નાખે છે.

આ વનોના અભ્યાસ માટે અમારે ગુલમર્ગ કેમ્પ નાખવાનો હતો. અમારા બધા સામાનની બે ટ્રકો દ્વારા હેરફેર થતી, જ્યારે અમે શિક્ષણાર્થીઓ બસમાં પાછળ આવતા.

તે વખતે હું મારા વર્ગનો મેસ સેક્રેટરી હતો. અમારું જમવાનું કેમ્પમાં જ બનતું. આની સંપૂર્ણ વ્યવસ્થા મારા શિરે હતી. ગુલમર્ગમાં અમે કેમ્પ નાખ્યો ત્યારે હું બસમાં ન આવતાં સૌથી પહેલી ટ્રક જેમાં અમારું રેશન વગેરે હતું એની સાથે આવી ગયો હતો. સામાન્ય શિરસ્તા પ્રમાણે જે જે જગ્યાએ અમારો કેમ્પ રહેતો ત્યાંના વન-અધિકારીઓ તરફથી થોડા કર્મચારીઓ ફૉરેસ્ટ કૉલેજના કૅમ્પની સહાયતા માટે હાજર રહેતા. ગુલમર્ગમાં પણ આ પ્રમાણે ત્યાંના બે-ત્રણ કર્મચારીઓ વ્યવસ્થા માટે હાજર હતા. એમાં એક શીખ ફૉરેસ્ટ ગાર્ડ પણ હતો. હું જે ટ્રકમાં આવ્યો તે પછીની બીજી ગાડીઓ મોડેથી આવે તેમ હતી. સમય મારી પાસે ઘણો હતો. મેસ સ્ટાફને પોતાના કામે લગાડી, હું એક તરફ બેઠો. સમય પસાર કરવા હું પેલા સરદારજી સાથે વાતોએ વળગ્યો.

વાતચીતમાં જાણવા મળ્યું કે, એ સરદારજીનું મૂળ ઘર કાશ્મીરના બારામુલ્લા શહેરમાં હતું. આ નાનકડું શહેર પાકિસ્તાનના કબજા તળેના આઝાદ કાશ્મીરની સરહદથી થોડા માઈલ જ દૂર છે. આઝાદી પછી ૧૯૪૭માં એના ઘરમાં ઘણા માણસો હતા. એનાં બા, બાપુજી, ભાઈ બધા સાથે રહેતાં. એક લાડકી નાની જુવાન બહેન પણ હતી. એનાં લગ્ન હજુ લેવાવાના હતાં.

મેં સરદારજીને પૂછ્યું : 'હવે એ બધાં ક્યાં છે ?'

પ્રશ્ન સાંભળી એના ચહેરા પર ક્ષણવાર શૂન્યતા પથરાઈ ગઈ. પણ બીજી જ ક્ષણે પાછા પ્રથમની જેમ સ્થિર થઈ એણે જવાબ આપ્યો : 'હવે તો એ ભર્યાભાદર્યા ઘરમાં હું એકલો જ બાકી રહ્યો છું.'

શક્તિ, સંપત્તિ, સમયનો સમન્વય કરનાર સુખી થાય છે.



મને એની વાતોમાં હવે વધુ રસ પડવા માડચો. વળી પાછું મનમાં થયું કે એના આ એકલા રહેવાની વાત પાછળ કોઈ કરુણ કથની છુપાયેલી હોવી જોઈએ. એ બધી વાતો પૂછવાથી એના મનમાં એ જૂની સ્મૃતિઓ ફરી તાજી થઈ. એના મનને દુઃખી કરી મૂકશે એવો મનમાં સંકોચ પણ થયો. સામાન્ય શિષ્ટાચાર પ્રમાણે આવી વ તોના ઊંડાણમાં મારે આમ તો ડોકિયું કરવું ન જોઈએ, છતાંય નવરાશનો સમય અને ખાસ તો મનની કુતૂહલતા એ એના કારણે મેં આખરે સરદારજીને વિગતવાર વાત કરવા કહ્યું. અને એણે વાત શરૂ કરી :

આઝાદીના પહેલા વર્ષમાં એ લોકો આનંદથી સમય પસાર કરી રહ્યાં હતાં. ખાધેપીધે ઘર ઘણું સુખી હતું. સમાજમાં પણ એ આગળપડતા ગણાતા. બારામુલ્લામાં ત્યારે મુસલમાનોની વસતિ ઘણી હતી. પણ ભાઈચારો એટલો બધો હતો કે કોઈના મનમાં હિંદુ–મુસ્લિમ ભેદભાવ વસ્યો નહોતો. એવામાં એક દિવસે અચાનક એક ભયંકર દુર્ઘટના બની ગઈ.

પાકિસ્તાને ભારતના કાશ્મીર ઉપર કોઈ પણ પૂર્વસૂચના વગર પાકિસ્તાની સશસ્ત્ર હુમલાખોરોને તથા સાદા વેશમાં સૈનિકોને આક્રમણ અર્થે ઘુસાડચા. પહેલો નૃશંસ હુમલો બારામુલ્લા ઉપર થયો. આ આક્રમકોએ બર્બરતાની અવધિ કરી. એમણે જે લૂંટ, આગ, વિનાશની માઝા મૂકી તેની નિશાનીઓ હજુ ભૂંસાઈ નથી. આ લૂટફાંટ, આગ, બળાત્કારમા પાકિસ્તાનીઓએ પોતાના જાતિભાઈઓને પણ ન છોડચા. બીજા તો ઠીક, પણ ત્યાં એક વિદેશી ખ્રિસ્તી મિશનરીઓનુ મિશન અને હોસ્પિટલ આવેલાં છે, તેને પણ અત્યાચારમાંથી બાકાત ન રાખ્યાં. ત્યાની વિદેશી મિશનરી સ્ત્રીઓને પણ હેરાન કરવામાં એમણે મણા ન રાખી. ચંગેઝખાનનાં બર્બર ધાડાંઓની યાદ અપાવે એવાં કારસા એમનાં કૃત્યો હતાં.

આક્રમણ વખતે શહેરને કોઈ લશ્કરી કે એવી બીજી મદદ મળી શકે એમ નહોતું. કારણ આવું આક્રમણ થશે એનો અણસાર સરખોય કોઈ નગરજનના મનમાં નહોતો. સ્વરક્ષણ માટે શહેરીઓને પોતે જ વ્યવસ્થા શોધવા સિવાય બીજો કોઈ માર્ગ નહોતો.

શહેરના લોકો ભેગા થયા. એમાં હિંદુ હતા, શીખ હતા અને મુસલમાનો પણ હતા. આક્રમકોના અત્યાચાર સામે નિઃસહાય બની શહેરને લૂંટાવા દેવા કરતાં અને સ્ત્રીઓ ઉપરના બળાત્કારને લાચાર નજરે જોવા કરતાં એમનો પ્રતિકાર કરતાં કરતાં જરૂર પડચે મરી જવાનો એમણે નિર્ધાર કર્યો. પછી તો ગલીગલીમાં, ઘરઘરમાં લડાઈ ફેલાઈ. જેને જે હથિયાર મળ્યા તેની સહાયથી તેણે આક્રમકોને લડાઈ આપી. આમાં બારામુલ્લાના ઘણા મુસ્લિમો પણ શહીદ થયા. એમાં એક જનાબ શેરવાની પણ હતા. એમની શહાદતની સ્મૃતિમાં બનાવેલુ સ્મારક આજે પણ એ કરુણ અને ભયંકર દિવસોની યાદ અપાવતું ત્યાં ઊભું છે.

ગલીએ ગલીએ જ્યાં લડાઈની રમઝટ બોલાતી હતી ત્યાં સરદારજીનું ઘર પણ ક્યાંથી બાકાત રહે ? હુમલાખોરો એના ઘર ઉપર ત્રાટકચા. સરદારજીના બાપ, કાકા, ભાઈઓ બધા હથિયાર લઈને સામા થયા. સ્ત્રીઓ પણ પરિસ્થિતિ સમજી જઈ, આક્રમકોને ખાળવામાં સાથ આપવા લાગી. પણ આક્રમકો સંખ્યાબળમાં અને શસ્ત્રબળમાં જોરાવર હતા. અનેક હુમલાખોરોને યમસદન પહોંચાડી, સરદારજીના બાપાએ મૃત્યુની સોડ તાણી. પછી એના કાકા પડચા. ભાઈ કપાયો. મા પણ કપાઈ એ આક્રમકોના હાથે. સરદાર પણ જીવન–મૃત્યુથી પર થઈ લડી રહ્યા હતા. ઘરનાં બધાં કપાઈ ચૂકચાં હતાં, ફક્ત બે જણને છોડીને—એક સરદાર પોતે અને બીજી એની લાડકી સુંદર બહેન.

બહેનના મનમાં મરવાની લેશમાત્ર બીક નહોતી. એને તો કોઈ બીજો જ ભય મૃત્યુ કરતાંય વધુ ગૂંગળાવી રહ્યો હતો. એ જુવાન હતી, સુંદર હતી. એને આ પાશવી આક્રમકો મારી નહિ નાખે. એને તો ગામની બીજી સ્ત્રીઓ માફક એ લોકો ઉપાડી જશે. એના ઉપર અત્યાચાર કરશે અને પછી કા તો મારી નાખશે. આક્રમકોના હાથમાં ચાલ્યા જવાની કલ્પના જ એને અસહ્ય લાગતી હતી. અંતે એ કંઈક નિર્ણય પર આવી અને ભાઈ પાસે પહોંચી.

ભાઈ હજુ આક્રમકોની પ્રતીક્ષા કરતો ઊભો હતો. સામે પ્રિયજનોની લાશો પડેલી હતી. એમની





ત્રિભુવન વીરજીભાઈ હેમાણી

* ઠાંઠા ઠૂંઠા સિત્તેર ફૂંદી, માંજરા રૂંઢા એંસી,
ટૂંક ગરદનિયા હજારફૂંદી, કાણાકી બાત કૈસી ?
* ડોકી ડગમગ ડગડગે, શિથિલ થયું શરીર,
તોપણ ઊભો નાખતો, તૃષ્ણા નદીને તીર.
* ઢગલે ધન કમાય, સંઘરે પણ ખરચે નહિ,
તે પરને હાથ જાય, સાચું સોરઠિયો ભણે.

વ્યવસ્થિત અંતિમક્રિયા થવી પણ આ સંજોગોમાં મુશ્કેલ હતી. ત્યાં બહેન આવી અને ભાઈને જોતાં જ રડી પડી. રડતાં રડતાં એણે ભાઈને કહ્યું : 'ભાઈ, આ હરામખોરો મને નહિ છોડે. એમના હાથે મરવા કરતા તું જ મને તલવારના ઝાટકે દઈ દે.'

સરદાર સાંભળી જ રહ્યો. બહેનને એ જોતો જ રહી ગયો. હમણાં જે કંઈ થઈ રહ્યું હતું તેણે જાણે એને સંજ્ઞાશૂન્ય કરી નાખ્યો હતો.

પોતાની સગી બહેનને પોતે જ મારી નાખે ? એની કલ્પના પણ કામ નહોતી કરી શકતી.

એના મનમાં વિચારોનો તીવ્ર સંઘર્ષ ચાલ્યો. આખરે એને બહેનની વાત ગળે ઊતરતી લાગી. અત્યારે એ એકલો હતો. આક્રમકો ઘણા હતા. પોતે એકલો એ બધાને પહોંચી શકે તેમ નહોતું. આ સંજોગોમાં બહેન જીવતી રહે તો હુમલાખોરો એને ચોક્કસ લઈ જવાના. એમના હાથમાં ગયા પછી તો એનું મોત બગડ્યા વગર ન રહે. એ લોકો એના પર જે અત્યાચાર ગુજારે તેની કલ્પનામાત્ર પણ એને આમૂલ સળગાવી દે તેવી હતી.

ભાઈએ તલવાર જોઈ. પોતાની લાડકી બહેન સામે જોયું. બંને એક જ માની કૂખે જન્મ્યા હતાં. એક જ માનું ધાવણ બંનેએ પીધું હતું. બંનેની નસોમાં એક જ લોહી વહી રહ્યું હતું. પણ, પણ એ બધું નિરર્થક થતું લાગ્યું. એણે તલવાર ઉગામી અને સગી બહેનને ઝાટકે દીધી. ક્ષણાર્ધ પહેલાં જીવતી એ બહેન હવે ગતપ્રાણ થઈ ગઈ.

સરદારજીએ પોતાની વીતકકથા પૂરી કરી. મારા હૈયાને એ કથાએ હચમચાવી મૂક્યું હતું. સરદારજીને ખભે સાન્ત્વનભર્યો હાથ ફેરવી, રસોઈયાને કંઈક સૂચના આપવા હું ઊભો થયો. ●



# અનુભવની એરણે

## ભાષણ માટેની પાંચ મિનિટ !

મહાન ભાષણકર્તાઓ કંઈ જન્મતા નથી, પણ જીવન દરમિયાન મળતા રહેતા વિવિધતાભર્યા અનુભવોને પરિણામે તેમના હૃદયમાં સુષુપ્ત રહેલી શક્તિ જાગૃત થઈ રહે છે અને તે ભાષણકર્તા તરીકે દીપી નીકળે છે એ દૃષ્ટિએ જોતાં હિંદમાં બ્રિટિશ હકૂમત નીચેની લેજિસ્લેટિવ એસેમ્બલીના પહેલા પ્રમુખ વિઠ્ઠલભાઈ પટેલ પણ એ નિયમમાં અપવાદરૂપ નહોતા.

ઈ. સ. ૧૯૧૩ લગભગમાં તેઓ જ્યારે બેરિસ્ટર તરીકેની નામના મેળવી ચૂકયા હતા તે વખતની આ વાત છે તે સમયે ભાષણકર્તા તરીકેનો પાઠ ભજવી બતાવતી વખત કપરો અનુભવ તેમને વેઠવો પડયો હતો તે ઇતિહાસને ચોપડે ચઢી ચૂકેલી એક હકીકત કહી રહી છે.

એ સમયે દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી ને જ૦ સ્મટ્સ વચ્ચે સમાધાનની ઘડીઓ ગણાઈ રહી હતી. મુંબઈમાં દક્ષિણ આફ્રિકાના એ પ્રશ્નને અંગે કેટલીયે સભાઓ યોજાતી હતી એવી જ એક જંગી સભા મુંબઈના ટાઉનહોલમાં ભરાઈ હતી. વડોદરાના ખ્યાતનામ મહારાજા સયાજીરાવ ગાયકવાડે એ સભાનું પ્રમુખસ્થાન શોભાવ્યું હતું. તેમનું શરૂઆતનું ભાષણ પૂરું કરીને મહારાજા તો સભાસ્થાન છોડી ચાલ્યા ગયા. ત્યારે તે પ્રમુખપદનો ભાર ઝીલવાનું સર ફિરોઝશાહ મહેતાને ભાગે આવ્યું હતું.

એ સભામાં ભાષણ કરનારાઓની સંખ્યા ઘણી મોટી હતી એમ કાર્યક્રમપત્ર સૂચવી રહ્યો હતો. અને આથી ઘણું મોડું ન થાય એટલા ખાતર એક-પછી-એક ભાષણકર્તાનાં નામ બોલાતાં જતાં હતાં





તેમ તેમ, મુંબઈના એ સિંહ તુરત જ તેમનું કહેવાનું તાકીદપૂર્વક પૂરું કરવાની સૂચના આપ્યે જતા હતા. એ સભાની કાર્યવાહી પર વિઠ્ઠલભાઈ પટેલનું નામ પણ એક ભાષણકર્તા તરીકે હતું.

જ્યારે ફિરોઝશાહ મહેતાએ તેમના બુલંદ અવાજે વિઠ્ઠલભાઈનું નામ લઈને તેમને ભાષણ કરવાની સૂચના આપી ત્યારે એ જંગી ગિરદીવાળી સભામાંથી રસ્તો કરીને પ્રમુખના મંચ સુધી પહોંચવામાં વિઠ્ઠલભાઈને પાંચ મિનિટ જેટલો સમય લાગ્યો. છેવટે જ્યારે તેઓ ત્યાં પહોંચ્યા ત્યારે તેમના હાથમાં પેપરોનું મોટું બંડલ હતું તે તેમણે તપાસવા માંડયું. આથી ફિરોઝશાહ મહેતાએ બૂમ પાડીને જાહેર કરી દીધું કે, 'હું માની લઉં છું કે મિ. પટેલે તેનું ભાષણ હવે વાંચી લીધું છે.' એટલું બોલીને કાર્યક્રમ પર રહેલા તે પછીના ભાષણકર્તાને તેનું મંતવ્ય રજૂ કરવા પ્રમુખે સૂચના આપી દીધી.

## સૌજન્ય કેળવતાં શીખો !

ઈ. સ. ૧૯૦૮ના અરસાની આ વાત છે. એ વખતે રાષ્ટ્રીય મહાસભાનું નાવ તેના સૂરત–અધિવેશનમાં ફાટફૂટ પડી જવાને પરિણામે ડામાડોળ સ્થિતિએ પહોંચી ચૂકયું હતું. એને લઈને એ મહાસભા 'જહાલ' અને 'મવાલ' અથવા તો 'ઉદ્દામ' અને વિનીત' જેવા બે વર્ગમાં વહેંચાઈ ગઈ હતી. એ બન્ને વર્ગમાં એવી વ્યક્તિઓ મોજૂદ હતી, જે એ મહાસભાને ફરીથી સુસંગઠિત થઈને એકત્રિત મોરચે ઊભી રાખવાની ઈચ્છા ધરાવતી હતી. એવા પ્રયત્નો ઉદ્દામ પક્ષમાંથી થાય કે વિનીત પક્ષમાંથી થાય, ગમે તે પક્ષમાંથી થાય તોપણ મુંબઈના તાજ વગરના બાદશાહ સર ફિરોઝશાહ મહેતાને તેમજ વાચ્છાને મંજૂર નહોતા. એ બન્ને જણ કોઈ પણ પ્રકારના સમાધાનમાં માનતા નહોતા. તેઓ કોઈ પણ પ્રકારની તડજોડને ઈચ્છતા પણ નહોતા. એ ફિરોઝશાહના અનુયાયીઓમાં ચીમનલાલ સેતલવાડ સમાધાનને ઈચ્છતા હતા, જ્યારે શ્રી સમર્થ વિરુદ્ધમાં હતા. જિન્ના અને જયકર તો તે સમયે એ સમૂહમા નવા જ આગંતુક હતા. પણ તેઓ પણ સેતલવાડના મતના હતા.

એક સમયે એ ત્રણે ય જણાએ સંતલસ કરીને મહાસભાને તડજોડને માર્ગે વાળવા સારુ વાચ્છાના કિલ્લો સર કરવાનું ધાર્યું. સેતલવાડ તો વાચ્છાના પરિચયમાં સારી રીતે આવેલા હતા. જિન્નાને હજુ નવીસવી ઓળખાણ માત્ર હતી, પણ જયકર તો હજુ તેનાથી તદ્દન અજાણ્યા હતા.

નક્કી કરેલે વખતે એ ત્રણેય જણ વાચ્છાને ત્યાં પહોંચી ગયા. દીવાનખાનામાં બેઠક લીધી.

થોડી વારમાં જ વાચ્છા તેમને મળવા આવી પહોંચ્યા. પણ જયકરને ત્યાં હાજર જોઈને તડૂકી ઊઠયા : 'તમે કોણ છો અને નિમંત્રણ વગર તમે શા માટે આંહીં આવ્યા છો ?'

જયકરે જવાબ આપ્યો : 'આ બે મિત્રોની સૂચનાથી હું આંહી આવ્યો છું. ને ભારતની ઊગતી પેઢીના પ્રતિનિધિ તરીકે હું આંહીં વગર નિમંત્રણે આપને વિનંતિ કરવા આવ્યો છું કે, આપ આપનું વલણ મોળું પાડો ને મહાસભાને સંગઠિત કરો.'

વાચ્છા તો ગુસ્સાથી ખૂબ જ તપી ગયા. જયકરના મિત્રો વચ્ચે પડયા નહિ, પણ તેમણે જયકરને શાન્ત રહેવા સૂચન કર્યું. પરન્તુ વાચ્છાએ તો જયકરને બહાર જવાનો દરવાજો જ દેખાડી દીધો.

બીજે દિવસે જિન્નાએ અને સેતલવાડે જયકરની ખૂબ ખૂબ માફી માગી ત્યારે જયકર તો તેના મિત્રોનાં દીનપણા તેમ જ પામરતા માટે ઘણા જ દિલગીર થયા, પણ કંઈ બોલ્યા નહિ.

થોડા દિવસ પછી સમર્થ પણ જયકર પાસે આવ્યા અને વાચ્છાની વતી તેની માફી માગતાં કહ્યું : 'વાચ્છાને ખબર નહોતી કે તમે રાવબહાદુર કીર્તિકરના પૌત્ર છો અને ઉચ્ચ કુળના ફરજંદ છો.'

તેણે ફરી એક વખત વાચ્છાને મળવાનું આમંત્રણ પણ આપ્યું.

જયકરનું આતરિક અભિમાન સળવળી ઊઠયું અને એવી માફીનાં વચનોની તેમના મગજ પર જરાય અસર થઈ નહિ. તેણે તો માત્ર એટલો જ જવાબ આપ્યો : 'હું કોણ છું અને જીવનમાં મારું શું સ્થાન છે તેની દરકાર કરવાની હોય નહિ. મારી મુલાકાતનો હેતુ જ, વાંચ્છા સૌજન્યપૂર્ણ વર્તન દાખવે એટલા ખાતર પૂરતો હતો. હું ત્યાં શા કારણસર ગયો હતો તે તેઓ જાણે છે. હવે તેમને મળવાની મને જરાય ઇચ્છા નથી.' ●





વિપત્તિનું કારણ સંપત્તિ નહિ, સન્મતિનો અભાવ છે.

કાન્તિ મેપાણી



# જનસેવા એ પ્રભુસેવા

કાળનો કારમો પંજો જ્યારે માનવજાત પર પડે છે ત્યારે માનવીનાં કેટલાંય સર્જનોનું વિસર્જન થઈ જાય છે અને એવા જ વિસર્જનમાંથી એકાદ એવું પુનઃ સર્જન થાય છે કે તે સમગ્ર માનવજાતનું કલ્યાણ કરનારું નીવડે છે.

અમેરિકા મિનસોતા જિલ્લામાં આવેલું માત્ર બે હજાર માણસની વસતિવાળું નાનકડું ગામડું રોચેસ્ટર એક દિવસ કુદરતના કોપનો ભોગ બન્યું. રૂઠેલા દેવ જેવા ઝંઝાવાતે એને ચારેકોરથી ઘેરી લીધું. મકાનોના ભાંગીને ભૂકા કરી વૃક્ષોને જડમૂળથી ઉખેડી, કાળઝાળ ઝંઝાવાત જીવતા જાગતા રોચેસ્ટરને ઘડીભરમા ખંડિયેર જેવું બનાવીને ચાલતો થયો. સેંકડો માણસો ઘવાયાં. કેટલા ય મરણને શરણ થયાં.

બીજી જ ઘડીએ દેવના દૂત સમાન ગામના બુઢ્ઢા દાક્તર મેયો અને એમના બે પુત્રો વિલિયમ ચાર્લ્સ આ કમનસીબ માનવીઓની શુશ્રૂષામા પરોવાઈ ગયા. દિવસ અને રાત દવાની પેટીઓ લઈ ને એક ઘેરથી બીજે ઘેર અને એક શેરીમાંથી બીજી શેરીમાં તેઓ ત્રણે જણા ફરતા રહ્યા. કેટલાયના ઘા પર પાટા બાધ્યા, કેટલાયના ભાંગેલાં હાડકાં સાંધીને સીધાં કર્યાં. જ્યા જરૂર જણાઈ ત્યાં શસ્ત્રક્રિયા પણ કરી અને કેટલાંય મૃતપ્રાય : માણસોને જીવન બક્ષ્યું—કશુંય લીધા વિના, કશાયની લાલચ વિના.

એમની આવી નિઃસ્વાર્થ સેવાથી પ્રસન્ન થઈને સેન્ટ ફ્રાન્સિસના દેવળની અધિષ્ઠાત્રી સિસ્ટર આલ્ફ્રેડે એમને કામ કરવા માટે એક હોસ્પિટલ બંધાવી આપવાની દરખાસ્ત મૂકી. બાપદીકરા સંમત થયા. અને આ રીતે આજે જગતભરમાં ‘મેયો ક્લિનિક’ને નામે પ્રસિદ્ધ પામેલી હોસ્પિટલનો જન્મ થયો.

બુઢ્ઢા દાક્તર મેયો તો આ હોસ્પિટલની ખ્યાતિ જોવા ઝાઝું જીવ્યા નહિ, પણ એમના પુત્ર વિલિયમ અને ચાર્લ્સે આદિકાળથી માનવજાતને પીડનારા એક મહાવ્યાધિનું નિદાન શોધી કાઢીને મેયો ક્લિનિકને જગતની નામાંકિત હોસ્પિટલોની હરોળમાં મૂકી દીધું. રાત અને દિવસ અથાગ પરિશ્રમ કરીને માનવજાતને પજવનારા ગાંડપણનો ઇલાજ એમણે શોધી કાઢ્યો.

આજે દુનિયાભરમાં દર વર્ષે લાખો માણસો રોચેસ્ટરમાં આવેલા મેયો ક્લિનિકની મુલાકાતે જાય છે. એમા કેટલાક તો બચવાની કશીય આશા ન હોય એટલા બધા પાગલ હોય છે. પરંતુ મેયો બંધુઓને હાથે તેઓ પણ સાજા થઈને દુનિયામાં સમજુ માણસોની જેમ જીવે છે.

માત્ર આ દુર્ભાગી પાગલ માનવીઓ માટે જ મેયો ક્લિનિક યાત્રાનું ધામ બની ગયું છે એવું નથી. લંડન, પેરિસ, રોમ, બર્લિન, ટોકિયો, અને કેપટાઉન જેવા દુનિયાને ખૂણે ખૂણેથી હજારો ડોક્ટરો આ મહાવ્યાધિનો ઇલાજ સમજવા માટે દર વર્ષે મેયો ક્લિનિકની મુલાકાત લે છે.

મોટાભાઈ વિલિયમ મેયો તો કેન્સરના નિદાન માટે જગતભરમાં પંકાયેલા છે. બંને ભાઈઓ નામાંકિત સર્જન છે. શસ્ત્રક્રિયા માટે એમના જેટલા





કુશળ સર્જનો ભાગ્યે જ ક્યાય હશે.

સવારમાં સાત વાગતામાં તેઓ હૉસ્પિટલ આવી જાય છે. રોજના ચાર કલાક તેઓ ઑપરેશન પાછળ ગાળે છે. રોજનાં ત્રીસેક જેટલાં ઑપરેશન તેઓ કરે છે. વર્ષોથી તેમનો આ જ કાર્યક્રમ છે. એમનું એકેએક ઑપરેશન એની ચોકસાઈ અને ચોક્ખાઈ માટે અજોડ છે.

આખુંય રોચેસ્ટર ગામ આજે તો આ મેયો ક્લિનિક પર નભે છે એમ કહીએ તોય ચાલે. મેયો બંધુઓએ શહેરમાં એકે ટ્રામને આવવા નથી દીધી. હા, રોચેસ્ટરના રસ્તા પર થોડીક બસો દોડે છે, પણ કશોય અવાજ કર્યા વિના. અરે, માણસો એકબીજા સાથે વાત કરે તેય કાનમાં મોઢું રાખીને—રખેને પોતાના બોલવાથી કોઈને ખલેલ થાય.

જગતના આ પ્રસિદ્ધ સર્જનોની તપાસવાની ફી કેટલી હશે? એમનો કન્સલ્ટેશન ચાર્જ હજારેક રૂપિયા તો હશે? માત્ર શ્રીમંતો એનો લાભ લઈ શકે એવડો મોટો? ના, ના, એવુ નથી. એમનો દર્દી ભલે અમેરિકાનો રાષ્ટ્રપતિ હોય કે જગતના ધનાઢ્ય રૉકફેલર કુટુંબનો સભ્ય હોય, કે ફિલ્મક્ષેત્રની નામાંકિત વ્યક્તિ હોય. પણ મેયો ક્લિનિકમાં તો બધાય સરખા. રાય અને રંક સહુ પોતપોતાના વારા પ્રમાણે જ ડૉક્ટરને મળી શકે. ત્યાં ન એમની કોઈ સરકારી લાગવગ ચાલે, ન પૈસાની તાકાત કામ કરી જાય, કે ન એમની નામના એમને મદદ કરે.

તવંગર પોતાના ગજા પ્રમાણે અને ગરીબ પોતાના ગજા પ્રમાણે ફી આપે છે, પરંતુ પોતાની ગરીબાઈના કારણે મેયો ક્લિનિકના બારણેથી નથી કોઈને પાછા ફરવું પડ્યું કે નથી મેયો બંધુઓએ કોઈ દર્દીને એની ગરીબાઈને કારણે જાકારો આપ્યો.

મેયો બંધુઓની ત્રીજા ભાગની આવક તો દાનમાં જાય છે. કોઈ દિવસ એમણે પોતાની ફી વસૂલ કરવા માટે નથી કોઈ વ્યક્તિ પર કોર્ટમાં દાવો મંડ્યો કે નથી એમણે ક્યારેય કોઈનું બીલ બનાવ્યું. દર્દી એના નિદાન વખતે જેટલા પૈસા આપી શકે તેમ હોય તેટલા પૈસા લઈને એને જવા દે છે. પોતાની ફી વસૂલ કરવા માટે કોઈ દર્દી પાસે એમણે માલ–મિલકત ગીરો મુકાવા દીધી નથી, કે નિદાન કરતા પહેલાં એ ફી આપી શકે તેમ છે કે નહીં એય દર્દીને પૂછ્યું નથી.

એક દિવસ એક દર્દીએ એમની ફી આપવા માટે પોતાનું ખેતર ગીરો મૂક્યું. મેયો બંધુઓને આ વાતની ખબર પડી ગઈ. તરત એમણે પેલા દર્દીને એમની ફીનો ચેક પાછો મોકલ્યો. એટલુ જ નહિ, પણ આમ કરવામાં એને જે નુકસાની સહન કરવી પડી એ ભરપાઈ કરવા માટે પોતાના તરફથી એટલી રકમનો બીજો ચેક પણ મોકલી આપ્યો!

આજે સંપત્તિ એમને શોધતી આવે છે, જો કે સંપત્તિની એમણે ક્યારેય ઝંખના નથી કરી. આજે કીર્તિ એમના ચરણ ચૂમે છે, જોકે કીર્તિની એમણે કદીય આકાંક્ષા નથી રાખી.

એમને ઝંખના છે માત્ર એક ચીજની: 'પીડાતી માનવજાતની સેવા કરવી.' એમને આકાક્ષા છે માત્ર એક વસ્તુની: 'દુનિયામાંથી દુ ખ ઓછું કરવું.'

---

* તનકી જાણે, મનકી જાણે, જાણે ચિત્તકી ચોરી,
 વહાં કે આગે કૌન છુપાવે, જાકે હાથમેં દોરી.
* તરે તરણુ ને તુંબડું, તરે ગાય ને વહાણ,
 ભાગ્યશાળીનું પુણ્ય તરે, તરે ન પાપી પહાણ.
* તિમિર ગયા રવિ દેખતે, કુમતિ ગઈ ગુરુજ્ઞાન,
 સુમતિ ગઈ અતિ લોભસે, ભક્તિ ગઈ અભિમાન.
* તીરથ ગયે નીચ જન, ચિત્ત ચંચળ, મન ચોર,
 પાપ રાતભર ના ઘટ્યો, દસ મણ લાયો ઓર.
* તુલસી કહત પુકારકે, સુનિયે સબ દે કાન,
 હેમદાન, ગજદાન લે, બડો દાન સન્માન.
* તેજાનામાં તમાકુ, વરણાગીમાં વાળ,
 સંભળાવું તે નજરે દીઠું, આવ્યો કળિકાળ.
* ત્યાગમાર્ગની વાતો કરવી, વનિતા ભેળા વસવું,
 બંને વાત બને નહિ સાથે, લોટ ફાકવો ને ભસવું.
* થોડે ખાટે ખાટીએ, બહોળો કીજે વેપાર,
 ઉધાર કોઈને ન આપીએ, તો બમણા મહિને બાર.
* થોભ નહિ જ્યાં લોભનો, શોભા સઘળી જાય,
 તૃષ્ણાથી તરસ્યો સદા, ધનથી નહીં ધરાય.
* દયો પૂછે મયાને, લાડુ કરવા કેવા?
 આપણા બેના લચપચતા, બાકી જેવા તેવા.
* દા'ડામાં દસ વાર, ન્હાઈધોઈ ધાંધલ કરે,
 મનનો તોય લગાય, મેલ ન છૂટે મોતિયા.
* દાતા પૂછે ન ટીપણું, શુકન પૂછે નહિ શૂર,
 મૃત્યુને મંગલ ગણે, રણ ચડતાં રણનૂર.

---





અપૂર્ણતાની સતત યાદ એ પૂર્ણતા પામવાની ચાવી છે

સંકલન : અરવિંદ સુ. શ્રોફ



# પ્રસંગ-ત્રિપુટિ

## ભૂલનો ભાર

વાત બહુ પુરાણી નથી. એક દિવસ હું રાજાજી સાથે દરિયા તરફ જઈ રહ્યો હતો. એ દિવસે હું ખરેખર બહુ મૂંઝાયેલો હતો. રાજાજી મારી મૂંઝવણ પામી ગયા. એ બોલ્યા : 'તમે અકળાયેલા લાગો છો. ચોક્કસ કોઈ હકીકત છે અને એણે તમને આકુળવ્યાકુળ કરી મૂક્યા છે.'

મને વાત છુપાવવાનું મન થયું. હું બોલ્યો : 'જી, કંઈ ખાસ બન્યું નથી.'

રાજાજી મલકાયા અને બોલ્યા : 'હું કહું, શું બન્યું છે ? આ અઠવાડિયાના 'સ્વરાજ્ય'ના અંકમાં એ ભયંકર ભૂલ થઈ ગઈ છે. જ્યારે આખું અખબાર છપાઈ ગયું ત્યારે તમારા ધ્યાન પર એ ભૂલ આવી અને હવે તમે એ ભૂલને ભૂલી શકતા નથી, તેથી પરેશાન થાઓ છો.'

રાજાજીએ મારી માનસિક મૂંઝવણનો ખરેખરો—તંતોતંત તાગ કાઢ્યો હતો. હું નવાઈ પામ્યો. કંઈ બોલ્યો નહિ. અમે બન્ને મૂગાં મૂગાં ઘણે દૂર સુધી ચાલતા ગયા. થોડી વાર પછી રાજાજીએ કહ્યું : 'જુઓ, જે કંઈ થઈ ગયું છે અને જે વીતી ગયું છે એના પર પસ્તાવો કરવાથી કંઈ ફાયદો નથી. પશ્ચાત્તાપ કરવાથી જે ભૂલ થઈ ગઈ છે એ સુધરી શકતી નથી. હવે ભવિષ્યમાં બની શકે એટલા સાવચેત રહો અને ભૂલ ન થાય એનો નિશ્ચય કરો. ઢોળાયેલા દૂધ પર વિલાપ કરવાનો કંઈ અર્થ નથી.'

આટલું કહીને રાજાજી ચૂપ થઈ ગયા. પરંતુ એક જ મિનિટ પછી વળી બોલ્યા : 'બીજાને ઉપદેશ આપવો સહેલો છે. હું તમને ભૂલી જવાની જે વાત કહું છું, એ હું આજ સુધી ભૂલી શક્યો નથી. આજે પણ પશ્ચાત્તાપની ભાવનાથી હું બહુ દુઃખી થઉં છું.'

મેં જોયું તો રાજાજીની આંખમાં આંસુ હતાં. આવા મહાપુરુષ કયા પશ્ચાત્તાપની આગમાં શેકાઈ રહ્યા હશે !

એ બોલ્યા : 'ચાલીસ વરસ અગાઉનો આ બનાવ છે. મારી પત્ની બહુ માંદી હતી. એ એટલી નબળી પડી ગઈ હતી, કે પથારીમાં પડ્યા રહેવાથી પણ એને દુઃખ થતું હતું. આરામ આપવાની દૃષ્ટિએ મેં એને મારા ખોળામાં લઈ લીધી. થોડી વાર તો રહેવા દીધી, પરંતુ જ્યારે પગમાં ખાલી ચઢી ત્યારે મેં એને ધીરેથી પથારીમાં સુવાડી દીધી.

'મારી પત્નીએ તરત કહ્યું : 'હું આપના પર કેટલો મોટો ભાર છું ! મહાન પ્રેમમાં પણ સહનશીલતાની સીમા હોય છે. ખરી વાત છે, આપ ક્યાં સુધી મને તમારા ખોળામાં લઈને બેસી રહેશો ?' અને પછી દસ મિનિટમાં જ એ વિદાય થઈ ગઈ !'

રાજાજીનો ચહેરો ફિક્કો પડી ગયો હતો. આંખો ભીની હતી : 'અફસોસ ! મેં એને મિનિટ પહેલાં પથારીમાં ન સુવાડી હોત તો ! દશ મિનિટ પહેલાં પથારીમાં પત્નીને સુવરાવવાનો પસ્તાવો મને આજ સુધી કોરી રહ્યો છે. હું વિચાર કરું છું કે એ મારી કેટલી ભયંકર ભૂલ હતી ! અને આપણે આપણા જીવનની ભારી ભૂલને ભાગ્યે જ ભૂલી જઈએ છીએ.

(સ્વ૦ સુબ્બારાવના લેખના આધારે)

## સારું કર્યું કે ખરાબ !

હું કુંભમેળા પર હરદ્વાર જઈને ગંગાસ્નાન કરવા માગતો હતો. પરંતુ રસી મુકાવવા તૈયાર નહોતો. ને રસી મુકાવ્યા વિના હરદ્વારની ટિકિટ

મોટાં જ ટાળું શોધે, ગરૂડ તો એકલો જ ઊડે.



મળી શકતી નહોતી. એક મિત્રે આપવાનો ખૂબ આગ્રહ કર્યો. મેં લાચારી બતાવી. એમણે કહ્યું: 'આપ ફિકર કરો નહિ. બધું પાર ઊતરી જશે.'

સાંજે એમણે ઇન્જેક્શન મુકાવ્યા વિના રસી મુકાવ્યાનું સર્ટિફિકેટ ને ટિકિટ લાવીને મારા હાથમાં મૂકી દીધાં.

બીજે દિવસે સવારે અમે હરદ્વાર પહોંચી ગયા. હરકી પૈડી પર સ્નાન કર્યું. સાધુ–મહાત્માઓનાં દર્શન કર્યાં. જ્યાં ગંગાસ્નાનથી મનને શાંતિ મળે છે ત્યાં જૂઠા સર્ટિફિકેટનો વિચાર આવતાં જ શરીર કંપી ઊઠયું. આંખમાંથી બે અશ્રુ ટપકીને ગંગાના નીરમાં ભળી ગયાં.

આ બનાવને કેટલાંય વર્ષો વીતી ગયાં છે, પરંતુ આજે પણ મને વિચાર આવે છે, કે જૂઠું સર્ટિફિકેટ લઈને કુંભસ્નાન કરી મેં સારું કર્યું કે ખરાબ?

લોકસભાની ચૂંટણી ચાલતી હતી. અમારા વિભાગમાંથી લાલા દીનદયાલ અને ડૉકટર શ્યામલાલ ઊભા હતા. દીનદયાલ મારા મિત્ર હતા. કૉલેજમાં અમે ચાર વર્ષ સાથે વિતાવ્યાં હતાં. હવે એ કાપડના મોટા વેપારી બની ગયા હતા. શહેરના મશહૂર લખપતિ હતા બહુ મિલનસાર પણ હતા. પરંતુ એમની લગભગ બધી મિલકત 'બ્લેક'ની હતી. પૈસાદાર હોવા. ઉપરાંત લોકસભાના સભ્ય બનવાની એમનામાં બીજી કોઈ લાયકાત નહોતી. હા, કેટલાંક અઠવાડિયાંથી એમણે મંદિરે જવાનું, દાનપુણ્ય કરવાનું અને વિવિધ સંસ્થાઓને મદદ આપવાનું શરૂ કરી દીધું હતું. બીજી બાજુએ શ્યામલાલના મનમાં સેવાની ભાવના હતી. ને લાયકાત પણ હતી. હું એમને ઓળખતો નહોતો, છતાં એમની સેવા મારાથી અજાણી નહોતી.

એક દિવસ દીનદયાલ મારે ઘેર આવ્યા અને કહેવા લાગ્યા: 'હું આપ જેવા મિત્રોના ભરોસે જ ઊભો રહ્યો છું. આપને તો ઘણા લોકો સાથે પરિચય છે. આપનું સેવાદળ પણ બહુ સરસ કામ કરી રહ્યું છે. મેં એને માટે બજેટમાં પાચ હજાર રૂપિયા મૂક્યા છે.'

મેં વિચાર કર્યો કે એક તરફ મારા સેવાદળ માટે પાંચ હજાર રૂપિયા અને જૂનો સંબંધ, બીજી બાજુએ એક માનવીની સેવાભાવના, ત્યાગ અને યોગ્યતા. મારા મનમાં મોટી ગડમથલ ચાલવા લાગી.

ચૂંટણીનો દિવસ આવ્યો. મારું દિલ ધડકવા લાગ્યું. મેં હિંમત કરી અને વોટ શ્યામલાલની પેટીમાં નાખી દીધો.

દીનદયાલને ખોટું લાગ્યું. સેવાદળના કેટલાક અધિકારી પણ નારાજ થયા. હું કેટલાય દિવસો સુધી વિચાર કરતો રહ્યો કે, સેવાદળને પાંચ હજાર રૂપિયાનું નુકસાન કરીને અને દીનદયાળની મિત્રતા ધ્યાનમાં નહિ રાખતાં શ્યામલાલને મત આપી, મેં સારું કર્યું કે ખરાબ?

નોકરીમાંથી નિવૃત્ત થતાં મને મારા હકના વીસ હજાર રૂપિયા મળ્યા. શહેર છોડીને હું મારે વતન ચાલ્યો ગયો. ગામ નાનકડું હતું, પરંતુ આસપાસનાં ગામડાં કરતાં મોટું હતું. થોડીઘણી દુકાનો પણ હતી.

ગામની એક તરફ ચમારોનાં મકાન હતાં. એમનું કામ જોડા બનાવી પોતાના અને આજુબાજુનાં ગામડાંમાં વેચવાનું હતું. આમ ત્રીસ–ચાલીસ ઘર ગુજરાન ચલાવતાં હતાં.

ગામમાં આવીને હું મારે માટે કામ શોધી રહ્યો હતો. વિચાર આવ્યો કે, જોડાની એજન્સી કેમ નહિ લઈ લઉં? ચમારોને ખબર પડી, તો એ લોકો મારી સમક્ષ 'ડેપ્યુટેશન' લઈને આવ્યા, અને કહેવા લાગ્યા: 'શેઠ, અમે ગરીબ છીએ. અમારી રોજી આ જોડા પર જ ચાલે છે. આપ ભણેલાગણેલા છો. પૈસાદાર છો. કોઈ બીજો ધંધો કરો, નહિ તો અમે લોકો ભૂખે મરી જઈશું.'

એ આ રીતે આવ્યા અને વાત કરી તેની મારા પર ઊંધી અસર થઈ. હું સમજ્યો કે એમને વેપારમાં સારી બચત થતી હશે, એટલે જ આવી વાતો કરે છે.

બીજે જ દિવસે હું શહેરમાં ગયો ને એજન્સી લઈ આવ્યો. મશીનથી બનાવેલાં સસ્તાં પગરખાંથી દુકાન શણગારી દીધી. શરૂશરૂમાં લોકો મશીનના જોડા લેવા રાજી નહોતા, પરંતુ ધીરે ધીરે લેવા લાગ્યા. મારી દુકાન ચાલવા માંડી. ચમારો હજી પણ જોડા બનાવતા હતા, પરંતુ બહુ ઓછા.

એક દિવસ સાંજે હું એમના મકાન તરફ જઈ ચડયો. જોયું તો જ્યાં પહેલાં દોડધામ રહેતી હતી





અસત્યની સગી બહેનનું નામ છે અતિશયોક્તિ.

